# ...નાવાનું સ્વદેશી કારખાનું,

## કારખાનું આખાં હિંદુસ્તાનમાં ફક્ત એકજ છે

## ધી ઓરી... ઉત્તમ ચસમાંની ફ્રેંઇમો અમો બનાવીએ છીએ.

## ...ઉત્તમ કારીગરી માટે સુરત એક્ઝીબીશનમાં,

# ચાંદીનો ચાંદ મળેલો છે.





**અમારાં કારખાનામાં** દરેક જાતની ધાતુની જેમકે સોનાની, ચાંદીની, રોલ્ડ ગોલ્ડની, જરમન સીલવર વીગેરેની ફ્રેઇમો બનાવવામાં આવે છે. જેથી દરેક ધાતુની ફ્રેઇમની જરૂર હશે તે ધાતુની ફ્રેઇમ અમે તુરત પુરી પાડીએ છીએ.

અમારી ફ્રેઇમો માટે અમે મગરૂરીથી કહીએ છીએ કે વેલાતી ફ્રેઇમો જેવીજ ઉત્તમ સફાઇ અને કારીગીરી અમારી ફ્રેઇમો ધરાવે છે.

ઘણી ભારે કીમતની પરદેશી ફ્રેઇમોમાંથી પણ કીમતી ધાતુ ઘણા થોડા પ્રમાણમાં નીકળે છે, ત્યારે વળી અમારી ફ્રેઇમોમાં કીમતી ધાતુનું પ્રમાણ તેથી અતિ ઘણું વધારે છે.

**પરદેશી** ફ્રેઇમ જે કીમતે લેવામાં આવે તેજ કીમતે અમારી ફ્રેઇમ ખરીદવામાં આવે તો અમારી ફ્રેઇમની ખરીદી અત્યંત **સસ્તી અને લાભકારી** માલમ પડશે, કેમકે ફ્રેઇમ જુની થવે અમારી ફ્રેઇમ વેચનારને ફ્રેઇમની કીમતી ધાતુમાંથી ઘણું દામ પાછું મળેછે પણ પરદેશી ફ્રેઇમમાંથી તેટલે અંશે દામ પાછું મળતું નથી.

**અમારૂં કેટલોગ અમે મફત મોકલી આપીએ છીએ.**

**વળી, આંખને તપાસી આંખને માટે ચસમા પણ અમેજ સંતોષકારક રીતે ફીટ કરી આપીએ છીએ.**

અમે ફીટ કરી આપેલા ચસમા બાર મહીનાની મુદતની અંદર બદલવાની જરૂર પડે તો અમે મફત બદલી આપીએ છીએ.

સ્વદેશી કારખાનાંઓને ઉત્તેજન આપવામાં હિંદના લોકની ચઢતી તેમજ તેમનો લાભ છે માટે આવું એક અગત્યનું કારખાનું જે **ઉત્તમ માલ સસ્તી કીમતે બનાવી આપે** છે તેના માલની પરીક્ષા કરી તેનો લાભ પોતે લેવા અને બનાવનારને પણ આપવા દરેક સાહેબો અમારા માલની પરીક્ષા કરવાનો શ્રમ મેહેરબાની કરી લેશે એવી અમારી આશા છે.

**એસ. એ. હુસેન અને કંપની. અબદુલ રહેમાન સ્ટીત—મુંબાઈ.**

**અમદાવાદ કારખાનું—ત્રણ દરવાજા અમદાવાદ.**

# WASHINGTON KEROSENE OIL INCANDESCENT LIGHT





## વેશીંગટન કેરોસીન ઓઈલ ઈનકેન્ડ઼ીસન્ટ લાઈટ.

અતિ પ્રકાશિત અને સફેદ લાઇટ જુજ ખરચમાં આપે છે. કીમત તથા વધુ હકીકત માટે લખો.

શેઠ હોરમશજી, જ. જીનવાળાની કંપની.
ગુજરાત અને કાઠીઆવાડના એકલા એજન્ટ.
આેાફીસ—અમદાવાદ.

| | |
|---|---|
| Specially suited for lighting up : | ખાસ કરીને નીચે પ્રમાણેનાં સ્થળો માટે જેવાં કે, |
| Iron Works. | લોખંડના કારખાનાઓ. |
| Railway Workshops. | રેલ્વે વર્કશોપો. |
| „ Stations & Platforms. | „ સ્ટેશનો અને પ્લેટફોરમો |
| „ Crossings. | „ ક્રોસીંગો. |
| Weaving & Spinning Mills. | વીવીંગ અને સ્પીનીંગ મીલો. |
| Ginning Factories. | જીનનાં કારખાનાં. |
| Cotton Presses. | રૂનાં પ્રેસો. |
| Streets and Public Roads. | મોહલાઓ અને જાહેર રસ્તાઓ. |
| Parks Palaces, and Churches. | બંગલાઓ મેહેલો અને દેવળો. |
| Tea Factories. Shops and Offices. | ચ.હના કારખાનાઓ દુકાનો અને આેાફીસો. |
| Clubs and Messes. | કલબો અને મેસો. |

For prices and particulars apply to Messrs HORMASJI. GINWALA & CO., Solo Agents for Gujarat and Kathiawar. Office Ahmedabad.

મેસર્સ હોરમસજી. જ. જીનવાળાની કંપની.

# હુન્નર હોલ.

## ગુજરાત અને કાઠીઆવાડ માટે થએલી ઉત્તમ સગવડ.

**ધી ગ્રામોફોન કંપની લીમીટેડના ગુજરાત પ્રાંતના એજંટ અમો છીએ માટે તે કંપનીના મશીનો, રેકર્ડો વીગેરે તમામ જાતનો માલ અમારે ત્યાંથી કીફાયતથી મળી શકશે.**

ઘણી જાતના વાજીત્રો તથા તેઓમાં આવતા છુટક સામાનનો મોટો જથ્થો અમારી દુકાનપર રાખવામાં આવેછે.

સર્વ જાતના વાજીંત્રોનું રીપેર કામ અમારા કારખાનામાં ચોકસ રીતે બનાવી આપવામાં આવે છે.

એમ્બોઝ. અને ફોટો ઉપરથી છાપખાનામાં છાપી શકાય તેવાં ધાતુના ચિત્રો ઉપાડી આપવા, તેમજ સીલ, રબરસ્ટેમ્પ, રબરના અક્ષરો અને ટાઈપરાઈટર મશીનોનું રીપેર કામ પણ ઘણું સારૂં બનાવી આપવામાં આવે છે.



આ દુકાન લાંબા વખતના અનુભવથી અને પોના માલની સરસાઇથી મોટી કોંગ્રેસો અને પ્રદર્શનો તરફથી મેડલો (ચાંદ) મેળવી દૂરના પ્રદેશો સુધી જાહેર થઇછે.

પાનકોરનેનાકે.<br>**અમદાવાદ.** } **જી. એ. માધવલાલ કીશોરદાસ.**

---

## ચુનીલાલ મયાચંદ મહેતા.





# ખરા પેબલના ચસમા વેચનાર.

ખાસ વીલાયતથી મંગાવેલા ખરા પેબલના ચસમા અમારે ત્યાં ઘણાજ ઓછા ભાવથી મળશે.

**વિલાયતમાં પાસ થયેલા આંખના ડાક્ટર બળવંતરાય નરસીંહરાય કાનુગા એલ, એમ એન્ડ એસ અને એલ, આર, સી. પી. ને અમારે ત્યાં ડાકટરી ચસમાની પેટીમાંથી આંખ તપાસી ચસમાનો નંબર મફત કાઢવા માટે રોકવામાં આવ્યા છે.**

મોતીઆના ચસમા તથા કમ્પાઉન્ડ ગ્લાસ પણ અમારે ત્યાંથી દરેક જાતના મળેછે.

સદ્ગ્રહસ્થો તથા બાનુઓ માટે ઘેર બોલાવવાથી ડાકતરી ચસમાની પેટીમાંથી આંખ તપાસી ચસમાનો નંબર મફત કાઢવામાં આવે છે.

અમારે ત્યાંથી લીધેલા પેબલના ચસમાનો નંબર એક વરસ સુધી પૈસા લીધા વિના ફેરફાર કરી આપવામાં આવ છે.

એક વરસ પછી અમારે ત્યાંથી લીધેલા ચસમા અગર જુના પેબલના ચસમાનો નંબર ફક્ત રૂપીઓ એક લઇ કાચ ફેરફાર કરવામાં આવે છે.

ખાસ જૈનના સાધુ સાધવીઓના માટે નફો લીધા વિના ચસમા આપવામાં આવે છે.

ડાક્ટર એન. હોલના ચીફ એજન્ટ } **ચુનીલાલ મયાચંદ મહેતા.**<br>અમદાવાદ—ત્રણ દરવાજા નંબર ૩૬૧૪

## *PUBLISHERS' NOTE.*

The favourable reception accorded to the "Occult Review" in its first year of publication by a large and increasing section of the thinking classes has shown conclusively that the publishers rightly gauged the public demand for a high-class literary journal, dealing in an eclectic spirit with the many problems of psychic and occult research.

Though so far scarcely more than the fringe of these unexplored territories has been touched, the interest already aroused in a large variety of subjects, all falling under the general heading of Occultism in its most catholic sense, is, they feel assured, an earnest of a long career of usefulness for the Magazine, which bids fair to leave a lasting impress on the Science of the Coming Day.

The publishers will be obliged if intending subscribers will fill up the order form below and send it with their subscription for the year to,

*William Rider & Son, Limited,*

*164, Aldersgate Street, London, E. C.*



## ORDER FORM.

To

*WILLIAM RIDER & SON, LIMITED.*

164, Aldersgate Street, London.

Please enter my name as a Subscriber to **The Occult Review** commencing________________ and forward Magazine to me monthly at the address given below,

Name__________

Address ________

# વાનપ્રસ્થ.

(ત્રણ અંકી નાટક)

કર્ત્તા. તથા છપાવી પ્રસિદ્ધ કરનાર.

મેહેરજીભાઈ માણેકજી રતુરા.

( " ભગવત ભાવના " નાટક જેનો કોપીરાઇટ શ્રી મુંબાઇ ગુજરાત નાટક કંપનીએ વેચાતો લીધો છે તેના કર્ત્તા. )

પ્રથમ આવૃત્તિ.

નકલ ૧૧૦૦



અમદાવાદ—ધી સીટી પ્રીન્ટીંગ પ્રેસમાં આ ચોપડી છપાવી છે.

સંવત ૧૯૬૫. સને ૧૯૦૮.

## ગોદરેજ એન્ડ બોઈસ મેન્યુફેકચરીંગ કું.

ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

ધ્યાનથી વાંચો—કાંઈક શીખશો.

# ગોદરેજની તીજોરીઓ.

મુંબઇની ટંકસાળમાં સાત અતિ મજબુત બાંધણીના ઓરડામાં કરોડોનો રોકડ ખજાનો રહે છે અને એ સાતે ઓરડાની સંભાળ ગોદરેજના તીજોરીના દરવાજા લેછે.

મુંબઈની કરન્સી બેંકના ભંડારોના ખજાનાની સંભાળ પણ ગોદરેજની બનાવેલા બએસો મણના પોલાદના દરવાજા લેછે.

જાપાન બેંકમાં ચાંદીની લાદીઓ ગોદરેજના બનાવેલા રૂ. ૪૦૦૦ના સ્ટ્રોંગ રૂમમાં રહે છે અને એજ બેંકમાં ગોદરેજની બનાવેલી રૂ. ૨૨૦૦ની કીંમતની એક તીજોરી છે તે આખાં હિંદુસ્તાનમાં સર્વથી મોટી છે.

**થોડા વખત ઉપર પ્રીન્સ ઓફ વેલ્સ મુંબઈ આવ્યા ત્યારે તેઓનાં ધણીઆનીનાં દસ લાખનાં ઝવેરાતની સંભાળ માટે ગોદરેજની તીજોરી લેવામાં આવી હતી.**

**બેંક ઓફ ઈંડીઆમાં ગોદરેજની રૂ. ૩૬૦૦ની ત્રણ તીજોરી છે.**

**ઈંડીઅન સ્પીશી બેંકમાં ગોદરેજની સાત તીજોરી છે.**

**પીપલ્સ બેંકમાં ગોદરેજની ત્રીસ તીજોરી છે.**

**અલાહબાદ બેંકમાં ગોદરેજની ત્રણ તીજોરી છે.**

મેસર્સ ટાટા સન્સ એન્ડ કંપનીમાં ગોદરેજની ૩૨ તીજોરી છે.

સર કરીમભાઇ ઇબ્રાહીમને ત્યાં ૧૫ છે.

સર આદમજી પીરભાઇને ત્યાં ૧૬ છે,

શેઠ બમનજી પીટીટને ત્યાં ૧૮ છે.

મુંબઇના મોટા ઝવેરીઓ જેવાકે મેસર્સ રામજી ભગવાન, મેસર્સ આત્મારામ બ્રધર્સ ગોદરેજની તીજોરીઓ વાપરે છે અને તે ઉપર એટલો વિશ્વાસ છે કે પોતાના કીંમતી માલનો આગનો વીમો પણ ઉતારતા નથી.

**આ બધી વાતોનાં કારણ માટે પાછળ વાંચો.**

# વાનપ્રસ્થ નાટક.

## પ્રસ્તાવના.

ઇશ્વર કૃપાથી છેલ્લાં પાંચ વર્ષમાં એકથી વધુ નાટકનાં લખાણુ કરી તેમાંના કેટલાંકના કોપીરાઇટ વેચી નાખ્યા છે અને કેટલાંક હજુ મારી પાસેજ કોઇપણ રીતની પ્રસિદ્ધિમાં મુકયા વિનાનાં છે. આ રીતે નાટકનાં લખાણુમાં આ મારો પ્રથમ પ્રયાસ નથી. પરંતુ જનસમાજ આગળ ચોપડીનાં રૂપમાં આ વાનપ્રસ્થ નાટકનું લખાણુ પ્રથમજ છે અને તેથી જોકે પ્રથમનાં લખાણો માટે મનમાં કિંચિત ભીતિ ઉત્પન્ન નહોતી થઇ તોપણુ આ પ્રસંગે વાનપ્રસ્થ નાટક ચોપડીનાં રૂપમાં છપાવી સુજ્ઞ વાંચકવર્ગ સમક્ષ મુકતાં મનને અનેક પ્રકારના ત્રાસ ઉપજે છે. પરંતુ, એ સર્વ સામા બાથ ભીડી આ વાનપ્રસ્થ નાટક પ્રગટ કરવાની હામ ધરી છે માટે, વાંચકવર્ગને વિનંતિ છે કે જો કાંઇ દોષો દૃષ્યમાન થાય તે ક્ષમા કરશો. કોઇપણ ગ્રંથના દોષો વાંચકવર્ગને તુરત જણાઇ આવે છે, પણુ અનેક પ્રસંગે એવું બને છે કે જે દોષો વાંચક વર્ગને માલમ પડે છે તે દોષોનું અસ્તિત્વ નથી હોતું તે છતાં કાંઇ અમુક કારણોને લીધે તે દોષોનો જાણે સાક્ષાત્કાર તેમને થાએ છે. માટે આ નાટકમાં જે પળે દોષો લાગે તે પળે આ નાટક લક્ષ પૂર્વક એકથી વધુ વખત વાંચવા તેમજ શું આશયોને અવલંબીને આ નાટક લખવામાં આવ્યો છે એ પ્રતિ અલક્ષ ન કરવા, વાંચક વર્ગ અવશ્ય કરીને કૃપા કરશે તો હું અત્યંત આભારી થઇશ.

પ્રત્યેક નાટકનાં લખાણુમાં મારો મૂળ હેતુ અમુક સારનો ચિતાર આપવાનો હોય છે અને તે સારને પ્રધાનપદે સ્થાપી નાટક રચવામાં આવે છે.

આ વાનપ્રસ્થ નાટકમાં પ્રધાનપદે જે સાર સ્થાપવામાં આવ્યો છે તે ભગવાન પ્રતિ શુદ્ધ ભાવના અને તેની આજ્ઞાનુસાર વર્તન એ વિષેના બોધ છે.

પ્રધાનપદે આવા ગહન બોધો લાવવામાં આવ્યા છે પરંતુ તે બોધો અનુસાર વર્તન હું પોતે બહુધા કરી શકતો નહી હઇશ તેથી વાંચક વર્ગે એ બોધોનો અનાદર કરવો ઉચિત ન કહેવાય તેમજ આ નાટક પ્રતિ અલક્ષ કરવું પણુ ઘટિત ન કહેવાય. અને આ પ્રમાણે કહેવાનું કારણુ એ છે કે મીઠા સ્વાદ માટે કેરીનાં સ્વચ્છ ઉત્તમ ફળને જોવાનું છે અને નહી કે જે નિષ્ઠુર આંબામાંથી એ કેરી ઉગી તેને, અજવાળાં માટે અગ્નિની જવાળાનેજ જોવાની છે અને નહી કે માટીનાં જે તુચ્છ કોડીયામાંથી એ જવાળા પ્રગટી તેને, પુષ્પની મનહર વાસનાના ભોગી થવા પુષ્પની વિશુદ્ધતા જોવાની છે અને નહી કે પુષ્પને જન્મ આપનાર

ભૂમિનો કાદવ. આ બોધો ચોપડીમાં પ્રગટ કરવાનું વધુ કારણ એ છે કે સંસારનાં અનેક મનુષ્યોનું નિરિક્ષણ કરવાંથી તેમજ પોતાના અનુભવથી મારાં મન વિષે સિદ્ધ થએલું છે કે ઉત્તમ બોધો અનેક પ્રસંગે સાંભળવામાં આવે છે. તો છેવટે તેની છાપ મનુષ્યનાં હૃદય ઉપર પડેછેજ, માટે જો એક વિસ્તીર્ણ લખાણમાં આરંભથી માંડીને અંત સુધી ઉત્તમ બોધોનું પ્રતિપાદન કર્યું હોય તો વાંચનારનાં મન ઉપર તેની છાપ પડયા વિના રહેજ નહી. મહાન લેખક મીસ કોરેલી કહે છે કે લાખો વાંચનારમાંથી એક પણ મનુષ્ય ઉપર અમુક ગ્રંથની સારી અસર થઇ તો તે ગ્રંથના લખનારે પોતાનો પરિશ્રમ સફળ થયો એમ માનવો, માટે આ નાટકમાં પ્રતિપાદન કરેલા બોધથી એક પણ સુજ્ઞ વાંચક પ્રસન્ન થશે તો નિઃસંદેહ મને અપરિમિત હર્ષનું મૂળ થશે. માટે સુજ્ઞ વાંચકોને વિનંતિ આટલીજ છે કે આ નાટકમાં કાંઇપણ ઉપયોગી, અગત્યનો અને મૂલ્યવાન સાર હોય તો તેને પ્રેમથી નિહાળશે.

આ નાટકનું નામ વાનપ્રસ્થ આપવામાં આવ્યું છે તેનું કારણ એ છે કે આ નાટકના આરંભમાંજ એક મહાન રાજન અધિરથ વાનપ્રસ્થ થાય છે, તે રાજેન્દ્ર અનેક પ્રસંગે સંસારીજનને ભગવાન વિષેના બોધ દે છે, અને પોતાનાં વિશિષ્ટ આચરણથી એક મહાત્માનાં દર્શન પામે છે, અને તે મહાત્માદ્વારા શ્રી રામચંદ્રજીની રહસ્ય જાણે છે અને તે રહસ્યો નાટકની સમાપ્તીના સમયે સર્વ લોકને જાણ કરે છે. જેથી વાનપ્રસ્થ ધર્મનું મહાત્મ્ય તેમજ શ્રી રામચંદ્રજી ઉપર દ્રઢ આસ્થાનું શીક્ષણ સર્વને જાણ થાય છે.

વળી આ નાટકમાં અનેક બીજા સાર લાવવામાં આવ્યા છે તે મૂખ્યત્વે કરીને આ છે કે દ્રવ્યની ન્યુનતામાં અધોગતિ નથી પણ સકળ સુખ છે, બીજળ અને ચંચળ મન રાખવામાં પરિણામ એ આવે છે કે એવી ચિત્તવૃત્તિ થાતાં મનુષ્ય પોતાનાં મનને પોતાની સત્તામાં રાખી શકતો નથી અને તેથી અન્ય બળવાન મનનું દોરેલું તેનું મન દોડે છે, જેથી જો બળવાન મન તેને દુષ્ટ કાર્યોમાં પ્રેરે છે તો તેનું મન તે દુષ્ટ કાર્યોમાં પણ પ્રવર્ત થતાં અચકાતું નથી.

આ નાટકમાં ભાષાના દોષો કદાચને માલમ પડે તો તે વિષે એટલુંજ કહીશ કે પાંચ વર્ષ ઉપર મારા પ્રથમ નાટક ઉપર સ્વર્ગવાસી મહાન શીરોમણી નર સાક્ષર ગોવર્ધનરામ ત્રીપાઠીએ આ પ્રમાણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો કે તમારી શૈલી વાંચી કોઇ પણ વાંચનાર ભાષા ઉપર પુર્ણ સત્તા ધરાવનાર અને અમારાં ઉત્તમ પુસ્તકોમાં કુશળતા ધરાવનાર હીંદુ ગ્રહસ્થ તમને ધાર્યા વિના રહેજ નહીં ને ઉત્તેજન આપનાર બોધથી ગુજરાતી ભાષાનું જ્ઞાન વધુ સંપાદન કરવાનો પરિશ્રમ સતત ચાલુ રાખ્યો છે તે છતાં જો ભાષાના દોષોમાથી મુક્ત થવા ન પામ્યો હોવું તો મારાં ભાગ્યનોજ દોષ તેમજ મારી અલ્પ બુદ્ધિનો દોષ. આટલું કહી હું આ મારી પ્રસ્તાવના સમાપ્ત કરૂં છું.

મેહેરજીભાઇ માણેકજી રતુરા.

---

# વાનપ્રસ્થ નાટકનાં પાત્રો.

**અધિરથ**—આ એક મહાન રાજન્ છે જેનું ચિત્ત સદા ભગવાનનાં સ્તવનમાંજ મગ્ન રહેતું અને રાજ્યસત્તા ચલાવતા તે માત્ર પ્રજાનાં હિતને અર્થે અને નહી કે રાજ્યપદનાં ઐશ્વર્યના અહંકારને લીધે કે રાજ્યનાં સુખ અને વૈભવો મહાલવા. જ્યારે એક વૃદ્ધ સ્ત્રી તેમને કહે છે કે પુત્રી શ્રીદેવાને જયદથ શત્રુના હાથમાંથી બચાવવા પોતાનાં સૈન્યનાં હજારો મનુષ્યના પ્રાણના ભોગ લીધા તે ઉચિત નહોતુ, ત્યારે અધિરથ મહારાજાને અત્યંત પરિતાપ ઉત્પન્ન થાય છે; અને વાનપ્રસ્થ થઇ પ્રભુનાં સેવનમાં બાકીનું આયુષ્ય ગાળે છે. વાનપ્રસ્થ થયા પછી સંસારી જનને અનેક પ્રસંગે બોધ દેછે તેનું તાત્પર્ય એ છે કે મનુષ્યે સંસારમાં રહી સંસારનાં દુખ જે પૂર્વનાં પાપને લીધે હોય છે તે શાંતાથી સહન કરવાં, પ્રભુને ઓળખવા અને પ્રભુની ઇચ્છાને આધિન રહેવું, તો કદી સંસારનાં કષ્ટ દુંભવશે નહી કે વિઘ્નો વિનાશ કરશે નહી. આવા બોધની આવશ્યકતા અતિ ઉપયોગી છે કેમકે જેણે માનુષી જન્મ લીધો છે તેને સંસારમાં રહેવું હોય તો દુખનાં સમયે ધૈર્ય ધારવો અને દૈવ ઇચ્છાને આધિન રહેવું એજ સર્વોત્તમ માર્ગ છે. અને તે આ વાનપ્રસ્થ નાટક અથ ઇતિ વાંચવે સમજાશે.

**સુતપા**—આ એક યુવાન્ છે જે એનાં બ્રહ્મચર્યવૃતના બળે, શ્રીપરમાત્મા ઉપરની દ્રઢ સત્તાના બળે, સુનીતિના પંથમાં સંચરવાના દ્રઢ સંકલ્પના બળે, સંસારની અનેક વિપત્તિઓ સહેલાઇથી દુર કરે છે અને અનેક સ્થળે વિજયી થાય છે. આ સુતપાનો ચિતાર આપવાનો હેતુ એ છે કે **જે ભગવાનનો ખરો ભક્ત છે તેને જગતમાં હણનાર, છળનાર, દુંભવનાર કોઇ નથી.**

**ભાનુમાન**—આ એક સંસારી યુવાન છે. અને જો કે રાજા છે તોપણ એક સામાન્ય નિર્ધન ભિક્ષુક જેવા ગર્વ રહિત છે. એને સકળ સદગુણોનો સ્વામી ચિતારી, એક શુશીલ, નમ્ર, નિતિમાન, પ્રેમી, સુજ્ઞ યુવાન કેવું પ્રીય પાત્ર છે અને તેનું અનુકરણ કેવું વિશિષ્ટ છે, એ ઉદ્દેશ પ્રતિપાદન કરવામાં આવ્યો છે. ભાનુમાનમાં દુષ્ટતાનો ડાઘ નથી, પાપનો પડછાયો નથી, પ્રપંચનો પાશ નથી, ધર્મભ્રષ્ટતાની ધૂળ એને વળગેલી નથી. કુટિલતાની કાળાશ એને ચોટેલી નથી. એવું જીવન જોઇ એ જીવનનું અવલોકન કરનાર મનુષ્યનાં ઉરમાં એની સ્તુતિના ઉદગારો ઉદભવ્યા વિના રહેજ નહી, અને તેથી એ સકળ સદગુણો પ્રતિ એ જીવન અવલોકન કરનારની પ્રીતી ઉત્પન્ન થયા વિના રહેજ નહી, જેના પરિણામે તે અવલોકન કરનાર પુરૂષ કોઇક સમયે તે સદગુણો ધરાવતો થવાનો પુરતો સંભવ છે.

**સત્કર્મા**—એને સુનીતિથી ભરપુર પરંતુ આકળી પ્રકૃતિનો તથા દુર્બળ મનનો વર્ણવવામાં આવ્યો છે અને તે ઉપરથી સાર એ દર્શાવવામાં આવ્યો છે કે આકળી પ્રકૃતિ તેમજ દુર્બળ મન એ દુખપ્રદ દોષો છે જેનાં પરિણામ અશુભ છે. વળી વધુ સાર એ સ્પષ્ટ કરવામાં આવ્યો છે કે ગમે તેટલા દોષો હોય પરંતુ ભગવાનની ઇચ્છાને આધિન રહી વર્તવાનો મનુષ્ય સંકલ્પ કરે તો તેના દોષ નાશ પામે છે અને દોષ રહિત બળવાન વીર પુરૂષ તે થાય છે.

**જયદ્રથ**—અતિ દુષ્ટ મનુષ્યનો આ ચિતાર છે. એના પ્રપંચ, એનાં જુઠાણાં, એનાં ઘોર પાપો, એ સર્વની કાંઇ સીમા નથી. એ પાત્રનું પ્રયોજન એ છે કે એના દુર્ગુણોનું અવલોકન કરતાં એની અધમતા આપણી સમજમાં આવે અને તેનું અનુકરણ કદી ન કરવા આપણાં મનમાં દ્રઢ સંકલ્પ થાએ. વળી આ દુષ્ટ પાત્ર પણ છેવટે દુષ્ટતા તજે છે તેથી દુષ્ટતાના પડખે નજ જવામાં લાભ છે એ મનુષ્યનાં મન વિષે સિદ્ધ થાએ છે.

**દેવરક્ષિતા**—આ એક શાણી, બુદ્ધિશાળી, દૈવ ઇચ્છાને આધિન રહેનાર યુવતિ છે. નિર્ધનતાનાં કષ્ટ કેવી શાંતાથી સહન કરે છે, વળી રાણીપદ પ્રાપ્ત થતાં પ્રથમની નીતિમાં લેશ ડગતી નથી. આ પાત્રથી સર્વ યુવતિઓને સિદ્ધ કરી આપવાનું છે કે નિર્ધનતાથી અકળાવાનું નથી, નિર્ધનતાને લીધે અનીતિને પંથે ચડવાનું નથી. અને જો દેવરક્ષિનાં જીવનનું અનુકરણ થાય તો જે તેણી સુખ પામી તે સુખ સર્વ યુવતિઓને મળ્યા વિના રહેજ નમી.

**શ્રીદેવા**—ભગવત ઉપર ભાવ રાખનાર સર્વ સદગુણ સંપન્ન રાજપુત્રી છે, પણ એનામાં દોષ એટલોજ છે કે સ્નેહી કોણ છે અને વૈરી કોણ છે તેની પરિક્ષા કરવામાં પોતાનું બુદ્ધિબળ તેણી વાપરતી નથી. એ દોષથી તે અત્યંત દુખી થાય છે. માટે તેણીનાં જીવન ઉપરથી સ્પષ્ટ સાર એ છે કે મનુષ્યે બુદ્ધિથી વર્તી સંસારમાં ચેતીને રહેવું. આ સાર તરૂણ બાળાઓને કેટલો ઉપયોગી છે તે શ્રીદેવાનું જીવન જાણ્યા પછી તેઓ સમજશે.

**કુંસવતિ**—આ તરૂણીનો ચિતાર આપી સર્વ બાળાઓને સમજ પાડવાની છે. કે સ્વામી ખરાબ મળે તો અકળાવું નહી પણ શાંતા રાખવી, જેથી જતે દિવસે ખરાબ સ્વામીઓ તેમના અનીતિના પંથમાં ઠોકરો વાગવાથી અને કષ્ટ ભોગવવાથી છેવટે સુનીતિના પંથે આવશે અને પોતાની પત્નિઓને પ્રેમથી નિહાળશે અને તેમની સેવામાં તન મન અર્પણ કરશે.

**જોગી**—આ એક મહા પાપીષ્ટ પાત્ર છે જેનો ચિતાર આપવાનો હેતુ એ છે કે એવા પુરૂષોનાં અસ્તિત્વની લોકોને જાણ કરવી જેથી તેમનાથી દુર અને ચેતેલા રહે. વળી આવાં પાત્ર છેવટે પરાજય પામે છે તેથી એવાં પાત્રનો સંગ કરવા કદી મન ઉત્સુક ન થવું જોઇએ.

# વાનપ્રસ્થ નાટકનો સંક્ષિપ્ત સાર.

## અંક ૧ પ્રવેશ ૧.

શ્રી પરમાત્માની સ્તુતિ.

## અંક ૧ પ્રવેશ ૨.

અધિરથ નામે એક વૃદ્ધ મહારાજાને શ્રીદેવા નામની એક અતિ પ્રીય પુત્રીછે. એ પુત્રીને જયદ્રથ નામે એક દુષ્ટ રાજા વરવા માંગે છે પરંતુ શ્રીદેવા તેની દુષ્ટતા જાણુતી હોવાને લીધે તેને વરવા ના કહે છે. આ પ્રમાણે જ્યારે જયદ્રથની આશા ફળીભૂત નથી થતી ત્યારે તેણીના પિતા ઉપર એકાએક હલ્લો કરી તેને કેદ પકડી પછી શ્રીદેવાને બળાત્કારે ઘસડી જવાનો સંકલ્પ કરી શ્રીદેવાના પિતા ઉપર અણુચિંત્યો હલ્લો લઇ આવે છે તેમાં તે નિષ્ફળ થાયછે અને હાર ખાઇ પાછો જાય છે કેમકે ઇશ્વર અધિરથ અને શ્રીદેવાની સહાયતાએ આવી આ જયદ્રથના પ્રપંચમાંથી તેમને ઉગારી લે છે. આ સમયથી આ વાનપ્રસ્થ નાટકનો આરંભ થાય છે.

આ અધિરથ મહારાજાએ એક યુવાન જેનું નામ સુતપા છે તેને તે સાત વર્ષની વયનો હતો ત્યારથી પોતાના મહેલે રાખી પાળી પોષી મોટો કર્યો છે અને તે યુવાને બ્રહ્મચર્ય વ્રત બાળવયથી ધારણ કર્યું છે.

હવે અધિરથ આ સમયે જયદ્રથ શત્રુના પ્રપંચમાંથી મુક્ત થએલા હોવાને લીધે જે આવે તેને માગ્યાં દ્રવ્યનું દાન કરતા હતા. એક દુષ્ટ જોગટો જે ભૂત પિશાચની સાધના કરનાર અને તે સત્તાના બળે નિર્બળ મનવાળાઓને વશ કરી લેનાર પાપી છે તે આવે છે અને સો સોનામોહોરો માંગે છે. અધિરથ મહારાજા તે મોહોરો છેવટે આપવા તત્પર થાય છે પણ ભાનુમાન રાજા જે બાળ વયના વીર પુરૂષ છે તે આવી ચડવાથી પેલા જોગીને રૂચે નહી એવા શબ્દો એની સો સોનામોહોરની માંગણીની વિરૂદ્ધ બોલે છે, તેથી જો કે અધિરથ મહારાજા એ જોગટાને સો સોનામોહોરો તો આપે છે તોપણુ તે જોગટો ભાનુમાન ઉપર વૈર લેવાનો દ્રઢ સંકલ્પ કરીને જાયછે. આ સમયે અધિરથની પુત્રી શ્રીદેવા તેણીની સાહેલીઓ સહિત આવે છે અને સાહેલીઓને શીરપાવ આપે છે. આ પ્રસંગે એક વૃદ્ધ બાઇ જેનો એકનો એક છોકરો અધિરથ મહારાજાનાં સૈન્યમાં હતો અને છેલ્લી લડાઇમાં અધિરથ મહારાજા

માટે લડતાં કપાઇ નાશ પામ્યો હતો તેણી આવે છે અને પ્રતિપાદન કરેછે કે પોતાની એક પુત્રીને ઉગારવા રાજાએ સૈન્યના અનેક વીર નરોનો ભોગ આપવો ન જોઇતો હતો અને તેણીનો પુત્ર એ લડાઇમાં વિના કારણે મારર્યો ગએલો હોવાને લીધે તે પુત્ર કોઇ પ્રકારે અધિરથ મહારાજાએ તેણીને પાછો લાવી આપવો જોઇએ. અધિરથ મહારાજા આ સાંભળી અત્યંત ખેદિત બને છે અને પોતાની થએલી ભૂલ માટે બાકીનું આયુષ્પ પસ્તાવો કરવામાં અને પ્રભુનાં સ્તવનમાં ગાળવા વાનપ્રસ્થ વૃત લઇ મહેલ છોડી ચાલી નીકળે છે. માત્ર પ્રધાન, સેનાપતિ અને સુતપા એ ત્રણને પોતાની પાસે બોલાવે છે અને સુતપા જેના ઉપર પૂર્ણ પ્રીતી અને ભરોસો છે તેને બે આજ્ઞા કરે છે કે તું રાજ્યસત્તા ચલાવજે અને યોગ્ય સમયે મારી શ્રીદેવા પુત્રી સાથે લગ્ન કરજે, જેથી કોઇ દુષ્ટ પુરૂષ તેણીને બળાત્કારે હણી જવા પ્રયત્ન કરે નહી. આ બેઉ આજ્ઞાઓ પાળવા સુતપા હા પાડે છે, એટલે અધિરથ મહારાજા જંગલમાં નીકળી પડે છે અને શ્રીદેવાને પણ ભેટતા નથી કેમકે પુત્રી ઉપરનો પ્રેમ પ્રબળ થઇ વાનપ્રસ્થ વૃત તોડવાને સમર્થ થાય તેથી ડરે છે.

## અંક ૧ પ્રવેશ ૩.

કાળીદાસ નામના એક મોટી વયના પૈસાદાર પણ સમજમાં બાળક જેવા અક્કલ વિનાના પાટીદાર છે. છભાઇ નામનો એમના જેવોજ અક્કલ વિનાનો નોકર આ પ્રસંગે રાખે છે. આ નોકર મૂર્ખાઇ ભરેલી અનેક ભૂલો કરી ઘોંટાળા કરે છે.

## અંક ૧ પ્રવેશ ૪.

શ્રીદેવાને ભેટ્યા વિના અધિરથ મહારાજા જંગલમાં ચાલી ગયા છે તે જાણી શ્રીદેવા અત્યંત પરિતાપ પામે છે. અધિરથ મહારાજા સુતપાને રાજ્યસત્તા સોંપી ગયા છે તે પ્રધાન અને સેનાપતિથી સાંખી શકાતું નથી તેથી તે સુતપાના હાથમાંથી રાજ્યસત્તા છીનવી લેવા આ પ્રપંચ રચે છે કે શ્રીદેવાને ખોટી રીતે ઉશ્કેરે છે કે સુતપાને રાજ્યસત્તા હાથે લેવી હતી તેથી તમારા પિતાને એણે ખોટું સમજાવ્યું છે અને વનવગડે વસતા કર્યા છે. તેમના આ બોલો ખરા માની તેણી સુતપાને અઘટિત વચનો કહે છે અને રાજ્યસત્તા પ્રધાન તથા સેનાપતિને આપવા આજ્ઞા કરે છે. સુતપા સમજી જાએ છે કે પ્રધાન તથા સેનાપતિએ તેણીને ભંભેરી છે તેથી રાજ્યસત્તા પોતાના હાથમાંથી નાંકી મુકતાં પોતાનો નિર્ણય જણાવે છે, જેથી શ્રીદેવા તેનો અર્થ એવો કરે છે કે, પ્રધાન તથા સેનાપતિના કહેવા પ્રમાણે આ સુતપાએજ કાંઇ કપટથી તેણીના પિતાને મહેલમાંથી કહાડયા છે.

## અંક ૧ પ્રવેશ ૫

જે જયદથ શ્રીદેવાનું બળાત્કારે હરણ કરી જવા તેણીના બાપ ઉપર હલ્લો લાવી અણધાર્યો તુટી પડયો હતો તે મહા દુષ્ટ પાત્ર હોવાને લીધે પોતાની પત્નિ કંસવતિને કાંઇ

પણ રીતનું સુખ આપતો નથી તેથી તેણી મહા શોકાતુર રહે છે. આ પળે તેણીની દાસી તેણીને સાંત્વનનાં બોલો કહે છે કે જયદથ અનીતિમાં આથડે છે તો તે પોતે ઠોકરો ખાઇ તથા દુખી થઇ પસ્તાશે અને તમને છેવટે સન્માનથી નિહાળશે અને સુખી કરશે.

આ જયદથ શ્રીદેવાને બળાત્કારે ઘસડી જવાના પ્રપંચમાં નિષ્ફળ થયો છે તેથી મહા વ્યાકુળ બની ગયો છે તે સમયે એનો મિત્ર જીમુત જે એના જેવોજ દુષ્ટ છે તે અધિરથ મહારાજા જંગલમાં ચાલી નીકળવાની વાત કરે છે અને શ્રીદેવાને પકડી લાવવા યુક્તિ રચે છે કે શું કારણને લીધે શ્રીદેવા જાણતી નથી કે તેણીના પિતા આ પ્રમાણે ચાલી નીકળ્યા છે માટે તેણીની પાસે એક સાધુને મોકલી તે સાધુ તેણીનો તેણીના પિતા સાથે ભેટો કરાવવાનું કહી તેણીને શહેરની બહાર લઇ જાય અને ત્યાં તે સ્થળે રાખેલા યોદ્ધાઓના હાથે તેણીને એકદમ પકડાવી મંગાવવી.

### અંક ૧. પ્રવેશ ૬.

સુતપાને એક સત્કર્મા નામનો ભાઇ છે તે નિર્ધનવસ્થાથી મહા વ્યાકુળ બની ગએલો છે. જો કે સકળ રાજ્યસત્તા સુતપા ભાઇના હાથમાં છે તેથી જેટલું જોઇએ તેટલું દ્રવ્ય મળી શકે તેમ છે તે છતાં સુતપા તે માંહેથી એક પાઇ પણ ન લેતાં પોતે તેમજ પોતાના આ ભાઇ સત્કર્માને તથા બહેન દેવરક્ષિતાને નિર્ધન દુખી હાલતમાં પીડાવા દે છે, તેથી મનમાં ક્ષોભ પામે છે. તેની બહેન દેવરક્ષિતા જે નિર્ધનાવસ્થાનાં દુઃખ શાંતાથી સહન કરે છે અને ભગવાન ઉપર શ્રધા રાખી તેનો ડર મનમાં રાખી રહે છે તે સત્કર્માને અનેક બોધ દેછે કે નિર્ધનાવસ્થામાં કાંઇ દુખ છેજ નહી. પણ તેથી સત્કર્માના વિચારો કાંઇ બદલાતા નથી કે તેનાં મનનું સાંત્વન થતુ નથી. મહેલે રાજ્યકારભારનાં કાર્યો પુરાં કર્યાં પછી જ્યારે સુતપા પોતાની ઝુંપડીએ ભાઇબહેન આગળ આવે છે ત્યારે સત્કર્મા નિર્ધનતાનાં કષ્ટનું દારૂણ ચિત્ર તેની આગળ મુકે છે પણ સુતપા તેને સમજ પાડે છે કે જો કે રાજ્યસત્તા મારા હાથમાં છે તોપણ રાજ્યનો પઇસો મારે લેવો તે પાપ છે માટે પાપ કરવા કરતાં નિર્ધન રહેવું સારૂં.

### અંક ૧. પ્રવેશ ૭.

મહેલમાંથી ચાલી નીકળ્યા પછી અધિરથ મહારાજા ઉગ્ર વ્રત આચરવા શહેર બહાર દુર આવેલા એક દેવાલયમાં છુપી રીતે રહે છે. તે દેવાલયમાં દેવનાં દર્શન તથા પૂજન માટે આવતી સ્ત્રીઓને ઉત્તમ જ્ઞાનના બોધ છુપા વેશમાં દેછે.

### અંક ૧. પ્રવેશ ૮.

જે જોગી અધિરથ મહારાજા પાસે સો સોનામોહોરનું દાન લેવા ગયો હતો તેની માગણી વિરૂદ્ધ ભાનુમાન રાજા કાંઇ બોલ્યા હતા તેથી એ જોગીએ ભાનુમાન ઉપર વૈર લે-

વાનો દ્રઢ સંકલ્પ કર્યો છે તે બીજા પ્રવેશમાં જોયું છે. આ જોગી ભાનુમાન ઉપર વૈર લેવા ભૂત પીશાચની સાધનાની પોતાની શક્તિ ચલાવવામાં નિષ્ફળ થયો છે કેમકે ભાનુમાન ભગવાનનાં નામનું સ્મરણ તથા રટણ કરનાર હતો તેથી દાનવ શક્તિઓ તેને કોઈ રીતે પીડી શકી નહી. ત્યારે વૈર માટે બીજી યુક્તિ આ જોગી વિચારતો હતો તેટલામાં સત્કર્મા લાકડાંનો ભારો કાપવા આવી પહોંચે છે અને પોતાની દુખી સ્થિતિ માટે કલ્પાંત કરે છે ત્યારે જોગી તુરત સમજી જાય છે કે ભાનુમાન ઉપર વૈર લેવા આ સત્કર્મા ઉત્તમ સાધન થઇ પડશે. દુષ્ટ રીતે પ્રાપ્ત કરેલાં પોતાનાં દ્રવ્યમાંથી થોડુંક દ્રવ્ય તે આ સત્કર્માને આપે છે તેથી સત્કર્માનું મન હર્ષિત તથા ચળિત થઇ જાય છે. સત્કર્માનું આવી સ્થિતિમાં હતું તે સમયે પેલો જોગી સાધનાની શક્તિઓ આ સત્કર્માનાં ઉપર ચલાવી તેનું મન વશ કરી લેછે જેથી જ્યારે આ જોગી વાકચાતુરીથી ભાનુમાનની વાત કહાડે છે અને ભાનુમાનને દુષ્ટ પાત્રના રૂપમાં વર્ણવે છે ત્યારે સત્કર્મા ભાનુમાનને તેવો ધારે છે અને જ્યારે ભાનુમાનને મારવા પેલો જોગી સત્કર્માનાં મનમાં વિચારો પ્રેરે છે ત્યારે સત્કર્મા તે વિચારોને વશ થઇ ભાનુમાનને મારવાનો દ્રઢ સંકલ્પ કરી તે કાર્ય બજાવવા જાય છે.

### અંક ૧. પ્રવેશ ૯.

કાળીદાસના ઘરમાં વેલજી તથા હાથીભાઇ નામના બે ઠગ મહેમાન રહેવા આવે છે. તેઓનું ધીંગાણું અને કાળીદાસ તથા ઝુલાભાઇની ગભરામણ.

### અંક ૧. પ્રવેશ ૧૦.

પ્રધાન અને સેનાપતિ બેઉએ રાજ્યસત્તા લેવા માટે એક સંપ કરી શ્રીદેવાને સુતપા વિરૂદ્ધ ઉશ્કેરી હતી અને તેણી તેમનાથી દોરાઇ સુતપાના વિરૂદ્ધ વર્તતી તેથી તેઓનાં મનમાં એવી આશા ઉત્પન્ન થઇ હતી કે સુતપાનો તો થોડા વખતમાં રાજ્યમાંથી જવા વખત આવશે. એવી આશા મનમાં સ્ફુરવે પ્રધાનના મનમાં એવો વિચાર આવે છે કે સુતપાના ગયા પછી રાજ્યસત્તામાં ભાગ પડાવનાર સેનાપતિ રહેશે તે ઠીક નહી, અને સેનાપતિને એવા વિચાર ઉદભવે છે કે રાજ્યસત્તામાં ભાગ પડાવનાર પ્રધાન રહેશે તે ઠીક નહી. તેથી બેઉ એક એકની ખોદણી કરવા શ્રીદેવા આગળ જાય છે તે સમયે તેઓ સાથે થઇ જાય છે, અને એક બીજાનાં મનના ભેદ સમજી જાય છે, તેમજ શ્રીદેવા પણ તેઓની એક એકની ખોદણીની વાતોથી તેમના પ્રતિ તિરસ્કાર બતાવે છે. પ્રધાન તથા સેનાપતિના ગયા પછી જયદત્તે મોકલેલો પેલો પ્રપંચી સાધુ આવે છે અને તેણીને ખોટું સમજાવે છે જેથી તેના કહેવા પ્રમાણે તેણી તેની સાથે નીકળી પડી પોતાના પિતાને ભેટવા આવવા દા પાડે છે.

## અંક ૨ પ્રવેશ ૧.

ભાનુમાન રાજા પોતાની રાણી કરવા કોઇપણ રાજપુત્રીને યોગ્ય પાત્ર નથી જોતા તેથી પ્રજાજનમાં કોઇ મન ગમતી યુવતિ શોધવા નદી તીરે જ્યાં યુવતિઓ પાણી ભરવા જાયછે ત્યાં આવે છે. ત્યાં દેવરક્ષિતા પોતાની બહેનપણીની સાથ પાણી ભરવા આવી છે અને તેણીને બોધના બોલો કહે છે તેથી ભાનુમાન પ્રસન્ન થઇ તેણીનેજ રાણી કરવાનો દઢ સંકલ્પ કરે છે. એટલામાં સત્કર્મા જે પેલા જોગીને વશ થએલો છે તે અહીં આવી ચડે છે તેથી જોગીની આજ્ઞા પ્રમાણે વર્તન કરી ભાનુમાનને મારવા હામ ધરી ભાનુમાનને મારવા ભાનુમાનને ધોલ મારી જતો રહે છે. વળી આ સ્થળે પેલા જયદથના પ્રપચી સાધુએ શ્રીદેવાને આવવા તથા અહીંથી તેની સાથે તેણીના પિતા આગળ લઇ જવાનું કહેલું છે તેથી શ્રીદેવા આવેછે કે તરતજ જે યોદ્ધાઓને શ્રીદેવાને પકડી જવા રાખવામાં આવ્યા હતા તેઓ તેણીને પકડી લઈ જાય છે.

## અંક ૨ પ્રવેશ ૨.

કાળીદાસના ઘરમાં ભાડુત રહેલા છે તે પ્રપંચી ગઠીઆ છે. તેઓ કાળીદાસ પાસેથી પઇસા પડાવવા આ યુક્તિ રચે છે કે એક વેશ્યાને મજુરના વેશમાં તેમની પાસે મોકલે છે અને પછી તેણી કાળીદાસ ઉપર ખોટો આરોપ મુકે છે કે તમે મારી લાજ લીધી અને આ રીતે કાળીદાસ પાસેથી રૂપીઆ પડાવવાનું કરે છે, અને છેવટે કાળીદાસની આંગળીની વીંટી લઈ જતી રહે છે.

## અંક ૨ પ્રવેશ ૩.

જયદથ વિષય વાસનાઓમાં સદા વીંટળાએલો હોવાને લીધે રાજ્યકારભાર પ્રતિ લેશ લક્ષ આપતો નથી. પ્રધાન તેનું મન રાજ્યકારભારમાં પરોવવા પ્રયત્ન કરે છે તે નિષ્ફળ જાય છે. શ્રીદેવા આ જયદથના પંજામાં સપડાઇ છે કેમકે જયદથે મોકલેલા યોદ્ધાઓના હાથમાં તેણી ફસાઇ પડી છે. તે યોદ્ધાઓ તેણીને જયદથના મહેલે લાવે છે. જયદથ તેણીનો પ્રેમ મેળવવા પ્રયત્ન કરે છે. આ પ્રવેશમાં વિશેષ લક્ષ જયદથનાં પાખંડ પ્રતિ આપવાનું છે અને તેનું કારણ એ છે કે આપણે સમજવાનું છે કે પાખંડ કરનાર માણસ પોતે જાણતો નથી કે મારાં પાખંડ કોઇ સમજે છે પણ ખરૂં જોતાં તેનાં પાખંડ સર્વ કોઇ સમજે છે અને જાણે છે.

## અંક ૨ પ્રવેશ ૪.

પ્રધાનને સેનાપતિ પ્રતિ દ્વેશભાવ દિનપ્રતિદિન વધતો ગયો છે તેજ પ્રમાણમાં સેના- સેનાપતિના મનમાં પણ પ્રધાન પ્રતિ વૈરભાવ વધતો ગયો છે. પ્રધાનને દુર કરવા સેનાપતિ એવી યુક્તિ રચે છે કે પ્રધાનને પોતાના ઘર આમંત્રણ દઇ બોલાવે છે. તે સમયે તે પ્રધાનને મારી મરાવી નાખવો. પ્રધાન એવી યુક્તિ રચે છે કે સેનાપતિએ આમંત્રણ દીધું

છે તો તે માન્ય કરી ત્યાં જવું અને પોતાની સાથે થોડો વિષ ભેળેલો આહાર લઈ જઇ તે સેનાપતિને ખવડાવી તેનાં આયુષ્યનો અંત લાવવો. પ્રધાન તથા સેનાપતિનાં પાપ એક એકને ખાય છે અને બેઉ મૃત્યુ પામે છે.

### અંક ૨ પ્રવેશ ૫.

ભાનુમાને છેવટનો નિર્ણય કર્યો કે દેવરક્ષિતા સાથે લગ્ન કરવાં તેથી છુપા વેશમાં સુતપાના ઘેર આવે છે અને લગ્નની વાત કહાડવા અને બંધ બેસાડવા એક બ્રાહ્મણને સાથે લાવે છે. આ બ્રાહ્મણ ચાતુરીથી વાત કરતાં સુતપા તેની બ્હેન દેવરક્ષિતાને આ ભાનુમાન સાથે તુરત પરણાવે છે અને ભાનુમાન તેણીને લઇને પોતાના મહેલે સંચરે છે.

### અંક ૨ પ્રવેશ ૬.

જે અતીથીના મઠમાં અધિરથ મહારાજા પ્રથમ રહ્યા તે અતીથીને અધિરથ મહારાજા મૃત્યુ પછીની સ્થિતિ, મૃત્યુ પછી પુણ્યનો વિપુલ બદલો અને પાપનું દારૂણ કષ્ટ, એ સર્વ વિષે અત્યુતમ બોધનાં શાસ્ત્રો વચનો કહે છે.

### અંક ૨. પ્રવેશ ૭.

વેલજી તથા હાથીભાઇ ભાડાનાં રૂપીઆ આપવા કે ભાડાચીઠી કરી આપવા અગત્યનું નથી ધારતા કેમકે કાળીદાસને છેતરવાનો વિચાર લઇ બેઠા છે, અને પ્રપંચથી છેતરી કાળીદાસ પાસેથી એવી ચીઠી લખાવી લેછે કે વરસ દિવસના ભાડાનાં રૂપીઆ એમને પહોંચ્યાછે.

### અંક ૨. પ્રવેશ ૮.

ભાનુમાન જયારે દેવરક્ષિતાને પોતાના મહેલે લાવે છે ત્યારે તેણીને ખબર પડે છે કે તેનો સ્વામી મહાન રાજકુમાર છે. હવે જયારે ભાનુમાન દેવરક્ષિતાને પરણી નીકળ્યા તે વખતે સત્કર્મા ઘર નહોતો. દેવરક્ષિતાના ગયા પછી જયારે સર્વત્ર વાત ચાલી કે દેવરક્ષિતા ભાનુમાન કુમારને પરણ્યાં છે ત્યારે સત્કર્માનાં મનમાં ખુશી ન ઉપજતાં, પેલા જોગટાએ ભાનુમાનને મારવા જે વિચાર સત્કર્માનાં મનમાં પ્રેર્યા છે તે વિચારો ઉગ્ર રૂપે એનાં મનમાં સ્ફુરે છે અને એનું મન એને વશ ન હોવાને લીધે ભાનુમાનના મહેલે આવી તેને અઘટિત વચનો કહે છે અને પોતાની બહેન દેવરક્ષિતાને પાછા ઘર આવવા માટે આગ્રહ લઈ બેસે છે. રંક દેવરક્ષિતા ભાઈની વિરૂદ્ધ ન બોલતાં તેની સાથે તેનાં નિર્ધન ઘર જવા નીકળે છે.

### અંક ૨. પ્રવેશ ૯.

જયારે પ્રધાન અને સેનાપતિ પરસ્પર વેરનો ભોગ થઇ પડ્યા છે એ સર્વ પ્રજાજનનાં જાણવામાં આવે છે ત્યારે પ્રજાજન સભામાં મળી સુતપાનું રાજ્યાધિકારીનું પરમપદ સ્વીકારી તેની માન્યતા પ્રતિ પ્રીતી દર્શાવવા નગરના સર્વોત્તમ ગ્રહસ્થોને સુતપા પાસે મોકલે છે. રાજ્યસત્તા વિષે સુતપા તેમને બોધનાં વચનો કહે છે.

### અંક ૨. પ્રવેશ ૧૦.

શ્રીદેવાને પકડી મંગાવ્યા પછી જયદ્રથ તેણીનો પ્રેમ મેળવવા જે વાકચાતુરી વાપરે છે તેમાં નિષ્ફળ ગયો હતો તેથી તેણીને મહેલમાં પુરાવી રાખી છે. અને બીજી વખતે તેણીનું મન હરવા પ્રયત્ન કરે છે. પણ તેણી તેનો પ્રેમ કબુલ કરવા ના કહે છે અને છેવટે શીયળ માટે એટલી ત્રાસ પામી જાય છે કે બેભાન થઈ જતાં તેણીને શ્રીકૃષ્ણની ગોપીઓ તેણીના શીયળ માટેના દ્રઢ વિચાર માટે ફુલ અને કંકુથી અગોચર રીતે ધન્યવાદ આપતી તેણી જુવે છે. જયારે જયદ્રથ આ બીજી ફેરા નિષ્ફળ થાય છે ત્યારે તેણીને મહેલમાંથી જવા ન દેવા સીપાઇઓને હુકમ કરે છે. અણધાર્યા પ્રધાનજી આવી ચડે છે તે જયદ્રથ ન જાણે તેમ શ્રીદેવાને છોડાવી નસાડે છે અને શ્રીદેવા શત્રુના હાથમાંથી ઉગરે છે.

### અંક ૨. પ્રવેશ ૧૧.

વેલજી તથા હાથીભાઈ વધુ પ્રપંચ રમી કાળીદાસ પાસેથી બીજી ઓરડી મફત રહેવા માટે પડાવી લે છે.

### અંક ૨. પ્રવેશ ૧૨.

અધિરથ મહારાજા એક નિર્ધન યુવાનને ધૈર્યનો બોધ દે છે.

### અંક ૨. પ્રવેશ ૧૩.

સત્કર્મા દેવરક્ષિતાને લઇને પોતાના ઘર જાય છે ત્યારે માર્ગમાં એક વગડામાં દેવરક્ષિતા થાક ઉતારવા જરા સુવે છે. આ સમયે સત્કર્માના મનમાં દેવરક્ષિતા પ્રતિ તિરસ્કારના વીચારો ઉદ્દભવતાં તેણીને જંગલમાં એકલી મુકી જાય છે. આ પળે એક ડોસો લાકડાં કાપવા આવી પહોંચે છે. તેનાં ઘર જઈ રહેવા દેવરક્ષિતા વિચાર કરે છે અને ડોસો તેણીને તેનાં ઘર લઇ જવા કબુલ કરે છે. દેવરક્ષિતાના પગમાં પદ્મ છે તેથી જેવો ડોસો લાકડાં કાપવા ઝાડ ઉપર ચડે છે કે તરતજ તે માંહેથી જવાહીર નીકળે છે. આ જવાહીરમાંથી થોડાં દેવરક્ષિતા તેના ભાઇ સત્કર્મા ઉપર આ ડોસા સાથે લાકડાંની ભારીમાં મુકી મોકલે છે, જેથી જો નિર્ધનતાને લીધે સત્કર્માનું ચિત્ત વ્યાકુળ થયું હોય અને તેથી ભાન ભૂલેલાંની પેઠે વર્તતો હોય તો લાકડાંની ભારી માંહેનું દ્રવ્ય દેખી તેનો જીવ શાંત થાએ અને તેનું ભાન ઠેકાણે આવે. આ સ્થળે જયદ્રથ આવી ચડે છે કેમકે શ્રીદેવા મહેલમાંથી નાસેલી છે એવી ખબર પડતાંજ તેણીની પુંઠે દોડી તેણીને પાછી પકડી લાવવા તે નીકળી પડયો છે, આ સમયે તે ખાડામાં પડે છે. વળી આ સ્થળે સુતપા આવી ચડે છે કેમકે જયારે સુતપાને ખબર પડે છે કે તેની બહેનનો પતિ ભાનુમાન છે ત્યારે બહેનને રાણી તરીકે પોતાનું દ્રવ્ય દુખીનાં દુખ દુર કરવામાં વાપરવાને સમજ પાડવી તે ઉચિત ધારે છે અને તેથી તેણીના મહેલે જવા નીકળ્યા છે. જયદ્રથ જે ખાડામાં પડયો છે તેમાંથી તેને સહાયતા કરી સુતપા બહાર કહાડે છે.

## અંક ૩. પ્રવેશ ૧.

જ્યારે દેવરક્ષિતાએ ડોસા સાથે લાકડાંની ભારીમાં દ્રવ્ય મોકલાવ્યું ત્યારે ડોસા સાથે વળી એવી વાત કહેવડાવી હતી કે કાળી ચઉદશની રાત્રે નદી તીરે એક બહેન ભાઇના સંતાપથી પ્રાણ ત્યાગ કરવા આત્મઘાત કરવાની છે. સત્કર્માં આ વાત ડોસાના મુખથી સાંભળવાથી ભાઇના સંતાપથી આત્મઘાત કરનાર જે બહેન નીકળી છે તેને પોતાની બહેન દેવરક્ષિતાજ સમજે છે અને તેમ તેણીને ન કરવા દેવા આવેછે. દેવરક્ષિતા પ્રથમથી આવેલી છે. અને કાળી ચઉદશની રાત્રિ હોવાને લીધે પેલો જોગટો ભૂત પિશાચની સાધના કરવા આવેલો છે તે ભૂત પિશાચો પાસે સત્કર્માંના હાથે ભાનુમાનને મરાવવાનું વરદાન માગે છે, તે સર્વ તેણી સાંભળે છે ત્યારે તેણી સમજે છે કે સત્કર્મા ભાઇનું મન આવી દાનવ શક્તિઓને વશ થએલું છે. અને સત્કર્મા જ્યારે આવે છે ત્યારે તેને સમજ પાડે છે કે જોગટો દુષ્ટ મનુષ્ય છે. તે સાંભળી સત્કર્મા તેનો સંગ ન કરવા દ્રઢ સંકલ્પ કરે છે. હવે, જ્યારે જયદથના મહેલેથી શ્રીદેવાને પ્રધાનજીએ નસાડી છે ત્યારે તેણી અતિ ખેદિત થવાથી આત્મઘાત કરવા આવેછે. પણ આ સ્થળે સત્કર્મા અને દેવરક્ષિતા છે તેઓ તેણીને અટકાવે છે અને પછી તેમની સાથે તેણી પોતાના મહેલે જાય છે.

### અંક ૩ પ્રવેશ ૨

કાળીદાસ પાસેથી જણસો પડાવી લેવાનો રસ્તો વેલજી અને હાથીભાઇ કહાડે છે.

### અંક ૩ પ્રવેશ ૩

ફંસવતિ તેણીના પતિ જયદથને ભગવાનનો બોધ કરવા પ્રયત્ન કરે છે તેમાં તેણી જય પામે છે અને જયદથનાં મન ઉપર સારી છાપ પ્રથમ પડે છે.

### અંક ૩ પ્રવેશ ૪

એક રાજકુમારને અધિરથ મહારાજા બોધ દે છે.

### અંક ૩ પ્રવેશ ૫

જયદથે સ્ત્રીની મોહ જાળમાં સુતપાને ફસાવવા વારાંગના મોકલી છે તે સુતપા પાસે આવે છે પણ નિષ્ફળ થઇ પાછી જાય છે.

### અંક ૩. પ્રવેશ ૬.

સત્કર્માંના મન ઉપરથી દાનવ શક્તિઓનું પ્રાબલ્ય દુર થયું તેથી તે રંક, સુશીલ સુવાન રૂપે પ્રગટે છે અને ભાનુમાન પ્રતિ અઘટિત વિચારની છાયા સરખી તો શું રહે પણ તેનો દાસ થઇ સેવામાં રહેવા ઉત્સુક થયો છે. ભાનુમાન દેવરક્ષિતાને બોલાવવા આવે છે ત્યારે સત્કર્મા પુરણ પ્રેમથી ભાનુમાન સાથ તેણીને જવા કહે છે. ભાનુમાન પોતાની બહેન સતરૂપાનું વેવિશાળ સત્કર્મા સાથ કરે છે.

### અંક ૩. પ્રવેશ ૭.

શ્રીદેવા સુતપાને વરવા મહા ઉત્સુક બની રહી છે અને તેણીના સુતપા માટેના હ્રદય ઉદ્દગારો દેવરક્ષિતાના સાંભળવામાં આવે છે તેથી શ્રીદેવાને સુતપા માટે પુરણ ભરોસો છે કે નહી તેની કસોટી કરવા જે વારાંગનાને જયદત્રે સુતપા પાસે મોકલી હતી તે વારાંનાના સંગે સુતપા ચડયો હશે એવો અપવાદ સુતપા ઉપર શ્રીદેવાના મુખ આગળ મુકે છે. શ્રીદેવાને સુતપા ઉપર એટલો ભરોસો છે કે દેવરક્ષિતા જે અપવાદ સુતપા ઉપર મુકે છે તે ખોટા પાડે છે.

### અંક ૩. પ્રવેશ ૮.

અધિરથ એક મહાત્માનાં દર્શન પામે છે. મહાત્મા શ્રીરામચંદ્રજીનો બોધ કરે છે. અને અધિરથને આજ્ઞા કરે છે શ્રીદેવાનાં લગ્ન છ માસ પછી થશે માટે બે દિવસ મહેલે જઇ આવ જેથી પુત્રીને પણ મળાશે અને સુતપા જેને ઉર એના વડીલ અધિરથને મળવા ઊત્સાહ થઇ રહ્યો હતો તેની અભિલાષા પણ પુરણ થશે.

### અંક ૩. પ્રવેશ ૯.

વેલજી તથા હાથીભાઇ કાળીદાસને છેવટનો ઠાગો દેછે.

### અંક ૩ પ્રવેશ ૧૦

જયદત્રના પ્રધાન જયદત્રને શત્રુ સંહારમાંથી ઉપજતાં માઠાં પરિણામ સમજાવે છે, જયદત્ર તેથી ત્રાસ પામે છે અને પ્રધાનના આ પ્રસંગના તેમજ કંસવતિના પ્રથમના બોધોથી જયદત્રના મનમાંથી અનીતિ દુર થઇ જાયછે અને શ્રીદેવા તથા સુતપા પાસે જઇ તેમના પ્રતિ કરેલા અપરાધની ક્ષમા માગવા ત્યાં જાય છે.

### અંક ૩ પ્રવેશ ૧૧

સુતપાને અધિરથ મહરાજાની આજ્ઞા છે કે શ્રીદેવા સાથે લગ્ન કરજે. એ આજ્ઞાનું પાલન કરવા શ્રીદેવા સાથ લગ્ન કરવા તે હા પાડે છે. સત્કર્માનાં લગ્નના દિવસે સુતપાનાં લગ્ન પણ નિર્ધારવામાં આવે છે. જયદત્ર આવી અપરાધની ક્ષમા માંગે છે.

### અંક ૩. પ્રવેશ ૧૨.

વેલજી તથા હાથીભાઇ પોતે ફસાય છે.

### અંક ૩. પ્રવેશ ૧૩.

શ્રીરામચંદ્રજીના મોકલેલા અધિરથ મહારાજા શ્રીદેવાના લગ્ન પ્રસંગે આવી પહોંચે છે અને શ્રીરામચંદ્રજીનો બોધ સર્વને દેછે.

# નાટકનાં પાત્રો.

| | | |
|---|---|---|
| મહાત્મા | ... ... | ... ... ... ... |
| અધિરથ | ... ... | ...એક મહાન પુણ્યશાળી મહારાજા. |
| શ્રીદેવા | ... ... | ...અધિરથ મહારાજાની પુત્રી. |
| સુતપા | ... ... | ...બ્રહ્મચર્ય પાળનાર યુવાન. |
| દેવરક્ષિતા | ... ... | ...તેમની બહેન. |
| સત્કર્મા | ... ... | ...તેમનો ભાઇ. |
| ભાનુમાન | ... ... | ...એક ન્યાયી, બુદ્ધિશાળી રાજકુમાર. |
| જયદથ | ... ... | ...પ્રપંચી દુષ્ટ રાજા. |
| કુંસવતિ | ... ... | ...જયદથની શુશીલ પત્નિ. |
| જોગી | ... ... | ...ભૂતપિશાચની સાધના કરનાર જોગટો. |
| જીમુત | ... ... | ...જયદથનો લંપટ મિત્ર. |



# રેલવે હોટલ.

## ગ્રાન્ટ રોડ સ્ટેશન નજદીક—મુંબઈ.

મુંબઈ શહેરમાં ફેશનેબલ રીતીઓ પ્રમાણે ઘણાજ મોટા પાયા ઉપરનું અમારૂં હોટલ લોકોને દરેક જાતની સગવડ તથા આરામ આપવામાં પુરતી પ્રખ્યાતી આ શહેરમાં તથા બહાર ગામોમાં મેળવી ચુક્યું છે અને તે સબંધી એટલુંજ કહેવું પુરતું છે કે અમારાં હોટલમાં ગ્રહસ્થોની ચાલુ ભીડ હોવાને લીધે અમારાં હોટલનાં મકાનમાં ઘણો મોટો વધારો ગયે વરસ કર્યો છે.

**અમારાં હોટલમાં દરેક જાતનું સુખ છે તે છતાં અમારા ભાવ ઘણાજ ઓછા રાખવામાં આવ્યા છે.**

આ સર્વ હકીકત વિચારમાં લઈ બહાર ગામના ગ્રહસ્થો તથા બાનુઓ મુંબઈમાં અમારાં હોટલમાં ઉતરી તે વિષેની ખાત્રી કરશો. એવી આશા છે.

| | |
|---|---|
| **બોર્ડ અને રેસીડન્સ** | રૂ. ૨-૦-૦ |
| ” ” ” | રૂ. ૩-૦-૦ |

**મેનેજર—રેલવે હોટલ—મુંબાઈ.**






## શ્રી પરમાત્માની સહાયતા.

# વાનપ્રસ્થ.

### અંક ૧. પ્રવેશ ૧.

મંગળાચરણ. ( ગાયન ૧ )

[૧]દેવાધિદેવ [૨]દીન દાસ વિનવે કરી [૩]સેવ,
[૪]અલક્ષ રખે કરતા, [૫]ભાખી [૬]ઉર [૭]પાપીષ્ટ ટેવ.
[૮]કોટિ હોય ભૂંડા ભલે પૂર્વનાં કર્મના લેખ,
[૯]સપ્રેમ [૧૦]સ્તવન શ્રીહરી થાતાં જડાશે તેને [૧૧]મેખ,
પ્રગટે વળી સુભાગ્ય કેરી નવિન કંઇક [૧૨]રેખ,

ભલે તૂટતા હોય શીર મેરૂ [૧૩]અનેક,
પાતાળ જળે ડુબતાં વળી છેક,
સ્મર્યા જો [૧૪]સચ્ચિદાનન્દ જે એક,
[૧૫]અભેપદ અર્પો [૧૬]અંતર્યામી [૧૭]અચૂક,
જુગ્તિથી જીવાડી જાલવો નિજ ટેક.

---

૧ દેવના દેવ, એટલે પરમાત્મા, ૨ ગરીબ, ૩ સેવા, ૪ ન ગણકારતા, ૫ જોઇ, ૬ અંતકરણમાં, ૭ પાપથી ભરેલી, ૮ લાખો ૯ પ્રેમથી, ૧૦ સેવા, ૧૧ ખીલા, ૧૨ રેખાઓ, ૧૩ અસંખ્ય ૧૪ પરમાત્મા, ૧૫ ભયમાંથી છૂટકો, ૧૬ અંતરની લાગણીઓ જાણનાર, ૧૭ નકી.

## અંક ૧. પ્રવેશ ૨.

**અધિરથ**—સુતપા ! એક પલ્લામાં હજારો ગઉના વિસ્તારનો મારો પ્રદેશ પાથરો, તેમાં વળી એ પ્રદેશમાંથી પ્રત્યેક વર્ષે ઉપજતી લાખો રૂપીઆની ઉપજ ઉમેરો, અને વળી તેમાં મારા પિતાશ્રીથી મને પ્રાપ્ત થએલા અખૂટ દ્રવ્યના ભંડાર ભરો, અને એ [૧]સકળ [૨]સંપત્તિમાં વળી ચક્રવર્તી રાજાના [૩]પરમ [૪]પદનું [૫]મહાત્મ્ય, [૬]ગૌરવ અને [૭]વૈભવ સીંચો, એ સર્વે એક પલ્લામાં, અને બીજા પલ્લામાં મારી એક પુત્રી શ્રીદેવા ઉપરનો શુદ્ધ, [૮]શાશ્વત પ્રેમ મુકો, તો, આ પ્રેમનું પલ્લું સમૃદ્ધિઓનાં પલ્લાં કરતાં વધુ [૯]મહત્વનું થવાનું, એવી આ મારી પુત્રી શ્રીદેવા, તેનો કર જયદથ રાજાએ ગ્રહણ કરવા ઇચ્છયો. પણ, શ્રીદેવાએ તેને યોગ્ય પાત્ર ન ધારી તેને વરવા ના કહેવાથી, તેણીને હરણ કરી જવા જયદથે પ્રથમ તો અનેક યુક્તિ પ્રયુક્તિઓ રચી, કોટિ છળભેદ રમ્યો, અને સર્વમાં નિષ્ફળ ગયો ત્યારે છેવટે તેણીનું બળાત્કારે હરણ કરી જવા, મારા ઉપર એની બળવાન સેના લાવી, એકાએક અણધાર્યો તૂટી પડયો. પણ પરમાત્મા જે નિયંતા છે અને સદા નિરપરાધીને સહાયતા કરે છે તેણે મારા સૈન્યને [૧૦]અલૌકિક બળ અર્પી જયદથ શત્રુનો પરાજય કર્યો; અને, તે પોતાનો ધારેલો વિજય ન પામતાં પરાજય પામ્યો તેથી ખેદિત તથા [૧૧]લજ્જિત બની આપણા નગરથી પરમ દિવસ રાત્રિનો [૧૨]પલાયન કરી ગયો છે; આવા અતિ [૧૩]હર્ષજનક પ્રસંગે મારૂં હૃદય હર્ષની [૧૪]ઉર્મીઓના [૧૫]વિપુલ [૧૬]સ્ફુરણથી ઉભરાઇ જાય છે, રાજમંડલના રાજપુરૂષો રાચી રહેલા છે, પ્રજાજન [૧૭]અપ્રતિમ આનંદ અનુભવી રહેલાં છે, પશુ પક્ષી પણ જાણે [૧૮]પ્રસન્ન થઇ પોકાર કરી રહેલાં છે, અને [૧૯]અખિલ [૨૦]અવનિ ઉપર જાણે ઉલ્લાસ ઉદભવી રહેલો છે. પણ, સુતપા! તમારા મુખ ઉપર [૨૧]કિંચિત હર્ષ [૨૨]દ્દશ્યમાન નથી થતો એતો મારે તમારૂં ગાંભીર્ય ગણવું, કે [૨૩]વિનોદ પ્રતિ અપ્રીતિ ધારવી કે મારા અને મારી પુત્રી પ્રતિ કાંઇ અભાવ આલેખવો ?

**સુતપા**—પૂજ્ય રાજાધિરાજ, અને પિતા તૂલ્ય પાલનહાર ! હું સાત વર્ષની વયનો માત્ર બાળ હતો, અને મારા માતપિતા સ્વર્ગવાસી પણ નહોતાં થયાં, ત્યારથી તે હું

---

૧ સઘળી, ૨ પુંજી, ૩ સર્વથી ઉત્તમ, ૪ પદવી, ૫ મોટાઈ, ૬, ભપકો, ૭ સુખ, ૮ હમેશનો ૯ ભારનું, ૧૦ ઇશ્વરી, ૧૧ લાજ પામી, ૧૨ ચાલી ગયો છે ૧૩ ખુશી ઉત્પન્ન કરે તેવા, ૧૪ લાગણીઓ, ૧૫ પુષ્કળ, ૧૬ ઉભરા, ૧૭ અત્યંત, ૧૮ ખુશી થઈ, ૧૯ આખી, ૨૦ પૃથ્વિ, ૨૧ જરા પણ, ૨૨ દેખાતો નથી, ૨૩ આનંદ.

હમણા ત્રીસ વર્ષની વયનો થયો ત્યાં સુધી, જેમ કોઇ રસ્તે પડેલા કાંકરાને ઉંચકી લઇ તેને [૧]મણી માની સંભાળી રાખે, તેમ તમે મને પોતાના પડખે રાખી મારા ઉપર [૨]અમી દ્રષ્ટિની [૩]વૃષ્ટિ કરી છે. અને આજેજ આ ઘડીએ આપની [૪]અવકૃપા મારા ઉપર થઇ છે કે મારા માટે [૫]વિપરીત વિચાર લઈ જાવો છો અને તમો [૬]અન્નદાતા [૭]પ્રતિ અપકાર અને અપ્રીતિ ભર્યો [૮]અધમ અને અતિ [૯]પાતકી મને નિહાળો છો અને તેનો [૧૦]અનુતાપ મને દો છો.

**અધિરથ**—ત્યારે આ સમયે પણ તમારા મુખ ઉપર હર્ષની છાયા કેમ લેશ માત્ર પ્રગટતી નથી?

**સુતપા**—પૂજ્ય રાજાધિરાજ! હું ક્ષમા યાચી પુછું કે આપ **આવો** સમય કહો છો તે કેવો સમય, તે મને વિસ્તારીને કહો.

**અધિરથ**—વાહ! મેં હમણા તો વિસ્તારીને કહ્યો છે કે મારી પુત્રીને બળાત્કારે હરણ કરી જવા આવનાર જયદ્રથ શત્રુનો છેવટનો પરાજય થયો તે સમય.

**સુતપા**—પૂજ્ય રાજાધિરાજના અનેક શત્રુઓ એવી રીતે [૧૧]વિનાશ પામજો અને આપનો સદા વિજય થજો, એ મારી અંતઃકરણની આશીષ વાણી છે. પરંતુ, જયથી હર્ષિત ન બની જવું કે પરાજયથી ખેદિત બની ન જવું, એ મારૂં વ્રત છે અને [૧૨]તદનુસારજ મારામાં કાંઇ [૧૩]નવિન [૧૪]ઉલ્લાસ મેં [૧૫]ઉદ્ભવવા નથી દીધો.

**અધિરથ**—જયથી હર્ષિત નજ થવું અને પરાજયથી ખેદિત નજ થવું એ જો તમારૂં વ્રત છે, એટલે જય કે પરાજય એ બેઉમાં કાંઇ [૧૬]ભિન્નભાવ ન જુવો, તો તો મારા શત્રુઓનો સંહાર થાય અને મારો જય થાય, એવાં [૧૭]ભિન્નભાવયુક્ત વચનો તમે કહ્યાં તે [૧૮]નિર્માલ્ય અને [૧૯]અયુક્ત થયાં.

**સુતપા**—પૂજ્ય તાતજી! ભૂલાવો ખાવો છો. આશીષનાં વચનો કહ્યાં તે તે આપના મારી ઉપરના ઉપકાર માટે મુજ અંતરના આભારની [૨૦]ઉર્મીઓના [૨૧]આવિર્ભાવ [૨૨]અર્થે તેમજ તમો [૨૩]દીનવત્સલ દાતારની દયા માટે તમો દયાલની દેવડીએ [૨૪]દાસત્વની [૨૫]દીપિકા સલગાવી તમને [૨૬]આરાધવા, અને તમારી [૨૭]દૈવિક

---

૧ મોતી, ૨ દયા, ૩ વરસાવી છે, ૪ ક્રોધ, ૫ નવાઇ ભરેલા. ૬ ભરણ પોષણ કરનાર, ૭ તરફ, ૮ નીચ, ૯ પાપી, ૧૦ દુખ, ૧૧ નાશ. ૧૨ તે પ્રમાણે વર્તતાં, ૧૩ નવી, ૧૪ ખુશી, ૧૫ ઉત્પન્ન થવા, ૧૬ ફેર. ભેદ. ૧૭ તફાવત ભરેલા, ૧૮ નકામા ૧૯ અયોગ્ય, ૨૦ લાગણીઓ, ૨૧ બહાર દર્શાવવા. ૨૨ માટે, ૨૩ ગરીબ ઉપર વહાલ રાખનાર, ૨૪ દાસ તરીકેની સેવાની, ૨૫ દીવી, ૨૬ સેવા કરવા, ૨૭ ઇશ્વરી.

[1]રક્ષા માટે તમારી ડેરીએ [2]દુહા નિરંતર ગાવા, એવી શ્રી પરમાત્માની આજ્ઞાઓનું [3]સેવન કરવા. નહીતો જય કે પરાજય તેમાં મારે મન તો કાંઇ હર્ષ કે ખેદ પામવા જેવું નથી.

**અધિરથ**—ત્યારે એમ ધારો કે મારો પરાજય થયો હોત, અને જેમ [4]પારધી નિર્દોષ પક્ષીના બચ્ચાંને તેના માત પિતાની ચક્ષુ સમક્ષ તેના માળામાં હાથ ઘાલી ગમે તેમ ઝડપી ઝુંટવી ચાલ્યો જાય તેમ આ મારી પુત્રીને જયદ્રથ લઇને ચાલ્યો ગયો હોત, તો તે સમય, અને આ સમય જ્યારે પારધી પોતેજ પોતાના પાપનો ભોગ થઇ પડ્યો, એટલે જયદ્રથ જે હણવા આવ્યો તે પોતે હણાઇ પાછો વળ્યો, તે સમય, એ બે સમય એક સમાનજ ગણવા? વળી, ત્યારે તો તમે એમ કહોની કે શત્રુને મારે કહેવું જોઇતું હતું કે ભાઈ તું આવ્યો છે તો ભલે, આ મારી પુત્રી લેનો જા, મારે તેનો કિંચિત ખેદ કે હર્ષ નથી, પણ હવે તમેજ કહો કે જો એ પ્રમાણે હું કરત તો મારી પુત્રીના મનની મુંઝામણ કેવી થાત અને એની આંતરડી કેવી કકળત કે પિતા થઇ મેં શત્રુનો દાવ સાંધી તેણીના વૈરીના હાથમાં તેણીને હડસેલી દીધી. વળી જગતમાં પણ હું કાયર ઠરત કે શત્રુના સામા યુદ્ધ કરતાં ડર્યો એવો હું બીહકણ છું. અને વળી પરમાત્મા પાસે પણ અપરાધી ઠરત કે [5]નિજ [6]સંતતિનું સંરક્ષણ કરવાની તેની આજ્ઞા તોડી.

**સુતપા**—પૂજ્ય રાજાધિરાજ! પોતાની સંતતિનું પિતાએ પ્રાણ જતાં સુધી રક્ષણ કરવું. અને તેનો વાળ સરખો વાંકો ન થવા દેવો એ તો પિતા તરીકેનું આપનું [7]કર્તવ્ય, [8]લોકાચારાનુસાર [9]વર્તન, અને પરમાત્માની આજ્ઞાનું સેવન છે, અને એ સઘળું આપ સમજો છો, પણ આજ્ઞા લઇ એટલુંજ કહું છું કે એ સઘળું સમજવા છતાં કદાચ તેના લક્ષાંસે પણ આપે [10]વર્તન નથી કર્યું.

**અધિરથ**—( અકળાઇને ) આ પ્રસંગે મારી પુત્રીને [11]વિપત્તિમાંથી મુક્ત કરવાનું મેં કાંઇ પણ બાકી નથી રાખ્યું અને તેણીને વિપત્તિમાંથી [12]મુક્ત પણ કરી છે, તે છતાં મેં પિતા તરીકે તેણીને માટે કાંઇ કર્યું નથી એવાં આ તમારાં વિપરીત વચનોનો અર્થ હું કોઇ પણ રીતે સમજી શકતો નથી.

**સુતપા**—અર્થ એટલોજ કે પિતાએ પુત્રીને ઉગારવા પરિશ્રમ ન લીધો.

---

૧ રક્ષણ, ૨ કવિતા, ૩ પાલવા, ૪ શીકારી, ૫ પોતાના, ૬ છોકરાં, ૭ ફરજ, ૮ સંસારના રીવાજ પ્રમાણે, ૯ ચાલવું, ૧૦ ચાલ્યા નથી, ૧૧ દુખમાંથી, ૧૨ બચાવી છે.

**અધિરથ**--અરે! સુતપા! વળી પાછો આજ ઉત્તર? શું શ્રીદેવા મારી પુત્રી નહી? શું હું અધિરથ તેનો પિતા નહી? અને શું મે તેને ઉગારી નહી?

**સુતપા**--તાતજી! બેન શ્રીદેવા તમારાં પુત્રી એ ખરૂં. તમો ચક્રવર્તી મહારાજા અધિરથ તેમના પિતા એપણ ખરૂં. પણ, તમે એમને ઉગાર્યાં એ વાત ખોટી

**અધિરથ**--(વ્યાકુળ બની) પણ કેવી રીતે ખોટી તે ત્યારે સમજાવો. આમ [1]ગુહ્યાર્થમાં [2]રમણ કરવામાં શો સાર?

**સુતપા**--પિતાશ્રી અધિરથે પુત્રી શ્રીદેવાને ઉગારી નથી એ સ્પષ્ટ બોલો છે અને એમાં ગુહ્યાર્થ કે [3]વક્રોક્તિ શું છે કે તે સમજાવું?

**અધિરથ**--ગુહ્યાર્થ કે વક્રોક્તિ નથી તો મેં મારી પુત્રીને ઉગારી નથી એ તમારૂં કહેવું અસત્ય વચન ઠરે છે.

**સુતપા**—અસત્ય વચન શ્રી પરમાત્માની સહાયતાથી મારાં મુખથી નીકળ્યું નથી અને નીકળવા પામશે પણ નહી.

**અધિરથ**—(વિસ્મય તથા ખેદ પામી) વિપરીત તેમજ [4]અયુક્તાભાસાત્મક વચનનું [5]કથન કરવું અને તેની સમજુતી તથા સ્પષ્ટ અર્થ માટે સામા વાળો પુછે તો તે પોતાના વચનમાં કાંઇ અયુક્ત છેજ નહીં એવું [6]પ્રતિપાદન કરવું એ તો આજેજ સાંભળ્યું.

**સુતપા**—એવું પ્રયોજન આજ પર્યંત ન હોય અને આજેજ આવી ચઢ્યું હોય તો આજેજ એવું સાંભળો એમાં કાંઇ આશ્ચર્યકારક નથી.

**અધિરથ**—(નિશ્વાસ નાખીને) ઠીક! જયદથની સેના સામે મેં મારાં સૈન્યને મોકલ્યું, તેણે શૌર્યથી લડી જયદથને મારી હઠાવ્યો, અને એ રીતે મેં મારી પુત્રીને ઉગારી તે છતાં મેં મારી પુત્રીને ઉગારી નહીં એ તમે કહોછો તેથી મારા હૃદયનો તો આ પળનો હર્ષ ખેદ થઇ રહ્યો છે.

**સુતપા**—પૂજ્ય રાજાધિરાજ! જયદથની સેના સામે આપે સૈન્ય મોકલ્યું એવું આપ [7]ઉચ્ચર્યા, નહીં વારૂ?

**અધિરથ**—હા, મેં જયદથની સેના સામે મારૂં સૈન્ય મોકલ્યું, એમ મેં કહ્યું.

**સુતપા**—પછી આપ બોલ્યા કે એ સૈન્ય જયદથની સેના સામે શૌર્યથી લડયું.

**અધિરથ**—હા, મારૂં સૈન્ય જયદથની સેના સામે જોરથી લડ્યું, એ પણ મેં કહ્યું.

---

૧ સમજ ન પડે એવો અર્થ, ૨ ચાલુ રહેવું ૩ સ્પષ્ટ અર્થ ન થાય એવું. ૪ અઘટિત અર્થ દેખાડે એવું ૫ બોલવું ૬ જણાવવું ૭ બોલ્યા.

**સુતપા**—પછી આપે વધુ કહ્યું કે એ સૈન્યે જયદ્રથ અને એની સેનાને હરાવી નસાડી મુકયાં. નહીં વારૂ ?

**અધિરથ**—હા, મેં કહ્યું કે મારાં સૈન્યે જયદ્રથને અને એની સેનાને મારી હઠાવ્યાં.

**સુતપા**—ત્યારે તો તમારી પુત્રી તો તમારાં સૈન્યે શત્રુને મારી હઠાવ્યો તેથી ઉગરી.

**અધિરથ**—ખરે, શત્રુને મારી હઠાવવાથી.

**સુતપા**—પણ આપે હમણાજ કહ્યું કે જયદ્રથની સેનાને મારી હઠાવનાર તે તો તમારૂં સૈન્ય, માટે પુત્રીનું તારક તો સૈન્ય ઠર્યું.

**અધિરથ**—(સુતપાના અર્થની સમજણ પડવાથી ચકિત બની) હવે સમજ્યો ! તમારો કહેવાનો અર્થ એ છે કે હું શત્રુ સામા જાતે લડવા ન ગયો હતો તેથી મેં જાતે મારી પુત્રીને ઉગારેલી ન કહેવાય. પણ સુતપા! તમારૂ કહેવું જરા ભૂલ ભરેલું મને લાગે છે. જો રાજા પોતેજ લડવા જનાર હોય તો રાજા લાખોનો ખરચ સૈન્ય પાછળ કરેજ શા માટે ?

**સુતપા**—પૂજ્ય રાજાધિરાજ ! હું આપને હવે એટલુંજ પુછીશ કે "**રાજા**" એટલે કોણ ?

**અધિરથ**—રાજા એટલે પ્રજા ઉપર રાજ્ય કરનાર.

**સુતપા**—વારૂ, પણ રાજા પ્રજા ઉપર રાજ્ય શા માટે કરે છે ?

**અધિરથ**—રાજા પ્રજા ઉપર રાજ્ય કરે છે તે પ્રજાને માંહોમાંહેના તેમજ શત્રુના [1]વિઘ્નોમાંથી ઉગારવા.

**સુતપા**—ત્યારે શું રાજા એકલા જાતે લોકોના માંહોમાંહેના અણબનાવને અટકાવવાને ઘેર ઘેર જાયછે અને પ્રજાના શત્રુ સામા એકલા જાતેજ સંચરે છે ?

**અધિરથ**—રાજાથી એકલાથી તો શું થાય ! તે માટે તો સૈન્ય રાખે છે.

**સુતપા**—ત્યારે તો તાતજી આપના વચનોથીજ આપે માન્ય કર્યું કે રાજા સૈન્ય રાખે છે તે પ્રજાની [2]વિપત્તિ [3]વણસાડવા અનેનહીં કે પોતાના ખાનગી કામ માટે ઉપયોગમાં લેવા.

**અધિરથ**—(સ્તબ્ધ બની જઇ) સુતપા ! તમારૂં કહેવું લેશ માત્ર પણ અસત્ય છે એવું જો હું લવું તો ખરે હું સદંતર મૂર્ખ, મૂઢ, અજ્ઞાની અને પાતકી હોવું તોજ લવું, તેથી તમારૂં કહેવું સંપૂર્ણ સત્ય છે એ હું મારા હૃદયના અને સમજ શકિતના [4]સંપૂર્ણ [5]અનુમોદન [6]સહિત [7]માન્ય કરૂં છું. સુતપા! જાણે આ પળે એક [8]અદ્ભુત [9]અનિષ્ટ [10]આવરણ મારી આંખ આગળથી અલગું

૧ આફતો, ૨ દુખ, ૩ દુર કરવા. ૪ પુરી, ૫ હા, ૬ સાથે, ૭ કબુલ કરવું, ૮ નવાઇ ભરેલું, ૯ ખરાબ, ૧૦ પડ,

થયું છે; અને [1]મમત્વરૂપી મગતરૂં મારી ચક્ષુમાંથી દૂર થયું છે. હવે તો [2]દીર્ઘ દ્રષ્ટિરૂપી [3]દીપિકાના દીવેલમાં [4]દોષરૂપી [5]દર્ભ દીવેટને [6]દૂભવતું તે દૂર થવે [7]દિવ્ય જ્ઞાનની [8]દીપ્તિ [9]દિવ્યરૂપે [10]પ્રદિપ્ત થશે; દિવ્ય ચક્ષુરૂપી [11]દર્પણમાં [12]દુહિતારૂપી દાતરડાંનો ઘસારો દૂર થવે દેવાધિદેવના દર્શન થશે; દૈવિક દેવડીએ [13]દૈહિક [14]દુગ્ધા રૂપી [15]દ્વારપાળો દૂર થવે દેવલોકના દર્શનનાં [16]દ્વાર ખુલ્લાં થયાં. મારી સેનાએજ શ્રીદેવા મારી એક પુત્રીને ઉગારી. પણ શાસ્ત્રમાં તો કહેલું છે કે પ્રજા એ પ્રજાપતિની પુત્રી છે, ત્યારે તો મારાં સૈન્યે એટલે મારી પ્રજાએ, **એટલે મારી પુત્રીની બેનીઓએજ તેણીને તારી અને નહી કે મેં.** ( જરા શ્વાસ લેવા થોભીને ) પણ સુતપા ! આ સમયે માત્ર એકજ સંશય સહેજ ઉત્પન્ન થાય છે કે જો સૈન્યને રાજાએ પ્રજાના હિત અર્થેજ વાપરવાનું છે તો શ્રીરામચંદ્રજી જેવા પ્રતાપી, જ્ઞાની અને બુદ્ધિ શાળી નરે પોતાનાં શ્રીસીતાજીને રાવણના હાથમાંથી ઉગારવા પોતાનાં ખાનગી કામમાં, અને શ્રીપાંડવોએ વનવાસનાં વર્ષ પુરાં થવા પછી પોતાનું રાજ્ય પાછું લેવાનાં સ્વાર્થી કાર્યમાં, પોતાનાં **સૈન્યોને રણોમાં કેમ રોળાવ્યાં ?**

સુતપા—શ્રી રામચંદ્રજી અને શ્રીપાંડવો એમનું વિશીષ્ટ વર્તન આપણાથી કઇ રીતે થઈ શકશે કે આ અમુક કાર્યમાં આપણે એમના પ્રમાણે વર્તન કરવું ? પ્રજાપતિના જે ધર્મો શ્રીરામચંદ્રજી અને શ્રીપાંડવો પાલતા તે શાસ્ત્રમાં વર્ણવેલા છે. અને તેમાં દર્શાવ્યું છે કે રાજાએ મંત્રીઓને મીઠી વાણી અને મમતાથી સદા મનાવવા જોઇએ; રાજ્ય કારભારીઓને રાગે રાગે રીઝવી [17]રાજભક્તિમાં [18]રાગી કરવા; સૈન્યને સ્નેહ અને સદભાવથી સંભાળવાં જોઇએ; સગાં સ્નેહીઓને સુખની [19]શૈયામાં સુવાડવાં; ઓળખાણ પિછાણ વાળાઓના ઓળખાણના ઓસારને [20]એકનિષ્ઠાથી ઓપવો; દાસ વર્ગ પ્રતિ [21]દાંડી બની ન દંડતા દયાવાન દાતાર બની તેનાં દારિદ્ર દૂર કરવાં; વળી ગુણીજનનો ઘરથી ગરીબાઇની [22]ગ્લાનિ ટાળવા ઘી અને ગોળના ઘડા ઠાલવી ગુણ અને ગ્રહસ્થાઇના [23]ગોરસ ભર્યા રાખવા; ધર્મિને ધાન્યનાં ધનનો [24]ધનપતિ કરી તેના

૧ હુંપણારૂપી, ૨ લાંબા વિચાર, ૩ દીવી, ૪ હરકત કરતું, ૫ ઘાસનું તણખલું, ૬ હરકત કરતું, ૭ ઇશ્વરી જ્ઞાન, ૮ દીવો, ૯ ચકચકિત રીતે, ૧૦ સલગશે, ૧૧ આરસી, ૧૨ પુત્રી, ૧૩ દેહના, ૧૪ દુખ, ૧૫ સીપાઇઓ, ૧૬ દરવાજા, ૧૭ રાજ્યની સેવામાં, ૧૮ પ્રીતીવાળા, ૧૯ પથારી, ૨૦ એક મનથી, ૨૧ મગરૂર, ૨૨ ઉદાસી, ૨૩ ઘડા, ૨૪ ધનવાળો.

ધર્મની ધજા સદા ઉડતી રાખી તેનો ટેક જાલવી રાખવો; વિદ્વાનોનાં વિદ્વતાનાં [1]વૃક્ષે [2]વાનરરૂપી [3]વ્યંઢળોનો [4]વાસ ન થવા દેતાં મેના પોપટરૂપી જ્ઞાન ગ્રહણ કરનાર ગુણીજનનું [5]ગમન તે ભણી કરાવવું; [6]વીરનરની વાંસલીએ [7]વિષાદ અને [8]વિભ્રમ રૂપી વાલ ન જવા દેતાં વહાલ રૂપી જળથી તેને [9]વિશુદ્ધ-રાખી તેના [10]વીરત્વ [11]નાદ [12]વિના [13]વિરોધ [14]વિકસાવવા; [15]અનાથની અડાળીએ જ્યાં માતાપિતારૂપી મોભ કે વડીલરૂપી વળી તૂટી પડયાં છે ત્યાં સ્નેહી સ્થંભ ઉભા કરી તેને શાંતા, સુખ તથા સ્થિરતામાં સ્થાપવાં; વિદ્વાઓની [16]વૈભવ વાટકી ઉંધી વળતાં [17]વ્યગ્ર ન થવા દેતા તેને ત્યાં [18]વિજ્ઞાન અને [19]વિભૂ વહાલરૂપી [20]વિદ્રુમ વાવી તેના [21]વિમળ વાયુમાં [22]વિનોદે [23]વિરમતી તેમને કરવી; ભૂખ્યાંને ભોજન દેવાં, [24]તૃષિતનાં તાંસળા [25]તૂપથી ભરી તેને [26]તૃપ્ત કરવો; અંગવસ્ત્ર નહીં એવાઓને [27]આભૂષણ [28]અવનવા અર્પી [29]આડંબરે અને આનંદે હીંડતા કરવા; છેવટે વળી દુરીજનનાં ડુંગરે જ્યાં [30]દુષ્કર્મના દૂંડા અને [31]દુર્ભાષણની ડુંગળીનું વાવેતર તથા સદાચાર રૂપી શાકનું સ્થળ અને સુનીતિરૂપી [32]સુવર્ણના શણ-ગાર કરવા. હવે એ સઘળી આજ્ઞાઓનું પાલન શ્રી રામચંદ્રજી અને શ્રીપાંડવો કરતા અને તે પ્રમાણે વર્તતા. હવે કહો આપણાથી તે પ્રમાણે સઘળું થઇ શ-કશે કે તેમના પ્રમાણે એક અમુક કાર્યમાં વર્તિ પોતાને નિરઅપરાધી ઠરાવવા ?

**અધિરથ**—( ચકિત બની જઇ પાછા હઠી ) સુતપા ! બસ કરો. બસ કરો. ક્યાં સાક્ષાત ભગવાન અવતારો શ્રીરામચંદ્રજી અને શ્રીપાંડવો અને ક્યાં હું અજ્ઞાનમાં આલો-ટતો અને પાપમાં પથારી કરી પડેલો પામર ગમાર ! અરેરે ! પ્રજાપતિ તરીકેના કોટિ ધર્મો તેમાં મેં કયો એક પાળ્યો છે ?

**સુતપા**—પૂજ્ય તાતજી ! ત્યારે આજ્ઞા હોય તો હવે હું જરા જાવું. પ્રાત:કાળની સેવા હજી મારે કરવાની છે.

---

૧ ઝાડ, ૨ વાંદરા, ૩ મુર્ખ લોકો, ૪ રહેઠાણ ન થવા દેવું, ૫ જવું, ૬ બહા-દુર પુરૂષ, ૭ ઉદાસી, ૮ વહેમ, ૯ સ્વચ્છ, ૧૦ બહાદુરી, ૧૧ અવાજ, ૧૨ વગર, ૧૩ અડચણ, ૧૪ બહાર પાડવા, ૧૫ જેને વડીલ માથે નથી, ૧૬ સુખ, ૧૭ બાવરાં, ૧૮ જ્ઞાન, ૧૯ ઇશ્વર ઉપર હેત, ૨૦ ઝાડ, ૨૧ સુંદર, ૨૨ આનંદમાં, ૨૩ રહેતી, ૨૪ તરસવાળા, ૨૫ ઘી, ૨૬ શાંત કરવો, ૨૭ પોશાક, ૨૮ નવા નવા, ૨૯ ભપકામાં, ૩૦ ખોટાં કામો, ૩૧ ખરાબ વચનો, ૩૨ સોના.

**અધિરથ**—હા, ભલે સિધારો. (સુતપા જાય છે)

(સ્વગત) અરે, જીવડા! જગતમાં જન્મી તારે શાં શાં કાર્યો કરવાનાં તેના બદલે તું આખો ભવ શું ખેલો ખેલ્યો? ખાવું, પીવું, આનંદ કરવો એ તો પશુ પક્ષી એવા અવતારોમાં તેં અતિ અનુભવ્યું હશે. [1]માનવ અવતારમાં તો તારે પ્રત્યેક પળે બુદ્ધિ અને ન્યાયથી વર્તવાનું, જેથી કામ, ક્રોધ, [2]મમત્વ ઇત્યાદિથી દોરાઇ ન જતાં બુદ્ધિથી વર્તી મનુષ્ય [3]જાતિનું [4]હિત [5]આદરવું અને [6]ન્યાયવૃત્તિથી તેમનું કલ્યાણ કરવું. બાળક લખોટી રમે તો કહીએ કે મૂર્ખ છે, બાળક આમ તેમ દોડ ધામ કરે તો કહીએ ચીબાવલું છે, બાળક ભણે નહી અને રમતમાં વખત ગાળે તો કહીએ કે અક્કલ વગરનું છે. આમ બાળકના બાળવયના નિર્દોષ અપરાધો જોવાની સમજ ખરી પણ આ [7]પ્રૌઢ વયના મહાન [8]દારૂણ [9]દોષો જોવાની સમજ ન મળે? બુદ્ધિથી તથા ન્યાયથી વર્તી મનુષ્ય જાતિનું હિત ઇચ્છવું અને તેનો [10]ઉત્કર્ષ કરવો, તે પ્રતિ આંખ ન ઉઘડી, બુદ્ધિનું બારણું બંધ રહ્યું અને અંતકરણનું અજવાળું ન પ્રગટ્યું.

(નિશ્વાસ નાખે છે.)

## નોકર આવે છે.

**નોકર**—(અધિરથ મહારાજાને) મહારાજાધિરાજ! કોઇ એક જોગી આવ્યો છે તે સો સોનામોહોરની ભિક્ષા માંગે છે, અને પ્રધાનજીએ છેવટ પચાસ સોનામોહોર સુધી આપવા કહી પણ તે ન લેતાં સો સોનામોહોર માટેજ માગણી કરી રહેલો છે અને તે માટે આપની પાસે આવવા આગ્રહ લઇ બેઠો છે.

**અધિરથ**—ઠીક, મોકલ. (નોકર જાય છે) (સ્વગત) ઓહો! પચાસ સોના મોહોરથી પણ આ જોગી શાંત નથી થતો! પૂર્વે મહાન રૂષીઓ રાજાઓ પાસે આવતા અને મોટાં દ્રવ્યની માંગણી કરતા અને લેતા, તેમ આ જોગી પણ સો સોનામોહોર માટે માંગણી કરે છે તો મારે પણ આપવી પડશે. જોગીઓને માગ્યું દાન ન દેવામાં મારા રાજ્યપદને દુષણ થશે.

(જોગી આવે છે.)

**જોગી**—મહારાજાધિરાજનો જય જય સર્વત્ર થજો. મહારાજાધિરાજની કીર્તી [11]અનંતકાળ વિશ્વમાં [12]સ્થાપિત રહો.

---

૧ માણસ, ૨ હુંપણું, ૩ જાતનું, ૪ ભલું, ૫ કરવું ૬ ન્યાયી મનથી, ૭ મોટી ૮ ભયંકર, ૯ પાપો ૧૦ ચઢતી, ૧૧ સદા, ૧૨ સ્થાપેલી.

**અધિરથ**—મહારાજ ! તમને પ્રધાનજીએ સો સોનામોહોરો આપી છે તે છતાં તે લેવા ના પાડો છો અને તમારાં મુખથી માંગેલી સો સોનામોહોરજ માંગો છો એવો આગ્રહ મને તો કાંઇ યોગ્ય લાગતો નથી.

**જોગી**—યોગ્ય નથી લાગતો તે સત્ય હશે, પરંતુ, જ્યારે ભિક્ષા દેવાથી છત્રપતિ રાજન અચકાતા થયા તો નિર્ધન, સંસારી, સ્વાર્થી, સામાન્ય જન તો પછી ભિક્ષા શાનોજ દેશે ? રાજન ! તમારૂ અનુકરણ કરી તમારી પ્રજા સાધુ સંતની માંગણી કાન નહી ધરશે, તો સાધુ સંતનો [1]વિનાશનો સમય આવવાનો, અને તેમના [2]કલ્પાંતના શ્રાપ તમને રાજાને નડવાના, અને એ શ્રાપથી પલમાં રાયના રંક થતાં વાર લાગશે નહીં.

**અધિરથ**—( નમ્ર સ્વરે ) પણ, મહારાજ ! હું કયારે તમને સમુળગું આપવા ના કહું છું કે આવા વિચારો લઇ જાવો છો ?

**જોગી**—જગમાં કહેણી તો એવી હતી કે દાતારી દાન કરે અને ભંડારી પેટ કૂટે, પણ હવે તો દાન કરનાર દાતારીજ ન રહ્યા.

( નોકર આવે છે )

**નોકર**—મહારાજાધિરાજ ! ભાનુમાન કુમાર આવે છે.

**અધિરથ**—કોણ ! ભાનુમાન ! ભલે. મોકલ. ( નોકર જાય છે ) ( જોગીને ) મહારાજ તમે કોઇ પણ રીતે મનમાં દુભાશો નહીં. હમણાતો પચાસ સોનામોહોર લ્યો. પછી વળી જરૂર પડે તો પાછા આવજો અને બીજી પચાસ સોનામોહરો લઇ જજો. ( ભાનુમાન આવે છે. ) ( ભાનુમાનને ) પધારો ભાનુમાન, હું તમને જોઇને ઘણોજ આનંદ પામ્યો છું.

**જોગી**—રાજન ! તમારી પચાસ મોહોરો મારે નથી જોઇતી. રાજન ! તમને ખબર નથી કે તમારૂં સાચવેલું દ્રવ્ય સચવાવાનું નથી. ચોર ચોરી જશે; જળની રેલ ઘસડી જશે; આગના અંગાર બાળી ભસ્મ કરી નાખશે; ભૂમી ગળી જઇ પાતાળમાં છુપાડી દેશે. જોગીના શ્રાપ છે.

**અધિરથ**—મહારાજ! મહારાજ ! શ્રાપ તો ન ઉચરો. ભલે તમારી ઇચ્છા છે તો સો સોનામોહોરો લ્યો, જાવો. પ્રધાનજીને કહો કે સો સોનામોહોરો આપે.

**ભાનુમાન**—પૂજ્ય વડીલ ! આ મહારાજને શું એવું કાંઇ કામ પડયું છે કે તેના માટે સો સોનામોહોર માંગે છે ?

---

૧ નાશ, ૨ નિસાસા.

**અધિરથ**—એમને શું કામ છે તેની મને તો ખબર નથી કેમકે કાંઇ કારણ એમણે પોતાની મેળે જણાવ્યું નથી.

**જોગી**—( ભાનુમાનને ) રાજકુમાર! સાધુસંતનો હિસાબ પુછવો એ માત્ર ભગવાનને ઘટિત છે, અને નહી કે સંસારી મનુષ્યને પછી તે રાજન હોય તો પણ શું થયું.

**ભાનુમાન**—હીસાબ લેવાનો કાંઇ હેતુ નથી. પણ, સો સોનામોહોરો જેવી મોટી માંગણી કોઇ કરે તો તે શા માટે જોઇએ છે તેનો [1]પ્રશ્ન [2]સ્વાભાવિક રીતે [3]ઉદ્દભવે.

**જોગી**—જો એવો પ્રશ્ન ઉદ્દભવે તો તેને ઉદ્દભવવા ન દેવો જોઇએ કેમકે સાધુસંતમાં અશ્રદ્ધા લાવવી એ [4]મહાપાતક છે.

**ભાનુમાન**—તે ખરૂં હશે; પણ, મહારાજ, તમે કહો છો તેમ સઘળા સાધુસંત કાંઇ એવા [5]સાક્ષાત દેવના અવતાર હોતા નથી કે તમે કહો છો તેમ તેઓ માંગે તે તેમને તેની તે ઘડીએ કહાડીને આપવું. અધિરથ મહરાજાધિરાજે સો સોના-મોહોરો આપી તો ભલે! પણ હું એમની જગ્યાએ હોવું તો કારણ પુછ્યા વિના તુરત ના આપું. ( અધિરથને ) પૂજ્ય વડીલ! કારણ પુછ્યા વિના સો મોહોરો આપી એ મારા વિચાર પ્રમાણે તો લાભકારક નથી.

**જોગી**—( ક્રોધનો ડોળ કરીને ) ( ભાનુમાનને ) તો, કહો તો ના લેવું. મારે કાંઇ તેની ના નથી.

**અધિરથ**—( જોગીના ક્રોધના ડોળથી જરા ભય પામીને ગભરાયલા સ્વરે ) ( જોગીને ) ના, મહારાજ! ના, તમે તમારે પ્રધાનજી પાસેથી સો સોનામોહોરો લ્યો. જાવ, મહારાજ, સુખેથી લ્યો.

**જોગી**—( જતાં જતાં અધિરથને ) મહારાજાધિરાજ અખંડ સુખ ભોગવો. ( બાજુ, સ્વગત ) ભાનુમાન! તને ખબર નથી કે રામનામ જપનાર એવો ભગવાનનો ભકત જોગી હું કાંઇ નથી પણ ભૂત પિશાચની સાધના કરનાર અને જંતર મંતરનો જાણનાર છું તો મને છેડીને હવે તું સુખે બેસનાર નથી, નહી તો તું આ પ્રમાણે મારૂં અપમાન કરવા અને મારે આડે આવવાં હામ ભીડત નહી. યાદ રાખજે કે તારા ઉપર વૈર લઇશ, લઇશ, અને લઇશ, અને વૈર લઇશ ત્યારેજ જપીશ અને બેસીશ. ( જાય છે )

**ભાનુમાન**—( અધિરથને ) પૂજ્ય તાતજી! મને તો આ જોગી કાંઇ યોગ્ય પાત્ર નથી જણાતો. અને મારા રાજ્યમાં હોત તો હું તો દળવા બેસાડત.

---

૧ સવાલ, ૨ સાધારણરીતે, ૩ ઉત્પન થાય, ૪ પાપ, ૫ ખરેખર.

અધિરથ—હશે ભાઇ, હવે એની વાત પડતી નાંખો. આપણે તો ભગવાનને લેખે દાન કરવાનું છે પછી ભિક્ષા લેનાર દાનનો [1]દુરઉપયોગ કરે તો તેને ભગવાનને જવાબ આપવાનો છે. પણ ભાઇ, તમારૂં અંહિ પધારવું જોઇ હું અત્યંત આનંદ પામ્યો છું.

ભાનુમાન—પૂજ્ય તાતજી ! હું મારા રાજ્યમાંથી મૃગયા રમવા નીકળી પડયો હતો ત્યાંથી પાછા ફરતાં અહીં થઇને જતો હતો એટલે માર્ગમાં આપના જયના સમાચાર સાંભળ્યા. તેથી તમો વડીલને અને બ્હેન શ્રીદેવાને [2]ધન્યવાદ દેવા આંહી ઘડીભર આવ્યો છું. મારા મિત્રો જે મારી સાથે આવ્યા હતા, તે વાટ જોતા હશે. માટે જવાની રજા માગું છું.

અધિરથ—અરે! ભાઈ! એમ તે જવાય? તમારી સાથે તમારાં માણસો છે તો ભલે, તેમને પણ અંહી થોભાવો, અને [3]વિશ્રામ આપો. આ નગર પણ તમારૂંજ છે ને. ( નોકર આવે છે )

નોકર—મહારાજાધિરાજ ! બ્હેન શ્રીદેવા સાહેલીઓને લઇને આવે છે.

અધિરથ—( નોકરને ) ભલે, આવવા દે, [ નોકર જાય છે. ]

[ ભાનુમાનને ] ભાનુમાન ! આટલી ઉતાવળમાં જવું તમને ઘટે ?

ભાનુમાન—પૂજ્ય તાતજી! ક્ષમા કરો. રાજ્ય કારભારનાં કામ પણ આજ ચાર દિવસથી મેં નથી જોયાં તે જોવાનાં છે તેથી હમણાં તો વધુ થોભવામાં મારૂં કર્તવ્ય નથી. વળી પછી જરૂર પાછો આવીશ.

અધિરથ—તો, જો રાજ્યકારભારનાં કામ માટે તુરત પાછા ફરવું આવશ્યક છે તો ભલે, સિધારો, હું તમને રોકી શકતો નથી, પણ બે દિવસ પછી જરૂર આવજો. તમે મારા માટે શ્રમ લીધો તે માટે ઉપકાર માનું છું.

ભાનુમાન—પૂજ્ય તાતજી ! તમે મારા તાત તૂલ્ય છો, તમારો દાસ છું. તમારી આજ્ઞા લઇ જાવું છું. ( જાય છે. )

અધિરથ—આહા ! શું [4]સુલક્ષણો કુમાર છે! ધન્ય છે એનાં માત પિતાને કે આવા પુત્રને જન્મ આપ્યો.

[ શ્રીદેવા સાહેલીઓને લઇને આવે છે. ]

શ્રીદેવા—તાતજી, મારી સઘળી સાહેલીઓ આવી છે અને તમારા પ્રતાપથી હું ક્રુર, દુષ્ટ જયદથના પંજામાંથી છૂટી છું તેથી જે હર્ષ મને થાય છે તે વખતે મારી

---

૧ ખોટો ઉપયોગ, ૨ મુબારકબાદી, ૩ આરામ આપો, ૪ સારા લક્ષણવાળાં.

સાહેલીઓનાં મન પણ હર્ષિત કરવા મેં જે શિરપાવ આપવા કહ્યું છે તે તાતજી તમે તમારા ભાગ્યશાળી હાથે એમને આપો.

**અધિરથ**—બેટા, એ શિરપાવ તું તારે હાથેજ તારી સાહેલીઓને આપ. તું દુષ્ટ પુરૂષના પંજામાંથી ઉગરી તે શ્રીપરમાત્માના [1]અનુગ્રહથી અને સૈન્ય શૌર્યથી લડયું તેની સહાયતાથી, અને મેં તો કમર સરખી વાંકી નથી વાળી કે હાથ સરખો હીલવ્યો નથી, કે પગલું સરખું ભર્યું નથી.

**શ્રીદેવા**—તાતજી આમ કેમ બોલો છો? શ્રી પરમાત્માનો અનુગ્રહ કહો છો તે તો પ્રથમમાંજ ખરો. અને સૈન્યની સહાયતા કહો છો તે પણ ખરી. પણ, શ્રી પરમાત્માના અનુગ્રહ વિનાતો મનુષ્ય ભૂમિ ઉપર પગલું સરખુ ભરી શકતું નથી, માટે તેમનો તો જેટલો આભાર માનું તેટલો થોડો છે. અને સૈન્યે શૌર્યથી યુદ્ધ કર્યું એટલે સૈન્યની સહાયતા પણ ખરી. પણ, તાતજી, એ સૈન્યની સહાયતા મને મળી તે કોના પ્રતાપે? તે તો તમારા પ્રતાપે ભંડારના ધણીએ [3]ભિક્ષુકને ભિક્ષા દેવા ભંડારીને આજ્ઞા કરી અને ભંડારીએ દાન દીધું, તો પ્રતાપ ભંડારના ધણીનો કે ભંડારીનો? વનમાં [4]તૃષાથી પીડાતા વટેમાર્ગુને કોઇ સુજ્ઞજને પવાલામાં પાણી લાવી પાયું તો પાડ સુજ્ઞજનનો કે પવાલાનો? માટે, મારા પ્રિય તાતજી, તમારા આશ્રય વિનાતો મારે કયારનોએ ગળે ફાંસો ખાઇ મરવા વખત આવ્યો હોત કેમકે જયદથના દુરાચરણો મને જાણીતાં છે તો પ્રાણ જતાં પણ હું મને એનો [7]સ્પર્શ ન થવા દેવું તો તેની [8]પત્નિ થઇ પળવાર પણ કયાંથી રહેત!

**અધિરથ**—બેટા! તું મારી સહાયતા સમજે છે તે તારા મારી ઉપરના પ્રેમને લીધે. હાલ મને [9]નિવૃત્તિ નથી કે તને પૂરી સમજણ પાડી તને [10]સિદ્ધ કરી આપું કે તું શત્રુના પંજામાંથી છૂટી તેમાં મેં મારી આંગળી સરખી હીલવી હોય તેટલો પણ ઉપકાર તારા ઉપર નથી કર્યો.

**શ્રીદેવા**—( વિસ્મિત બની ) **ગાયન ૨.**

[11]ત્રાહિતના [12]ત્રાસથી તાતજી તમે તારી [13]તનુજા,
[14]ગુણસાગરા ગુણ ગાવા, [15]ગીદડ ગાવડીની શી [16]ગજા?
સૂર્ય તાત [17]સૌંદર્ય [18]સાથિયા શ્રષ્ટિમાં પૂરે [19]ચોમેર,

૧ કૃપા, ૨ મદદ, ૩ ભીખારી, ૪ તરસથી, ૫ ભલા, ૬ પુરૂષનો ૭ અડકવું, ૮ પરણેલી સ્ત્રી, ૯ નવરાશ, ૧૦ સાબિત, ૧૧ પારકા પુરૂષ, ૧૨ ભયમાંથી, ૧૩ પુત્રી, ૧૪ ગુણથી દરીઆ જેટલા ભરેલા, ૧૫ હલકી, ૧૬ શકિત, ૧૭ સુંદરતા ભરેલા, ૧૮ ચોક, ૧૯ ચારે તરફ,

[1]સરિતા માત શાંતિ દીએ [2]જળપાનથી ઘેર ઘેર
વાયુ [3]વીરો વિશ્વ ભરે [4]પ્રસરાવી [5]વિમળ લ્હેર
કહો [6]કવણુ [7]કુંજલ [8]કથનીય એ કૃપા [9]કુંસાર?
પ્રતાપી એવા પિતા તમ પાડના નહી પાર
ભજન [10]ભાવિક શાં ગાવું હું તો [11]ભૂભાર?
અતિ સ્નેહથી તોએ દેવું આશીષ પિતા આ વાર,
આયુષ્ય મુજ લઈ જીવજો કોટિ વર્ષ [12]જગમોઝાર.

---

**અધિરથ**—બેટા બસ કર. તને તારનાર તે એક તો પરમાત્મા, અને બીજું સૈન્ય, અને ત્રીજું રહી ગયું હતું તે હવે મને સમજ પડે છે, અને તે આ તારા પિતા પ્રતિનો પ્રેમ જે શુદ્ધ હોવાથી તેના પ્રતાપે કોટિ વિઘ્નો પુત્ર પુત્રીનાં ટળે છે. પણ બેટા આ તારી સાહેલીઓને જે આપવું હોય તે લાવ તું કહે છે તો હું મારે હાથે આપું. ઝટ કર.

**શ્રીદેવા**—( સાહેલીઓને ) સાહેલીઓ! તમારા માટે તો હું કયારની વહેલાસર આજે ઉઠી છું અને સઘળું તૈયાર રાખ્યું છે.

**રીકમણી**-બહેન! તમે તો આપનાર છો તોએ વહેલાં ઉઠવા જીવ થયો છે તો અમે તો લેનાર છીએ, એટલે એમાં તો અમારો સ્વાર્થ રહેલો છે, એટલે અમે તો કેટલાં વહેલાં ઉઠયાં હઇશું તેનો તમેજ વિચાર કરો. બહેન મારા જીવના સોગન્દ ખાઇ કહું છું કે સવારના વહેલાસર ઉઠવાના વિચારથી આઠ વાગ્યામાં હું સુવા ગઇ, આઠના નવ થયા, નવના દસ થયા, દસના અગીઆર થયા, અગીઆરના બાર પણ થયા, અને બારનો એક પણ થયો. પણઉંઘ તો આવેજ નહી. છેવટે જ્યારે ઉજાગરાથી શરીર અશકત થયું ત્યારે પછી કાંઇ એક વાગ્યા પછી જરી આંખ લાગી.

**ગોદાવરી**--રૂકમણી! તારી તો એક વાગ્યા પછી પણ આંખ લાગી. પણ મેં તો ઉંઘના ઘણાએ પ્રયત્ન કર્યા પણ સવાર સુધીમાં ઘડીભરે મને ઉંઘ આવી હોય તો મને શ્રીદેવા બહેનનાજ સોગન્દ છે.

---

૧ નદી, ૨ પીવાના પાણીથી, ૩ ભાઇ, ૪ ફેલાવી, ૫ સુંદર ૬ કોણ, ૭ નાની એક જાતની ચકલી, ૮ વર્ણન કરી શકાય તેવા, ૯ ભાત, ૧૦ હેત ભરેલાં, ૧૧ પૃથ્વિને હું ભારરૂપી છું, ૧૨ પૃથ્વિ ઉપર.

**મહાલક્ષ્મી**-તમને બેઉને તો ઉંઘવાનો પ્રયત્ન કર્યો પણ ઉંઘ ન આવી. પણ રખેને ઉંઘ આવે તો વહેલું ઉઠાય નહી અને વહાણું વાઇ જાય, અને શિરપાવ લીધા વિના રહી જાવું, તે ડરથી મેં તો આખી રાત બેશીને કહાડી. શું કરૂં ત્યારે? બળી મારી ઉંઘ મહા ખોટી છે.

**અંબીકા**—અરે બહેનો! છાની રહો. શિરપાવ મળવાનો હોય ત્યારે ઉંઘ એની મેળે ઉડી જાય કે આપણે આખી રાત ડોળા ફાડેલા રાખી બેશી રહીએ તેમાં શું નવાઇ? આ મને આખી રાત ચૂંકો એવો ચાલ્યો કે રોઇ રોઇને રાત કહાડી. પણ પરોઢીયું થતાં શિરપાવ લેવાનો વખત થયો એટલે ચૂંકો આપથી બંધ થઇ ગયો. ત્યારે આમ આખી રાતનો ચૂંકો જતો રહે તો ઉંઘ જતી રહે તેમાં શી નવાઇ?

**શ્રીદેવા**—બહેનો! મને તો તમારી વાતો સાંભળી હસવું આવે છે. હું તો આજે તમને એટલી બધી શી દોલત આપી દેવાની હતી કે આટલું બધું જીવે કષ્ટ વેઠયું? એવું જાણત તો પહેલાંથીજ કહેતજના.

**રૂકમણી**—"પહેલાંથી કહેતજના" એ બોલ્યાં એનું કાંઇ નહી, પણ "આલતજના" એમ બોલ્યાં હોત તો અમારી ઉંઘ એક રાત હર્ષના વિચારમાં ઉડી ગઇ તેના બદલ દસ રાત વમાસણમાં ઉડી જાત.

**ગોદાવરી**—બહેન, હવેથી અમે બધીઓ શિરપાવની આગલી રાત્રે ગમે તેમ કરીને ઉંઘીશું, પણ એક રાત્રિ અમને ઉંઘ નહી આવશે એવા વિચારથી શિરપાવ આલવાનો વિચાર રખે કોઇ દિવસ માંડી વાળતાં.

**મહાલક્ષ્મી**-હાય! હાય! તો તો ઉંઘે જાય, ભુખે જાય, તરસે જાય અને બધુંએ જાય.

**અંબીકા**—ઉંઘે જાય, ભુખે જાય, તરસે જાય, અને બધુંએ જાય ત્યારે તો આ કાયામાં પછી આ જીવડો કેટલા દન રહેવા પામે!

**શ્રીદેવા**—બહેનીઓ! આમ શીદને ગભરાઓ છો? તમને ગમે તો રોજના શિરપાવ લ્યોને. (અધિરથને) તાતજી આ હાર રૂકમણીને આપો.

**અધિરથ**—લે બહેન, તારી ચંચલાઇના શ્રીદેવા રોજ વખાણ કરે છે તે સાંભળી હું અત્યંત ખુશી છું. તારી બહેન એનાથી જે બની શકે તે તુચ્છ વસ્તુ આ આપેછે તે લે.

**રૂકમણી**—પૂજય રાજાધિરાજ! આ જે અમૂલ્ય વસ્તુને તુચ્છ કહો છો તો તેથી વધુ તુચ્છ એટલે વધુ મૂલ્યવાન વસ્તુઓ સદા મારા તરફ ફેંકતા રહેજો.

**શ્રીદેવા**—તાતજી! આ હાર ગોદાવરીને આપો.

**અધિરથ**—બ્હેન, ગોદાવરી! આ તું લે. ખરે! શ્રીદેવા મને રોજ કહે છે કે ગોદાવરી એવી ભોળી છે કે જાણે ભોળા ભગવાનનો અવતાર.

**ગોદાવરી**—મને મારા માત પિતા કહે છે કે તું બહુ ભોળી છું તો તું જગતમાં બહુ મૂર્ખ ગણાઇશ, પણ મારી બેન શ્રીદેવા અને તમો તાતજીજ મારી ભોળાઇમાં ભલાઇ જુવો છો. બહેન અને તમો જુગ જુગ જીવજો એજ મારા આશીષ છે.

**શ્રીદેવા**—તાતજી! આ હાર મહાલક્ષ્મીને આપો.

**અધિરથ**—બ્હેન, મહાલક્ષ્મી! આ તું લે. શ્રીદેવા તારી નમ્રતા, સાલસાઇ મારી આગળ રોજ વર્ણવે છે. વધુ સાલસ અને નમ્ર બની જગમાં ફરી સદા સુખ પામજે.

**મહાલક્ષ્મી**—પૂજ્ય તાતજી! મારામાં કાંઈ પણ સાલસાઈ અને નમ્રતા હશે તો તે મારી બ્હેન શ્રીદેવામાં તે જોઇ તેને [1]અનુકરણ કરવાથી. માટે, મારી બહેન મારા ઉપર એના સદગુણની છાયા સદા રાખે એજ મારી ઇચ્છા છે.

**શ્રીદેવા**—તાતજી, આ હાર અંબીકાને આપો.

**અધિરથ**—બ્હેન, અંબીકા! આ હાર તું લે. તારી બુદ્ધિચાતુરીની શ્રીદેવા એટલી [2]પ્રસંશા કરે છે કે હું તે સાંભળી [3]વિસ્મિત બનું છું. ભગવાન તને એથી વધુ [4]બુદ્ધિબળ અર્પે.

**અંબીકા**—અરેરે તાતજી, તમે અને શ્રીદેવા મને જે બુદ્ધિબળ ભગવાને આપ્યું તેનાં શીદને વેરી થયાં! અરેરે, તાતજી, શ્રીદેવાને તો મારા ઉપર [5]દ્વેશ આવ્યો તો આવ્યો પણ તમને પણ દ્વેશ આવ્યા વિના ન રહ્યો?

**અધિરથ**—બ્હેન, તું તો જાણે કાંઇ ગાંડી થઇ છું.

**અંબીકા**—મારા નિકંદનનો સમય પિતા પુત્રી લાવ્યાં પછી ગાંડી કેમ ન બનું?

**શ્રીદેવા**—જા, જા, બહેન, આમ શું વિના કારણની દંડે છે?

**અંબીકા**—અરેરે! હું વિના કારણની નથી દંડતી.

**શ્રીદેવા**—ત્યારે અર્થ સ્પષ્ટ કહેની.

**અંબીકા**—મારૂં નિકંદન કર્યું એમાં શું અર્થ [6]અસ્પષ્ટ છે કે તેને સ્પષ્ટ કરૂં?

**શ્રીદેવા**—(ગભરાઇને) પણ કેવી રીતે [7]નિકંદન કર્યું, તે તો કહે.

**અંબીકા**—કેવી રીતે તે હાર આપીને.

**શ્રીદેવા**—(આશ્ચર્યમાં) હાર આપીને નિકંદન કર્યું? વાહ?

**અંબીકા**—ત્યારે હાર આપવે નિકંદન ન થયું તો બીજું શું થયું? હાર એટલે નિષ્ફળ

૧ તે પ્રમાણે ચાલવાથી, ૨ વખાણ કરે છે, ૩ નવાઇ પામુ છુ, ૪ બુદ્ધિની શક્તિ, ૫ ખાર, ૬ સમજાય નહી તેવો, ૭ સત્યાનાશ કર્યું.

તમારી વરદી કયાં નોંધાવશો ?

# વિક્ટોરીયા બેકરીમાં

( જેની સાથે ચીરાબજારની રૂસતમજી ફરામજી કનફેકશનરની રોયલ બેકરી ખરીદ લઇને જોડી નાંખવામા આવી છે ).

અરદેશર રૂસ્તમજી કનફેકશરની કું૦,

પારસી બજાર, ગનબાવડી-કોટ, મુંબઇ.

પેસ્ત્રી
લેમન કેક.
વિકટોર્યા કેક.
ઝોરાસ્ત્રીયન કેક.
જયુબીલી કેક.

સુરતી ઉત્તમ મીઠાઈ

બીજા ઘણીક જાતનાં કેક.
સ્વાદિષ્ટ પેટીઝ.

પુડીંગ.
પતેતી પુડીંગ.
ત્રીફલ પુડીંગ.
મદીરા પુડીંગ.
વિકટોર્યા પુડીંગ.
આમંડ પુડીંગ.

ક્રીસ્ટમસ કેક.

સ્વાદિષ્ટ ચીકીન પાઇ.
સર્વ જાતની બીસ્કીટ

MEDA LIST.

1902, 1903,

1904.




905, 1906

1907—08.

નામાંકિત ગૃહસ્થોની
સરટીફીકેટો
તથા
પ્રદરશનોમાં
સોના રૂપાના ચાંદો
અને
ઇનામો પામેલી
હિંદમાં
એકલી
અને
પહેલી
વિકટોર્યા બેકરી
કોટ, મુંબાઈ.

અમારાં ક્રીસ્ટમસ કેક મેવા મસાલાથી ભરપુર ઘણાંજ પ્રખ્યાત છે.

મધ્યમ દામ ! ચોખ્ખું કામ ! પંકાયલું નામ !

એકજ વાર વરદી નોંધાવી ખાત્રી કરશો ?

નવી તરેહની ઇટાલીયન તથા ફ્રેંચ પેસ્ત્રી બનાવવાનું ખાતું કહાડયું છે.

તેમજ ગામઠી મીઠાઇ પણ ખાત્રી પૂર્વક મળશે.

બહારગામના ઓરડર ઉપર ખાસ ધ્યાન આપી, સારી પેકીંગથી મોકલવામાં આવશે.

અરદેશર રૂસતમજી કનફેકશનર-વીકટોર્યા બેકરી તથા રોયલ બેકરીના માલેક.
કોટ, પારસી બજાર, ગનબાવડી, મુંબઇ.

# મરજોરજી માનેકજી કાપડીઆની કુંં

નં. ૭૫, હોરનબી રો, કોટ, બુંબાખાના પાસે. મુંબાઈ.

ચીનાઇ, જેપાનીસ, ફ્રેન્ચ, સ્વીઝ અને કોનટીનેનટલ રેશમી

કાપડ પરભારા આયાત કરનારા.

જીક કસબ ભરાવનાર તથા ડ્રેસ મેકર્સ.

બાહારગામ નમુના મોકલી,

માલ વી. પી. થી તુરત મોકલી આપવામાં આવેછે.

અમારે ત્યાં શું શું મળશે.

| | | |
|---|---|---|
| ગાજે | સીફોન | તાસા સીલીક |
| પાજે | મખબલ | આસામ સીલીક |
| ઓજરીઆં | ચાયના સીલીક | કીમોનો |
| સાટીન | સુરત સીલીક | કોસટયુમ્સ |
| દુમાસ | કાશી સીલીક | ડ્રેસીંગ જેકેટસ. |
| ગ્લેસે સીલીક | બ્લાઉઝીસ | સ્કર્ટસ |
| પેટી કોટસ | સ્કાર્ફસ | સ્ટોકીંગ્સ |
| કરચીફ્સ | ફ્રોકસ | લેસીસ. ટ્રીમીંગ્સ |



થવું, એટલે હાર મળવે, હું સદા નિષ્ફળ થઇશ, એટલે, મારૂં નિકંદનજ થયુંને ! હવે જેજેકારનાં ઝાંઝર દો તો જય થાય અને જગમાં જીવાય.

**શ્રીદેવા**—અંબીકા ! અંબીકા ! તું સદાની લુચ્ચી રહી હોં ! ઝાંઝર જોઇતાં, હતાં તેટલા માટે તેં આટલી ઉથલપાથલ કરી. મેં જાણ્યું કે શુંએક હશે.

**અધિરથ**—બહેન અંબીકા ! મારે મનતો એવીજ ખાતરી થઇ હતી કે તને કાંઇ ગાંડપણની જરી અસર થઇ ગઇ છે. (શ્રીદેવાને) બેટા ! જઇને સર્વને ઝાંઝર આપ.

**અંબીકા**—( બીજીઓને ) ગોદાવરી, રૂકમણી, ચાલો હવે આપણે આ એક સોનાની વિંટી લાવ્યાં છીએ તે શ્રીદેવા બ્હેનને આપીએ. ( વિંટી આપતાં )

**ગાયન ૩.**

એની અમારી, બલિહારી તારી, ગાઇએ શું શું સારી !
[1]નૃપ જે ભારી, પુત્રી તેની પ્યારી, વાત [2]સકળ [3]ન્યારી.
[4]રવી રળિઆમણા, [5]શશી સોહામણા, વાત તેમાં શું [6]વિપરીત ?
મોતીનાં માન ઘણાં, ઝમક તણાં એ [7]ઝરણાં, [8]પ્રભા તેની [9]પ્રદીસ.

આંબાના જે મીઠા મેવા,
થયા મીઠા શું કહે [10]જીભ્હા,
[11]અમૃત રસના ભર્યાં એવા,
જીભ્હાને નહી લેવા દેવા.
કોયલના ટહુકા રૂપાળા
તે [12]કથનીય નહી કાગ કાળા.
કોયલ કંઠે [13]માધુર્ય માળા,
[14]કાગ કરી જાણે ચાળા.

( નોકર આવે છે )

**નોકર**—રાજાધિરાજ ! કોઇ એક વૃદ્ધ બાઇ આવી છે અને આપની સમક્ષ આ પળે આવવા માંગે છે. પ્રધાનજી ઇત્યાદિએ એ બાઇને ઘણુંએ સમજાવ્યું કે તારી હકીકત અમને કહે, અમે સાંભળીશું અને ન્યાય કરીશું, અને અમારી સત્તા બહાર તારા ન્યાયની વાત હશેતો પછી મહારાજાને કહીશું. પણ, એ બાઇ કેમે કરી

---

૧ રાજા, ૨ સઘળી,, ૩ જુદી, ૪ સૂરજ, ૫ ચંદ્ર, ૬ નવાઇ ભરેલી, ૭ ઝરા. ૮ ચળકાટ, ૯ ચળકતો ૧૦ જીભના, ૧૧ મીઠા રસના, ૧૨ બોલી ન શકાય, ૧૩ મધુર સ્વરની માળા, ૧૪ કાગડા.

માનતી નથી અને રાજાધિરાજનેજ મારે વાત કહેવી છે એમ દ્રઢ નિશ્ચય લઈ બેઠી છે.

**અધિરથ**—એ બાઇનું એવું કહેવું છે તો મોકલ. ( નોકર જાય છે. )

**શ્રીદેવા**—ત્યારે તાતજી. હું જાવું છું.

**અંબીકા**—બ્હેન ઝાંઝરનું મોડું થાય છે અને અમને તેથી ઠીક લાગતું નથી.

**અધિરથ**—જા બેટા. (શ્રીદેવા સાહેલીઓ સહિત જાય છે). ( વૃદ્ધ સ્ત્રી પ્રવેશ કરે છે ).

**અધિરથ**—( વૃદ્ધ સ્ત્રીને ) કેમ વૃદ્ધ બ્હેન ! કેમ તમારૂં મારી પાસે આવવું થયું છે ? રાજ્યકારભારીઓને કહેવાય નહી એવી કાંઇ તમારી ગુપ્ત[1] વાત હોય તો મને કહો.

**વૃદ્ધ સ્ત્રી**—ગુપ્ત વાત કાંઇ નથી. પણ [2]પ્રસિદ્ધ વાત છે. માત્ર તમારી પાસેથી તે વાતનો ઉત્તર લેવાનો છે તેથી આવી છું.

**અધિરથ**—તો ભલે હું ઉત્તર આપીશ.

**વૃદ્ધ સ્ત્રી**—રાજા, આ બે દિવસથી તમારા મ્હેલે હર્ષ થઈ રહેલો છે તેનું શું કારણ !

**અધિરથ**—બાઈ, આજે જ કાંઈ તમે મારા નગરમાં આવ્યાં નથીને ? બે દિવસથી મારો શત્રુ હાર ખાઇ પાછો ગયો છે અને મારો જય થયો છે તેથી મારા મ્હેલે હર્ષ થઇ રહેલો છે.

**વૃદ્ધ સ્ત્રી**—પણ, રાજા, તમે શા ઉપરથી કહો છો કે તમારો જય થયો છે ?

**અધિરથ**—શા ઉપરથી કહું છું તે આ રીતે કે મારૂં સૈન્ય શૌર્યથી લડયું અને જયદશ્ર ઉપર જય મેળવ્યો.

**વૃદ્ધ સ્ત્રી**—ત્યારે તો જય સૈન્યનો થયો.

**અધિરથ**—(બાજુ) અરે ! આતો જેમ પુત્રીને તારનાર સૈન્ય તેમ સૈન્યે જય મેળવ્યો તો હર્ષ સૈન્યનો થવો જોઇએ. ( વૃદ્ધ સ્ત્રીને ) પણ સૈન્યનો જય તે સૈન્યના રાજાનો પણ જય.

**વૃદ્ધ સ્ત્રી**—સૈન્યનો જય તેજ રાજાનો જય તો, જયને લીધે રાજાને મ્હેલે હર્ષ અને સૈન્યની ઝુંપડીએ [3]શોક તે કેમ ?

**અધિરથ**—( સ્તબ્ધ બની જઇ વિચારવંત સ્વરે ) એમ તે હોય !

**વૃદ્ધ સ્ત્રી**—એમ ના હોય તો જરા મ્હેલની બ્હાર પગ મુકી જુવો કે તમારા મ્હેલે હર્ષના હળ ખેડાઈ રહ્યા છે અને સૈન્યની ઝુંપડીએ શોકની શૈયાઓ પથરાઇ

૧ ખાનગી, ૨ જાહેર, ૩ દિલગીરી.

છે. તેમને ત્યાં તો કોઇ માં બહેનો માથાં મોઢાં કૂટી કૂટી મરે છે; કોઇને ત્યાં તેમની [૧]તરૂણીઓ અને તરૂણ બાળકો તરફડી ટળવળે છે, તો કોઇને ત્યાં પિતા ભાઇઓ પોકારો મેલી [૨]પ્રાણ ત્યાગ કરે છે. રાજા ! તારી એક પુત્રીનાં સુખને અર્થે પ્રજાના એટલે તારા પોતાના હજારો પુત્રના ભોગ દીધા છે અને તે પુત્રોનાં સ્નેહી સંબંધીઓનાં સત્યાનાશ વાળ્યાં છે રાજા ! તારે મહેલે [૩]મનવાંચ્છિત મણકાઓની માળાઓ મઢી અને સૈન્યને ત્યાં [૪]મહાકાળ [૫]મૃત્યુને મોકલી મોતની મેખો મરાવી; રાજા ! પોતે આનંદની અડાળીએ [૬]અભયથી અઢેલીને ઉભા રહ્યા અને સૈન્યને [૭]આપત્તિના અંધારામાં હડસેલી આથડીયાં ખાતી કરી; રાજા ! પોતાને ત્યાં [૮]અન્નપૂર્ણાને આમંત્રણ દઇ [૯]અભિવન્દન તેનું કરી [૧૦]અમૃત પામ્યા અને સૈન્યના ત્યાં ગોળનાં ગાવડાંઓ ગબડાવી દઈ ગદગદિત કર્યાં.

**અધિરથ**—( [૧૧]શોકગ્રસ્ત થઈ જઇને ) બાઈ ! માતુ ! બસ કર. તારૂં કહેવું અક્ષરે અક્ષર સત્ય છે. મારી પુત્રી શ્રીદેવા તેવીજ મારી બીજી પુત્રી મારી પ્રજા, પણ, એક નાનકડી પુત્રી જે શ્રીદેવા તેને ઉગારવો ગયો અને મોટી વૃદ્ધ પુત્રી જે પ્રજા તેનો ભોગ આપ્યો, એવો હું મૂર્ખ, મતિહિન ! એક હાથની પાંચ આંગળીઓ તેમાંની એકને ઉગારવા બીજી ચારને કાપી નાંખી ! ગળે હાર ઘાલવો તે કાજે મસ્તકનેજ ઉડાવી દીધું ! મુખ સપાટ સુંવાળું કરવું તે કાજે મુખનાં મૂખ્ય અંગો, નાક, કાન, એ સર્વને કાપી નખ્યાં ! અરેરે !મૂર્ખાઇની ક્યાં હદ આવી ! માતુ ! તું કહે તેટલું દ્રવ્ય તને આપું અને તું તારૂં મન શાંત કર.

**વૃદ્ધ સ્ત્રી**—તારાં દ્રવ્યને મારે શું કરવું છે ? રાજા ધનથી લોભાય માટે મારે એક ઝુંપડી, ચાર હાલ્લાં ને એક ખાટલો, એ જે ધન છે તે તને જોઇએ તો તું લે, પણ મને તો મારો ધનથી વધુ ધનવાન પુત્ર પાછો આપ.

**અધિરથ**—માતુ ! તું આમ ક્રૂર થા નહી. દુઃખ ઉપર ડામ દે નહી. લજ્જાથી લધાએલાને શીર લજ્જાની લાધી વધુ ના લાધ; ખેદના ખરજવાંથી ખેદિત તેને ખીલાથી ના ખોતર. રાજા પાસે જે કાંઇ વસ્તુ હોય તે ધન છે તે તને આપવા કહું છું તે તું ના કહે છે ત્યારે બીજું તને શું આપું ?

**વૃદ્ધ સ્ત્રી**—મારો પુત્ર મને પાછો લાવી આપ એટલુંજ હું માગું છું

**અધિરથ**—(શોકગ્રસ્ત સ્વરે) પણ તારો પુત્ર કેમ પાછો લાવી આપું ? તું મને રસ્તો

૧ નાની સ્ત્રીઓ, ૨ જીવ કહાડી નાંખે છે. ૩ મનગમતી, ૪ કાળરૂપી, ૫ મૃત્યુદેવને, ૬ ભય વિના, ૭ દુઃખ, ૮ અન્ન દેનાર, ૯ માન આપી, ૧૦ અમૃત રૂપી સુખ પામ્યા, ૧૧ દલગીરી ભરેલા.

બતાવ અને તે પ્રમાણે ન કરૂં તો ધિક્ક છે મારા અવતારને.

**વૃદ્ધ સ્ત્રી**—રસ્તો હું શું બતાવું ? જે રસ્તે તેં મારા પુત્રને મોકલ્યો તે રસ્તેથી પાછો લાવી આપ.

**અધિરથ**—(ગદગદિતસ્વરે) ર...સ્તે...તો...મો...ત...ને...મો...ક...લ્યો......

**વૃદ્ધ સ્ત્રી**—ત્યારે તો મોતને રસ્તે જઇ લાવી આપ.

**અધિરથ**—પણ મોતનો રસ્તો મને ખબર ક્યાં છે?

**વૃદ્ધ સ્ત્રી**—કેમ ખબર નથી ? કોઇને મોતના ભાલાઓની ભાગોળના રસ્તે મોકલ્યા; કોઇને ખલની પેઠે ખુંદાઇ મરવા મોતનાં ખંજરના ખેતરને રસ્તે મોકલ્યા; કોઇને મોત બરછીના બેટને રસ્તે મોકલ્યા; કોઇને મોત ફરશીના ફાંટાઓએ ફંટાવ્યા; કોઇને મોતની તરવારના તટના રસ્તે ચઢાવ્યા. બીજાઓની વખતે મોતના આટલા બધા રસ્તાની ખબર છે અને પોતાના વખતે કેમ આટલા અજાણ્યા થઇ જવાય છે ?

**અધિરથ**—બાઇ, ધુળ પડી મારી સમજણમાં. હું તો આ પલથી રાજ્યપાટ છોડી વનમાં જઇ વસું છું. ક્યાં તો તું મને ક્ષમા કર કે ફાવે તે શિક્ષા કર. આ ઉભો.

**વૃદ્ધ સ્ત્રી**—ક્ષમા શું કરૂં ! શીક્ષા શું કરૂં ? અંતરની આંતરડી કળકળી આક્રંદ કરે છે. અને એટલોજ શ્રાપ દેવું છું કે મારા પુત્રનો નાશનો વખત તારે હાથે આવ્યો તો ભગવાન તારી પુત્રીનો નાશ તો ના કરે પણ થોડોક કાળ એને વિપત્તિ પણ પાડજો. ( જતી રહે છે. )

**અધિરથ**—(વૃદ્ધ સ્ત્રીને) અરેરે ! માતુ શ્રાપ ન દે. નિશ્વાસના શ્રાપમાંથી મારી પુત્રી મુક્ત થવા નહી પામશે. (સ્વગત) હવે કોઇનો અભિપ્રાય પુછ્યા વિના, કે અર્ધ ઘડી [૧]વિલંબ કર્યો વિના, કે રાજ્યના કાંઇ પણ કાર્યની [૨]વ્યવસ્થા કર્યા વિના જંગલ જઇ વસું, અને મારી ખોટી મતિ માટે પસ્તાવો કરૂં, જેથી મૃત્યુ પામેલા સૈન્યના પુરૂષોના આત્મા શાંત થાએ. ( હાંક પાડે છે ) પ્રધાનજી ? સેનાપતિજી ? સુતપા ? જરા જલદી સઘળા આવો. (સ્વગત ) તાજ ! [૩]તમોગુણથી ભરેલા તગારાં જેવાં મારાં મસ્તકને [૪]સ્પર્શ કરતાં તારૂં તેજ જાય [૫]તિમિર બની જાય છે. (તાજને બાજુએ મુકે છે ). મોતી મણીની માળાઓ ! આ મૂર્ખની મૂર્ખાઇ આગળ તમારૂં [૬]મંગળ [૭]મહત્વ માટી સમાન [૮]મિથ્યા થઇ જાય છે; ( કહાડી બાજુ મુકે છે ). વિશીષ્ટ

---

૧ ઢીલ, ૨ બંદોબસ્ત, ૩ પાપ ભરેલો, ૪ અડકતાં, ૫ અંધકાર, ૬ કલ્યાણ કરે એવી ૭ મોટાઇ, ૮ કિંમત વગરનું.

વત્સો ! [1]વિષ્ટાનાં અને [2]વિકારોનાં ભરેલાં આ [3]વદનને વીંટલાઇ રહેવાથી તમે [4]પતીત થાવો છો. (પાદશાહી પોશાકો કહાડી બાજુ મુકે છે). (પ્રધાન, સેનાપતિ અને સુતપા આવે છે). (તેઓને) જુવોને, પ્રધાનજી ! સેનાપતિ ! અને સુતપા ! કાંઇક વર્ષોથી વૈરાગ્ય પ્રતિ મને અગાધ ભાવ થતો હતો અને આજ દને આ ઘડી એકાએક વાનપ્રસ્થ થવાનો મને [5]દ્રઢ [6]સંકલ્પ થયો છે. પ્રજાનું મેં તો કોઇ રીતે [7]પાલન નથી કર્યું પણ તમે પ્રજાનું પાલન કરવા સદા [8]તત્પર રહેજો. પ્રધાનજી ! સેનાપતિજી ! આ સુતપાને મારા રાજ્યની સર્વ સત્તા સોંપું છું. એ મહા જ્ઞાની અને [9]વિચિક્ષણ પુરૂષ છે; માટે જ્યારે તમે મારા જેવા [10]મતિહિનની આજ્ઞા પાળીછે તો એમની આજ્ઞા આવશ્યક પાળજો.

**પ્રધાન**—રાજાધિરાજ ! આ તે કેવા શબ્દો અમારે કાને [11]અચાનક નાખોછો ? આ શબ્દો સાંભળી અમને શંકા ઉત્પન્ન થાય છે કે અમે [12]સ્વપ્નાવસ્થામાં છીએ કે આ [13]વસ્તુસ્થિતિ છે.

**અધિરથ**—પ્રધાનજી ! કોઇ પણ પ્રકારનો આડો અવળો તમે કોઇ વિચાર લઇ જાવો નહી. હું રાજ્ય ઉપરથી આ પળે હાથ ઉઠાવી લેવું છું અને વાનપ્રસ્થ થાવું છું એ સત્ય છે. બીજું, મારી શોધમાં તમારે કોઇએ કોઇ દિવસ નીકળવું નહી અને પ્રજાજનને જાણ કરો કે તેઓમાંથી કોઈ મારી શોધમાં નીકળશે તે મહા શિક્ષાને પાત્ર થશે. આનું કારણ એ છે કે હવે મારી દશા સારી કે માઠી હોય તેની તો શું પણ ક્યારે મારૂં મૃત્યુ થયું તેની પણ જાણ મારે કોઇને પડવા દેવી નથી. હવે, સુતપા ! તમે મને કોલ આપો કે જે રાજ્યસત્તા હું તમને સોંપું છું તેનો પ્રાણ જતાં પણ તમે ત્યાગ કરશો નહી. વળી બીજો કોલ એ આપો કે જે સમય તમને યોગ્ય લાગે તે સમયે મારી પુત્રી શ્રીદેવાને વરી તેણીને કોઈ [14]અધર્મીને હાથ જવા દેશો નહી.

**સુતપા**—પૂજ્ય રાજાધિરાજ ! સંસાર પ્રતિ તાત્કાલિક વૈરાગ્ય આપને ઉત્પન્ન થયો એ જોઇને હમણાં પ્રધાનજીએ કહ્યું તેમ મને વિપરીત વિચારો [15]ઉદ્દભવે છે, પણ તે વર્ણવવા [16]ઉચિત નથી જોતો. આપ જે વચનો મારી પાસેથી માંગો છો તેના ઉત્તરમાં એટલુંજ કહુંછું કે તમે મને પાળીપોશી મોટો કર્યો છે તો કોઇ પણ કાર્ય માટે તમારી આજ્ઞા સુખમાંથી નીકલવે હું તેનું પાલન કરીશ,

૧ ખરાબ પદાર્થ, ૨ રોગો, ૩ શરીર, ૪ ગંદાં, ૫ ફરે નહી એવો ચોક્સ, ૬ ઠરાવ, ૭ પાળી નથી, ૮ તૈયાર, ૯ ડાહ્યા, ૧૦ અક્કલ વગરના, ૧૧ એકાએક ૧૨ સ્વપ્નની સ્થિતિ, ૧૩ ખરી હકીકત, ૧૪ ખરાબ પુરૂષ, ૧૫ ઉત્પન્ન થાય છે, ૧૬ ઠીક.

માટે આપની આજ્ઞા થઇ એજ પુરતી છે અને મારે વચન આપી કાંઇ આપના શીર ઉપકાર ચઢાવવાનો નથી.

**અધિરથ**—બસ, ત્યારે હવે મારે કોઇને કાંઇ કહેવાનું રહેલુંજ નથી. સર્વ સુખી રહો એજ મારા આશીષ છે. ( જાય છે. )

**સુતપા**—પૂજ્ય તાતજી ! ( પાછળ જાય છે. )

**પ્રધાન**—( સેનાપતીને ) કૌતુક તે આનું નામ.

**સેનાપતિ**—કૌતુક તે કેવું ! રાજા વાનપ્રસ્થ થયા તો થયા અને જોગટા સુતપાને જમાઇ કરતા ગયા અને રાજ્યસત્તા સોંપતા ગયા !

**પ્રધાનજી**—આટલા વર્ષ પ્રધાનપણું કર્યું તે પ્રધાનપણું નહી પણ હજામત કરી હશે કે આ જોગટાને રાજ્યસત્તા જવા દઇશું ! શ્રીદેવાને ભંભેરીએ કે તારા બાપને ખરૂં ખોટું સમજાવી સુતપાએ વનવાસ જવાની મતિ સુઝાડી, એટલે એ એના [1]વિરૂદ્ધ થઇ અને આપણા પક્ષમાં આવી તો પછી એ સુતપાના હાથમાં રાજ્યસત્તા પળવાર રહેવા પામનાર નથી.

**સેનાપતિ**—ત્યારે એમ નહી કરીશું તો શું હાથ જોડી બેસી રહીશું ? ચાલો શ્રીદેવા પાસે. ( બેઉ જાય છે. )

**સુતપા**—( આવે છે). (સ્વગત ) તાતજી તો ચાલી ગયા ! હું તો પુછવા ગયો કે આપની આજ્ઞા હોય તો કોઇ પળે આપને આવી મળું. તાતજીને [2]વૈરાગ્ય ઉત્પન્ન થયો એ કાંઇ એમનાં પૂર્વનાં પુન્યના [3]પ્રભાવે, નહી તો રાજપદમાં મોક્ષ પમાડનાર વૈરાગ્ય ઉત્પન્ન થવો અશકય છે. સંસારીજન વૈરાગ્યમાં વિઘ્ન સમજેછે પણ વૈરાગ્ય એજ મોક્ષનું [4]દ્વાર છે. પણ, ચાલ હવે રાજ્યનાં કાર્યો પ્રતિ લક્ષ આપું. હું નહી ધારતો આ પ્રધાન અને સેનાપતિ મારા હાથમાં રાજ્યસત્તા જોઈ રાજી રહેશે. હશે, જે થવાનું હશે તે થશે. ( જાય છે ).



૧ સામી, ૨ સંસાર તરફથી મન ઉઠી જવું, ૩ પ્રતાપથી, ૪ રસ્તો, બારણું.

## અંક ૧. પ્રવેશ ૩.

કાળીદાસ—( સ્વગત ) મારાં સાળાં આ કળજગનાં લોકો તો કુણુ જાણે ચીયા કાળના કાગડા ખઇને આયાં છે કે દન ઉજે તે આથમે તાર લગી પારકાં માનવીઓની વાતુંજ મોંડી મોંડીને કરવાનાં. અને કોકની વાતું ખરી ખોટી કરે તીની તો ધુળ નાશી (નાખી), પણ હુંતો કહુંછું કે ઇમિનું હાત ભવ હત્યાનાશ જજો કે મારી અને મારીજ વાતું દન અને રાત જ્યોં હોય ત્યાં આવડી શીદને કરતાં ને કરતાં હશે ! કાંઇ મી ઇમિનો બાપ માર્યો છે ! કાંઇ મી ઇમની પોંચ પાઈ કોક દનની ભોંજી છે ! કાંઇ મારાં ઘરના રોટલા પુરા કરવા આવેછે ? કે છે શું કે બશ મારી અને મારીજ વાતું ! અને ન જુવે ચઉટું કે શેરી, કે ન જુવે ઘર કે ઓંગણું, કે ચોક કે ચકલો ! બશ કાળીદાહ આવા અને કાળીદાહ તેવા, અને કાળીદાહે ઇમ કર્યું, અને કાળીદાહે તીમ કર્યું ! ઇજ વાતો ! જુવો તો ખરા ! મારાં સાળાંઓને કાળીદાહ એક બાપડો ઠીક મળી ગ્યો છે. શું કરૂં ! દાઝ તો મહીં મહીંથી એવી ચઢે છે કે મારૂં રાજ હોય તો બધાંયને અવળી ઘોંણીએ પીલાઇ નાખું, અવળી ઘોંણીએ. અને વળી મારી વાતું કરે છે તે કોંક રીતની કરતાં હોય તો મને તીનો આટલો હંતાપ ન થાય પણ આતો બશ ખોદણીનીજ વાતું. કહેછે કે મારો બેટો પેલો નરસીઓ આજે હવારે ચકલામાં મારે માટે કહે છે શું કે કાળીદાહને, "કાળીદાહ શેઠ" "કાળીદાહ શેઠ," કહીને શીદને બધાએ બોલાવો છો, ઇને તો "કાળીઓ" કહી બોલાવો, "કાળીઓ" કહી, ચ્યમ કે ઇની કને પચાહજારની મૂડી છે તોએ ઘરનો પુંજો કહાડવા કે વાહણ ઉંટકવા એક છોકરૂં હરખું તો ઇણે નોકર રાસ્યું ( રાખ્યું ) નથી, અને વાહણે હાથે ઉટકે છે અને વાશીદું પણ હાથે કાઢે છે તીને શેઠ શેના કહેવો. અમે (હવે) નરસીઆને હું ઇમ પુછુછું કે મી હાથે વાશીદું કાઢયું અને વાહણ ઉટકયાં તીમાં તારા બાપનું કાંઇ ગયું ? અને મારી પચાહજારની મૂડી તારી આંશે ( આંખે ) દેખી ના શકાઈ તો તીમાં પોંચ પાઇએ તારી આલેલી હોય તો બતાડી આલ અને લેતો પરવાર. મી નોકર ન રાસ્યો તીના માટે આ નરસીઓ મને વગોવેછે તો હુંએ ખરો કે ઇને કાચોને કાચો ખઈ ઝાય એવો મોટો ભાયડો મોનવી એક પનર દન પણ નોકર રાશું (રાખું) એટલે લોકો પછે ઇનેજ કહેવા નેકળશે કે અલ્યા નરસીઆ તું તો આમની વાત આમ કહેતો હતો પણ કાળીદાહ શેઠે તો મોટો પચા

વરસનો ભાયડો નોકર રાસ્યો છે. પેલો જીભાઈ મોટો લઠ જેવો છે અને નોકર રહેવા માગે છે, તે પોંચ રૂપિઆ મહિનાના તરીહ દનના મોંગે છે તે આલવા કહી બોલાયો છે તે આવતો હશે. અમે (હવે) ઇને પનર દન રાખીશ તોએ પનર દનના અઢી રૂપીયા જહે તે મારા જહે કે આ નરસીઆના બાપના ! હું તો બશ આઝ કહુંછું કે નરસીઆ મારી ગોંઠેથી હોનાની મોહર જેવા અઢી રૂપીઆ પનર દનમાં કાઢવા તું મારી ઘડી લાયોછું તો ભગવાન તારીએ એવી ઘડી લાવજે કે હું જોઇને રાઝી (રાજી) થવું. પનર દનના અઢી રૂપીઆ ઝાય તાંણે તરીહ દનના પોંચ રૂપીઆ ઝાય અને એ હશાબે બાર મહિનાનાતો બોલતાં મોઢું ભરાઇ જાય, અને બોલતાં બોલાય ના, અને વચારતાં વચારાય ના એવા હાઇઠ રૂપીઆ ઝવા વખત આવે તો તો ભગવાનને એટલુંજ કહું છું કે કાલ મોત આલતો હોય તો આઝ આલજે, પણ પચા હજારમાંથી હાઇઠ જવા ઘડી લાવીશ ના. આમ વરહ દનના હાઇઠ ઝાય તાંણે પચા હજાર જતાંએ ચેટલી વાર લાજે ? કોંઇ વાર ના લાજે બાપુ ! પચા હઝાર ઝતાંએ કોંઈ વાર ના લાજે. પણ, ઇ હમજણ આ નખ્ખોદીઆ નરસીઆને ચ્યાં બળી છે ! નીકર હમજે ના કે પચા હઝારના ધણીને પનર દન પણ નોકર રાખવો ચ્યમ પાલવશે અને ઈમતો આ કાળીદાહનાં ઘર તાળાં દેવા ઘડી આવશે. નોકર તો ચ્યોં હોય કે રાઝા રઝવાડામાં અને બાદછા (બાદશાહ) લોકોમાં. કહેવત પણ છે ને કે હાથી ચ્યોં શોભે તો કહે દરબારે, ભાઇ. અને વળી નોકરતો કાક ફેરાનો લૂંટી હીંડતો થાય તો મહા ખોટી દશા પલમાં કરી નોશે (નાંખે). નોકર અને નખ્ખોદીઓ ઇ બે બરાબર. ( આઘેથી જીભાઇને જોઇને ) લ્યો, જીભાઇ તો ઓ આઈ પોંકયો પણ પનર દનના અઢી રૂપીઆ લઈ જશે તેનું ચ્યમ ! હાય ! બાપ તીનું ચ્યમ

( જીભાઇ આવે છે.)

**જીભાઇ**—શાએબ. હું આયો છું.. મારા છીઆની મોંને પુછવા જ્યો હતો કે તરી દનના પોંચ રૂપીઆમાં રહું કે ચ્યમ તે ઇ કહે છે કે રહેવું હોય તો રહો, તો હું નોકર રહેવા આયો છું.

**કાળીદાસ**—હુંએ તમનેજ એદ કરતો હતો.

**જીભાઇ**—તે, શાએબ, મી જબાબ લઇને આવવા તમને કીધેલું તે એક ફેરાનું માર' ઘડ ઝાય તોએ આયા વનાનો રહું ખરો કે !

**કાળીદાસ**—ઇ તો આ પનર દનના કળદાર અને હાથીના પગ જેવા અઢી રૂપીઆ લઈ જશો તીમાં ઇમ ટેમ સર તમને આવવાની હમજણ પડી છે. પણ જુઓને ઇતો

તમારે શું કે અમારે શું. બધાંએને ઇમજ. અતારે મને પણ ચ્યાંયથી પાઇ મળવાની હોય તો હેંડી નેકલું.

જીભાઈ—અરે ! શાએબ ! તમારે તો પાઇ માટે શીદને હેંડી નેકલવું પડે !

કાળીદાસ—( પોતાના પઇસા જીભાઇ જાણી ગયો છે એમ જાણી પોતાને નિર્ધન સ્થિતિમાં જણાવવા, જરા ક્રોધના સ્વરે ) ના, તાંણે ? મારા તહીં તો રાઝા રઝવાડા ઝેવો ખઝાનો ભર્યો છે અને ઇ ભવના ભવ મને પોંકવાનો અને મને પાઇની ઝરૂર નહે પડવાની ? આમ લોકો આવુંને આવું મારા માટે બોલે છે તારેજ મને કાળ ચડેછેને !

જીભાઇ—( કાળીદાસને શાંત કરવા નમ્ર સ્વરે ) શાએબ ! હું તો ઇમ કહું છું કે મારા ઝેવો ભુખે મરતો હોય ઇને નોકરી મળે તો ઘોડતો આવે. અને તમે કહો છો ઇમ પઇશા માટે તો બધાએને ( બધાંઓને ) ઘોડવું પડે, પછે મોટો બાદછા હોય તોએ શું થીયું.

કાળીદાસ—( શાંત થવાથી ) તાંણે ઇમ જરી હમજણ રાશો, અને હમજણની વાત કરો. હમજ્યા ?

જીભાઈ—હા, શાએબ, હા, હમજ્યો.

કાળીદાસ—શું, કપાળ તમારૂં, "હા" ? હમજ્યા હોવ તો ઝોવું બોલોને કે શું હમજ્યા. તમને એવી કોંક હમજણ પડી કે આપણે શેઠ કનેથી લગીર થોડો પગાર માજીએ ઇમ હારૂં, ચ્યમ કે શેઠ પણ બાપડું તમારા ઝેવું એક મોનવી છે. તમેઝ કહોને કે તમે મારી કને પનર દનના અઢી રૂપીઆ માજ્યા તે હું ચીયાં ઝાડપર ચઢી અને ચ્યાં ખાડો ખોદી તમને લાઇને આલીશ. તમારેતો આવી વાતું હમજવાની છે. હમજ્યા ?

જીભાઈ—પણ, શાએબ, હું, મારૂં બયરૂં અને છોકરાં છીઆં મળી હાત ઝણ છીએ તીને પનર દનના અઢી રૂપીઆ પણ ના ઝોઇએ ?

કાળીદાસ—ઇમ તો તાંણે કોક રાઝા હોયછે ઇને પનર દનના પનર હઝાર રૂપીઆ ઝોઇએ છે માટે તમે પણ મારી કને પનર હઝાર માંગો. ઇ તમને ઠીક પડશે. ભલા મોણસ ! તમે પણ એવી વાતો કરો છો કે ગધાડાને તાવ ચઢે. એવી વાતો પડતી મેલો અને મારાથી પનર દનના અઢી અલાય ઇમ નથી માટે બે લ્યો અને રહો.

જીભાઇ—અરે ! શાએબ ! શું બે રૂપીઆની વાતું કરોછો ? મોટા લોકની વાતુંજ એવી કે રાઝા બોલે અને દાઢી હાલે. હું તો ઝવું છું. મને ના પાલવે. (જતો રહેછે.)

**કાળીદાસ**—( સ્વગત ) ( નિશ્વાસ નાખીને ). આ મારી વખતે ઓમ બધે તાલ છે! દનીઆ મારે માટે બોલે છે ઇનો શો વાંક કાઢું, અને નરસીઓ બોલ્યો ઇનો શો વાંક કાઢું ? આ નોકર રહેવા આયો તો ઇએ મનેજ દંડતો આયો કે તમારી વાતું તો એવી છે કે રાઝા બોલે અને દાઢી હાલે ! પણ, ઇ ગધાડો એમ નહે હમજતો કે હું કહું છું તે ખરૂં કહુંછું. પણ, હશે, ધુળ નાશી ઇના નામ ઉપર. અઢી રૂપીઆ તો અઢી પણ ઇને રાશું, ( હાંકો પાડવાના ઉગ્ર સ્વરે ) જીભાઇ ! ઓ જીભાઇ ! આ ઓમ પાછા વળો પાછા. આ, આ અઢી તો અઢી લેઝો. પાશા વળો. (જીભાઇ આવે છે). હશે, અઢી તો અઢી લ્યો, તમે તમારા હવારથનીજ (સ્વાર્થનીજ) વાત કરી અને મારા હવારથ હામીતો નાઝ ઝોયુંને ! હશે. પણ હવે ઝઇને પડસાલમાં બેહો અને કોક આવે તો કહેજો મી તમને નોકર રાશ્યાછે.

**જીભાઇ**—તાંણે ઇતો કાંઇ ઢાંચ્યું રહેવાનું છે ?

**કાળીદાસ**—( ભાર દઇ પ્રચંડ સ્વરે) પણ, બાપજી, આપણે ઢાંચ્યું રાખવાનુંએ નથી તે. થોડું કીધે મસ હમજી ઝાવો. અને, હું એક ધાંટો કાઢું તો ઝટ આવઝો.

**જીભાઇ**—એક હોંકાટાની હાથ ધોડતો આયો ઇમ ઝોણજો. (જાય છે)

**કાળીદાસ**—અમે (હવે) આ પનર દનના અઢી રૂપીઆ ચ્યારે ઝાઝા ના ખટકે કે એક ધડીભરમેં બધે ઝોણ કરી દવું કે મી નોકર રાશ્યો છે; એટલે, નરસીઓ ફેરવારકો મારા માટે પોંચ લોકમાં કાંકનું કાંક બોલતાં બીવે (બીહે), અને બીઝાઓ પણ ઇની પેઠે હે (સેહ) ખઈ ઝાય. ઠીક એદ આયું. આ પનર દનથી મારી ઓંગળી પાચી છે તે માટે ખેમચંદ વૈદને અડધા ઝઇની પટી લઇને બોલાયો છે તે આવે તે ધડીએ ઇના હાથ ધોવડાવવાને બોંને જીભાઇને ઇના કને બોલાવું, એટલે ઇ ઝોણશે કે મી ઇને નોકર રાશ્યો છે; અને ઇના મોઢેથી બીજાના મોઢે, અને બીજાના મોંઢેથી ત્રીજાના મોંઢે, ઇમ પળમાં બધે વાત પરસ્યાત થઇ ઝવાની. લાય, જીભાઇને કહું કે વૈદના હાથ ધોવા માટે પાણી અંગોળીયું લાવે. (જીભાઇને હાંક પાડે છે) જીભાઇ ! ઓ જીભાઈ! અરે ઓ જીભાઇ ! ઝટ ઓમ આવઝો. (જીભાઇ આવે છે). (જીભાઇને) જુવો, આ તમારી ઝરી ખોટી ટેવ છે. મી કાંઈ બે, ચ્યાર, પાંચ કે પચા ધાંટા કાઢયા તાંણે તમે આંઇ પોંકયા. ઝરી એક, બે, કે ત્રણ ધાંટામાં આવવાનું કરો તો ઠીક, ચ્યમ કે ઓમ ધડીએ ને પલકે ધાંટા કાઢ-કાઢ કરીએ તો ધાંટો બેહી ઝાએ, અને ધાંટો બેહી ઝાએ ધાંટા કાઢવાથી, પણ દનીઆમાં લોક કાંકનું કાંક બોલવા

નેકળે તો તેને ચ્યાં ઝાલવા ઝઇએ ! ચ્યમ, મારૂં કહેવું હાર આની છે કે નહે? અમે (હવે) ઝુવોને, મી તમને ઇમ બોલાયા કે પનર દનથી આ આંગળીએ ફોલ્લો થીયો છે તેથી દખી થાવુંછું તે બધાએ લોકો કહે છે કે ખેમચંદ વૈદની પટી મારો, માટે મી ખેમચંદને બોલાયા છે તે આવનાર છે, તે માટે એક અંગોળીયું પોંણી લાવો કે ઇમને ઝટ આલવા થાય.

જીભાઇ—હા. શાએબ, આ લી આવું. તમારા મોટા લોકને તો ઇજ હંતાપ કે કોક ધ્વર આવે તો તીને નાહવા પોંણી આલો, રસોઇ ઝમાડો અને બધુએ કરો. ( જાય છે ).

કાળીદાસ—( સ્વગત ) આ જીભાઇ તો હાવ ગમારજ છે. ગરમ પોણી મી મંગાયું તે ખેમચંદના હ.થ ધોવડાવવા અને ઇ બોંને ( બહાને ) લોકમાં ઝોણ કરવા કે મી નોકર રાશ્યો છે ( રાખ્યો છે ), તાંણે આ જીભાઇ કહે છે શું કે મી પોણી મંગાયું તે વૈદને નાવણ કરાઇ રસોઇ ઝમાડવા ! હાય ! હાય ! ખેમચંદને રસોઇ ઝમાડું ! ખેમચંદ રસોઇ તો રૂપાળી ઝમે, પણ મારી કને છે શું કે ઝમાડું ! અમે ( હવે ) આ નરસીયાએ નોકરતું મેણું માર્યું ઇનો તો આમ રહતો કાઢયો અને ઇના મોઢે તાળું હદાએતું વહાય ઇમ કર્યું. પણ કહે છે કે આ પેલો જેઠીઆ કાલ હાંજે કામેહરની પોલમાં કહેતો હતો કે કાળીદાહે તો ઇની વહુને દહ દન પર મારી હતી તેથી એના પીએર નાશી ઝઇ છે. મગનીઆની મા તો રાઝી ખુશીથી ચાર દન માટે જઇછે અને આ જેઠીઆએ આવી વાયકા ઉડાડીછે ! અમે ( હવે ) આનું ચ્યમ કરૂં ? લાય, ઇનો રહતો ઇમ કાઢું કે મગનીઆની માંને કાગળ લશું કે તું અમે ( હવે ) ઝટ આય. ( કાગળ, પરબીડીયું અને પેનસીલ ગુંજામાંથી કાઢે છે ). હાય ! બાપ ! નરસીઆના કપાળમાં અઢી રૂપીઆ ચોઢયા અને જેઠીઆના કપાળમાં આ કાગળ પરબીડીયાના બે ત્રણ ઝઇ ચોઢવાના હતા તે ચોઢુંછું, શું કરૂં તાંણે ! ( કાગળ લખે છે ).

મીઆં ગોમ મધે ભાઇ મગનીઆને માલમ થાએઝે હાજીપરથી લખીતંગ કાળીદાહના સલામ વાંચઝો અને તારી માને કીઝે ( કહેજે ) કે અમે ( હવે ) ઝટ નેકળી પડી પાશાં આવે તો ઠીક ચ્યમ કે આંહી અમારી દશા એવી છે કે થોડું લશવે ઘણું હમઝો તાંણેજ તમને હમઝ પડે. માટે આ હમાચાર પોંકતાવાર નેકળી પડવું. લી. કાળીદાસ કુબેરદાસના રોમ રોમ વોંચજો. (ઘડી વાળતાં) આ કાગળ વાંચવે મગનીઆની માં બીશે કે મને કાંઈ મંદવાડ થીયો હશે, એટલે એ તુરતા તુરત આવશે એટલે આ જેઠીઆ જે મુને વગોવતો, ઇના મુંઢે,

અને નરસીઆને મુંઢે, ઈમ બેયનાં ( બેઉનાં ) મોંઢે તાળાં દેવાશે. અને બેનાં મુંઢા ઈમ બોલતાં બંધ થીયાં તો બારનાં થીયાં બરાબર, અને ઈમે કરતાં કરતાં બધાં લોકનાં બંધ થીયાં ઝોણવાં. લાય, આ કાગળ જીભાઇને આલું કે ટપાલમાં નાશી ( નાખી ) આવે. ( જીભાઇને હાંક પાડે છે ) જીભાઇ ! ઓ ! જીભાઇ ! ઝરી ઝટ આવજો. ટપાલમાં કાગળ નાશી ( નાખી ) આવવાનો છે. એ ઝરી તાકીદ છે. ( સ્વગત ) ચ્યમ મારો બેટો ઝવાબ નથી દેતો ! ( જીભાઇને હાંક પાડે છે ) જીભાઇ ! અરે ! ઓ ! જીભાઈ ! આ થીયું છે શું કે ઝવાબજ ના મળે ! જીભાઇ ! ઓ ! જીભાઇ !

( જીભાઇ પાણીનું વાસણ ભરેલું માથે મેલીને આવે છે ).

જીભાઇ—અરે ! શાએબ ! શીદને ધાંટા કાઢ કાઢ કરો છો ? આ પાણીનું વાહણુ માથે મેલેલું હતું એટલે ધીમે હીંડવું પડતું હતું તે આવતાં વાર થાય કે ન થાય ? ( પાણીનું વાસણુ ઉતારી એક બાજુ ઉપર મુકે છે )

કાળીદાસ—( બાજુ ) કામ તો હપાટાબંધ કરે છે. ( જીભાઇને ) અંહં ! હમનચો અમે ( હવે ). મોંથે પાણીનું વાહણુ તીમાં ઝટ હીંડાયું નહીં. મી તો ઝોણ્યું ચ્યમ હશે આટલા ધાંટા કાઢયા તોએ ઝવાબ ના મળે. જુવોને આ કાગળ જરી નાશી ( નાખી ) આવવાનો છે. ( મગનીઆની મા ઉપર લખેલો કાગળ આપે છે ).

જીભાઇ—નાશી આવવાનો છે ઇમા તે શું ભારી કોમ છે ? ( બાજુ ) ફાડીને નાશી આવવાનો છે તીમાં મારૂં કોમ શું છે કે મને આલે છે ? હાથ નાઝુક હશે તે કાગળ ફાડતાં અને લાંબો હાથ કરી ફેંકી દેતાં તીને ધકો પોંફી જતો હશે !

કાળીદાસ—તાંણે, જીભાઇ, તમે એ નાશી તો પછે આવજો, અને હમણા હું તો મહી ઝાવુંછું ચ્યમકે આ ફોલ્લાની વેદના વધારે થાય છે, અને ખેમચંદ આવવાની તીઆરીમાંછે, માટે એ આવે ત્યાં લગી તમે ઓંહી કને થોભો અને ઇને પોણી બોણી આ લાયા છો તે આલજો, ( જાય છે ).

જીભાઈ—આ કાળીદાસ તો કુણ ઝાણે હાવ ( સાફ ) બયરૂંજ ઝોઇ લ્યો. અમે ( હવે ) એક ફોલ્લાની વેદના ના ખમાઇ તે મહીં ઉંજી ઝવા ઝાય છે. ( કાળીદાસનો ભત્રિજો જાત્રાએ ગયો હતો તે પાછો વળતાં એક દિવસ કાળીદાસ કાકાને ત્યાં મળવા આવે છે ).

જેસંગ—( જીભાઇને ) અરે ! તમારૂં નોમ ! કાળીદાહ ઓંહી કને રેહે છે ?

જીભાઇ—( જેસંગને ખેમચંદ વૈદ સમજી ) આવો વૈદરાઝ ! આવો ખેમચંદ ભાઇ! કાળીદાહ શેઠ ઓંહી કનેજ રહે છે. તમારીજ ચ્યારની વાટ ઝોઇ રહ્યા છે.

જેસંગ—ના, ના, મારી વાટ તો કયાંથી જોતા હોય. હું તો અણધાર્યો આઈ ચઢયો છું, તો મારા આવવાની ચ્યમ કરી ઇમને ખબર હોય !

જીભાઈ—હોવે ! તમારી ખબર તો ચ્યમ ના હોય ! શેઠતો બાપડા વાટ જોઇ જોઇ અને ચેટલું કલ્પાંત કરી જ્યા.

જેસંગ—તમારૂં કહેવું મને મોન્યામાં નહે આવતું.

જીભાઈ—અરે ! આટલું મોન્યામાં નહે આવતું તો તમારા માટે શી શી તીઆરીઓ થઇ છે ઇ બધી કહે ( કહીશ ) તે તો તાંણે ચ્યમ મનાશે ?

જેસંગ—મારા માટે તીઆરીઓ ?

જીભાઈ—હા. હા. તમારા માટે તીઆરીઓ. તીની શું તમને કાંઇ લાઝ આવે છે શું ?

જેસંગ—ના. ઇમ નહીં. પણ હું ઇમ કહું છું કે મારૂં આવવાનું કાંઇ નકી નહોતું તોંણે શેઠે જાણ્યું ચ્યમ !

જીભાઇ—ચ્યમ તે ઇમ, અમે ( હવે ) ઇતો શેઠના હનાન હુતકની વાત થઇ છે ને ! લ્યો, લૂગડાં ઉતારો. ( પાણીનું વાસણ નાહવા જેસંગ આગળ મુકે છે ).

જેસંગ—( બાજુ ) કાકાના સાસરીઆમાં કોઈ મરી જયું હશે. ( જીભાઇને ) પણ મને કહોને કે કોનું હનાન હુતક છે.

જીભાઇ—( બાજુ ) આ ખેમચંદને ખબર નથી ઈને બોલાવો છે તે શેઠે પોતાના હગા માટે નહીં પણ પોતાના માટે. ( જેસંગને ) અરે તમને શું કહું ! શેઠ પંડે બાપડા આંગળીએ ધડ નેકલ્યું તેથી પનર દન પીડાયા અને છેવટે નાઝ મટયું.

જેસંગ—( બાજુ ) હાય ! મારા કાકા શું ધડ નેકળવાથી મરી જ્યા ? ( જીભાઇને ) પણ મને જરી હમાચાર તો કહેવાડવા હતા.

જીભાઈ—તે શેઠ તો બાપડા કહેતાંજ હતા કે લોકાએતો ઇમને પરથમથીઝ કીધુ હતું કે ભાઇને ( ખેમચંદ વૈદને) બોલાવો પણ ભલા મોણુસ હમજ્યા ના અને દખી થયા. લ્યો, લૂગડાં ઉતારો અને નહી (નાહી) લ્યો. હું મહીં ઝઇને આવું છું. ( જતાં બાજુ ) શેઠને સંદેશો પોકાડું કે વૈદ આયો છે ( જાય છે ).

જેસંગ— ( લૂગડાં ઉતારતાં ) હાય ! હાય ! મારા કાકા મરી જ્યા અને મને તીની ખબરે ના પડી ! હું તો જાત્રાથી ઘર જતો હતો તે જાણે ભગવાનેજ કાકાના ઘર આવવાની હમજ પાડી અને હું આંહી આયો. એ મારા કાકારે ! હવે હું ચ્યમ કરીશ ? ( લૂગડાં ઉતારી માથુ હાથમાં નાખી નીચું મોંહ કરી ઉદાસીમાં બેસ છે ). ( કાળીદાસ જીભાંઇ સાથે આવેછે, આવતાં આવતાં ).

**જીભાઇ**—(કાળીદાસને) હું વૈદના લૂગડાં ઉતરાઇને સંદેશો પોંકાડવા આયો હતો તે એ નહી (નાહી) પણ રીલ્યા હશે.

**જેસંગ**—(જીભાઇ તેમજ કાળીદાસ ઉપર નજર ન પડવાથી) (સ્વગત) ઓ ! મારા કાકારે ! હાય ! મારા કાકારે !

**જીભાઇ**—(કાળીદાસને) આ વૈદ તો ભલો માણસ છે. ઇનો કાકો મરી જ્યો હશે તીના સનાન ઓંહી ફને નાહવા બેઠો તોંએ ગાય છે.

**જેસંગ**—(સ્વગત) કાકારે ! મને શી ખબર કે તમે મરીજ જશો !

**કાળીદાસ**—(જીભાઇને) અરે ! જીભાઇ ! આતો મારો ભત્રીજો જેસંગ છે.

**જીભાઇ**—તાંણે તમારો ભતરીજો વૈદું શીશેલો એવો પરવીણ વિદ્વાન છે ! ઇમ !

**કાળીદાસ**—ના, ના, અમે (હવે), ઇતો વૈદુએ નહે શીશ્યો (શીખ્યો) કે કાંઈ નહે શીશ્યો પણ ઇનો કાકો તો હુંઝ છું તાંણે કાકાના નામના પોક ચ્યમ મેલે છે ?

**જીભાઈ**—(વિસ્મિત બની) મારા હમ ! હાચું કહો છો ? તમે ઇના કાકા થાવો ! તાંણે તો રામ ઝાણે ચ્યમ કાકાના પોક મેલતો હશે ! લાવોને પુશી ઝોવું. (જેસંગ પાસે જઇને) અરે ! આ નાહવા બેઠા છો ત્યાં લવરી શી મોંડી છે !

**જેસંગ**—( માંથુ ઉચુ કરી જુવે છે તો કાળીદાસના ઉપર નજર પડે છે) (કાળીદાસને) કોણુ મારા કાકા ! તમારાં દર્શન ! કાકા ! કાકા ! મને તો આ તમારા માણુસે વાત કરી તે હું અવળી હમજ્યો.

**જીભાઈ**—(ક્ષોભ પામી ) વાહ ! વાહ ! મી તમને શું કીધું કે તીનો અરથ અવળો હમજમાં આયો ? ઝટ નહી લ્યો તો રસોઈપાણી કરો તે માટે લૂગડાં ઉતારવા, અને નહી (નાહી) લેવા મી તો કીધું તીમાં ખોટું શું મી કીધું કે તેનો અરથ અવળો હમઝાયો ! આ અવળુ તો તમે મુને હમઝાવ્યું કે મી તમને વૈદ કીધા પણ તમે ઇમ ના કીધું કે હું વૈદ નહે પણ શેઠનો ભતરીઝો છું.

**કાળીદાસ**—(જેસંગને) ભાઈ આતો તું પણ ભૂલ્યો અને આ જીભાઇ પણ ભૂલ્યા. લે, અમે (હવે) તું ઘરમાં હીંડ જરી થાક ખા. (જીભાઇને) જીભાઇ ! તમે તો વૈદ માટે ઓંહીજ રહેજો. (કાળીદાસ અને જેસંગ જાય છે)

**જીભાઇ**—(સ્વગત) શો સમો આયો છે ! કહે છે કે ભલાઇ કરવાનો વખતજ નહે તે હાચું છે. અમે (હવે) બળી એ વાત ! થીયુ તે થીયું. ગઇ તથને ઝાઝી સંભાળવી ચેવી ! અમે (હવે) આ કાળીદાહ શેડે કાગળ ( ગજવામાંથી કાગળ કાઢે છે) નાશી આવવા કીધું તે ઇને તો હાચવીને રાશીશ (રાખીશ) તો એવાં પચ્ચા હો એકડાં થતાં શેર બશેર ભાર થશે તો ગોંધીને તહીં વેકતાં ઝઇ એ

ઝઇ આવશે. મોટા લોક તો એવા કાગળના કકડા નાશી આવવા કેહ. ( પરબીડીયુ ફાડે છે. અંદરનો કાગળ કાઢે છે) આ મહીલીપાનો કાગળ મોટા છે. ઇનેજ ઝાળવી રાખું. આ (પરબીડીઓ) ઉપરનો નેનો છે અને ફાટલો છે તે કોમ આવશે નહી. (ફાડી નાંખી કકડા બહાર નાખવા ગુંજવામાં મેલે છે ). (ખેમચંદ વૈદ આવે છે)

**ખેમચંદ**—શેઠ છે કે ?

**જીભાઈ**—હા, છે. છે. પણ, તમે કુણ ! વૈદરાઝછો ને !

**ખેમચંદ**—હા. હા. હું ખેમચંદ વૈદ છું.

**જીભાઈ**—તાંણે મલમપટી દેખાડો ઝોવું વારૂ. હમણા વૈદના બદલે ભત્રિઝો નેકળ્યો તેમ વળી પાછો વૈદના બદલે ભાણેઝ કે ભાઈ નેકલે તો મારે તેનો ચ્યાં હંતાપ વેઠયા કરવો !

**ખેમચંદ**—લ્યો, ભલા માણુસ, (પટી કહાડીને દેખાડે છે) આ પટી ખરીને ?

**જીભાઈ**—(પટી જોઇને) ખરી, ખરી, તમે વૈદ ખરા, અમે (હવે) આ પોણી તીઆર છે.

**ખેમચંદ**—(બાજુ ) પાણી તો પટી લગાડયા પછી બગડેલા હાથ ધોવા સારૂ હશે ?(જીભાઇને) પાણી તો પટી લગાડયા પછી.

**જીભાઇ**—ઇ તમારી ના ના ચાલે. શેઠનો હુકમ છે.

**ખેમચંદ**—તો શેઠનો હુકમ મારા શીર પણ પટી લગાડયા પછી. (બાજુ) હાથ પહેલાંથી ધોઇને શું કરૂં ?

**જીભાઇ**—તાંણે, તમે ઝોણો ઇતો. અને શેઠના મોહ ઉપર ખરી વાત કહેઝો. ( કાળીદાસ આવે છે ).

**કાળીદાસ**—(ખેમચંદને જોયો નથી) (બાજુ, મોટા સ્વરે) જીભાઇ ! એ જીભાઇ ! ઝુવોને, વૈદ તો હઝી આયો નહે માટે તમને એંધાણી આલું તંહી ઝઇ ઇને બોલાઈ લાવોને. ( વૈદ ઉપર નજર પડતાં ) ઓહો ! ખેમચંદભાઇ આયા છો ! મી કીધું ચ્યમ હઝી લગી આયા નહી. ઝુવોને, પટી તો હું ખાટલા ઉપર હુઇશ તાંણે લગાડશો તાંણે મારાથી પટીની વેદના ખમાશે.

**ખેમચંદ**—પટી લગાડવામાં કાંઇ વેદના નહી થશે તોપણુ ચાલો અંદર આવું. ( બેઉ જાય છે ).

**જીભાઇ**—( સ્વગત ) શેઠનો ભત્રિઝો આયો તો મારાં માથે કાંઇ આળ ચઢાવતો આયો તો આ વૈદ પણ કાંઇ આળ ચઢાવશે ખરો. મી ભૂલ કરી કે શેઠ આંહી ઉભા રહ્યા તે ઘડીએ વૈદને મોઢે કબુલ ના કરાઇ લીધું કે મીતો ઇને નહાવા પોણી આલ્યું પણ ઇણે પટી લગાડયા કેડે નહાવા કીધું, નોકરીના દખ મહા ખોટાં !

બાપજી ! હાહતરમાંએ નોકરીનેતો કનેહમાં કનેહ ( કનિષ્ટમાં કનિષ્ટ ) કીધી છેને !

( જેસંગ આવે છે )

**જેસંગ**—( જીભાઇને ) જીભાઇ જરી અંદર શેઠ પાંહે જાવને.

**જીભાઇ**—ઇતો વૈદે હાચી ગુઠી મારા માટે કરી હશે તીમાં શેઠ મને બોલાવતા હશે. પણ હું બરમહત્યા ( બ્રહ્મહત્યા ) ના સોગન્દ ખઇને કહું છું કે ઇ આયો તેવુંજ મીતો નાહવા માટે પોણી આલ્યું પણ ઇ નાનો હા થીયો નહીં, તાંણે હુંતે બોધીને કે કાંઇ ઘોલ મેલીને (નાવા) નહાવા બેહાડું કે ચ્યમ કરૂં ! અને શેઠ કહે તો ઇમે કરૂં. અને ઇના બાપને પણ નાહવા બેહાડું તાંણે મેલું.

**જેસંગ**—એવું કાંઇ નથી. આતો વૈદ પટી લગાડે તે ઘડી પાસે ઉભા રહો તે માટે બોલાયા છે.

**જીભાઇ**—ઇતો શેઠ લોક ચીઆં બાને ( બહાને ) બોલાવે અને પશે ચીઆં બાને ( બહાને ) ગળાં વાઢી નોંખે. ઇતો બધીએ હમજણ મને છે. ( જાય છે ).

**જેસંગ**—( સ્વગત ) આ જીભાઇ તો કાંઇ વાતુંજ કાઢે છે એવી કે શી કહીએ !

( કાળીદાસનાં સ્ત્રી ગંગા આવે છે )

( કાકીને ) કોણ ? કાકી ? તમે આઇ પોંકયા ! મારા કાકાએ હમણાંજ કીધું કે તમને ઝટ પાછા આવવા કાગળ લખ્યો છે. કેમ ખુશીમાં તો ખરાને ?

**ગંગા**—હા, બેટા. ખુશીમાં છું. તું પણ ખુશીમાં તો છેને ? બે ચાર દનથી આવું આવું કરતી હતી પણ મગનીઓ રોજ થોભાઇ પાડે.

**જેસંગ**—હુંએ આજેજ હમણા આયો. ચાલો કાકી. ( બેઉ જાય છે ).

( જીભાઈ ખેમચંદને લઇને આવે છે ).

**જીભાઇ**—( ખેમચંદને ) તાંણે આ ફોલ્લી તીતો તમારી પટીથી ઝટ મટી જશે ચ્યમ ! લ્યો, અમે ( હવે ) આ પોણી તીઆર છે.

**ખેમચંદ**—પાણીને શું કરવું છે. હાથ કાંઇ બગડયા નથી. લાવો તોએ જરી નાખો તો ધોઇ લેવું. ( હાથ ધોવા લાંબા કરે છે )

**જીભાઇ**—પણ, બધાંએ લૂગડાં ઉતારો તોંણે પોણી નાશું ( નાખું ) કે લૂગડાં હંગાથેજ નાશું (નાખું) ?

**ખેમચંદ**—પણ કાંઈ નહાવું થોડુંક છે કે બધાં લૂગડાં ઉતારૂં !

**જીભાઇ**—અરે તમારૂં ભલું થાય. તમે શીદને માથાફોડી કરાવો છો ! તમે આયા ત્યાર મોરનું શેઠે તમારા નાહવા માટે પોંણી તીયાર કરાઈ મેલ્યું છે. નહી લ્યો ઝટ. બાપા ! ઝટ નહી લ્યો. મારા બાપા કહું, ઝટ નહી લ્યો. ચેટલી વાર લાજવાની છે ? ભેગો ભેગો ધરમે હચવારો.

ખેમચંદ—પણ પટી લગાડવાથી ક્યાં અભડાવાનું છે કે મારે અત્યારે નહાવું જોઇએ?

જીભાઇ—તમે ઇમ નહે હમજવાના. રહો શેઠને બોલાઇ લાવું. (જતાં, બાજુ) પેલા ભત્રિઝા કરતાંએ આ વૈદ મારો સાળો ખોટો નેકળ્યો! ક્યારનો હમજાવું છું પણ લગીર માનતો નહે.

(કાળીદાસ આંગળીના દરદથી બૂમો પાડતા આવી ચઢે છે).

કાળીદાસ—(સ્વગત) અરર! અરર! કાલીતો જીવ લેશે તાંણે ઝહે. ઇમ નહે ઝવાની, મને ઇની ખાતરી છે.

! બડકા (બૂમો) પછે પાડજો. પણ ઝુવો આ વૈદને નાહવા પાણી તે લેતા નથી પછે તમે મારો વાંક કાઢશો.

નાહવા શેના બેસાડો છો?

પાણી મેલાયું તે નાહવા માટે અને નાઇને (નાહીને) ભોજન ઝમવા એમ?

) ત્યારે ભલા માણસ મને કહેતો ખરા કે જમવાનું છે તેથી નાહવા છો. મેં તો જાણ્યું કે પટી લગાડતાં હાથ બગડે તે હાથ ધોયા તે બસ.

દ ભાઇ; હા. તમે હમજ્યા એજ હતર આની. હાથ ધોવાઝ મી પાણી મઅનીઆની માં ગોમ જાઇછે તે હુંઝ રસોઇ વના આઝ રહ્યો રસોઇનો તો અખેર (અક્ષર) પણ જીભાઇને નહે કીધો.

આવીશી. હું જાવું છું.

ઝાવ. (જીભાઇને) આ વૈદને ભોજન કરાવવા નેંકલ્યા તે મને કાંક પઇશા થતા હશે કે લોકોને જમાડવાનાં ભોજન મારા ઉતરી આવેછે? તમારા પગારમાંથી આમ વૈદને ભોજન મને ના નથી. ઝુવો, ઝરી હમઝ રાખો.

ગાયન. ૪

[1]ઝઝમાન થઇ ઝમાડયાં [2]ઝેવાર, (જેવાર)
મોટાં પોંચ દહ બાર;
ઝારો ભાઇ કાઢારે ઝાર,
પારો શું [3]કહો નિજ પરિવાર?
બાપ છે મોટો આધાર,
ઉઝળું એથી હાંઝ હવાર;

૩ નીજ. પોતાની, ૪ પઇસાજ.

બાપજી ! હાહતરમાંએ નોકરીનેતો કનેહમાં કનેહ ( કનિષ્ટમાં કનિષ્ટ ) કીધી છેને !

( જેસંગ આવે છે )

**જેસંગ**—( જીભાઇને ) જીભાઇ જરી અંદર શેઠ પાંહે જાવને.

**જીભાઇ**—ઇતો વૈદે હાચી ગુઠી મારા માટે કરી હશે તીમાં શેઠ મને બોલાવતા હશે. પણ હું બરમહત્યા ( બ્રહ્મહત્યા ) ના સોગન્દ ખઇને કહું છું કે ઇ આયો તેવુંજ મીતો નાહવા માટે પોણી આલ્યું પણ ઇ નાનો હા થીયો નહીં, તાંણે હુંતે બોંધીને કે કાંઇ ધોલ મેલીને (નાવા) નહાવા બેહાડું કે ચ્યમ કરૂં ! અને શેઠ કહે તો ઇમે કરૂં. અને ઇના બાપને પણ નાહવા બેહાડું તાંણે મેલું.

**જેસંગ**—એવું કાંઇ નથી. આતો વૈદ પટી લગાડે તે ઘડી પાસે ઉભા રહો તે માટે બોલાયા છે.

**જીભાઇ**—ઇતો શેઠ લોક ચીઆં બોને ( બહાને ) બોલાવે અને પશે ચીઆં બોને ( બહાને ) ગળાં વાઢી નોંખે. ઇતો બધીએ હમજણ મને છે. ( જાય છે ).

**જેસંગ**—( સ્વગત ) આ જીભાઇ તો કાંઇ વાતુંજ કાઢે છે એવી કે શી કહીએ !

( કાળીદાસનાં સ્ત્રી ગંગા આવે છે )

( કાકીને ) કોણ ? કાકી ? તમે આઇ પોંકયા ! મારા કાકાએ હમણાંજ કીધું કે તમને ઝટ પાછા આવવા કાગળ લખ્યો છે. કેમ ખુશીમાં તો ખરાને ?

**ગંગા**—હા, બેટા. ખુશીમાં છું. તું પણ ખુશીમાં તો છેને ? બે ચાર દનથી આવું આવું કરતી હતી પણ મગનીઓ રોજ થોભાઇ પાડે.

**જેસંગ**—હુંએ આજેજ હમણા આયો. ચાલો કાકી. ( બેઉ જાય છે ).

( જીભાઇ ખેમચંદને લઇને આવે છે ).

**જીભાઇ**—( ખેમચંદને ) તાંણે આ ફોલ્લી તીતો તમારી પટીથી ઝટ મટી જશે ચ્યમ ! લ્યો, અમે ( હવે ) આ પોણી તીઆર છે.

**ખેમચંદ**—પાણીને શું કરવું છે. હાથ કાંઇ બગડયા નથી. લાવો તોએ જરી નાખો તો ધોઇ લેવું. ( હાથ ધોવા લાંબા કરે છે )

**જીભાઇ**—પણ, બધાંએ લૂગડાં ઉતારો તોંણે પોણી નાશું ( નાખું ) કે લૂગડાં હંગાથેજ નાશું (નાખું) ?

**ખેમચંદ**—પણ કાંઈ નહાવું થોડુંક છે કે બધાં લૂગડાં ઉતારૂં !

**જીભાઇ**—અરે તમારૂં ભલું થાય. તમે શીદને માથાફોડી કરાવો છે ! તમે આયા ત્યાર મોરનું શેઠે તમારા નાહવા માટે પોણી તીયાર કરાઈ મેલ્યું છે. નહી લ્યો ઝટ. બાપા ! ઝટ નહી લ્યો. મારા બાપા કહું, ઝટ નહી લ્યો. ચેટલી વાર લાજવાની છે ? ભેગો ભેગો ધરમે હચવાશે.

ખેમચંદ—પણ પટી લગાડવાથી કયાં અભડાવાનું છે કે મારે અત્યારે નહાવું જોઇએ ?

જીભાઇ—તમે ઇમ નહે હમજવાના. રહો શેઠને બોલાઇ લાવું. ( જતાં, બાજુ ) પેલા ભત્રિઝા કરતાંએ આ વૈદ મારો સાળો ખોટો નેકળ્યો ! ક્યારનો હમજાવું છું પણ લગીર મોનતો નહે.

( કાળીદાસ આંગળીના દરદથી બૂમો પાડતા આવી ચઢે છે ).

કાળીદાસ—( સ્વગત ) અરર ! અરર ! ફોલ્લીતો ઝીવ લેશે તાંણે ઝહે. ઇમ નહે ઝવાની, મને ઇની ખાતરી છે.

જીભાઇ—શાએબ ! બડકા ( બૂમો ) પછે પાડજો. પણ ઝુવો આ વૈદને નાહવા પાણી આલુંછું તે લેતા નથી પછે તમે મારો વેંક કાઢશો.

જીભાઇ—વળી વૈદને નાહવા શેના બેસાડો છો ?

જીભાઈ—તાંણે તમે પોણી મેલાયું તે નોહવા માટે અને નોઇને ( નાહીને ) ભોજન ઝમવા માટે કે ચ્યમ ?

ખેમચંદ—( જીભાઇને ) ત્યારે ભલા માણસ મને કહોતો ખરા કે જમવાનું છે તેથી નાહવા પાણી આપો છો. મેંતો જાણ્યું કે પટી લગાડતાં હાથ બગડે તે હાથ ધોયા તે બશ.

કાળીદાસ—હા. ખેમચંદ ભાઇ, હા. તમે હમજ્યા એજ હતર આની. હાથ ધોવાઝ મી પાણી બાલ્યું હતું. મગનીઆની માં ગોમ જઇછે તે હુંઝ રસોઇ વના આઝ રહ્યો છું. મી તમારી રસોઇનો તો અખેર ( અક્ષર ) પણ જીભાઇને નહે કીવો.

ખેમચંદ—ત્યારે હું કાલે આવીશી. હું જાવુંછું.

કાળીદાસ—હા, ઝાવ, ભાઇ, ઝાવ. ( જીભાઇને ) આ વૈદને ભોજન કરાવવા નેંકલ્યા તે ભોજનના તો મને કાંક પઇશા થતા હશે કે લોકોને જમાડવાનાં ભોજન મારા તહીં આકાશમાંથી ઉતરી આવેછે ? તમારા પગારમાંથી આમ વૈદને ભોજન કરાવવાં હોય તીની મને ના નથી. ઝુવો, ઝરી હમઝ રાખો.

ગાયન. ૪

[1]ઝઝમાન થઇ ઝમાડયાં [2]ઝેવાર, (જેવાર)
માનવી મોટાં પોંચ દહ બાર;
ખૂટી ઝાશે ભાઇ કોઠારે ઝાર,
ખાશે શું [3]કહો નિજ પરિવાર ?
[4]વસુઝ બાપ છે મોટો ઓધાર,
મોઢું ઉઝળું એથી હાંઝ હવાર;

૧ જજમાન, ૨ જે વખતે, ૩ નીજ. પોતાની, ૪ પઇસોજ.

બાપજી ! હાહતરમાંએ નોકરીનેતો કનેહમાં કનેહ ( કનિષ્ટમાં કનિષ્ટ ) કીધી છેને !

( જેસંગ આવે છે )

**જેસંગ**—( જીભાઇને ) જીભાઇ જરી અંદર શેઠ પાંહે જાવને.

**જીભાઇ**—ઇતો વૈદે હાચી ગુઠી મારા માટે કરી હશે તીમાં શેઠ મને બોલાવતા હશે. પણ હું બરમહત્યા ( બ્રહ્મહત્યા ) ના સોગન્દ ખઇને કહું છું કે ઇ આયો તેવુંજ મીતો નાહવા માટે પોણી આલ્યું પણ ઇ નાનો હા થીયો નહીં, તાંણે હુંતે બોંધીને કે કાંઇ ધોલ મેલીને (નાવા) નહાવા બેહાડું કે ચ્યમ કરૂં ! અને શેઠ કહે તો ઇમે કરૂં. અને ઇના બાપને પણ નાહવા બેહાડું તાંણે મેલું.

**જેસંગ**—એવું કાંઇ નથી. આતો વૈદ પટી લગાડે તે ઘડી પાસે ઉભા રહો તે માટે બોલાયા છે.

**જીભાઇ**—ઇતો શેઠ લોક ચીઆં બાને ( બહાને ) બોલાવે અને પશે ચીઆં બોને ( બહાને ) ગળાં વાઢી નોંખે. ઇતો બધીએ હમજણ મને છે. ( જાય છે ).

**જેસંગ**—( સ્વગત ) આ જીભાઇ તો કાંઇ વાતુંજ કાઢે છે એવી કે શી કહીએ !

( કાળીદાસનાં સ્ત્રી ગંગા આવે છે )

( કાકીને ) કોણ ? કાકી ? તમે આઇ પોંક્યા ! મારા કાકાએ હમણાંજ કીધું કે તમને ઝટ પાછા આવવા કાગળ લખ્યો છે. કેમ ખુશીમાં તો ખરાને ?

**ગંગા**—હા, બેટા. ખુશીમાં છું. તું પણ ખુશીમાં તો છેને ? બે ચાર દનથી આવું આવું કરતી હતી પણ મગનીઓ રોજ થોભાઇ પાડે.

**જેસંગ**—હુંએ આજેજ હમણા આયો. ચાલો કાકી. ( બેઉ જાય છે ).

( જીભાઈ ખેમચંદને લઇને આવે છે ).

**જીભાઇ**—( ખેમચંદને ) તાંણે આ ફોલ્લી તીતો તમારી પટીથી ઝટ મટી જશે ચ્યમ ! લ્યો, અમે ( હવે ) આ પોણી તીઆર છે.

**ખેમચંદ**—પાણીને શું કરવું છે. હાથ કાંઇ બગડયા નથી. લાવો તોએ જરી નાખો તો ધોઇ લેવું. ( હાથ ધોવા લાંબા કરે છે )

**જીભાઇ**—પણ, બધાંએ લૂગડાં ઉતારો તોંણે પોણી નાશું ( નાખું ) કે લૂગડાં હંગાથેજ નાશું (નાખું) ?

**ખેમચંદ**—પણ કાંઈ નહાવું થોડુંક છે કે બધાં લૂગડાં ઉતારૂં !

**જીભાઇ**—અરે તમારૂં ભલું થાય. તમે શીદને માથાફોડી કરાવો છો ! તમે આયા ત્યાર મોરતું શેઠે તમારા નાહવા માટે પોંણી તીયાર કરાઈ મેલ્યું છે. નહી લ્યો ઝટ. બાપા ! ઝટ નહી લ્યો. મારા બાપા કહું, ઝટ નહી લ્યો. ચેટલી વાર લાજવાની છે ? ભેગો ભેગો ધરમે હચવાશે.

## અંક ૧. પ્રવેશ ૪.

**શ્રીદેવા**—(ખેદયુક્ત સ્વરે) (સ્વગત) તાતજી! મને મુકીને ચાલી ગયા? અરેરે! મનને બહુ બહુ કહુંછું કે મનડાં આતો સ્વપ્નું જોતું હઇશ. પણ જ્યાં સાક્ષાત ખરી હકીકત અનુભવાય ત્યાં મનને કહેલું તે કેટલું સમજે! તાતજી! ઘડીભર મને ન દેખો તો [1]વિહ્વળ બની જાવો તે, મને આ ભવમાં સમુળગી અદીઠ કરી ચાલી ગયા! મારૂં નખ દુખે તો પોતાનો પ્રાણ આપવા તૈયાર થઇ જાવો તે હવે મને આ ભવમાં કોઇ પણ બળીઆના હાથે અનેક રીતે પીડાઇ રીબાઇ મરવાના વિચારથી દુખી ન થતાં મને મેલી ચાલી ગયા! આ પુત્રીને પોતાનું ધન, ઐશ્વર્ય, સિદ્ધિ રિદ્ધિ અને પ્રાણથી પણ વધુ મૂલ્યવાન અને પ્રીય ગણુતા તેને કથીરનો કટકો માની ફેંકી દઇ ચાલતા થયા તો વારે ન લાગી! તાતજી! તાતજી! તમે પિતા થઇ પળમાં પલટાઇ ગયા તેથી મારાં મન વિષે આ પળે સિદ્ધજ થયું છે કે આ સંસારમાં સદાનો સાચો સાથી કોઇજ નથી. એક જીવ કહે છે કે જયારે તમે પરાક્રમી પ્રતાપી પુરૂષ સંસારને સંકટ [2]શૂળ સમજી, સ્તબ્ધ બની જઇ સંતાઇ ગયા તો હું એક અણુસમજ, [3]અછત્ર, અજ્ઞાન અબળા આપત્તિથી અકળાઇ કયાંયે [4]અદૃષ્ય કેમ ન થઇ રહું!

### ગાયન ૫.

[5]સકળ સિદ્ધિરિદ્ધિના [6]સ્વામી ગયા [7]હામ હારી.
અબળ, અજ્ઞાન અબળાની આવી કેવી વિપત્તિ વારી[8]?
સિંહ સમાન [9]સમર્થ [10]સત્તાધારીની ગઇ ધીરજ ધારી,
[11]બળહીન બકરી બાપડી સુશે કેમ સુખીઆરી.?
[12]સહનતાના સાગર સળગી ગયા પડતાં ચિંતા ચિનગારી
અબળાના આગ હોલાવશે કોણ [13]વિના [14]ગીરધારી?
[15]ગીરીરાજ ગયા ગબડી સેહતાં બોજ સંસારી,
તણખલાં તુલ્ય [16]ત્રિયાને લાગશે કેમ ના[17]ભો કટારી!

અરે પણ અબળા ઠંરી એટલે કયાં જાવું ને શું કરૂં? અબળાને તો ઘરમાંએ

---

૧. બાવરા ૨. કાંટો ૩. કોઇના આધાર વિનાની ૪. નજર ન પડું તેવી ૫. સઘળી ૬. ધરાવનાર. ૭. હીંમત ૮. વખત. ૯. બળવાલા ૧૦. સત્તા ધરાવનાર ૧૧. બળ વગરની ૧૨. ખમવાની શક્તિ પુષ્કળ ધરાવનાર. ૧૩. વગર ૧૪. પ્રભુ ૧૫. મોટામાં મોટા પહાડ ૧૬. છોકરી ૧૭. બીક

ઈમાં ઘટ પડી જઇ ઝો ઝઈ ચાર,
તમે નહી નાથ, કહેશે નાર.

ચ્યાં જયા ભગવાન પેટ ભરનાર,
કાળીદાહ ભરશે વૈદના ભોજન ભાર!

[1]ઝઇ જયે જીવ [2]જ્યાનો [3]સમાર
ઝાણો જીભાઇ કરી લગીર વચાર.

ચ્યમ મારાં કીધામાં કાંક ખોટું છે? એતો હજી તમે નવાછો તો કુણ ઝાણે ચેટલુંક એવું એવું હમઝાવવું પડશે? ઇતો નવા રાઝા ને નઇ પરઝા ઇવોજ હશાબને! (જરા દયાના સ્વરે) હું કાંઇ તમને ખોટું લગાડવા નહે કહેતો પણ હમઝણ માટે કહું છું. ખોટું રખે લગાડતા. લ્યો, અમે (હવે) આ બીજો કાગળ નાશી આવવાનો છે તે નાશી આવઝો, રહી ના ઝાય.

**જીભાઇ**—(મહા ખેદદર્શક સ્વરે) રહી તે ચ્યમ ઝાય! બાપુ!

**કાળીદાસ**—તાંણે ઠીક. (જતાં જતાં) (બાજુ) આટલું હમઝણનું કીધું તીમાંએ જીભાઇએ તો રડવા ઝેવું મોઢું કરી દીધું. અમે (હવે) ઇને કોઈ દન ઝાઝું ના કહેવું, નીકર રોઈ પડે તો છોનો રાખવો મશ્કલ થાય. (જાયછે).

**જીભાઈ**—કરમના લેખ કુણ ઝાણે ચેવા લશ્યા છે તે કરવા ઝાવુંછું સીધું તો મહીથી થાયછે ઓંધું. જ્યમ વચારી વચારીને કામ કરૂંછું તીમ ઝાઝો દખી થાવુંછું! લાય, આ બીજો કાગળ નાશી આવવાનો કીધો છે તો પહેલાંની [4]ગોડે મહીલો કાગળ કાઢી પેલા પહેલા જોડે ખોણામાં મેલું કે બધાંએ હંગાથે વેકવા કામ આવે. (જાય છે).



૧ જઇ, પઇસો, ૨ ગયાનો, ૩ સુમાર, હિસાબ. ૪ માફક.

## અંક ૧. પ્રવેશ ૪.

**શ્રીદેવા**—(ખેદયુક્ત સ્વરે) (સ્વગત) તાતજી! મને મુકીને ચાલી ગયા? અરેરે! મનને બહુ બહુ કહુંછું કે મનડાં આતો સ્વપ્નું જોતું હઇશ. પણ જ્યાં સાક્ષાત ખરી હકીકત અનુભવાય ત્યાં મનને કહેલું તે કેટલું સમજે! તાતજી! ઘડીભર મને ન દેખો તો [1]વિહ્વળ બની જાવો તે, મને આ ભવમાં સમુળગી અદીઠ કરી ચાલી ગયા! મારૂં નખ દુખે તો પોતાનો પ્રાણ આપવા તૈયાર થઈ જાવો તે હવે મને આ ભવમાં કોઇ પણ બળીઆના હાથે અનેક રીતે પીડાઈ રીબાઇ મરવાના વિચારથી દુખી ન થતાં મને મેલી ચાલી ગયા! આ પુત્રીને પોતાનું ધન, ઐશ્વર્ય, સિદ્ધિ રિદ્ધિ અને પ્રાણથી પણ વધુ મૂલ્યવાન અને પ્રીય ગણતા તેને કથીરનો કટકો માની ફેંકી દઇ ચાલતા થયા તો વારે ન લાગી! તાતજી તાતજી! તમે પિતા થઇ પળમાં પલટાઈ ગયા તેથી મારાં મન વિષે આ પળે સિદ્ધજ થયું છે કે આ સંસારમાં સદાનો સાચો સાથી કોઇજ નથી. એક જીવ કહે છે કે જ્યારે તમે પરાક્રમી પ્રતાપી પુરૂષ સંસારને સંકટ [2]શૂળ સમજી, સ્તબ્ધ બની જઇ સંતાઇ ગયા તો હું એક અણુસમજ, [3]અછત્ર, અજ્ઞાન અબળા આપત્તિથી અકળાઇ ક્યાંયે [4]અદૃષ્ય કેમ ન થઇ રહું!

### ગાયન ૫.

[5]સકળ સિદ્ધિરિદ્ધિના [6]સ્વામી ગયા [7]હામ હારી.
અબળ, અજ્ઞાન અબળાની આવી કેવી વિપત્તિ વારી[8]?
સિંહ સમાન [9]સમર્થ [10]સત્તાધારીની ગઇ ધીરજ ધારી,
[11]બળહીન બકરી બાપડી સુશે કેમ સુખીઆરી.?
[12]સહનતાના સાગર સળગી ગયા પડતાં ચિંતા ચિનગારી
અબળાના આગ હોલાવશે કોણ [13]વિના [14]ગીરધારી?
[15]ગીરીરાજ ગયા ગબડી સેહતાં બોજ સંસારી,
તણખલાં તુલ્ય [16]ત્રિયાને લાગશે કેમ ના[17]બો કટારી!

અરે પણ અબળા ઠરી એટલે ક્યાં જાવું ને શું કરૂં? અબળાને તો ઘરમાંએ

---

૧. બાવરા ૨. કાંટો ૩. કોઇના આધાર વિનાની ૪. નજર ન પડું તેવી ૫. સઘળી ૬. ધરાવનાર. ૭. હીંમત ૮. વખત. ૯. બળવાલા ૧૦. સત્તા ધરાવનાર ૧૧. બળ વગરની ૧૨. ખમવાની શક્તિ પુષ્કળ ધરાવનાર. ૧૩. વગર ૧૪. પ્રભુ ૧૫. મોટામાં મોટો પહાડ ૧૬. છોકરી ૧૭. બીક

સાત ખુણે છુપાઇને બેસવે પણ તેટલોજ ભો. અને બહાર ધોરી રસ્તે કે વિશાળ વને પણ તેટલોજ ભો. (પ્રધાન તથા સેનાપતિ આવે છે)

**પ્રધાન**—(શ્રીદેવાને) બહેન! હવે તમે મનને જરા શાંત રાખો. અમારો જીવ પિતાશ્રી માટે બળી ભસ્મ થઇ જાય છે તો તમે તો એમનાં અંશ છો એટલે તમારે અંગે [1]ઉરે [2]ઉદ્વેગ અગ્નિની ઝાળો ઉઠી રહેવીજ જોઇએ. (સેનાપતિને) સેનાપતિજી! હું આ ઘડીએ તમને શું કહું! હું તો પ્રથમથીજ જાણતો હતો કે આવું પરિણામ આવશે.

**શ્રીદેવા**—પ્રધાનજી! શાનું પરિણામ આવું આવશે એમ તમે જાણતા હતા! મને જરી કહોને ખરા. મને જરા પ્રથમથી સમજ પાડી હોત તો આવું પરિણામ હું કદી ન આવવા દેત

**પ્રધાન**—બહેન! મારે તે કહેવામાં કે તમારે તે સાંભળવામાં કશો સાર નથી. અને જો કાંઇ પણ સાર હોય તો એટલોજ કે જેવી રીતે મહારાજા માંથે ધુળ નાખતા થઇ ગયા તેમ થવા તમારો અને અમારો વખત આવે: બહેન! અમારે મોઢે બોલવાની કાંઇ જરૂર નથી. પાપીઓનું પાપ પુરૂં ભરાશે ત્યારે એની મેળેજ ફુટશે ત્યારે તમે તે જાણશો

**શ્રીદેવા**—પાપીનાં પાપ પુરાં ભરાશે અને ફુટશે ત્યારે હું જાણીશ તે તો ઠીક છે, પણ તેટલા સમયમાં તે પાપીઓ કોટિ વધુ [3]અનર્થ કરતો જશે તો તેના પાપનો કાંઇક **અંશ** તમને પણ લાગશે, કેમકે કોઇ પાપ અટકાવવાની શક્તિ આપણામાં હોય તે છતાં તે ન અટકાવવું અને તે થવા દેવું તે આપણે જાતે તે પાપ કરવા સમાન **છે.**

**સેનાપતિ**—બહેન! એ પાપીના પાપ અટકાવવા ચક્રવર્તિ મહારાજા તમારા પિતા સમર્થ ન હતા તો અમે કયાંથી [4]સમર્થ હોઇએ? માટે અમે અસમર્થ હોવાને લીધે જે પાપ એ પાપીઓ કરે તેની અમને જાણ હોય તોપણ તેને માટે અમે [5]દોષિત નથી. તાતજી કરતાં વધુ સમર્થ હોવો અને એ પાપીઓનાં પાપ અટકાવી શકો તો તમારી વાત તમે જાણો.

**શ્રીદેવા**—([6]ઉત્સુક અને વ્યાકુળ બનીને [7]ઉગ્ર સ્વરે) હા, હા, હું મારા પિતા કરતાં વધારે સમર્થ છું અને પાપીના પાપ અટકાવવાની મારામાં શક્તિ છે. એ [8]મર્મ મને ઝટ કહો એટલુંજ મારૂં કહેવું છે.

**પ્રધાન**—તમે ગમે તેટલાં સમર્થ હોવો તો પણ તમારૂં [9]સમર્થપણું પળમાં જે ચુકાવી

---

૧ મનમાં, ૨ દલગીરી, ૩ ખોટાં કામો, ૪ શક્તિવાન, ૫ ગુન્હેગાર, ૬ આતુર, ૭ મોટા, ૮ ભેદ, ૯ શક્તિ.

નાખનાર તેની આગળ તમારૂં શું ચાલે! (સેનાપતિને), સેનાપતિજી! હું તો કહુંછું કે શું એ આદમી હશે કે ત્રેવીસ વર્ષ સુધી મહારાજાની આંખમાં ધુળ નાખી અને છેવટે ધુળ ફાકતા એમને કર્યા.

**શ્રીદેવા**—પ્રધાન, સેનાપતિ અને સુતપા, એ ત્રણ સિવાય અન્ય સાથે મારા પિતા નિકટ સંબંધ રાખતા ન હતા તે છતાં કહો છો કે ત્રેવીસ વર્ષ સુધી મારા પિતા એ પુરૂષથી ઠગાયા તો તે કોણ હશે તે હું કોઇ પેરે સમજી શકતી નથી. મારા તાતજીને લુચ્ચા લફંગાઓનો સંગજ ક્યાં હતો કે વળી તેમના પંજામાં સપડાય!

**પ્રધાન**—બહેન! તમે લુચ્ચા લફંગા કોને કહો છો?

**સેનાપતિ**—(સેનાપતિને) એ તો રસ્તે જતાં ગાળો બોલે તેને લુચ્ચા સમજતાં હશે અને મીઠી મીઠી વાણી મોઢેથી બોલી છાની છરી મારે તેને સદ્ગૃહસ્થ અને મુનિ મહારાજ સમજતાં હશે.

**પ્રધાન**—બહેન શ્રીદેવા! હજી બાળ છો તેથી તમારી સમજણમાં ક્યાંથીજ આવ્યું હોય કે બાહ્ય સપાટી ઉપર શાંત અને સ્થિર વહે તેજ પાતાળમાં ડુબાડી દેનાર ઉંડા પાણી; છાનો માનો, ભરાતો ભરાતો અને ખુણા ખોળતો અજાણો થઇ [1]સંચરે તેજ ધારી પળે [2]વિષડંસ દઇ પ્રાણ લેનાર શત્રુ નાગ; મણિધરને મોહ પમાડી તેનાં મસ્તકને ઝાલી મરડનાર તેતો મણિધર પાસે મધુરી મોરલી વગાડનાર મદારીજ,

**શ્રીદેવા**—પણ ત્યારે મને બતલાવો કે એવા કયા મનુષ્યનો સંગ હતો જેણે મીઠી મીઠી વાતો કરી મારા પિતાને છાની છરી મારી.

**સેનાપતિ**—કોનો સંગ તે તો જેનો સંગ હશે તેનો.

**શ્રીદેવા**—(ઉગ્ર સ્વરે) પણ સંગમાં તો તમે બે અને સુતપા સિવાય બીજું કોઇ ન હતું.

**પ્રધાન**—ત્યારે અમ બે મળી એમને દુખી કર્યા! કેમ બહેન!

**સેનાપતિ**—આ વાત કરવાનું ફળ અમને તમે ઠીક આપ્યું?

**શ્રીદેવા**—હું કાંઇ તમને દોષિત ઠરાવતી નથી. તમે તમારે મોઢે પોતાને દોષિત ઠરાવોછો ત્યારે હું શું કરૂં? પણ, તમે એટલું કહો કે તમે બે અને સુતપા એ સિવાય બીજા કોઇનો એમને સંગ હતો?

**પ્રધાન**—તે અમે કબુલ કરીએ છીએ.

**શ્રીદેવા**—તમારે તમે બે તો એમના [3]હિતસ્વી છો ત્યારે તો એમજ ઠર્યું કે સુતપાએ કાંઇ એમને ખોટું સમજાવ્યું.

---

૧. ચાલે, ૨ ઝેરનો ડંસ, ૩. ભલું ઇચ્છનાર.

**પ્રધાન**—બ્હેન! ચતુર થઇ ઝટ ચેતો. આજ ત્રેવીસ વર્ષ ઉપર રાજાજીએ મ્હેલમાં સુતપાને લીધો અને એની મીઠી વાણીથી લલચાયા ત્યારથી હું જાણતો હતો કે રાજાજીનો આમાંથી નિકંદનનો સમય આવવાનો અને હું એમને ચેતાવવા જતો ત્યારે ઊલટા મારી ઉપર ક્રોધે ભરાતા.

**શ્રીદેવા**—(ગદગદિત સ્વરે) અરે પ્રધાનજી! આતે શું બોલો છો? [૧]ગઉમાતા જે [૨]સતત અમૃત દૂધના દદૂડા દેનાર તે દરિદ્રતા લાવનાર [૩]દીપડો બની દુર્દશાનો વખત લાવે તે સાચું મનાય, કેમકે, કહેવત છે કે ઘાંસના ખાનારનો ભરોસો શો; માલી જે બાગમાં [૪]અહર્નિશ ગુલાબ ચંબેલી વાવનારને તે કદાચ કાંટા થુવેર વાવતો થયો એવો [૫]મતિહિન થયો એ મનાય, કેમકે ડાગળી છટકે વિપરીત મતિ મનુષ્યને સુજેછે; ચંદ્રિમાં [૬]શિતળતા સર્વત્ર સીંચનાર તે અંગાર વરસાવી ઘરબાર અને ખેતર પાદર બાળી ભસ્મ કરવા લાગ્યો તે મનાય, કેમકે, ચંદ્રિમાના [૭]ઉદય અસ્તના ચાળા આખા મહિનામાં ત્રીસે દન [૮]નવનવા એવો એ વિચિત્ર લક્ષણનોછે; પણ સુતપા, સતત સદાચરણમાં સંચરનાર, ન્યાયને નમન કરી રહેનાર, દયા ભાવનો દાસ થઇ ફરનાર, તે લુચ્ચો હોય, એ માનવામાં નથી આવતું. પણ પ્રધાનજી, તમે વારૂ કહોની કે મારા પિતાને વાનપ્રસ્થ કરવવાનું સુતપાને કારણજ શું હોય?

**પ્રધાન**—બ્હેન! કેવી ભોળી? કારણ શું તો એ કે હવે બેઠા બેઠા વિના શ્રમે આ ચક્રવર્તિ રાજાનું પદ જે કોટી યુદ્ધ કરવે ન મળે તે લેવા.

**શ્રીદેવા**—(ચમકીને) હેં!

**પ્રધાન**—હેં! શું! જુઓને રાજ્યસત્તા હાથમાં લઇ બેઠો છે તો તમે કે હું માગવા જઇએ અને આપે તો એ નિર્દોષ ખરા.

**શ્રીદેવા**—પણ સુતપાનું એવું કહેવું છે કે તાતજીએ સોગન્દ દઇને રાજ્યસત્તા લેવા કહી તેથી એમણે લીધી.

**પ્રધાન**—ના, ત્યારે એનો એમ કહેવાનો કે તાતજીને મેં કહાડી મુક્યા અને મેં મારે હાથે મારા હાથમાં રાજ્યસત્તા લીધી!

**શ્રીદેવા**—પણ વારૂ ત્યારે ગઇ કાલે જ્યારે સુતપા મારી આગળ હતા ત્યારે તમે તથા સેનાપતિએ સોગન્દ ખાઇને કહ્યું કે તાતજીએ રાજ્ય સત્તા સુતપાને સોંપી છે તેના અમે સાક્ષી છીએ, તે કેમ?

---

૧. ગાય, ૨ હમેશ, ૩, વાઘ, ૪ હમેશ, ૫ અક્કલ વગરનો, ૬ ઠંડક, ૭ ઉગતા અને આથમવાતા. ૮ નવાનવા.

**સેનાપતિ**—ત્યારે એવા ભયાનક દુષ્ટને એનાં મુખ ઉપરજ શું અમે એને કહીએ કે તારૂં કહેવું ખોટું છે અને રાજાધિરાજે તને સત્તા આપીજ નથી!

**શ્રીદેવા**—( અકળાતા સ્વરે ) સેનાપતિજી! તમારા શબ્દોનો શું અર્થ થાય છે તે કદાચ તમે પુરેપુરો આ પળે સમજતા નથી નહીતો તે ઉચરો નહી. સેનાપતિજી! ઘડીકમાં કોઇનાં મુખ ઉપર એક વાત કહેવી અને બીજી પળે તેની પીઠ પાછળ બીજી વાત કહેવી તે રાજ્યમાં સર્વોત્તમ પદ ધરાવનાર અને [૧]સકળ [૨]સત્તાધારીને શોભે! વનનો રાજા સિંહ તે શું ઘડીકમાં ગ્રહસ્થાઇના ગર્વની ગહન ગર્જનાથી ગગન ગજાવેછે અને વળી પાછો ઘડી પછી ગધેડાંની માફક [૩]ગ્લાનિયુક્ત ગભરામણના ઘાંટા કહાડે છે? મનમોહક મયુર જે મનમાં મગ્ન રહેવા મમતાથી નૃત્યનું મથન કરે છે તે પાછો મુઝવણથી ભરેલા મરઘડાની માફક મમત્વ અને મરડાટ ભરી માથા ફોડી કરે છે?

**પ્રધાન**—બ્હેન! [૪]સમય પ્રમાણે [૫]સાવધાન રહેવું એ શાસ્ત્રનું [૬]સૂત્ર છે તેની સમજણ આટલાંજ સંકટથી લઈ લેશો એમ કાંઇ અમને લાગતું નથી.

**શ્રીદેવા**—ત્યારે શું તમારૂં કહેવું એવું છે કે ઘડીકમાં મનુષ્યે કાંઇ અને બીજી ઘડીકમાં કાંઇ કહેવું, અને એનું નામ સમય પ્રમાણે સાવધાન? એતો એવું થયું કે વાયુ વહાલો વીરો થઇ વિશ્રાન્તિ દેવા મનુષ્યના વદનને વિમળ લહેરીનો વૈભવ આપે ત્યાં સુધી, અને વિકાળ વેરી બની વિનાશ કરવા ઘરબારના વન વગડા કરી નાખે તો વાર ના લાગે; જળાશયનાં જળ જગન્મિત્ર તે નહી જાવત ચંદ્ર દિવાકર, અને ઝતુન પર આવે તે ઘડી જળ પ્રલય કરી જગનો જીવ લેતાં ન જુવે કે થોભે; અગ્નિદેવ [૭]અધિષ્ટતા બની [૮]અપરિમિત ઐશ્વર્ય અર્પે છે એવો [૯]અનુગ્રહ એનો, પણ એ [૧૦]અભેદાન કેટલું [૧૧]અલ્પ, કેમકે [૧૨]અનહિત [૧૩]આદરી, [૧૪]અસુર બની અવનિનો અંત આણે તો અટકાવ્યો કોનો અટકશે! માટે, વાયુ, અગ્નિ, જળ એ દેવતાઇ અવતારો છે તો ભલે, પણ એમના વિચિત્ર રંગને લીધે એમનો ભરોસો નહી, તો પછી અધમ માનવ અવતાર [૧૫]અનિષ્ટ અંવનવાં [૧૬]આચરણ અહર્નિશ [૧૭]આદરે તો તેના ઉપર આધાર કેમ રખાય અને કઇ પળે સ્નેહી બની ઉગારશે કે કઇ પળે શત્રુ બની સંહારશે તેની સમજણ કેમ પડે? મન વિષે જે શંકા થાય તે મુખથી બોલી બતાવું એવો મારો સ્વભાવ છે તેથી

---

૧ સઘળી, ૨ સત્તા ધરાવનાર, ૩ ઉદાસી ભરેલી, ૪ વખત, ૫ ચેતેલા, ૬ કહેવું, ૮ દેવ, ૮ અપાર, ૯ દયા, ૧૦ ભયમાંથી છુટાપણું, ૧૧ થોડા વખતનું, ૧૨ ભુંડું, ૧૩ ઇચ્છી ૧૪ ભૂત, ૧૫ ખોટાં, ૧૬ વર્તણુક, ૧૭ ચાલે.

ખોટું ના લગાડશો પણ હું કહું છું કે તમારાં પળ પળનાં નવિન આચરણ હોય તો કઇ પળે મારે તમને સ્નેહી સમજવા અને કઇ પળે વૈરી તે મને સમજાવો.

**સેનાપતિ**—બ્હેન ! વાત કયાં રહી અને તમે પોતા ઉપર કયાંથી લાવી મુકી ? અમે તમારા સ્નેહી કયારે અને વૈરી કયારે તે જાણવા માંગો છો તો એટલુંજ કહીશું કે અમે તમારા સ્નેહી કયાં સુધી કે અમારાં શરીરમાં અમારો પ્રાણ છે ત્યાં સુધી, અને વૈરી કયારે કે અમારો પ્રાણ ગયો ત્યારે.

**પ્રધાન**—બ્હેન ! અમારી કાયામાં પ્રાણ છે ત્યાં સુધી અમે તમારા તો સ્નેહી છઇએ, માટે અમારામાં પ્રાણ જુવો ત્યાં સુધી અમારો તમારા પ્રતિ સ્નેહ સમજજો. પણ, જગતમાં તો બીજા લોક સાથે વખત વિચારીને અમે વર્તીશું અને ડાકણને તેના મુખ ઉપર ડાકણ નહી કહીશું.

**શ્રીદેવા**—ડાકણને તેનાં મુખ ઉપર જો ડાકણ કહી તો તેનું કારણ એજ કે ડાકણથી ડર ખાધો, અને એ પ્રમાણે તો કીડીથી પણ ડર ખાધો તો કીડીને પણ તેનાં મુખ ઉપર કીડી ન કહેવાય, અને કીડીને ઘરમાં દેખી ઘરબાર મુકી વન જઇ વસવા વખત આવે. પણ, પ્રધાનજી ! સેનાપતિજી ! આ બધા ઉત્તર હું તમને આ પ્રસંગે આપુછું, પણ હું સત્ય કહુંછું કે તમારા શબ્દોથી હું શંકામાં સ્તબ્ધ બની જાવુંછું અને મને અસાધારણ મુંઝામણ થાય છે, અને શું વિચારવું અને શું નહી તેની કાંઇ સમજ પડતી નથી.

**પ્રધાન**—બ્હેન ! વિચારવાનું કાંઈ નથી. અમારા ગરીબની સલાહ માનો તો એ સુતપાને તમે પ્રથમથીજ અંકુશમાં રાખો અને એનું ધારેલું એક પણ કાર્ય થવા દેશો નહિ. નમારા પિતાએ અમારી સલાહ ન સ્વીકારી પણ તમે જો સ્વીકારશો તો સુતપા તમારા વાળ વાંકો કરી શકનાર નથી તે તમે નકી જાણજો. બ્હેન, હવે અમે જઇએ છીએ.

**શ્રીદેવા**—જેમ તમારી ઇચ્છા. ( પ્રધાન અને સેનાપતિ જાય છે )

**પ્રધાન**—( જતાં જતાં સેનાપતિને ) આપણે ફાવ્યા છીએ તો પુરા. હોં. (જાયછે).

**શ્રીદેવા**—( સ્વગત ) અરેરે ! સુતપા ! આ શું સાચી વાત હશે ! તમે રાજ્ય લેવાજ આવો દાવ સાંધ્યો હશે ? હોય ! એમે હોય !

( સુતપા આવે છે )

**સુતપા**—તમારા તાતજી માટે તમે જીવને ઝાઝી મુંઝામણ થવા દેશો નહી. મહાન આત્માઓ જે કાંઇક ભવથી ભગવત આરાધનામાં અંતરથી મગ્ન રહે છે, તેઓને સંસારના સ્થૂળ સુખ વૈભવ પ્રતિ એકાએક વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. અને પોતાની આત્મો-

ત્રતિ અર્થે સંસારથી વિમુખ થઇ જાય છે, પણ તેથી તેઓના આત્માઓનો ઉત્કર્ષ અલ્પ સમયમાં એટલો અપરિમિત થાય છે કે આપણ સંસારી જન તેની કલ્પના પણ ન કરી શકીએ. આ દેહાંતદંડની શિક્ષાનો એક પત્ર છે તેના ઉપર તમે સહી કરો, કેમકે જોકે રાજ્યસત્તા પિતાએ મને સોંપી છે તોપણ રાજ્યાધિકારીનું પરમ પદ તો હું તમનેજ આપું છું, અને હું તો માત્ર મારા પૂજ્ય વડીલની આજ્ઞાનું પાલન કરવા, તમારૂં રક્ષણ કરવા અને તમને સહાયકારી થઇ પડવા રાજ્યકારભાર ચલાવીશ.

**શ્રીદેવા**—પ્રથમ તો તત્વજ્ઞાનની જે વાત મારા પિતા સંબંધી કહી તે મને પ્રિય નથી લાગતી કેમકે જેની વાતો કરો છો તેવું વર્તન હું તમારામાં આ પળે જોતી નથી.

**સુતપા**—આજે આમ કેમ બોલો છો?

**શ્રીદેવા**—ત્યારે તમે આટલી વાતની મને સમજ પાડો કે રાજ્યસત્તા જેના હાથમાં તેની પાસેથી તે મુકાવી, અને તેને વનમાં વનચરોની સંગતમાં ભુખ તૃષાથી રીબાઇ મરવા, કે કોઇ વિકરાળ પશુનો ભોગ થઇ મરવા વખત લાવવો, એથી આત્માને કલ્યાણ સુખ પ્રાપ્ત થતું કહોછો, ત્યારે તમે જે મુનિવ્રત લઇને આટલાં વર્ષ આત્માનું કલ્યાણ જોતા હતા તે હવે રાજ્યસત્તા ધારણ કરી સંસારનું સુખ કેમ ઢુંડવા લાગ્યા?

**સુતપા**—શ્રીદેવા! હમણાં તો મેં તમને કહ્યું કે તાતજીનું મેં લૂણ ખાધુંછે તેનો પાડ માનવા, તેમણે રાજ્યસત્તા લેવાની મને આજ્ઞા કરી તે આજ્ઞાનું પાલન કરવા મેં રાજ્યસત્તા હાથમાં લીધી છે.

**શ્રીદેવા**—એતો ત્યારે તમારાથી કાંઇ એમ થોડું કહેવાય કે તમે જોર જુલમથી કે ખોટું ખરૂં સમજાવીને રાજ્યસત્તા મારા પિતા પાસેથી ઝુંટવી લીધી?

**સુતપા**—ગઇ કાલે પ્રધાનજીએ અને સેનાપતિએ સાક્ષી પુરી કહ્યું કે મહારાજાએ મને રાજ્યસત્તા સોંપીછે તે છતાં આ સંશય?

**શ્રીદેવા**—બળીઆથી ડરીને સહુ કોઈ તેના સુખ ઉપર તેનાં લાભનું ન કહેતો કયાં જાય!

**સુતપા**—ત્યારે મારી પીઠ પાછળ પુછી ખાતરી કરો

**શ્રીદેવા**—પુછીને ખાતરી કરી છે તે માટેજ કહુંછું.

**સુતપા**—(ખેદિત બની) શ્રીદેવા! તમારા કહેવા ઉપરથી દ્રઢ અનુમાન થાયછે કે પ્રધાનજીએ તથા સેનાપતિજીએ મારી પીઠ પાછળ મારા વિરૂદ્ધ તમને કાંઇ કહ્યું છે. પણ, ચેતાવુંછું કે રાજ્યદ્વારી પુરૂષો સદા એક બીજાની ખોદણી

તેની પીઠ પાછળ કરેછે, અને તેનું કારણ એજ હોય છે કે વધારે ને વધારે સત્તા બીજાઓ પાસેથી છીનવી લઇ તેના પોતે મહાન સત્તાધિકારી થવું. એ લોકનાં વચનથી દોરાશો તો કદી સુખે બેસવા વખત આવશે નહી એ ટુંકમાંજ કહુંછું. લ્યો, હવે આ પેલા દેહાંતદંડ પત્ર ઉપર તમારી સહી કરો.

**શ્રીદેવા**—હું એના ઉપર સહી કરનાર નથી પ્રથમ મને કહો કે આ પુરૂષને અપરાધી કોણે ઠરાવ્યોછે.

**સુતપા**—મેં નીમેલા ન્યાયાધિશોએ.

**શ્રીદેવા**—તમારા નીમેલા ન્યાયાધિશો તે તમારા જેવાજ માટે જેને તમે અપરાધી ઠરાવો છો તેને નિરપરાધી ઠરાવી છુટો કરવા હું હુકમ કરૂંછું.

**સુતપા**—તમે દુષ્ટોથી આટલી હદે દોરાયાંછો તો હું હવે સ્પષ્ટ કહુંછું કે તમારી સહી લેવા ઇચ્છતો હતો તે તમારૂં મન પ્રસન્ન રાખવા અને નહી કે તમને કાંઈ અધિકાર છે માટે. માટે, હવેથી કાંઇ પણ રાજ્યકાર્યમાં તમારી સહી લેવામાં નહી આવશે કેમકે રાજ્યકાર્યો જે ગહન અને ગુપ્ત હોય તે સર્વમાં તમે સ્વાર્થીજનનાં વચનોથી દોરાઇ આડાં આવો તો રાજ્યનું સત્યાનાશ વળે

**શ્રીદેવા**—એતો હું બધુંએ હવે સમજું છું કે તમે આટલી હદે જશો. ઠીક છે ઠીક. જોવુંછું તો ખરી કેટલી હદ સુધી જવા ધારો છો. મારી તમને આજ્ઞા છે કે રાજ્યસત્તા પ્રધાનજી તથા સેનાપતિજીને એકદમ સોંપી એક કલાકમાં તમારે મહેલમાંથી સદાને માટે ચાલી નીકળવું અને મારાં રાજ્યમાંથી પણ નીકળી જવું.

**સુતપા**—તમે બોલી રહ્યાં! તમારા પિતાએ રાજ્યસત્તા મને સોંપીછે, માટે એક તો મારે એમની આજ્ઞા પાળવાની છે તે કાજે, અને બીજુંતો પ્રજાને આ પ્રધાન અને સેનાપતિ જેવા દુષ્ટ પુરૂષોના હાથમાંથી મુક્ત રાખવી છે, માટે તમારા શબ્દોથી તો શું પણ મારા શરીરના ટુકડા ટુકડા થઈ જાય ત્યાં સુધી હું રાજ્યસત્તા હવે છોડનાર નથી. (જાયછે.)

**શ્રીદેવા**—(સ્વગત) અરેરે! પ્રધાનજી અને સેનાપતિજી કહેછે તેમ રાજ્યસત્તા લેવાજ આ સુતપાએ મારા પિતાને વનવાસ વેઠતા કર્યા એમ લાગે છે નહીતો રાજ્યસત્તા માટે આટલો આગ્રહ કરે ખરા! અરે સુતપા! કેવા નીતિવાન અને ન્યાયી હું તમને ધારતી હતી અને કેવા નીકળ્યા! અરેરે સુતપા હુંતો તમારી સ્ત્રી થઇ તમારી સેવા કરવાની આશ મનમાં ધારી બેઠી હતી, અને ભગવાનને રોજ તે માટે યાચતી હતી. તમને એ મારા પ્રેમની ખબર કયાંથી હોય નહી તો મારા પ્રેમના બદલામાં મારૂં નિકંદન કરો નહી! સુતપા! કયા ભવના વૈરી નીકળ્યા!

ગાયન ૬.

શાસ્ત્ર શબ્દો [1]સ્મરણ થાયે [2]શા આ પળે !
સાત ભવનું વૈર લેવા વૈરી આવી મળે;
કાળો નાગ થઇ વિષ ડંસ દે કોઈ કળે,
સ્નેહી બની [3]સાથ [4]સંચરી દે છાની છરી ગળે.
શત્રુને [5]સંજોગો સારા [6]સ્ફુરી આવે સઘળે,
[7]સાધન વળી શોધ્યા વિના શાં આવી નીકળે !
સમજણ [8]શોચન વિના સુઝે ડગલે ને પગલે,
વૈર વેળા આવતાં વૈરી વિતાડે કોટી છળે,
લેખ કર્મના આવી નડે ખેદથી નવ કાંઇ વળે;
તણખલાની ત્રાહે શા અર્થની દબાતાં ગીરી તળે.



૧ યાદ આવે છે' ૨ કેવા, ૩ સંધાથે ૪ ફરી, ૫ લાગ, ૬ નીકળી, ૭ ઉપાયો
૮ વિચાર.

## અંક ૧. પ્રવેશ ૫.

કંસવતિ—(સ્વગત) સંસાર! સંસાર! તારામાં શું સાર આજ સમાયલોછે કે તું સંતાપનું શૂળજ છે, અને ડગલે ને પગલે, અને ઉઠતાં ને બેસતાં મનુષ્યને સર્વને તારી શૂળોનો સંતાપ દેછે! જે કાળો કેર તું વર્તાવે છે તેની કયાં હદ આવી! નિર્ધનને ખાવા અન્ન નહી તેથી તે ભુખથી પીડાઈ દુખી છે, તો રાજનને ભતભાતનાં ભોજન તે ખાઈ અનેક વ્યાધિઓથી પીડાતાં થઇ દુખી થાય છે; નિર્ધનને બહુ બહુ તો ગજભરની રહેવા માટે ઝુપડી તેમાંજ તેઓ ખાએ પીએ, સુવે, બેસે, રૂવે, કૂદે કે હસે, એટલે, સ્થળ સંકોચથી સંતાપી દુખી રહે, તો રાજનને વિશાળ મ્હેલ માળીયાં છે તે તેને ડુંગરા સમાન મોટાં દેખાઇ તેને ત્રાસ ઉપજાવી દુખી કરે છે; નિર્ધન સવારથી સહાંજ સુધી કપાળે પરસેવો વળે એવો મરણ તોલ શ્રમ કરે ત્યારે એક દિવસના નિર્વાહ જેટલા પૈસા, પ્રાપ્ત કરે તેથી હરરોજ મહા દુખી અવસ્થા દેખે, ત્યારે રાજનના ત્યાં વર્ષો ચાલે એવા વિના શ્રમે પ્રાપ્ત કરેલા દ્રવ્યના ભંડાર છે, તો તેને મન તે પ્રતિ ધિક્કાર આવે છે કે દ્રવ્યના ઢગલા તે ધુળના ઢગલા સમાન છે, અને આ પ્રમાણે તે મગ્ન ન રહેતાં ખેદિત બને છે; નિર્ધન બાપડાં વનવગડે લાકડાં લેવા જતાં પગમાં કાંટા ભોકાવાથી લોહી લૂહાણ થઈ, કે ખાડા ખડીઆમાં પડી હાથ પાંગોટાં ભાંગી, લુલાં થાય છે, તો રાજન સુંદર બાગ બગીચામાં વિહાર કરતાં અણધારી ઠોકર ખાઇ મૃત્યુ પામે છે. આ રીતે સંસારમાં સર્વત્ર અનેક રીતની વ્યાધિઓજ! સંસાર! સંસાર! તું આવો દારૂણ દુખપ્રદ છે, પણ જીવને એવી ભ્રાંતિ થાય છે કે માત્ર સાચો સાથી મળે તો તું આટલો દુભવવા ના પામે. અને એ સાચો સાથી તે પુરૂષને તેની સ્ત્રી, અને સ્ત્રીને તેનો સ્વામી. આપત્તિ અંધારૂ ભલે વિશ્વમાં પ્રસરાઇ રહેલું હોય પણ પુરૂષને દયિતા દીપિકાનો સાથ થયો તો દશદિશાએ આપત્તિ અંધકાર દુર થવાનો; વિશ્વ વનવગડો બની વિક્રાળ વનચરોથી ભલે ભરાઇ જાય પણ જો સ્ત્રીને સ્વામી શસ્ત્રની સહાયતા છે તો તેને સંતાપ દેનાર કોણ છે? સંસાર જળે ભર્યો સાગર ભલે સર્વત્ર થઇ જાય પણ જે પુરૂષને નારી નાવડી છે તેને તે તરવામાં શું ત્રાસ રહેશે? જગત જળપ્રલય થતાં આકાશે ઉડવાથી ઉગરાય એવો અવસર આવવે જે સ્ત્રીને પતિ પવન પાવડી છે તેને જળપ્રલયનો ભો શો રહ્યો? અરે! પણ સ્ત્રી અને પુરૂષ તો સંસારમાં સર્વત્ર છે, અને સ્ત્રી પુરૂષો પતિપત્નિ થઇ રહે છે

ખરાં, ત્યારે તો સંસાર સુખનું સ્થાન હોવું જોઇએ ! પણ, ત્યારે, સંસારને સુખપ્રદ કોઇએ કેમ સ્વીકાર્યો નથી કે વર્ણવ્યો નથી કે પ્રતિપાદન કર્યો નથી ? હા ! તેનું કારણ એજ છે કે સ્ત્રી પુરૂષનાં આ સંસારનાં જોડાં પતિ પત્નિનાં જોડાં નથી, પણ લાકડે માંકડાંનાં જોડાં છે. અરે ! પણ, સંસારમાં સુખ છેજ નહીતો પછી હું પતિની પત્નિ થઇ મહાલવા અને તેમાંથી ઉપજતાં સુખની આશા રાખું તે શા અર્થની ? સંસારમાં સુવર્ણના સાગ નહી, દુધના દરીઆ નહી, ગોળના ગીરી નહી, તેમ પતિ પત્નિનાં પરમ સુખની પ્રાપ્તી નહી. ત્યારે જયદ્રથ મને પત્નિ ન ગણી તરછોડે છે તો શું એમનો વાંક ન કહાડું ! અરેરે ! હુંતો ધારૂંછું કે વાંક હશે એમનોજ. સંસાર કાંઇ એમને કહેવા નથી જતો કે તારી પત્નિને તું તુચ્છ ત્રાહિત સ્ત્રી ગણી તરછોડી કહાડ, (સાહેલી આવે છે.)

**સાહેલી**—બહેન, કંસવતિ ! કાંઇ આજ્ઞા હોય તો ફરમાવો. હું તે પ્રમાણે બજાવવા તતપર છું.

**કંસવતિ**—બહેન, ભલે આવી. સારી પેઠે તો છેને ! તું મારી આજ્ઞા પુછે છે તો કદાચને મારી આજ્ઞા પ્રમાણે નહી થશે તો ?

**સાહેલી**—બહેન, આજ્ઞા કરી તો જુવો. ના બજાવું તો ફરીથી ભરોસો મારા ઉપર ન રાખશો.

**કંસવાત**—ત્યારે શું તું એમ કહેવા માગે છે કે હું તને કહીશ કે આકાશના તારા નીચે લાવ તો તે આજ્ઞા પણ તું બજાવીશ ?

**સાહેલી**—હા. હા. બજાવીશ, તમે આજ્ઞા તો કરો.

**કંસવતિ**—જો એમજ છે તો મારી એ આજ્ઞા છે કે તુ આ સંસારના સરજનહારને સમજાવ કે સંતાપનું મૂળ થવું છોડી દઇ સુખપ્રદ સાથી થઇ મનુષ્ય સાથે રહે.

**સાહેલી**—બસ આજ આજ્ઞા !

**કંસવતિ**—તે તો જાણે પળવારમાં મારી આજ્ઞા બજાવી નાખીશ તેમ તું મને પુછે છે ! બોલીમાં તું બહાદર ભારી છે. ખોટું લગાડીશ ના હું તો હસવા કહું છું.

**સાહેલી**—હું માત્ર બોલી નથી જાણુતી. મેં તમારી આજ્ઞા કર્તવ્યદ્વારા પણ બજાવી નાખી છે.

**કંસવતિ**—વાર ! તેં સંસારના સરજનહારને સમજણ પાડી દીધી છે તો શું તે પ્રમાણે ચાલવા કહે છે ! અને જો તેમ હોય તો મને સમજ પાડ કે એ તારા સમજાવેલા શું સમજ્યા.

**સાહેલી**—હું કઇ રીતે તમને તે વિષેની સમજ પાડું તે બોલો તે રીતે સમજાવું. કેમકે હું એક રીતે સમજાવું અને તમે તે રીતે ના કહો, અને વળી હું બીજી રીતે સમજાવું તે રીતે પણ ના કહો, તો પછી તેનો પારજ ના આવે.

**કંસવતિ**—ત્યારે મને સમજાવ કે સંસારના સરજનહાર શું હવેથી સ્ત્રી પુરૂષને પ્રેમાળ પતિ પત્નિનાં જોડાં કરી તેમને સુખી કરી સુખમાં મહાલતાં કરશે.

**સાહેલી**—હા, સંસારના સરજનહાર હવે મારા સમજાવેલા તેમજ કરશે.

**કંસવતિ**—( વાતમાં તણાતી જતી અને તેથી આવાં વચનથી હર્ષિત બની ) ત્યારે, શું સંસારમાં પતિ પત્નિનાં જોડાંનાં દુઃખનો હવે અંત આવ્યો ?

**સાહેલી**—હા, હા, એમાં જરા પણ વાંધો નહી.

**કંસવતિ**—( બાવરી, બની જઇ ) સાહેલી ! અત્યાર સુધીતો હું જાણે મજાકમાં આ બધું પુછતી હતી, પણ તું કહે છે કે હવે સંસારમાં પતિ પત્નિનાં વિઘ્નો ટળ્યાં, એ વચનોથી તો હું એવી ગંભીર બની ગઇ છું કે જાણે તું કાંઇ દેવવાણીનુંજ ઉચ્ચારણ કરતી હોય તેમ હું તને શ્રવણ કરૂં છું. પણ, ત્યારે હું પણ શું મારા સ્વામી જયદ્રથના પ્રેમની ભાગ્યશાળી થઇ એ પરમ સુખ પામીશ ?

**સાહેલી**—હા, બહેન, એ સુખ પામશો. સંસારમાં કાંઇ એક મનુષ્ય માટે એક ન્યાય, અને બીજા માટે બીજો ન્યાય, એમ નથી. સર્વને એકજ ન્યાય લાગુ પડે છે પછી તે સારો હોય કે ખોટો. સર્વ પતિ પત્નિ સુખી થશે તે ન્યાયે તમે થશો.

**કંસવતિ**—( હર્ષથી બાવરી બની જઇ ] ત્યારે નક્કી હવે જયદ્રથ સ્વામી પ્રેમથી મને નિહાળશે ?

**સાહેલી**—પ્રેમથી નિહાળશે તો શું પણ પ્રેમથી પૂજન કરશે.

**કંસવતિ**—( અતિ વ્યાકુળ સ્વરે ) સાહેલી ! સાહેલી ! તારાં મુખે સાકર! તારાં મુખે અમૃત રસ ધારા સદા પ્રભુ રાખો! પણ, સાહેલી ! જોજે, હું તો તારાં વચનોમાં માનું છું, હો ! પછી ખોટાં પડશે તો મને ઝાઝો ખેદ થશે.

**સાહેલી**—બહેન ! જે વચનો મારાં મુખમાંથી નીકળ્યાં તે હું ઉચરી નથી, પણ ભગવાને બોલાવ્યાં અને હું બોલી છું.

**કંસવતિ**—સાહેલી ! સાહેલી ! તું કહે છે તેમજ છે. પણ સાહેલી ! જરી એક વધુ પ્રશ્ન પુછવા દે. તારો પાડ નહી ભૂલીશ. મને એટલું કહે કે કઇ ઘડીથી મને મારા સ્વામી હેતથી નિરખશે

**સાહેલી**—તમે ધારતા હશો તે કરતાં પણ વહેલી ઘડીથી.

**કંસવતિ**—( પરમ હર્ષદ સ્વરે ) સાહેલી ! જુગ જુગ જીવજો! જય વિજય જગમાં જાણજો! પણ, સાહેલી ! હું તો એમ કહું છું કે આ ઘડીથીજ મારા સ્વામી મને પ્રેમથી નિહાળે, તો શું તેમ થશે અને હું સુખી થઇશ ?

**સાહેલી**—બહેન ! સુખી થશોજ, મન માંગ્યો પ્રેમ પામશો. અકળાઓ નહિ. સંસાર સંતાપ શૂળ નથી પણ સુખસાતા છે. માત્ર જે દુખ છે તે અકળાયા વિના સહન કરી લીધું તો જેમ કોઇ અવર પુરૂષનું

**માંગતું લહેણું આપી દીધા પછી સુખની ઘડી, તેમ જે દુઃખ પુર્વના સંસ્કારના પ્રભાવે આવી પડયું તે શાંત મનથી સહન કરી લીધું તો પછી દીર્ઘકાળ પર્યંત સુખનોજ સમય છે.** જયદ્રથ જે અઘટિત આચરણ કરે છે તે આપ ઠોકર ખાશે, પસ્તાશે, અને તમારૂં પૂજન કરતા આવશે. અને તમે મનવાંછિત સુખ પામશો. **સંસારનો સાર એજ છે કે પુર્વના સંસ્કારથી જે દુઃખ આવી પડે તે મુંગે મોઢે સહન કરી લેવું, તો પછી સદા સુખજ છે. સાગરમાં પડેલો મનુષ્ય તેના હાથ નાવ આવવે તુરત બહાર નીકળે; ખાડામાં પડેલો પુરૂષ નીસરણીની મદદ મલવે પાછો બહાર આવે; પણ પૂર્વનાં સંસ્કારના દુખમાં જે મનુષ્ય પડે તે તો તે દુખ સહન કરે અને તે પુરાં થાય ત્યારેજ તે તેમાંથી નીકલે.** બહેન! હવે ટુંકમાં એટલુંજ કે આ હું મુર્ખ, અજ્ઞાન મારૂં ગાંઠનું નથી કહેતી, પણ શ્રીશાસ્ત્રોમાં વર્ણવેલું છે તે તમને કહું છું. (નોકર આવે છે)

**નોકર**—(કંસવતિને) મહારાજા જયદ્રથ આવે છે.

**સાહેલી**—બહેન, ત્યારે હુંતો જાવું છું.

**કંસવતિ**—ભલે, બહેન, સિધાર. વળી પાછી સાંહજે જરૂર આવજે. (નોકરને) જા. (સ્વગત) ઓહો! શું સમજણ પાડી ગઇ! શાસ્ત્ર વચન ઉચ્ચરી ગઇ! શાસ્ત્ર વચનમાં આ મહત્વ કે ઉદ્વેગ અગ્નિને શાંત કરી શાંતા દે! (જયદ્રથ આવે છે) (જયદ્રથને) સ્વામી! પધારો.

**જયદ્રથ**—આજ મારા જીવને મહા મુંઝામણ છે માટે હમણા મને વાત કરવા ગમતી નથી. તમે તો અંદર જાવો. હું તો જરા મનને શાંત કરવા આ બાગમાં બેસુંછું.

**કંસવતિ**—સ્વામી! તમારા જીવને સુખ હોય છે તે ઘડી પણ મારી સાથ વાત કરવી નથી ગમતી, અને જીવને બેચેની હોય છે તે ઘડી પણ મારી સાથે વાત કરવી નથી ગમતી, ત્યારે તો મારી સાથ વાત કરવામાંજ સર્વથી મોટી બેચેની છે એમજ સિદ્ધ થાય છે.

**જયદ્રથ**—તમે આ પ્રમાણેની દલીલ ના ચલાવો. લ્યો તમારે આંહી થોભવું હોય તો હું પાછો જાવુંછું

**કંસવતિ**—સ્વામી! તમે શીદને પાછા જાવો! હું જાઉં છું. પણ મને કહો તો ખરા કે પ્રેમથી કયારે મારી સાથે વાત કરશો.

જયદથ—તમને વિનવું છું કે તમે હમણા પાછાં જાવો. મારો કામનો માણસ જીમુત આવનાર છે તેની સાથે રાજ્યદ્વારી ખાનગી વાત કરવાની છે

કંસવતિ—ભલે. ભગવાન તમારૂં ભલું કરે. (જાય છે). (જતાં જતાં) (સ્વગત) સાહેલી! તારા બોલથી જે શાંતા વળી હતી તે જતી રહે છે, પણ, નહી, હું ધૈર્ય રાખીશ, અને તારા કહેવા પ્રમાણે શુભ ફળ પામીશ. (જાય છે).

જયદથ—(સ્વગત) આંહી શ્રીદેવાના વિચારમાં મરી જઇએ છીએ. ત્યાં આને શું કરવી છે? શ્રીદેવા યુક્તિ પ્રયુક્તિથી પ્રાપ્ત ન થવે તેણીનું બળાત્કારે હરણ કરી જવા એના બાપનાં રાજ્ય ઉપર એકાએક હલ્લો કરી એને કેદ કરવાના સંકલ્પોથી કેવાં ચાલાકિ ભર્યાં અને ગુપ્ત પગલાં ભરી સૈન્ય લઇને ગયો, અને હલ્લો કર્યો. અને હલ્લો પણ કેટલોક સમય તો કેવો લાભકારક સ્વરૂપ પકડી રહ્યા! પણ પાછળથી જરી વારમાંજ મારી સેના જાણે કાંઈ ગેબી મારથી ત્રાહે ત્રાહે પોકારતી હોય તેમ લાચાર બની જઇ પાછી હડવા માંડી, તે છેવટે, શત્રુના હાથે મારાં સૈન્યને ને મારે પકડાઇ જવાથી ઉગરવું હોય તો રણભૂમી માંથી નહાસવા વિના છુટકો ન રહ્યો! અને તે પ્રમાણે સૈન્ય સહિત નાઠો ત્યારે શત્રુના પંજામાં સપડાતો બચી ગયો. અરેરે! કરવા ધાર્યું હતું શું અને તેમાંથી થયું શું? લોકો કહે છે કે મનુષ્યનું ધારેલું કાંઇ થાય નહી. અને ઇશ્વર ધારે તેજ થાય, તેજ પ્રમાણે જાણે આ મારી વાતમાં તો થયું. અરે! પણ વળી, હું ઇશ્વરના વિચાર કયાં કરવા લાગ્યો? ઇશ્વરના વિચાર કરવા રહીશ તો આ શ્રીદેવાને હજીએ અનેક છળભેદથી પકડી લાવવા ધારી છે તે કેમ બનવાનું? ઇશ્વર અને બીશ્વર; એ તો જેમ દુરથી ડુંગર રળિઆમણા તેમ ઇશ્વર એ પણ દુરથીજ નિહાળેલા સારા, નહી તો જેમ આઘે જવાથી ડુંગરાઓ તેમની [1]ગુહાઓ, શીલાઓ, [2]શીખરો, [3]ભોથાંઓ, ખાડા ખાબોચીઆ એવી અનેક [4]ત્રાસદાયક ચીજોથી ડરાવે, તેમ ઇશ્વર પણ [5]શાશનની શીલાઓ, જ્ઞાનની ગુહાઓ, [6]શિષ્ટાચારનાં શિખરો, ભલાઇનાં ભોથાંઓ, એવાં રૂપોનું દર્શન કરાવે તો આપણે તો કદાચ ડરી જઇએ અને દુખી થવા વખત આવે. શું સાળા લોકોની એ વાતો છે? ઇશ્વર કરે તે ખરૂં! જ્યારે ઇશ્વર કરશે તેજ ખરૂં તો પછી કાળા માથાંનો માનવી શું હજામત કરશે? ઇશ્વર કરશે તે ખરૂં ત્યારે પછી કાળાં માથાંના માનવીને આ કાંન, નાક, હાથ, પગ, સમજ એ સર્વ છે તે શા ખપના આપ્યાં હશે! હં! ઇશ્વર કરે તે ખરૂં! માણસ

૧ ગુફાઓ. ૨ ટોચો, ૩ ઝાડીઓ, ૪ ભય ઉપજાવે તેવા. ૫ શિક્ષા, ૬ ઉત્તમ સદ્ગુણના

હાથ પગ જોડીને બેશી રહે અને પછી તેના મોહમાં મિષ્ટાનના કોળીઆ અને જળના ઘુંટડા, અને શરીર ઉપર પહેરવાનાં વસ્ત્ર અને સોના રૂપાના શણગાર આવી પડે તો તો જાણું કે ઇશ્વર કરે તે ખરૂં. પણ તે વખતે તો ઇશ્વર બીશ્વર આઘાજ રહેવાના. હં! ઇશ્વર કરે તે ખરૂં! આ દેહનો તો ઘડીભરનો ભરોસો નહી ત્યારે મન માની મોજમજા ન કરી લઇએ તો મનખા અવતાર સફળ શો કર્યો? હં! ઇશ્વર કરે તે ખરૂં! ઇશ્વર કરે તે શું ખરૂં કરે છે? આ હું આટલો પરિશ્રમ લઇ, આટલા આટલા છળભેદ વાપરી શત્રુને હણવા ગયો તો હું પોતેજ હણાઇને આવ્યો! કહો ઇશ્વરે ખરૂં શું કર્યું! (જીમુત આવે છે).

**જીમુત**—જયદ્રથ! વિચાર કરવાનો વખત નથી પણ સપાટો લગાવવાનો વખત છે માટે હોશીઆર થાવ.

**જયદ્રથ**—જીમુત! વળી પાછા એકદમ હલ્લો લઈ જઇ ગમાર નથી બનવું. એક વાર તો જેમ તેમ ભાગી છુટયા તે વળી એટલાંથી સાન નથી વળી કે પુરી [1]સામગ્રી કર્યાં વિના પાછા જઇએ અને પકડાઇએ ત્યારેજ સમજણ આવે.!

**જીમુત**—અરે! સાન અને સમજણની કયાં વાત કરો છો? શ્રીદેવા તો આંહી ચાર દનમાં આપથી હીંડીને આવી એમ જાણો.

**જયદ્રથ**—હા. એતો મનમાં એવું જાણો એજ તો. એતો કહેવત છે કે મનમાં પરણ્યા અને મનમાં રાંડયા.

**જીમુત**—મનમાં પરણ્યા અને મનમાં રાંડયા તે વખત તો ગયો અને હવે તો સાક્ષાત પરણવા અને સદાકાળ [2]ભોગી થવા વખત આવ્યો છે.

**જયદ્રથ**—પણ કહેતો ખરો કે કેની રીતે એટલે હું જાણું તો ખરો.

**જીમુત**—ત્યારે જાણ્યા વિના શા માટે વાંધો ઉઠાવ્યો?

**જયદ્રથ**—વાંધા જેવું લાગ્યું અને વાંધો ઉઠાવ્યો. હવે, વાંધા જેવું નહી હોય તોએ વાંધો ઉઠાવું તો કહેજે.

**જીમુત**—અને તોએ વાંધો ઉઠાવ્યો તો?

**જયદ્રથ**—જીમુત! તારે મન હું એવો ગમાર છું કે વગર વાંધાના વાંધા ઉઠાવીશ! એમ તો તું કહેતો હોય તો હમણા હાલ હલ્લો લઇ ચાલું. તું કાંઇ મને પાછો પડતો ના સમજીશ. હો? મારાં રાજપાટ, ધન દોલત, સૈન્ય સર્વે છે તેનો મન માની મોજ કરવામાં ઉપયોગ નહી કરીશ તો પછી મારે એ બધાંને શું પૂજવાં છે?

૧ તૈયારી, ૨ સુખ પામવા.

**જીમુત**—આટલી બધી હામ ધરવાનું કે દ્રઢ સંકલ્પ કરવાનું કાંઇ હવે કામ નથી. જુવો, મને ખબર મળી છે કે શ્રીદેવાનો બાપ કોણ જાણે શું એના મન આવ્યું તે વન વિષે ચાલી ગયો છે એટલે હવે શ્રીદેવા માટે આપણી સામે લડનાર કોઇ નથી.

**જયદ્રથ**—જો એમજ હોય તો પ્રધાન અને સેનાપતિ આગળ જઇ મારૂં દ્રવ્ય મુક, એટલે શ્રીદેવાને એ લોક પોતાની જાતે આવીને મેલી જશે.

**જીમુત**—કહે છે કે અધિરથ રાજાએ સમગ્ર રાજ્યસત્તા પેલા જોગટા સુનપાને સોંપી છે.

**જયદ્રથ**—ત્યારે તો વળી સર્વથી સારૂં. એ સાધુડાના હાથમાંથી રાજ્યસત્તા ખુંચવી લેતાં કેટલી વાર લાગવાની? એ તો સમજાવેલો ન સમજયો તો, મરઘડાંની ડોક મચડી નખાય તેમ એની ડોક મચડાઇ જશે.

**જીમુત**—અરે એ બાપડાના શા ભાર છે! એ તો લડાઇના નામથી સો ગઉ ભાગે છે ત્યારે લોકોને કહેતો શું ફરેછે કે લડાઇથી જીવોનો સંહાર થાયછે માટે લડાઇ અનિષ્ટ કાર્ય છે.

**જયદ્રથ**—ત્યારે ચાલો એકદમ હલ્લો લઇ જઇએ.

**જીમુત**—ના, ના, આપણે એટલો શ્રમ શીદને લેવો? જુવો, મારી યુક્તિ તમને ઠીક લાગે છે? મેં એક જોગીને ઉભો કર્યો છે તે શ્રીદેવા પાસે જઇને કહેશે કે તારો બાપ એક મઠમાં શત્રુના હાથે પુરાએલો છે માટે તારો બાપ તને મળવા માંગે છે. શ્રીદેવા એવું સાંભળી આપણા જોગી ભેગી તુરત મહેલની બહાર નીકળી પડવાની, એટલે દુર નીકળી ગયા પછી આપણા વિશ્વાસુ યોદ્ધાઓ જેને આપણે આઘે ઉભા રાખીશું તે શ્રીદેવાને એકદમ પકડી લઇ આવશે. આમ કરવાથી આપણા માથે કાંઇ કલંક આવશે નહી અને જગતને કહી શકીશું કે ભાઇ, શ્રીદેવા આંહી અમારે ત્યાં છે તો એ તો એને અમારાં માણસો વનમાં સંકટમાંથી ઉગારી એનાં રક્ષણ માટે આંહી લઇ આવ્યાં છે નહી તો અમારે ત્યાં શ્રીદેવાનું શું કામ છે?

**જયદ્રથ**—વાહ! બરાબર, અને બંધ બેસતી અને વળી સરળ યુક્તિ! ટાઢે પાણીએ કાસળ જતી હોય ત્યાં ઉનાં પાણીને શું કરવું છે! પણ, જીમુત! ત્યારે હવે એ કાર્યમાં તું ઝટ રોકાય તો ઠીક થાય.

**જીમુત**—લ્યોને હું તો આ ચાલ્યો. (જાય છે)

**જયદ્રથ**—આતો શ્રીદેવા સહેલથી મળે એવું થયું તે ઠીકજ થયું પણ નહી તોએ એને ઘસડી લાવવા કાંઇ જોખમકારક પગલાં ભરવામાંથી આપણે પછાત નહોતું પડવું.

### ગાયન ૭

[૧]મનોરથ મનના, પુરા જે પ્રેમના, [૨]શાદ સધાય ના !
[૩]દૈવત શું [૪]દામનાં, [૫]હાર્દ શું હામના, કરે પૂર્ણ જો ન [૬]કામના !
સમજું [૭]સારશૂન્ય સુનીતિ સ્વપ્નાં,
જાણે ધુળ માંહી કાંકારાની [૮]વિણામણા.
ધીરૂં નહી ધૈર્ય ધર્મનાં [૯]ધાવણાં.
[૧૦]શઠતા શસ્ત્રથી સજું [૧૧]સ્વેચ્છા [૧૨]સાધના.
ઉઠાવું [૧૩]અહર્નિશ ઉદ્યમ ઉપાસના,
વેઠું વિપરિત વિચાર વિટંબણા,
ઝુલવા તેતો પ્રીયા પ્રેમ પારણા,
નહી કે મને તો કષ્ટ વહાલાં ઘણાં.



૧ ઉમંગો, ૨ શામાટે, ૩ જોર, ૪ પૈસાનાં, ૫ ભેદો, ૬ શોખો. ૭ સાર વિનાના, ૮ વીણવું, ૯ ધાવણુ, ૧૦ લુચ્ચાઇ, ૧૧ મારી ઇચ્છાની, ૧૨ પુરી કરવી, ૧૩ હમેશ.

## અંક ૧. પ્રવેશ ૬.

સતકર્મા—(સ્વગત) શાં ભાગ્ય ઉંધાં છે? ચાર દિવસ ઉપર અધિરથ મહારાજા વનવાસે ગયા તેમનો માનીતો માણુસ મારો ભાઈ સુતપા, એટલે લાખોનાં દ્રવ્ય લેવા ધાર્યાં હોત તો મહારાજા પાસેથી કજેવજે અને બુદ્ધિચાતુરીથી લીધાં હોત, પણ આતો આ પ્રકારે લેતો ક્યાંથી પણ રાજાજી પોતાની ખુશીથી આપે તોએ ઉલટો સામો પાછું આપે! અને આવી રીતે લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે આડો થઈને ઉભો રહે! પોતે પાઇ પાઇને માટે પીડાઇ મરે છે અને આ મને ભાઇને તથા બ્હેન દેવરક્ષિતાને પણ દરિદ્રાતાના કષ્ટમાં રીબાઇ રીબાઇ મરવા દે છે! હવે, રાજાજી રાજ્યાસન ઉપર હતા તે વખતે તો એમની પાસેથી માંગીને ન લીધું કે એમનું આપેલું ન લીધું એનો ધુળ નાખી; પણ, હવે તો રાજ્યની સઘળી સત્તા એના હાથમાં છે; ખજાના, ભંડાર, સર્વની કુંચીઓ પોતાની કેડે છે; પણ, હજી એ એમ નથી કહેતો કે લાવ એમાંથી કાંઇક લેવું અને મારાં ભાઇ બહેનને આપું કે એમનું દુઃખ કાંઇ ઓછું થાય! કોઇને ખવાડનાર ન મળે તેથી મરે, તો કોઇને ખવાડનાર હોય ત્યારે ખાતાં દુખે, એ કહેવત ખરી છે. અરેરે! ભાઇ સુતપા! તું કેવો મૂર્ખ છે? તારી જગ્યાએ હું હોત તો અત્યારે તો આપણાં ઘરનું દારિદ્ર સાત પેઢીનું ટળી જાન એવું ટાળ્યું હોત! સુતપા આપણી નિર્ધન દશા કેટલી હદપાર છે? ઘરમાં ઠાઠ જુવો તો માટીનાં ઠીકરાંનો! છે; દીવાલોએ દર્પણ કે હાંડી ઝુમરના ઝગઝગાટને બદલે સુપડાં અને સાંબેલાના શણગાર છે; ગાદી તકીઆના બીછાનાં જુવો તો તેમાં એક બે ઇસ ભાંગેલો ખાટ અને એક ત્રણ પાયા ભાગેલો ખાટ, એમ બે ભાંગેલા ખાટ છે; ઘરનું દ્રવ્ય જુવો તો ભાગેલાં હાલ્લાંના કટકા અને પાણીની એક મટકી ખુણામાં પડી છે; પેટી પટારા જુવો તો તેમાં દેવદારના પાટીઆનું એક ભાગ્યું ખોખું છે; તે માંહેલો ખજાનો જુવો તો ગાદલાના ગાભા છે; ભોજનમાં જુવો તો સવારે કર્યું હોય તો રાત્રે રામ નામ, અને રાત્રીએ મળ્યું હોય તો સવારે શીવ શીવ; વસ્ત્રમાં તો એક ધોતીને ધોઇ ધોઇને તેની તે બારના બાર ચોવીસ માસ પહેરવાની; અને આ એક અંગરખું જે બહાર જતી વખતે બે ઘડી પહેરવાનું અને ઘર આવીને તરત કહાડી નાખી સંભાળીને તે દેવદારની પેટીમાં મેલી છાંડવાનું; માથે મન્દિલતો મશાણે જઇશું ત્યારે મળશે; ડીલે ડગલો તો દેખ્યો નથી; ખભે ખેશ તો ખોસ્યો નથી; હાથે વીંટી તો વમાસણની છે; ગળે ઘુઘરા તો ગભરાટ અને ગ્લાનિના છે; કંદોરા તો કલ્પાંત અને કલ્પના છે.

ગાયન ૮.

જે હોય નિર્ધન, તેનું [1]વૃથા જીવન, સત્ય છે એ વચન.
ભુખ તૃષા [2]પીડન, મુંગે મોઢે સહન, [3]સાંધો એથી [4]સાંત્વન.
દુખ [5]દવ [6]દહન, નિરાશા [7]નુતન, હોય તે તો [8]નિશદીન,
કરીએ કદી કથન, સાંખે ન સુખીઆં જન, [9]નિંદે કરી નિષ્ઠુર નયન.
[10]હણવા હાય હવન, માંડી માંથા ફોડી મથન, [11]ન્હોયે અંત નિકંદન.
ચિત્તે ધર્યું [13]ચિંતન, વ્હાલે કર્યું વંદન, નાઠા તો તો નાથ ત્રિભુવન.

(દેવરક્ષિતા આવે છે)

**દેવરક્ષિતા**—કેમ ભાઇ શું કરી રહ્યો છે? વગડામાંથી લાકડાં વીણી લાવી નિરાંતે બેઠો છે કે હજુ વગડે જવાનું છે?

**સત્કર્મા**—દેવરક્ષિતા! વગડે લાકડાં લેવા હવે હું જનાર નથી. તારે જવું હોય તો તું જા, નહીતો પેલા તારા ડાહ્યા ડમરા ભાઇ સુતપાને મોકલ.

**દેવરક્ષિતા**—સુતપા તો આપણાં ભરણ પોષણ અર્થે રોજના દસ પઇસા આપે છે, એટલે હવે એને પાછું લાકડાં લાવવાનું કામ સોંપીએ તો તો પછી બધો બોજ એને શીર પડે અને આપણે બેઠા બેઠા ખાઇએં તો ભગવાન રાજી ન રહે. અને તું કહેતો હોય તો લેને ને હું જવા તૈઆર છું. પણ તુંજ કહેને કે સ્ત્રી જાતને વગડે એકલાં જવું ઠીક છે?

**સત્કર્મા**—સ્ત્રીજાતે ન જવું એતો ખરૂંજ છે તો.

**દેવરક્ષિતા**—ત્યારે હુંએ ન જાવું, તુંએ ન જાય, તો તો પછી લાકડાં વેચાતાં લઇએ ત્યારેજ તો. અને, વેચાતાં લેવા રહીશું તો ચાર પાંચ પાઇનાં જોઇશે, તે આપણને જે દસ પઇસા મળે છે તેમાંથી ઓછી થશે. પછી શેર અનાજ ઓછું આવશે. તું કહે તો ત્યારે શેર અનાજની આપદા વેઠીશું.

**સત્કર્મા**—હજી વિપત્તિ ઓછી છે તો વધુ કર. સુતપા ભાઇને ત્યારે તો સમજાવ કે આટલા બધા દસ પઇસા શીદને આપો છો અને એ કે ચાર પઇસાજ આપો એટલે બકરીનો ચારો આવે તેમ ભાઇ બહેન અને એ સુતપા પણ ચારો ચરીને રહેશે. આટલા બધા દસ પઇસાને શું કરવા છે?

**દેવરક્ષિતા**—ભાઇ! એ ચાર પઇસામાં ભરણ પોષણ કરવા વખત કર્મે આવે તો તેટલે પણ કરવું પડે. કાંઇ આ પેટની લ્હાય હોલાવવા ચોરી કરવા તું કે હું નહી જઇશું. તું સુતપા ભાઇનો વાંક કહાડેછે તે અયોગ્ય છે.

---

૧ ફોકટનું, ૨ દુઃખ, ૩ કરો, ૪ શાંતા, ૫ અગ્નિથી, ૬ દાઝવું, ૭ નવી નવી, ૮ દરરોજ ૯ ધિક્કારથી જુવે, ૧૦ દુર કરવા, ૧૧ દુઃખનો અંત ન આવ્યો, ૧૩ સેવા પ્રભુની

**સત્કર્મા**—ભાઇના હાથમાં લાખો કરોડોની પુંજી તે છતાં પાઇ પાઇને માટે ભાઇ બહેનને તરસાવે તોએ તું સુતપા ભાઇનો વાંક ઢાંકે છે અને મારી પાસે પાઇ હોય તો હું તને પાઇએ આપું તે છતાં મારો વાંક કહાડે છે ? જા, તને ફાવે તેમ કર. હું તો પંડે પણ લાકડાં લેવા જનાર નથી કે તને લેવા જવા દેનાર નથી.

**દેવરક્ષિતા**—તો ભલેને.. એક દિવસ બળતણ વિના, ઘેંશ રાંધ્યા વિના ભુખ્યાં રહીશું તો મરી નહી જઇએ. અને મરી જઇશું તોપણ કાંઇ અધર્મ આચરણમાં તો નથી મરવાનાં કે જગ નિંદશે કે પરમાત્મા પીડશે.

**ગાયન ૯.**

ઘનઘોર થઇ ગાજે ગગન ઘણાં જે ઉજળાં
સોહામણાં શું થાશે, થયાં આપણ જે આકળાં ?
વર્ષ એકમાં વૃષા રૂતમાં ચઢી આવ્યાં વાદળાં,
રવી રઢીઆળો તોએ ઉગશે થાશે [1]એ વેગળાં.
વિપત્તિ વાદળાં તે [2]દુષ્કર્મ દ્રુમ તણાં ડાંખળાં
વાવ્યું લણો સાર એ પ્રતિ થઇએ કેમ આંધળાં !
પામ્યાં નહી પેટ પુરૂં અન્ન તે પૂર્વનાં પુન્ય પાતળાં
ભરે તોએ ભગવત દીધ જેણે ગળવા ગળાં.
ગ્લાનિ ઘેરે ઘુમાવી ઘણાં ગુંચવણ ગુંચળાં
[3]ભીતિ શાથી પરિશ્રમે મઢયાં છે પૂર્વે એ પાપ પુતળાં

**સત્કર્મા**—દેવરક્ષિતા ! હવે તું લવારી મુક. હોં ! મારો કાળ હવે કેમે કર્યો સમાતો નથી અને તને કોઇ દિવસ કડવાં વેણ કહ્યાં નથી અને હવે કહીશ તો તને નહી ગમે.

**દેવરક્ષિતા**—ભાઇ ! કાંઇ મીઠાં વેણમાંજ નીતિ રહેલી છે અને કડવાં વેણમાં નથી રહેલી એવું તો કાંઇ છેજ નહી, માટે કડવાં વેણ હશે પણ નીતિ અને પ્રીતીથી ભરેલાં હશેજ એટલે પછી કડવાં વેણ પણ મીઠા મેવાજ લાગવાનાં. **ભાઇ ! મારે તને વધુ સમજ પાડવાની છે કે અવર જનના દોષો પ્રતિ આપણે અંતરમાં અનાદર આણવો [4]ઉચિત નથી,** કેમકે ગોરસના ગાડવામાં કાંઇ ગંદકી ભરી તો તે ગાડવો ઘી ગોળ માટે સ્વચ્છ કરતાં મહા પરિશ્રમ પડશે કે મહા પરિશ્રમે પણ તે સ્વચ્છ થશે નહી, **તેમ જે અંતરમાં અનાદરરૂપી [5]અરિષ્ટના આશ્રમ છે ત્યાં [6]ઉચ્ચ [7]ઉર્મીઓનું [8]ઉન્મૂલન છે.**

---

૧. વાદળાં, ૨. પાપ ૩. હવે એ ગુંચળાંથી ડર શાનો લાગે છે કેમકે એ ગુંચવણના પુતળાં તેં તારા હાથે મહેનત લઇ તૈઆર કર્યાં છે. ૪ ઘટતું, ૫ ખરાબ વસ્તુ, ૬ સારી, ૭ લાગણીઓ, ૮ નાશ

**વળી, ભાઇ! અવરના દોષો પ્રતિ આપણાં મુખે મોટાઇનો મોહ મમતાથી માનવો કે ઉચરવો નહી,** કેમકે મુખના મંગળ મોખરે તો [1]કલ્પલતારૂપી રોપા રોપવાના છે જેથી તે રળિઆમણું થશે અને અન્યને રળિઆત કરશે, અને કાંઇ [2]કટુતા રૂપી કે [3]કકળાટ રૂપી કૌવચ કંટક રોપી તે મુખને કદરૂપું કરવામાં અને અન્યને કષ્ટ દેવામાં કર્તવ્ય આપણું રહેલું નથી; અને મુખની સુંદરતાની સારંગીમાં રળિઆત તારો જડી [4]રૂદ્રીના [5]રમ્ય [6]રવ [7]વિકસાવવાના છે, અને નહી કે રોપતી [8]રસી નાખી [9]રૌદ્રરસના [10]રણકાર રેલાવવા. **વળી, ભાઈ! અન્યના અપરાધ દેખી તે પ્રતિ આપણે વદને વરણાગી વસાવવી નહી.** શરીર સ્થંભે શાંતાની દીપિકા સળગાવી સર્વને સદ્ગુણમાં સંચરવા સાન કરવાની છે. માટે એ સ્થંભ શેઠાઇની સમૃદ્ધિઓના શણગારથી કાંઇ સુશોભિત કરવાનો નથી; શરીર સરોવર તીરે [11]સમાનવૃત્તિનું [12]સરોરૂહનું સ્થાન હોવું જોઇએ જેથી સર્વ તેની શીતળતાથી શાંત થાય, માટે એ સ્થળે શેખીનાં સરકટ જે સર્વને અનુતાપ પમાડે તેનો શો સાર? વળી, ભાઇ! અંતરમાં અનાદર આદરવે ઉર અભડાશે તે આપણાં; મુખે મરડાટ કરવાથી મુખ મચડાશે તે આપણાં; અને વદને વરણાગી વસાવવાથી વદન વાંકાચુંકા અને વ્યાધિગ્રસ્ત થશે તે આપણાં. કહો ત્યારે, અન્યના દોષો પ્રતિ લક્ષ કરવામાં કે વિચાર કરવામાં શો સાર? **વળી, ભાઈ! જે દિશાઓથી માર્ગ આપીએ તે દિશામાંથી જળ અને વાયુનું [13]વહન આપણા પ્રતિ થાય, તેથી અહંકાર, મરડાટ, વરણાગી, એવી દોષરૂપી દિશાઓથી આપણા પ્રતિ વહન થવા દીધું તો એ દોષોનો સંચય આપણામાં થવાથી આપણને તે દોષોનીજ પ્રાપ્તી થશે.** કહો ત્યારે હવે કે સુતપા શું કે કોઇનામાં પણ દોષ જોવામાં તને કશો લાભ છે? નથી. [14]**જે ઉરે આદરીએ તેનાજ અધિકારી થઇએ.** એ શાસ્ત્ર સૂત્ર છે.

સત્કર્મા—દેવરક્ષિતા! તને પણ સુતપા ભાઇનો વા વાગ્યો છે એટલે એની પેઠે ફોકટના મોંના ભડાકા કરતાં ઠીક આવડે છે. ભાઇએ આખો દિવસને રાત, ભાગોળે કે ભંડારે હોય, મહેલે હોય કે નદીએ હોય, "બસ ભગવાન નામના ભરતીઆં ઉકેલવાના અને ભણવાના. પણ એમ નથી જાણતા કે ભગવાન પૂંઠે પણ જ્ઞાત

૧ માગી ઇચ્છા પુરી કરે એવું ઝાડ, ૨ ખારૂ, ૩ ક્રોધ, ૪ પ્રભુનાં ભજનો, ૫ સુંદર ૬ સાદ, ૭ ઉપજાવવાના છે, ૮ દોરડું, ૯ ક્રોધ, ૧૦ અવાજ, ૧૧ કોઇ ચીજથી મનમાં મુંઝાવું નહી, ૧૨ કમળપુષ્પ ૧૩ વહેવું ૧૪ જે મનમાં ઇચ્છીએ તેવાજ ગુણ આપણામાં આવી વસે.

દિવસ દોડીએ તો ગાય ગોધા જેમ વાંસે પડેલાથી બીહને ભાગે તેમ ભાગે.

ક્ષિતા—થોભ. તને સમજ પાડું. ભગવતના ભરતીઆં ઉકેલવાં સહેલ છે. તો જોવું તો એક ઘડીભર તો એનો મહિમા ઉકેલવાનો શ્રમ લેતો તો ખરો તને જાણું. વળી તું કહે છે કે ભગવતને આરાધનારથી ભગવત ભાગે તે તો તું કહે છે તેમ ભગવાન ગાય ગોધા સમાન ગમાર હોય તોજ તો, ભાઇ! ગાય ગોધાને સમજ ઓછી તે પ્રેમથી બોલાવનારથી પણ કદાચ ભાગે પણ, ભગવાન જેના શબ્દ માત્રથી વિશ્વ રચાયું એવા પ્રતાપી, તેને ગાય ગોધા સાથ સરખાવ્યા, એ શું તારૂં ડહાપણ અને હુશીઆરી? જા, ભાઇ! જા, જરી ડાહ્યો થા. તુંજ કહેને કે તને કોઈ પ્રેમથી રોજ બોલાવશે તો તું પ્રેમથી તેની પાસે જઇશ કે બીહને નાસી જઇશ?

કર્મા—(દેવરક્ષિતાના ઉત્તરથી ઝંખવાણો પડવાથી) હા, હા, કોઈ ઝાઝો કેડો લેતો આવે તો અમે તો ગમાર ગોધાની પેરે ભાગી જઇએ ભાગી. લે, કાંઇ હવે કહેવું છે? ભગવાનનાં ભરતીઆં આટલાં બધાં ઉકેલીને શું આપણાં ત્યાં ભરણાં આવતાં કર્યાં? અને વળી કહેને કે એ તો એનો દિવસ પાધરો તે રાજ્યના કારભારીઓ કે કોઇ એના સામા થયા નહી નહી તો એ લોકના મનમાં શંકા સરખી થાત કે આ તો મીઠી મીઠી વાતો કરે છે તે સ્વાર્થ સાધવા, તો તો રાજાજીના એ લોક એવા કાન ભંભેરત, કે હાથમાં ને પગમાં ઝાંઝરીઆં પહેરી અંધારા ખુણામાં બેસી રહેવાનો વખત આવ્યો હોત.

ક્ષિતા—ભાઈ જગત તો સારાને પણ નિંદે છે અને ખોટાને પણ નિંદે છે. અને જો આપણા સારા સુલક્ષણા સુતપા ભાઇને નિંદીને તેની માઠી દશા કરી હોત તો તેમાં લોકોનો વાંક ન સમજવો પણ આપણાં કાંઇ પૂર્વનાં પાપનો, કેમકે **પુર્વનાં પાપ આવી નડતાં હોય તે વિના ભગવાનના ભકતનો વાળ વાંકો કરનાર કોઈ નથી.**

કર્મા—(હારી જઇ) અરે તારૂં ભલું થાય તારૂં. પણ તું એમ સમજતી નથી કે ભકતાઈ તો જેની કને રૂપઝ પુષ્કળ હોય તેને ઘટે અને શોભે, અને આપણા જેવાને તો ભકતાઇ મેલી, હાથ પગ રગડી, તન મન તોડી કાંઇ ઉદ્યમ કરવો જોઇએ જેથી નિર્ધનાવસ્થા દુર થાએ.

ક્ષિતા—ભાઇ! તું નિર્ધનાવસ્થામાં શું એટલું બધું ડરામણું દેખે છે કે ત્રાસ પામી તેનાથી નાસે છે? ધનવાન સ્વાદિષ્ટ ભોજનથી પેટ ભરે છે તો નિર્ધન લૂખા રોટલાથી પેટ ભરે છે, પણ બેઉ પેટ તો ભરેછેને! ધનવાન દસ મણ રૂની

તળાઇ ઉપર સુવે છે, તો નિર્ધન ભૂમિ ઉપર સુવે છે, પણ નિર્ધનને પણ ભૂમિ માત આશ્રય આપનારી છે ને? ધનવાન દિનપ્રતિદીન અવનવાં વસ્ત્રો પહેરેછે અને સોનાના અને હીરાના શણગાર સજેછે, ત્યારે નિર્ધન એકાદ બે ફાટાં વસ્ત્ર બારે મહિના અને ત્રીસે દહાડા પહેરે છે, અને ઘરેણામાં તો ગોવિંદનું નામ, તોએ બેઉનાં અંગ તો ઢંકાય છે ને! ધનવાનને રહેવા મહેલ માળીઆં તો નિર્ધનને રહેવા ઝુંપડી, અને ઝુંપડી ન હોય તોએ ઉપર આભ તાત અને નીચે ધરતી માત તો છે ને? અને બેઉ રહેછે તો ધરતી ઉપરજ ને?

ગાયન ૧૦

વીરા વહાલા વદયો વાત વિપરિત અતિ,
ધન ધુળ તુલ્ય, સમાઇ શી એમાં સંપત્તિ?
[1]સરિતા [2]સમ [3]સંચરતી સમૃદ્ધિની ગતિ,
સરિતા જળ તૃષા લાગી તે કેમ છીમતી?
[4]તટે ઉભા રહી ઘુંટડા બે ભરી [5]કરતાં જતી
કે પૂઠે [6]જુગ ધાવતાં જેમ જેમ તે દોડતી?
સમજાવો સુંદર શણગારથી શોભ્યાં સીતા સતી!
વિશેષ વંદન પામ્યાં વેઠી વનવાસ વિપત્તિ.
કાદવમાં સ્થાન થકી ઘટી શું કમળ કીર્તી?
રત્ન રેતીમાં રગદોળાતાં ઘટયું રૂપ શું [7]રતિ?

( સુતપા આવે છે ).

**સુતપા**—કેમ ભાઇ! કેમ બ્હેન! શું વાત કરી રહ્યાં છો!

**સત્કર્મા**—વાત તો એ કરી રહ્યાં છીએ કે ગણુતાં ગણાય નહીં એટલું દ્રવ્ય તમારા હાથમાં આવેલું છે માટે હવે તો કાંઇક દ્રવ્ય આપી સુખનો વખત લાવો તો સારૂં!

**સુતપા**—ભાઇ! જો, સાંભળ. સોનાં, રૂપાં અને મોતી અને હીરા એમાં તું દ્રવ્ય દેખે છે એ જોઇ મને તો જરી હસવું આવે છે. તું પોતેજ વિચાર કરીને કહે કે એ સઘળાં માત્ર માટીનાંજ જુદાં જુદાં રૂપો છે કે એમાં [8]અલૌકિક [9]સત્વ સમાયલું છે. ભાઇ! તું જાણે છે કે એ સર્વને બાળતાં તે માટીજ છે તો પછી એ માટીમાં તું મમતા રાખે છે તેના કરતાં તો તારા ઘર આંગણે જે અખૂટ માટી પડી છે તેમાં શાને મમતા નથી રાખતો, અને જો અપરિમિત મમતા હોય

---

૧ નદી, ૨ જેવી, ૩ નાસતી, દોડતી, ૪ કીનારે, ૫ જવા દેતાં, ૬ લાંબો વખત, ૭ રતી જેટલું, ૮ ઇશ્વરી, ૯ ગુણ.

તો થોડાંક માટીનાં ગધેડાં આંગણે નંખાવી તારા મનોરથ પુરા કેમ નથી કરતો? ભાઇ! વળી વધુ હસવું તો મને એમ આવે છે કે સર્વોત્તમ વસ્તુ જે બાળવાથી ભસ્મ થતી નથી; જે કાળેથી ઓછી થતી નથી કે વિનાશ પામતી નથી; જેના બળથી આ સોનાં અને રૂપાં અને હીરા અને મોતીના ઢગલા તો શું પણ ડુંગરા ઉત્પન્ન કરી શકે, તે વસ્તુ તારી પાસે છે, છતાં તેનો તું ઉપયોગ કરતો નથી. આ તો કેવું થયું કે ઘર આંગણે ગંગાના મીઠાં જળ વહે અને તૃષા ટાળવા ગંદકીથી ભરેલાં ખાબોચીઆનું જળપાન કરવા આઘે ગયા; ઘરનાં ખુણે નાળીએરી ઉપરથી વિના દામે પડેલાં નાળીએર તોએ દામ ખરચી સો ગાઉ ઉપર નાળીએરી ઢુંડવા ગયા; માળીએ મેના મનહર ગાન કરે અને શીઆળના સાદ સાંભળવા સ્મશાન ભૂમિએ સંચર્યા; ભાઇ! તું તો મનમાં કહેતો હઇશ કે હું તો ઠાલી મોટી મોટી વાતોજ કરી જાણું છું તો મારી વાતનું સત્ય તને [1]સિદ્ધ કરી આપવા તને વધુ કહું છું કે જે મૂલ્યવાન વસ્તુ મેં વર્ણવી બતાવી તે તારો આત્મા છે. એ **આત્માને તું બળવાન કર, એટલે, શ્રીશાસ્ત્રોમાં [2]પ્રબોધેલાં [3]આચરણ [4]સંપાદન કર, તો તું જોશે કે દ્રવ્યની પ્રાપ્તીની તને ઈચ્છા હશે તો દ્રવ્ય તો એટલું ડગલે ને પગલે મળશે કે જેમ રસ્તે ચાલતાં ધુળ અને કાંકરા અને ટેકરો આવી મળે તો તેને પગે ખસેડી કે તેનાથી છેટે હીંડી ચાલતા થઇએ, તેમ તું આ હીરા અને મોતીનાં દ્રવ્યને પગે ખસેડી નાખી કે તેનાથી દુર ચાલી તું અળગો રહીશ.** ટુંકમાં, તારામાં સત્તા એવી આવશે કે આ માટીનાં દ્રવ્ય તો શું પણ અલૌકિક વસ્તુઓ ઉત્પન્ન કરવા તું શક્તિમાન થઇશ, પણ તું તેનો ભોગી થવા નહી માગીશ, કેમકે આત્મા બળવાન થવે એ આત્મા તુચ્છ વસ્તુમાં અનુરાગી નહી થશે અને [5]ઉચ્ચતર આશયોને અવલંબીને રહેશે.

ભાઈ! તું એમ સમજે છે કે રાજ્યનાં ધન દોલત જે મારા સ્વાધિન છે તે મારાં થઇ ગયાં? એ દ્રવ્ય સમગ્ર પ્રજા અર્થે છે અને નહી કે મારે કાજે કે હું લઇ લેવું. સૂર્ય ચંદ્રની પ્રભા તે સકળ શ્રષ્ટિને કાજે, અને આપણે દ્વેશ ભાવથી સૂર્ય ચંદ્રને આડા હાથ દઇશું જેથી બીજા તેની પ્રભાનાં ભોગી ન થાય તો તે કેવું દીસશે? વૃક્ષલતા તે અનેક જીવ જંતને વિશ્રાંત લેવા માટે, ત્યારે શું આપણું કર્તવ્ય એ છે કે એ વૃક્ષના ધણી આપણે થઇ પડવું અને બીજા અનેક જીવ જંતને મારી કહાડવાં? ભાઇ! તું એમ ધારે છે કે

૧. સાબીત કરી આપવું, ૨ બોધ કરેલા, ૩ વર્તણુક, ૪ મેલવ, ૫ વધારે સારા.

ધન દોલત લેવાને કાજે મેં રાજયકારભારનો શ્રમ માથે લીધો છે? જો એમ ધારતો હોય તો તારી મોટી ભૂલ છે. મહાન રાજાધિરાજનું ખાધેલું લૂણ હલાલ કરવા, માત્ર તેમની એક આજ્ઞા ઉઠાવવા રાજયસત્તા મારા હાથમાં લીધી છે. વળી રાજાધિરાજે વનવાસ લીધો તે એટલાંજ માટે કે રાજયનાં ધન દોલત સૈન્ય વગેરે જે પ્રજા માટેજ વાપરવાનાં તે પોતે સહેજ પોતાની પુત્રીનાં સંરક્ષણ અર્થે વાપર્યાં તેથી તેનો પસ્તાવો થયો. તો પછી હું પોતાનાં ખાનગી કામ માટે રાજયનાં ધન દોલત વાપરૂં તો તે કઇ રીતે યોગ્ય કહેવાય?

**દેવરક્ષિતા**—(સત્કર્માને) ભાઇ! આટલું આટલું તને મેં હમણા સમજાવ્યું તોએ હજી તને નિર્ધનાવસ્થાથી દુખ થાય છે?

**સત્કર્મા**—દુખ થાય છે તે તને બેઠા બેઠા શી ખબર પડે? આ ઘોર ઝાડી જંગલે જઇશું, ત્યાં કોઇ ઝાડે ડાળી ઝાલી ચઢીશું, ત્યાં કપાળેથી પરસેવાનાં ટીપાં પડે ત્યાં સુધી કુહાડા મારીશું, પછી વળી શ્રમ લઇ ભારો બાંધીશું અને બે મણનો બોજ માથે ઉપાડી પગ ઘસતા અને ઠોકર ખાતા આવીશું. એ બધું કાંઇ દુખ છે! એ તો સુખ છે સુખ! (જતો રહે છે).

**સુતપા**—(સત્કર્માને) સુખ આવાં કષ્ટમાં છે અને ધનમાં નથી એની હજી તને ક્યાં સમજ છે? (દેવરક્ષિતાને) પણ, બહેન! મહેલે નવાં તૂથન ઉભાં થયાં છે. રાજાધિરાજ રાજયસત્તા ચલાવવાની આજ્ઞા મને કરી ગયા, પણ જરી વિચાર ન રાખ્યો કે પ્રધાન અને સેનાપતિથી તે સાંખી નહી શકાશે અને મને નિર્વિધ્ને રાજયકારભાર ચલાવવા નહી દે. એ બેઉએ શ્રીદેવાને ખોટું ખોટું સમજાવી મારી સામા ઉશ્કેરી મુકયાંછે, અને એ બીચારાં ભોળપણમાં એમના કહેવાથી દોરાઇ ગયાં છે અને મને શત્રુ સમાન ગણી તેવાં વચન કહેવા માંડયાં છે.

**દેવરક્ષિતા**—તો શ્રીદેવાને સમજાવવાનાં હોય તો લાવોને ભાઈ તમે કહો તો હું જાવું અને બધી સમજ પાડું.

**સુતપા**—બહેન! તું તો ગાંડી છે, તારૂં સમજાવેલું શું ચાલવાનું છે? એથી તો પ્રધાન અને સેનાપતિને વધારે જુઠાં સાચાં કરવાનાં બહાનાં મળે. તારે કાંઇ શ્રમ લેવાની જરૂર નથી તેમ મારે કાંઇ મુંઝાવાની જરૂર નથી. મારે કયાં કાંઇ સ્વાર્થ સાંધવો છે કે મારે કોંઇ વાતનો ડર હોય? બહેન! જરા પાણી ઉનું હોય તો કહાડ, સ્નાન કરી સેવામાં બેસું.

**દેવરક્ષિતા**—પાણી તો તૈયાર છે. કહાડી આપું એટલી વાર છે. ચાલો.

**સુતપા**—ચાલ બહેન ત્યારે. (બેઉ જાય છે)

## અંક ૧. પ્રવેશ ૭.

અધિરથ—રાજ્યપાટ, ધન, ઐશ્વર્ય અને એ સર્વથી પણ વહાલી પુત્રી શ્રીદેવા, એ સર્વ પળવારમાં છોડી, ભગવત ચરણમાં શીર નમાવી, એની સતત સેવામાં હવે બાકીનું આયુષ્ય ગાળવાનો દૃઢ સંકલ્પ કરી, નીકળી પડયો છું, અને અહીંઆ આ અતિથીના મઠમાં છુપા વેશથી રહું છું. અતિથી પણ નથી જાણતો કે હું રાજા અધિરથ છું, અને પ્રજા પણ નથી જાણતી કે આ અતિથીની ભેગો રેહેનાર તે હું અધિરથ છું. અહીં, રાજપાટ, ધનદોલત કે ઐશ્વર્યના વિચાર દુભવતા નથી, પણ વહાલી પુત્રીના વિચાર તો અળગા નથી થતા. અરેરે ! શી ભગવાનની માયાનું પ્રાબલ્ય છે ? શ્રષ્ટિમાં એક મૂળના કોટાનકોટિ માનુષી અવતાર છે, અને તે સઘળા એક સમાન છે, પણ તેમાં એક અવતાર મારા થકી ઉત્પન્ન થયો તો બસ તે એકજ અવતાર પ્રીય અને બીજા અવતારો પ્રતિ લેશ પ્રેમ નહીજ ! આહા ! માયા ! માયા ! માયાના માળામાંથી ડોકીયાં કરતું પક્ષી તે માળો જેમાં બાંધ્યો છે તે વૃક્ષ કે બહુ બહુતો આસપાસનો થોડોક ભાગ નિહાળે તેજ, પણ આખી અવનિનું અવલોકન કરવું હોય તો તો માયા માળામાંથી નીકળી આત્મોન્નતિનાં અવર્ણીય ઉંચાં શિખરે જઇ પહોંચે ત્યારેજ. માયા મટકીનું મહી, પીનારના શરીરને અંગે ઉરે ટંડક પ્રસરાવી તેને શાંતા પમાડે, પણ એથી વધુ ઉત્તમ અમૃતના અભિલાષાવાળા તો માયા મટકી ફેંકી દઇ, કાંઇ અપૂર્વ પરિશ્રમ લઇ વને વગડે કે નદી નાળે કે ડુંગરા ડેરીઓએ તે ઢુંડવા નીકળે ત્યારેજ તે પ્રાપ્ત કરે. માયા ! તારા મંત્રનું મહાત્મ્ય તોડવા પરમાત્મા પૂજનનો પાઠ પઢું છું. માયા ! તારા માંચડા તોડી પાડી, મમત્વ, મમતા મુકતો જાવું છું. પુત્રી શું કરતી હશે ! પુત્રીને કાંઇ વિપત્તિઓ નડતી તો ન હોય ? પુત્રીને કોઇ દંડતું તો ન હોય ? આવા મૂર્ખાઇના વિચાર, માયા, તું તો કેવા સુઝવે છે ! પુત્રી કોની છે ! પુત્રી તો પરમાત્માની છે. માટે એ પુત્રીનું રક્ષણ કરનાર તે તો એનો પરાક્રમી પિતા પરમેશ્વર બાપ કે હું ? મારા પોતાનાજ રક્ષણ માટે હું એ પરમાત્મા પિતાનું પૂજન કરૂં તો વળી બીજાનું રક્ષણ હું તે શું કરી શકવાનો હતો ! પુત્રી પુંજી પરમાત્માની અને તેનો માલિક હું થઇને બેઠો ! કેવી ગાંડી વાત ! સરિતાએ ગામનાં જનોને પીવાને જળ દીધું ત્યારે માટીની મટકી કહે કે જળ તો મેં આપ્યું, એવી મૂર્ખાઇની વાત મેં કરી: વૃક્ષ ઉપર મીઠા મેવા આવ્યા

અને કાગે ચાંચે તોડી નીચે પાડયા તો કાગ કહેવા લાગ્યો કે એ મેવા તો મેં કર્યા અને મેં આપ્યા! એ કેવી મૂર્ખાઇની વાત! તેમ પુત્રીનો પિતા કોણ અને પુત્રીનો પિતા થઇ બેઠો તે હું! (અતિથી આવે છે)

**અતિથી**—મહારાજ! મારા આશ્રમે પધારી તેને પાવન કર્યો છે. હું માત્ર દસ દિવસ મારાં કામ અર્થે બહાર જવાનો છું તેથી તેટલા દિવસ અહીં રહી મને કૃતાર્થ કરો અને ત્યાર પછી તમને ફાવે તેમ કરજો. અહીં પૂજન અર્થે લોકો અનેક પ્રકારનાં ભોજન તથા માલ લાવે છે તથા માનતાના પૈસા મુકી જાય છે. માટે તમને ભોજનની કે પૈસાની કે કોઇ વાતની અડચણ પડનાર નથી.

**અધિરથ**—ભાઇ! અતિથી અતિથીનો સત્કાર કરે તેમાં સંસારી જનની ભોજન અને ધનમાલની આદરસત્કારની રીતીઓ આચરે અને ઉચરે એતો, જેમ ગગનમાં ગમન કરનાર પરસ્પર આદરસત્કાર કરવા ગગનમાં ન રહેતાં પોતાનાં સ્વધામ ઉપરથી ભૂમિ ઉપર ઉતરે, અને વળી વન વગડે વાસ કરનાર પરસ્પર ભેટો કરવા વન વગડા મુકી શેહેરની ભાગોળે જઇ ઉભાં રહે, તેવી વાત થઇ. ધન માલ અને એ સર્વેને અતિથીના પરસ્પર આદરસત્કાર સાથ શું સંબંધ? તમારે દસ દિવસ જવું હોય તો સુખેથી જાવો. હું રહીશ, અને દેવાલયમાં જે શ્રદ્ધાળુ જનો આવશે તેમને પૂજનની સવડ કરી આપીશ અને તેમાં લેશ ભાર ખામી નહી આવવા દેવું.

**અતિથી**—કાંઇ પણ અઘટિત મારાથી બોલાયું હોય તો ક્ષમા કરજો. હજી સંસારના ધન દોલત કે સુંદર પદાર્થોથી મારૂં મન વિમુખ નથી થયું તેથી તેની માયામાં હું સપડાએલો છું. અને, તેથી જેવો હું તેવા મેં સામાને ગણ્યા. ત્યારે હવે હું જાવું છું. (જાય છે).

**અધિરથ**—અરેરે! માયા? મેં તો જાણ્યું કે મહેલ માળીએ વસનારાંઓજ તારી મોહજાળ માં ઝીંપલાયલાં હશે, પણ દેવાલયોમાં રહેનાર પણ દાસ તો તારાજ દીસે છે! માયા! તારા મણકાનો હાર તો મહા પરિશ્રમ લઇ, દ્રઢ સંકલ્પ કરી, એક સપાટે ગળેથી તોડી ફેંકી દીધો તોજ ગળેથી જાય, નહી તો સદા ગળે વિંટ-લાઇજ રહે! માયા! તારી મેખો ઉખેડવા મમતા ભરેલી મોઘરીએ કશો સાર ન વળે પણ કઠોરતાના કુહાડાના મારથીજ ઉખડે! ઓહો! લોકો તો પુંજા માટે આવવા માંડયાં.

**૧. સ્રી**—(દેવની મૂર્તીનું પૂજન કરીને, થાળ પ્રસાદનો દેવને ચડાવીને). (અધિરથને) મહારાજ! અમારા મહારાજ કહેતા હતા તેમ આજ એતો તીર્થે ગયા હશે માટે તમે આ પકવાનનો પ્રસાદ લેવા કૃપા કરો.

**અધિરથ**—બ્હેન! પક્વાનનો પ્રસાદ મારાથી ખાલી નહી કરાશે.

**૧. સ્ત્રી**—કેમ વારૂ ? અમારા મહારાજતો રોજ ખાલી કરે છે.

**અધિરથ**—તો ભલે ત્યારે, તે આવશે ત્યારે ખાલી કરશે.

**૧. સ્ત્રી**—ત્યારે શું પાછો લઇ જાવું ! અને દેવ કોપશે નહી ?

**અધિરથ**—દેવને કોપાયમાન થવાનું એમાં કંઇ છેજ નહી.

**૧. સ્ત્રી**—કેમ નહી ?

**અધિરથ**—બ્હેન! થાળ તો દેવને ધર્યો એટલે દેવને પહોંચ્યો. કાંઇ મને તો નથી ધર્યો કે મારે લેવોજ જોઇએ? માટે તેં શુદ્ધ અંતઃકરણથી દેવને પ્રસાદ દીધો તો તે તારા આત્માની વિશુદ્ધતાને લીધે દેવને પહોંચ્યો. અને સાક્ષાત પ્રસાદ તારે દેવ આગળ રાખવા કે મારે લેવાનું કાંઈ કારણ નથી.

**૧. સ્ત્રી**—તમે વિના કારણનો આગ્રહ આજે કરો છો. જગતમાં ઠાર ઠાર પુજારી પ્રસાદ સ્વીકારે છે અને તમેજ તરછોડો છો.

**અધિરથ**—મને જે ઉપર હક હોય તેજ સ્વીકારેલું મને ઘટે અને બીજું કાંઇ પણ ના ઘટે. આ પ્રસાદ ઉપર મને કોઇ રીતનો હક નથી. એક તો દેવને અર્પવા તું લાવી અને દેવને તેં આપ્યો તેથી દેવ તેના એક રીતે ધણી થયા; બીજું, આ પ્રસાદ તું અંહી લાવી છે તેથી તેનો ધણી તું છે; ત્રીજું, એ પ્રસાદ હું લઇશ, તો ભગવતના ભક્ત થયા અને પ્રસાદ પ્રેમે રાખ્યો તો ભક્તાઇ કેમ રહેવાની ? પ્રસાદ ખાધે, શરીર મદમસ્ત બનવે, ભગવત પરનો ભક્તિભાવ ભુસાઇ જશે, અહંકારની ઉર્મીઓ ઉછળવાની, શરીરના સુખનું સતત શોચન થવાનું. હવે, કહે કે આવાં આવાં સબળ કારણો છે તે છતાં પ્રસાદ લઇશ તો એમાં શું સાર છે.

**૧. સ્ત્રી**—મહારાજ! તમે કહો છો તે મને સત્ય લાગે છે, પણ, ત્યારે હવે આ પદાર્થને શું કરૂં ?

**અધિરથ**—ભગવાનના વંશજોને આપ.

**૧. સ્ત્રી**—તે કોણ ?

**અધિરથ**—શ્રષ્ટિનાં સમગ્ર પ્રાણીઓ, તે કીડીથી માંડીને તે હાથી અને મનુષ્ય સુધી, સર્વ પરમાત્માની સંતતિ છે. માટે તેમાં જે દુખી હોય તેને આપ, અને તે આપેલું પરમાત્માને પહોંચશે.

**૧. સ્ત્રી**—ત્યારે એવી આજ્ઞા છે તો જઇ એમ કરૂં. હા, ખરે, એમ કરવાથી એક પંથ અને બે કાજ થશે. દેવને પ્રસાદ ચઢાવ્યા તેથી દેવને રીઝવ્યા અને વળી

ગરીબ લોકને તે દીધો તેથી તેમની આંતરડી પણ ઠરશે અને તેઓ આશીશ દેશે. એટલે બે રીતનો લાભ થશે.

**અધિરથ**—બ્હેન! લાભની વાત આટલા ભારથી ન ઉચરી હોત તો હું પ્રસન્ન થાત. વૃક્ષ કરમાતાં માલીએ વૃક્ષને જળ સીંચ્યું અને પાછું તેને વિસારી જળ વિના મુક્યું, તો તુંજ મને કહે કે તે શું મનવાંચ્છિત ફળ નિજ વૃક્ષથી પ્રાપ્ત કરશે? તલવારનું તિમિર દુર કરવા કોઇ દિનજ તેને સ્વચ્છ કરી, અને પછી ખુણામાં નાખી મુકી તો પછી તલવાર મનહર તેજ અને પરાક્રમ શું હરપળે પ્રગટાવી શકશે? પતંગડી ઘડીભર ગગનમાં ઘુમાવી તો શું તેથી તે ગ્રહ કે તારલા સમાન ગૌરવયુક્ત દીસશે? માટે, પ્રભુ વહાલ વૃક્ષને જળ સીંચન તો નિત્યજ જોઇએ; ત્રાતા તપની તલવારનો તિમિર તોડવા, તન્દ્રા તજી તત્પર સદા રહેવુંજ જોઇએ; પ્રભુપૂજન પતંગડી સદૈવ નભોમંડળેજ સ્થાપવીજ જોઇએ. **માટે, બ્હેન! જે લાભો તું ભાર દઇને ઉચરી અને જેની આશા તું રાખે છે તે પ્રાપ્ત કરવા તું યાદ રાખજે કે માત્ર તારી ઘડીભરની દેવની સેવા તને ઇચ્છિત ફળ સંપાદન કરશે નહી, અને અહોરાત્ર તેમાં તત્પર રહીશ તો શુભ લાભો સદા પ્રાપ્ત કરતી થઇશ.** અને યાદ રાખજે વધુ કે દેવ સેવામાં મગ્ન રહી તેમાં પ્રર્વત રહીશ, તો તે થકી તને જે લાભની અભિલાષા છે તે પ્રાપ્ત ન થાય તોપણ જાણજે કે તને કોટયાવધિ લાભોની પ્રાપ્તી થઇ છે, કેમકે દેવપૂજન એજ સર્વોતમ લાભ છે જે સાથ સરખાવતાં સંસારના લાભ તુચ્છ છે. **વળી, બ્હેન બીજું આ યાદ રાખજે કે જે લાભો એટલે સુખો તું ઇચ્છે છે તે તને પ્રાપ્ત થવે તે લાભોમાં એટલે, સુખોમાં તારી આસપાસના કે આધેના સર્વે જનને તેમાં ભાગ આપીશ નહિં તો તે સુખો લાંબો વખત તારી સાથે રહેવા પામશે નહી, અને તેથી સદાની સુખી થઇશ નહી.** દીવાના પ્રકાશના ભોગી પોતેજ થવા અને અન્યને તેના પ્રકાશથી પ્રમુદિત થતા અટકાવવા, દીવાને તું ઢાંકવા જઇશ તો દીવો બુઝાઇ જઈ તું પોતે પ્રકાશનાં સુખ વિનાની ઘડીભરમાં થઇ પડીશ; તુજ મીઠી કુઇમાં જે મીઠું જળ તેની ભોગી જાતેજ થઇ રહીશ અને અન્યને જળપાન ન કરવા દઇશ તો એ કુઇમાં પ્રથમતુંજ પાણી ભરાઇ રહેવે અને નવાં ઝરણાં ન ફુટવાથી એ કુઇનાં જળ ગંધાઇ ઉઠશે તો તું તેનું સુખ ભોગવતી બંધ થઇશ. (બીજી સ્ત્રી આવે છે)

**૨. સ્ત્રી**—(દેવની પુજા કરીને) મહારાજ ! આ સવા પાંચ આનાના પૈસા માન્યા હતા તે લ્યો.

**અધિરથ**—બ્હેન ! હું તે લઇને શું કરૂં ?

**૨. સ્ત્રી**—માનતાના પૈસા પૂજારી, ના લે તો કોણ લે ?

**અધિરથ**—પણ એ પૈસાને કરવા શું ?

**૨. સ્ત્રી**—તે તો તમને ગમે તે ઉપયોગમાં લ્યો.

**અધિરથ**—બ્હેન ! શી વાત કરો છો ? પૈસો ભગવાનનો અને મને ગમે તે ઉપયોગ હું કરૂં ! તો તો ભગવાન મને મેલવાના કેમ ? તમે આઘાં રહોછો તે તમને કદાચ ભગવાન મેલે પણ હું તો રાત દિવસ પાસે છું તો મને તો ભગવાન સુતાંને બેસતાં, ખાતાંને પીતાં, કચડી કચડીને મારે તો જીવ જતાં પણ છુટકો ન થાય. તમે મારૂં ગળું વાઢવા નીકળ્યાં છો.

**૨. સ્ત્રી**—મહારાજ ! આવી વિપરિત વાત તો આજ સાંભળી.

**અધિરથ**—કાંઇ ખોટું કહેતો હોવું તો ખોટો પાડો અને પછી પસા ન લેવું તો મને કહેજો.

**૨. સ્ત્રી**—પણ, ત્યારે આ પૈસા મારાથી તો ઘર પાછા ન લઇ જવાય.

**અધિરથ**—પણ, હું ક્યારે કહું છું કે પાછા લઇ જાવ.

**૨. સ્ત્રી**—ત્યારે તમે જાણો છો કે મારાથી ઘેર ન લઇ જવાય અને તમે કહો છો કે તમારાથી પણ ન લેવાય, ત્યારે હવે આનું કરવું કેમ ?

**અધિરથ**—બ્હેન ! તમારા પૈસા દેવને ગમ્યા નથી, કેમકે જો ગમ્યા હોત તો ક્યારૂનાએ ઉચકી લીધા હોત, માટે પૈસાની જે ફાવે તે વ્યવસ્થા કરો તેમાં દેવને કશો વાંધો નથી.

**૨. સ્ત્રી**—તે વળી દેવ ક્યારે આપો આપ કાંઇ વસ્તુ આપણા હાથમાંથી ઉડાવી લેછે કે આ પૈસા આપણા હાથમાં રહ્યા તેથી એમ કહેવાય કે એતો એમને ના ગમ્યા ?

**અધિરથ**—એમ તો જ્યારે દેવ કોપે છે ત્યારે ક્યાં હાથવડે આપણને મારી જાય છે કે દેવ દયા ધરે છે ત્યારે ક્યાં હાથવડે પંપાળી જાય છે ? પણ, એ એમનો પરતો પરોક્ષ રીતે તો આપણને સિદ્ધ થાય છે ને ? તેમ, જો પૈસા દેવને રૂચ્યા હોત તો હાથોહાથ ન લેતાં પરોક્ષ રીતે પણ તે પ્રતિ પ્રીતી દેખાડી હોત. પણ તેવું તો કાંઇ જણાતું નથી માટે પૈસા દેવને રૂચતા નથી. પણ જો તારા પૈસા દેવને રૂચે તેમ કરવું હોય તો એક માર્ગ બતાવું અને તે એ કે એ પૈસા મને ન આલતાં કે તારા ઘર પાછા ન લઇ જતાં આંધળાં પાંગળાંને દાન કર. નહી તો કાંઇ દેવની આગળ પૈસા મુકવે કે મારી આગળ મુકી જવે દેવ પૈસાથી રીઝાવાના નથી એ સત્ય જાણજે.

૨. સ્ત્રી—મહારાજ ! આ વચનો સાંભળી મારાં મન ઉપર એવી અસર થઇ છે કે જાણે મારૂં સર્વસ્વ ભિક્ષુકને ભિક્ષા દેવામાં દેવું. હું આ પૈસા આ પળેજ જઇ આપું છું. મારી છોડી બે મહિનાથી તાવથી પીડાતી હતી તેના માટે માન્યા હતા. મારી છોડી કોણ જાણે કેમ સારી રહેતી નથી !

અધિરથ—બ્હેન ! તારી પુત્રી આરોગ્ય રહે તે માટે તને એક માર્ગ બતાવું છું. તને રૂચે તો તે પ્રમાણે કરજે અને તેમાંથી શુભ ફળ નીપજે તો તેનો બોધ સર્વત્ર કરજે. **જો તારે મન એવી અભિલાષા હોય કે તારી પુત્રી શરીરે આરોગ્ય રહે તો તું મનથી એવું ઇચ્છ અને પ્રભુ પાસે એવું યાચ કે સકળ માનવ અવતારનાં પુત્ર પુત્રી શરીરે આરોગ્ય રહે.** આ રીતે ભલી ઉર્મીઓના પ્રવાહ તું સ્ફુરાવી સતત ચાલુ રાખીશ તો જે આરોગ્યતા તું સકળ માનવની સંતતિને ઇચ્છેછે તે તારી પુત્રીમાં આવી વસશે. ઇશ્વર નિયમ આજ છે કે અન્યતું શુભ ઇચ્છીશ તો પોતાનું શુભ પામીશ, અને અન્યતું અશુભ ઇચ્છીશ તો તું પોતે અશુભ અનુભવીશ. રવી શ્રષ્ટિને પ્રકાશના સુખપ્રદ કીર્ણોથી ચોમેર ભરે છે તો શ્રષ્ટિમાં વાસ કરનાર સકળ અવતાર રવીના એ આભારના બદલામાં તેને પ્રેમ અને સન્માનથી આરાધેછે; બાવનાચંદન નિજ અંગમાંથી વિમળ વાસ પ્રસરાવે છે તો મનુષ્ય તે પ્રતિ પ્રેમ પ્રદર્શિત કરે છે અને પ્રીતથી પ્રીછેછે; ત્યારે વળી બાવળીયો જે શૂળોનો સંતાપ દેછે તેને મનુષ્ય તજે છે અને તેથી આઘો રહે છે, અને બાળી ભસ્મ કરે છે; મધુરી મેના મનહર નાદ વિકસાવી માનવનાં મનને પ્રસન્ન કરે છે તો માનવ તેને પ્રેમથી પંપાળી પોતાના પડખે રાખે છે; ત્યારે ગીધ જે માંસ ભક્ષણ કરવાની ક્રુર અને અનિષ્ટ અભિલાષા અને સંકલ્પનો સાક્ષાત્કાર સર્વત્ર કરાવે છે તેને પથરો મારી કહાડી મુકવા ધાય છે. ટુંકમાં, જો વહાલની વૃષ્ટિ વિશ્વમાં કરીશ તો તારા ઉપર વહાલરૂપી વૈભવના વારિધિ વિના વિરોધે વહ્યા જશે; તારા વિજયનો વાવટો ઉડી રહેશે અને વિનોદનાં વાવેતરમાં વિહાર કરતી થઇશ. ( ત્રીજી સ્ત્રી આવે છે)

૩. સ્ત્રી—( દેવનું પૂજન કરીને ) મહારાજ ! આશીશ દો કે દેવ મારી માનતા પૂર્ણ કરે.

અધિરથ—બ્હેન ! કાંઇ ઉંઘમાંથી વહેલી ઉઠી આવેલી છું એટલે હજી ઉંઘ આંખમાં ઝાઝી છે એટલે શું બોલે છે તેની તને ખબર નથી ?

૩. સ્ત્રી—મહારાજ ! તમારા આશીશ માગ્યા એટલે તમારે કહેવાનું થયું કે હું શું બોલું છું તેની મને ખબર નથી.

**અધિરથ**—બ્હેન ! તું આશીશ કોના લેવા આવી છું ?

**૩. સ્ત્રી**—આશીશ તો દેવના લેવા આવીછું, પણ અમારા પેલા પહેલા મહારાજ તો કહેતા હતા કે અમે દેવના પૂજારી તે અમે આશીશ દઇએ નહી ત્યાં સુધી ભગવાન પાસે ગમે એટલા આશીશ માંગીએ તોએ ભગવાન તે કાને ધરેજ નહી.

**અધિરથ**—બ્હેન, મહારાજે કહ્યું અને તેં માન્યું ! દાળ અને ચોખા પારખવાની, બજારથી તે બરાબર પાઇ પાઇનો ભાવ કરી લાવવાની, તેને રાંધવાની, વળી તે સાથે સ્વાદીષ્ટ બનાવવાની, અને પછી ખાવાની. એ સઘળી સમજણ છે ! પણ દેવ કેવા ઉચ્ચ અવતાર અને પૂજારી કેવા પામર પ્રાણી તે પારખવાની, તે બેઉની શક્તિઓમાં આકાશ અને પાતાળ વચ્ચે ભિન્નભાવ તેટલો ભિન્નભાવ, તેનો વિચાર કરી યોગ્ય તૂલના કરવાની, અને તેથી દેવની અપરિમિત શક્તિની સેવા કરવાની અને પૂજારીના પરપોટા પ્રતિ અલક્ષ કરવાની, સમજણ કેમ નહી આવી ? સંસારી થયાં એટલે એટલા મૂઢ બની જવું કે દાળને ભાત પારખી જાણવો અને દેવના જ્ઞાનનો અક્ષર ન જાણવો ? શું સંસારી થયાં એટલે એકને એક બે અને બેને એક ત્રણ એમ લાખો ને કરોડો રૂપીઆ ગણી જાણવા ને તેના હીસાબ કરી જાણવા, અને હરી ભગવાન જે એક તેનો એકનો એક એકડો સરખો સ્પષ્ટ દ્રઢતાથી બોલી ન જાણવો ? બ્હેન ! તને કોઇ દિવસ વિચાર ન આવ્યો કે જેમાં સૃષ્ટિની ઉત્પતિ, સ્થિતિ અને લય તેજ ફળીભૂત આશીષ દઇ શકે અને તેનો પુજારી તે તો એક કીડી સમાન ક્ષુલ્લુક જીવ તેની સમીપ છે. શું રાજાની પાસે દાન માગનાર, રાજા પાસે દાન માગ્યા પછી, રાજાની પાસે ઉભેલા નીચ હજુરીઆ આગળ દાન માટે વિનંતી કરવા જશે ? સાગરે જળે જળપાન કરવા પક્ષી આવ્યું તે જળ પાન કર્યા પછી સાગર પાસે પડેલા નિર્જીવ પથરાને પાછું જળપાનનાં દાન માટે પ્રાર્થવા ઉભું રહેશે ? આંબા વૃક્ષે કેરીફળ લેવા આવેલો મનુષ્ય કેરી ફળ આંબા ઉપરથી લીધા પછી આંબા આસપાસ કરેલી વાડનાં થુવેર પાસે પાછો કેરીફળ લેવા ઉભો રહેશે ?

**૩. સ્ત્રી**—મહારાજ ! હું સમજી. દેવની કૃપાનોજ આશ્રય સર્વોત્તમ પણ, મહારાજ ! એ સઘળું જ્ઞાન એની મેળે કોઇના સમજાવ્યા વિના કયાંથી આવે !

**અધિરથ**—બ્હેન ! તેમાંજ તારી ભૂલ છે. તને ધન દોલતની ધારણા હોય છે ત્યારે તું કોનું ધ્યાન ધરવા જાય છે ? ભગવાનનું. નહી ? તને પુત્ર પરિવારનું પરમ સુખ પ્રાપ્ત કરવું હોય છે તો તું પૂજન પ્રીતથી કોનું કરે છે ? પરમાત્માનું. નહી

વારૂ ? તને સુખ શાંતિનું સ્થાન જોઇએછે તો સ્મરણ કોનું કરે છે ? સચ્ચિ-
દાનન્દનું. ખરૂં ને ? ત્યારે આ રીતે અનેક અર્થસિદ્ધિ માટે અંતર્યામીને
તું આરાધે છે ત્યારે જ્ઞાન પ્રાપ્તી માટે ગુરૂ ગોવિંદ પ્રતિ [1]ગમન
કેમ નથી કરતી ? એ ગુરૂ ગોવિંદ મનુષ્ય રૂપમાં આવી હાથમાં સોટી
લઇ, કે ભ્રકુટી ચઢાવી, કે નયન નિષ્ઠુર કરી કે ધિંગાણોના ધ્વનિ કરી, તને
શીખવનાર નથી; પણ આપ અદૃષ્ય રહી, તને નયનથી ન નિંદી, ધ્વનિથી ન
ધ્રુજાવી, ભ્રકુટીથી ભયભિત ન કરી, તને જ્ઞાન દઇ જશે. અને વળી કોઇ
દિવસ તને વઢવા નહી આવશે કે મારૂં શીખવેલું કર્યું કેમ નહી અને તે પ્રમાણે
આચરણ કર્યું કેમ નહી. બ્હેન ! જેમ અનેક સુખ કે જરૂરની વસ્તુ તું
પ્રભુ પાસે માંગે છે તેમ જ્ઞાન પણ માંગ અને તું જોઇશ કે જ્ઞાનની ગહન
ગર્જના તારામાં ગાજશે, અને શ્રીગીતા જેવા ગહન પાઠ આપથી ગ્રહણ કરીશ,
અને ગુંચવણની ગ્રન્થિઓ અનેક કાર્યમાં જતી રહેશે. બ્હેન ! હવે તું આ
લક્ષમાં રાખ, અને તારા ઘર સિધાર.

૩. સ્ત્રી—ભલે, મહારાજ. ( જાયછે )

અધિરથ—( સ્વગત ) અરેરે ! દેવાલયના મહારાજો ! તમે પોતે અજ્ઞાનનાં અંધારામાં
આલોટો છો અને બીજાઓને તે ભણી હંકાલો છો ! આટલા
દિવસથી હું આ દેવાલયમાં હતો પણ પૂજા અર્થે તેમની આગળ
દેખાવ ન દેતો, એટલે આ દેવાલયે આવતાં લોકોના આવા આચા-
રથી અજ્ઞાન હતો અને આજેજ તેની ખબર પડી છે તો આ અતિથી
લોકોને કેવાં અવળે માર્ગે દોર્યાં છે તે જોઇ જીવ કાંપે છે અને આજ ઘડી
અહીંથી ચાલી નીકળવા જીવ કહે છે. પણ એ આવે ત્યાં સુધી દસ દિવસ
થોભવાનું મોઢે બોલ્યોછું તો દસ દિવસ ગમે તેમ આંહી કહાડીશ અને
પૂજાએ આવતાં લોકોને કાંઇને કાંઇ ઉપયોગી બોધ દેતો રહીશ. કોઇ આવતું
જણાતું નથી લાવ જરી અંદર જાવું.



---

૧ જતી નથી.

## અંક ૧. પ્રવેશ ૮.

**જોગી**—ભાનુમાન ! હું રાજા અધિરથ પાસે સો સોના મોહોરો માંગવા ગયો, અને રાજાએ તે મને આપવા પણ કહી ત્યારે તેં મારા વિરૂદ્ધ બોલી, મારાં ખરાં સ્વરૂપની [1]અધમતાનું રાજાને ભાન કરાવી મને હલકો પાડયો ! આહા ! તારા ઉપર તે ઘડીએ વૈર નથી લીધું પણ વૈર ભૂલ્યો નથી અને કેમ લેવું તેનાજ ઉંડા વિચારમાં છું. તું રાજા છે તોપણ બાપજી કરતો મારી પાસે આવીશ: એવું વૈર લઇશ ત્યારેજ રહીશ. મહા પ્રાણઘાતક વિષ ડંસ તે અનેક [2]બાહ્ય [3]ઉપચારોથી જેવા કે ઔષધિઓથી અને મંત્રોથી ઉતરે, પણ, વૈર ડંસ, આહા, તે તો જ્યારે ડંસનાર ધણીના મુસ્તકને વીંધી તેની માંહેનો મણી લાવી તે ડંખ ઉપર મુકે ત્યારેજ ઉતરે, એટલે, ડંસ દેનારનો પ્રાણ લે ત્યારેજ ડંસાએલો તેને છોડે. ભાનુમાન ! તને ખબર નથી કે હું કાંઈ નિર્ધન ભિક્ષુક નથી કે જેને અધિરથ પાસેથી એક ફેરાનું દ્રવ્ય ન મળવે ભુખ્યો ! તરસ્યો મરી જવાનો હતો. મારા પાસે તો કોઇ સમૃદ્ધ શાહુકાર પાસે ન હોય એટલું દ્રવ્ય છે અને આ વગડામાં આ ઝાડ તળે તે છાનું દાટયું છે, ભાનુમાન ! વળી તને ખબર નથી કે મેં શી સત્તાના પ્રભાવે એ સઘળું દ્રવ્ય મેળ યું છે. મારી પ્રાણવિનીમયની ગુપ્ત સત્તાના બળે એ દ્રવ્ય મેં એકઠું કર્યું છે, કેમકે જેવો કોઇ દુર્બળ મનનો મારી નજરે ચઢે છે કે તરતજ મારી એ સત્તા તેનાં દુર્બળ મન ઉપર ચલાવી તેની પાસે ધનનું દાન માગું છું, અને મારી સત્તાને વશ થએલો તે પુરૂષ મને તુરંત માગ્યાં ધનનું દાન કરે છે. અને એક ફેરાનો જો તે મારે વશ થાય છે તો પછી કોઇ ફેરા તે કદી મારી સત્તામાંથી છુટો થવા પામતો નથી જોકે તેને તો સ્વપ્ને પણ ખબર તો શું પણ ભ્રાંતિ સરખી હોતી નથી કે મેં તેના ઉપર સત્તા ચલાવી છે અને તેનો તે ભોગ થઈ પડયો છે. અરેરે ! ભાનુમાન ! હું નિર્દોષ, સાક્ષાત ભગવાનરૂપ છું એવું તારા મનમાં ઠસાવવા મેં પ્રાણવિનીમયની મારી પુરી સત્તા તારી ઉપર તું ન સમજે તેમ જ્યારે તું અધિરથ પાસે આવ્યો હતો તે વખતે ચલાવી હતી, પણ તેમાં હું નિષ્ફળ ગયો હતો. કેમકે તું દ્રઢ મનનો છે અને શુભ વિચારોનુંજ તારાં મનમાં સ્થાન છે એટલે મારી સત્તાનો પ્રભાવ તારા ઉપર જય મેળવી શકયો નહી એટલુંજ નહી પણ તને સ્પર્શ સરખો કરી શકયો

---

૧ હલકાઇ, ૨ બહારના, ૩ ઉપાયોથી.

નહી જેથી મારી ઇચ્છા પ્રમાણે તું મને સાક્ષાત બ્રહ્મારૂપ તો કયાંથી જુવે, પણ પોતાના વિચાર પ્રમાણે દુષ્ટ પાતકીજ મને ધારવા લાગ્યો. આ પ્રમાણે હું જાતે અદૃષ્ય બળવાન સત્તાનો અધિકારી છતાં તારા ઉપર વૈર લેવા અશક્ત થઇ ગયો છું ! પણ બીજી કોઇ રીતે પણ તારા ઉપર વૈર તો લઇશજ. ભાનુમાન ! વૈર લઇશ. હા. હા. વૈર લઇશ, વૈર લઇશ. (સત્કર્મા આવે છે)

**સત્કર્મા**—( સ્વગત ) ( હાથમાં કુહાડો અને રસી લઇ આવે છે ). અરેરે દેવરક્ષિતા ! તું એકની એક નાની બહેન છે તેટલા માટેજ આ તાપ તડકો, આ વગડાનાં ઝાડી ઝડીઆંનું પગમાં ભોકાવું, શરીરે કાંટા ને શૂળોનું પેસવું, તેથી લોહીથી વહેતા થવું, એ સઘળું સહન કરૂં છું. દેવરક્ષિતા બહેન, એ શબ્દ માત્રનુંજ [1]સ્મરણ થતાં દેવરક્ષિતા બહેન [2]સાક્ષાત [3]ચક્ષુ [4]સમીપ [5]દષ્યમાન થાય છે. અને દર્શન થતાંવાર જીવ કહેછે કે જીવડા જગતમાં જનમ્યોછું તે તારી બહેનના કાજે, માટે એનાં સુખને કાજે તારો પ્રાણ દુઃખી થતો હોય તો શું પણ તારો પ્રાણ જતો હોય તોપણ તે પ્રાણને તજ, તજતાં વાર ન લગાડ, તજતાં વિચાર કરવા ન થોભતો. દેવરક્ષિતા ! હું તારો ભાઇ તને સુખી નહી રાખીશ તો આ સ્વાર્થી સંસારમાં પારકા લોક કોણ તને સુખી રાખશે ? અરેરે ! ધન વિનાની દારિદ્રાવસ્થામાં તને જોઇ મારૂં હૈયું હામ હારી જાયછે, મારૂં ચિત્ત ચળી જાયછે, મારો જીવ મુંઝાઇ જાયછે, પણ શું કરૂં ! કોટિ પ્રયત્ન કરૂં છું તોપણ સુખીઆં જનનાં જેટલું સુખ તને આપવાને પુરતું ધન નથી મેળવી શકતો ! અરેરે ! ધન કયારે પામીશ કે દોડી તને તે આપું ! લાવ, હવે લાકડાં વાઢું. વિચારમાં તો આટલો અઢાર વર્ષનો કાળ વીતી ગયો તો માલમ ન પડયો. ( લાકડાં કાપવા ઝાડ ઉપર ચઢે છે. લાકડાં કાપેછે ).

**જોગી**—( બાજુ સ્વગત ) આહા ! આ યુવાનનું ચિત્ત ધનમાં મોહ્યું છે એટલે ધનને વશ છે અને એના પોતાને વશ નથી. લાવ, મારી પાસેથી થોડુંક દ્રવ્ય એને આપું એટલે તેથી મગ્ન થઇ મારા વશ એનું મન થશે, એટલે પછી મારી પ્રાણવિનીમયની સત્તાથી એનું મન મારે વશ કરી લેવું, અને પેલા ભાનુમાનને પોતાનો વૈરી સમજે અને તેને જીવથી મારવાનો સંકલ્પ કરે એવી છાપ મારી એ સત્તાથી એનાં મન ઉપર પાડું, એટલે, જ્યાં સુધી એ ભાનુમાનને જીવથી મારશે નહી ત્યાં સુધી શાંત બેસશે નહી, અને ભાનુમાન આના હાથે મરશે એટલે મારૂં વૈર શાંત થશે. આહા ! વૈર ! ધીરજ ધર. ધીરજ ધર. તને

---

૧ યાદ આવતાં, ૨ પુરેપુરી, ૩ આંખો, ૪ આગળ, ૫ દેખાય છે.

શાંત થવાનો સમય આવ્યો છે. આ લાકડાં પાડી નીચે ઉતરવા માંડે છે. લાવ, ખસી જાવું. ( છુપાયછે ).

**સત્કર્મા**—( પરસેવાના ટીપાં કપાળેથી લુંછીને ) અરેરે ! શા ભાગ્યદેવીના અપરાધ કર્યા છે કે આ રીતે કનડે છે ?

### ગાયન. ૧૧.

કહેને [1]સુભાગી [2]દુર્ભાગીના લેખ લખનાર[3]કરકશા,
કોટિ કષ્ટ વેઠુંને કરગરૂં તે કેમ ન [4]લેખામાં [5]કશા ?
ભાગ્યશાલીને દીએ દુધ દહીને દોશાલાની [6]દીક્ષા
દુર્ભાગીની દેવડીએ દાણાના આવડા [7]દાટા શા ?
નથી શું મનુષ્ય શીર ભગવત [8]રક્ષા
ચાહે તેમ કરે છે સુખ દુખના તું [9]ધસા ?
[10]અદષ્ય રહી પૂઠ પાછળ આમ શું કનડે ?
સામી આવ કે તુજ મુજ બળની ખબર પડે.

( જોગી બહાર આવે છે )

**જોગી**—અરે ! ભાઇ, છાના રહો. ભાગ્યદેવી ક્રુર છે તે એને એવાં ક્રુર માણસો સાધન રૂપે મળી આવેલાં છે તેથી.

**સત્કર્મા**—હું તો કાંઇ એવો ક્રુર નથી કે મારી સાથે આ કરકશા ભાગ્યદેવીને આટલે હદે ક્રુરતા વાપરવી જોઇએ.

**જોગી**—ભાઇ તમે મારૂં કહેવું ન સમજ્યા. હું તો કહું છું કે ભાગ્યદેવી એની ક્રુરતામાં ફાવે છે તેનું કારણ એ છે કે એનાં જેવાં ક્રુર મનુષ્ય જગતમાં છે તેથી તેઓના દ્વારા તે પોતાની ક્રુરતા નિર્દોષ લોકો ઉપર ચલાવે છે.

**સત્કર્મા**—ભાગ્યદેવી જે સઘળાનાં ભાગ્ય ઘડે તે શું પોતે જાતે ઓછી બળવાન છે કે એને એના જેવાં મનુષ્ય મળે તોજ પોતાના કામમાં ફાવી શકે ?

**જોગી**—લ્યો, ભાઇ, લ્યો. પ્રથમ આ દ્રવ્ય લ્યો. પછી સમજણ પાડું છું. ( સોનાનું કડું આપે છે ). ( બાજુ ) આહા ! અસર થઇ, થતી જાય છે. મસ્તક ડગેછે

---

૧ સારા નશીબવાળા, ૨ ખોટા નશીબવાળા, ૩ દુષ્ટ સ્ત્રી, ૪ હીસાબમાં, ૫ કાંઇ, ૬ બક્ષીસો, ભેટો, ૭ બંધ મોંહ, તોટા, ૮ રક્ષણ. ૯ ધસારા, આડા અવળા લીટા શું મનુષ્યને માથે પરમેશ્વર રક્ષણ કરનાર નથી કે તને ફાવે તેમ તેના ભાગ્યમાં લીટા તું દોરે છે ? ૧૦ દેખાય નહી તેમ.

આંખો મીચાઇ જાય છે. ( ભાનુમાનને ) એ તો માત્ર બસો ત્રણસોની કીમતનું હશે. એમાં કાંઇ ભારી માલ નથી. તમે સુખે વાપરો. મારે કાંઈ પાછું જોઇતું નથી. હવે, જુવો, તમને પહેલ વહેલી સમજણ પાડું કે સાધન વિના કાંઇ થઇ શકે નહી. જુવો, સોની શણગારનો ઘડનાર છે પણ ટીપવાની હથોડી અને ગાળવાની કુલ્લી અને બાળવાના કોયલા વિના તે શું કરી શકશે? કડીઆ સુથાર ગગન સાથ વાત કરે એવી ઊંચી ઇમારતો બાંધનાર ધણી છે, પણ પાલકો બાંધવાને વાંસડા અને સીકડવાને રસી વિના શું કરી શકશે? નદીનાં જળ અખૂટ છે પણ ગાગર કે પખાલ વિના ઘરમાં લાવી કેમ પીવાશે અને વપરાશે? માટે સાધન વિના સમૃદ્ધિઓનો ધણી અશક્ત.

સત્કર્મા—તમે કહો છો એ મને બરાબર ખરૂં લાગે છે.

જોગી—( બાજુ ) ખોટું સમજાવેલું એને ખરૂં લાગ્યું, મન વશ થયું. ( ભાનુમાનને ) માટે. એ તો દુષ્ટ મનુષ્ય જે ભાગ્યદેવીનાં સાધનો છે તે ન હોય તોજ ભાગ્યદેવી ક્રુરતા દેખાડતી બંધ થઇ શકે, માટે દુષ્ટ મનુષ્યોનો નાશ કર્યો હોય તોજ દુષ્ટ ભાગ્યદેવીનું જોર નરમ પડે.

સત્કર્મા—( જોગીની સત્તાને વધુ વશ થતો ) આજે તમે આ વાત કહો છો તે એવી મહત્વ ભરેલી અને કીમતી મારે મન લાગે છે કે અક્ષરે અક્ષર જાણે મારા મનમાં જડાઈ ગઇ છે અને ત્યાંથી કદી ભુસાવાની નથીજ.

જોગી—( બાજુ ) પોતે વશ થએલો સ્પષ્ટ જણાવે છે. ( ભાનુમાનને ) જુવો, દુષ્ટ આદમીઓ જે દુષ્ટ ભાગ્યદેવીના સેવકો હું કહુંછું તે આવા. પેલો ભાનુમાન રાજા છે તે હું અધિરથ રાજા પાસે ભિક્ષા માંગવા ગયો તે વખતે મારા વિરૂદ્ધ બોલ્યો અને અપમાનયુક્ત વચનો કહ્યાં. હવે, કયાં મને અધિરથ રાજાનાં દ્રવ્યની જરૂર હતી? મારે તો ઈશ્વરનું આપ્યું સર્વ કાંઇ છે. આ તમને આપ્યું તે ઉપરથીજ જુવોને. અને વળી, કયાં અધિરથને પણ ખોટ આવી જવાની હતી? પણ હું જાણુંછું કે એ આદમી દુષ્ટછે, અને એ દુષ્ટછે તેથી દુષ્ટ ભાગ્ય દેવી એને પોતાનાં સાધન તરીકે વાપરી એના દ્વારા અનેક જણને પીડે છે. હવે એ ભાનુમાન જેવાનો નાશ કર્યો હોય તો ભાગ્યદેવીનું બળ કેટલું ભાંગી જાય? માટે એ ભાનુમાનનો નાશ કરવોજ જોઇએ. એ રાજા છે તેથી શું થયું! (સત્કર્મા ઉપર સત્તા ચલાવે છે, જેથી એના બોલોની છાપ સત્કર્મા ઉપર દ્રઢ બેસે છે ).

**સત્કર્મા**—( ભ્રમિત બની જઇ ) તમારાં વચન સત્ય છે. સત્ય છે. લાવો, બસ, એ ભાનુમાનને હું પોતેજ જઇને મારૂં. કરકશા ભાગ્યદેવીનો એટલો એક માણસ તો ઓછો થશે અને તેટલું તો એ ચંડાળણીનું જોર ઓછું થશે.

**જોગી**—( સત્તા ઉગ્રરૂપે ચલાવી ) તમે તમારાં વચનો પાળો એમાં હું કાંઇ નવાઇ નથી જોતો, કેમકે તમારી દુર્દશા એવી છે કે જ્યારે ભાગ્યદેવી જે અદૃશ્ય છે તેના સામે તમે ગાયનમાં યુદ્ધ કરવા હમણા તત્પર થયા હતા તો મનુષ્ય જે દૃષ્યમાન છે અને તેણીના કરતાં અત્યંત દુર્બળ છે તેનો નાશ કરવા કેમ ન દોડવાના અને કોના વાર્યા પાછા વળવાના ?

**સત્કર્મા**—ભાનુમાને મારૂં કશું બગાડયું નથી પણ મને દુભવનાર ભાગ્યદેવીનો એ માણસ એટલે એને મારવાથીજ ભાગ્યદેવી ઉપર વૈર લેવાશે.

**જોગી**—એતો ભાઇ જે કરવું તે તમે જાણો. મેંતો માત્ર વાતપરથી વાતની સમજ તમને પાડી. હવે હું જાવુંછું અને પાછો કહેતો જાવુંછું કે આ દ્રવ્ય તું સુખે વાપરજે અને ફરીથી જોઇએ તેટલું બીજું લઇ જજે. અમે અતિથી લોક દ્રવ્ય રાખીએ તે આવી રીતે કોઇ નિર્ધન હોય તેને સુખી કરવા, નહિં તો અમારે દ્રવ્યને શું કરવું છે ? પણ, મને યાદ કરજે, હાં, ભૂલી જઇશ નહી. જા, તને મોડું થાય છે.

**સત્કર્મા**—તમને યાદ નહી કરીશ ? હું તો તમને શું યાદ કરીશ પણ મારી રગેરગ અને રૂધિરનું પ્રત્યેક ટીપું સદા તમને સ્નેહથી યાદ કરશે. ત્યારે જાવું છું.

**જોગી**—ઠીક, ભાઇ, જા. (બાજુ જઇ) ભાનુમાન ! તારૂં નિકંદન હવે ચાર દનમાં આવ્યું એમ જાણ. આ સત્કર્માના મનમાંથી તને મારવાનો દ્રઢ સંકલ્પ ખસશે કયારે કે તને જીવથી મારશે ત્યારે. સત્કર્મા ! તને નથી ખબર કે તારાપર શી વીતી. પ્રથમ તો ધનથી તારૂં ચિત્ત લલચાવી, તારૂં ચિત્ત તેને અધિન કરી, પછી મારી એકાગ્ર દ્રષ્ટિથી મારી સત્તા તારા ઉપર ચલાવી મેં તારૂં ચિત્ત પ્રથમ વિહ્વળ કરી નાંખ્યું. અને એવી વિહ્વળ દશામાં તારૂં ચિત્ત હતું ત્યારે મારી સત્તાથી ભાનુમાન ઉપરના વૈરના મારા સંકલ્પનો તારા મનમાં સંચય કર્યો. આ સઘળાંની તને કયાં જાણ છે ! ( જાયછે. )

---

## ગાયન ૧૨ મું

લુડખવાની શળ, ગળ્યાં ઘી ગોળની નાળ, [૧]નિરખતાં વૈર વિપત્તિ વિશાળ.
વિષનાગની ફાળ, દીસે તે દીનદયાળ, [૨]વિચારતાં વૈર વનચર વિક્રાળ.
ઉની અગ્નિની ઝાળ, લાગે તે ઠંડી ગાર, [૩]વેઠતાં દહન વૈર વૈતાળ.
[૪]દારૂણ દુખપ્રદ વૈર તોએ પ્રીય જાણે નિજ બાળ
પોષણ પ્રેમે કરૂં નિશદીન લઇ સારી સંભાળ.
મનુષ્ય ભોગ દઈ લડાવું સારા સારા લાડ [૫]પ્રેમાળ.
[૬]ઉર જાણું જો કે ખાશે છેવટ તું મને બની કાળ.
છોરૂ કછોરૂ થાએ તોએ માત તાત ન થવા દે વાંકો વાળ.
કાલ મારતાં આજ માર, તુજ હાથ મોત શરણુ તત્કાળ.
તુજ હાથે મૃત્યુ ભોથી, નથી બાંધવી પાણી પહેલાં પાળ.
[૭]જન્મ તને દીધો તો તુજ સુખાર્થ મરૂં ભલે મોત અકાળ.



૧. વૈરનાં દુખ સાથ સરખાવતાં, ૨ વૈર વિક્રાળ પાણી સાથે સરખાવી જોતાં, ૩ વૈર દેવ જે અગ્નિની ઝાળ ઉડાડેછે તેની વેદના સાથ સરખાવતાં, ૪ વૈર દુખ ઉપજાવનાર છે. તોપણુ પોતાની સંતતિ સમાન પ્રીય લાગે છે, ૫. પ્રેમથી ભરેલા, ૬ મનમાં જાણું છું કે વૈર તું મને કોઇ દિવસ મારો કાળ બની ખાશે, ૭ અરે ! વૈર ! જેમ સંતતિને જન્મ આપું તેમ મેં તને જન્મ આપ્યો છે તો જેમ મારી સંતતિ મને મારે તો હું મરવા તૈયાર છું તો તું મારો જીવ લઇશ, એટલે વૈરમાં મારો પોતાનો વિનાશ થશે, તોપણુ હું તે કબુલ કરીશ.

## અંક ૧. પ્રવેશ ૯.

**કાળીદાસ**—( જીભાઇને ) અરે ! જીભાઇ ! આ પેલા દન મી તમને બીજો કાગળ નાશી આવવા આલ્યો હતો ઇ ટપાલમાં નાશી આવવાનો હતો, તે બરાબર નાશી ( નાખી ) આયા કે ચ્યમ થીયું છે ? ઇ કાગળમાં મેં મગનીઆને લશ્યું ( હતું ) કે તારી માં આઇ પોંકી છે અને તું કશી ચ્યંતા ( ચિંતા ) કરીશ ના. એ કાગળ તો પોંચ છ દન પર લશ્યો હતો અને બીજે દને પોંકે તાંણે મગનીઓ લશે છે કે મારી માંના તમારા ભણી આઇ પોકયાના હમાચાર લખઝો, તે ચ્નમ હશે ! ઇતો મારો લશેલો કાગળ તારે ( ત્યારે ) ઇને પોકયો નહી હશે ?

**જીભાઇ**—થીઆ ( કયા ) કાગળની વાત કરોછો ? પેલા પેહલા દને હું નોકરીએ ચઢયો એવા એ દને બે કાગળ નાશી આવવાના આલ્યા હતા એવા ઇ બે કાગળ ?

**કાળીદાસ**—હા. હા. ઇ. એજ. બરાબર નાશ્યા છેને ?

**જીભાઇ**— નાશ્યા છે તો બરાબર. ( બાજુ ) ઘરના ખોણામાં. ( કાળીદાસને ) પણ, અમેથી ( હવેથી ) ટપાલમાં નાશવાના આલો તો મુઢેથી કહેવું કે ટપાલમાં નાશવાનો છે. કમને ઇમ તો ચ્યમ હમજણ પડે કે ઉકરડે નાશી આવવાના છે કે ટપાલમાં ?

**કાળીદાસ**—પણ, જીભાઇ ! તમે કોંઇ ભૂલમાં ઇ કાગળ ઉકરડે તો નથી નાશી આયાને !

**જીભાઇ**—અરે ! રામ રામ કરો ! તમે કહો કે ઉકરડે નાશી આય તોએ હું નાશી આવું એવો કોંક હું હાવ ( સાફ ) ગમાર છું ? એવાં કાગળીઆં ભેગાં કરીએ તોએ બાર મહિને પાંનછેર ભાર થાય તો પોંચ ઝઇ આવે. કાગળ નહે પોંકયો તો બે દન કેડે પોંકશે. કાંઇ પોંકયા વનાનો રહેવાનો છે ? અને કાગળ નહે પોંકયો એથી કાંઇ મગનભાઇની માં આંહી કને આઇ પોંકયાં છે તે ના આઇ પોંકયા થવાનાં છે ? તમારા શેઠ લોકને ચાપચેપ ( ચાપચીપ ) મહા ઝબરી, બાપઝી ! ગમે તેવી હોમ ( હમ ) હોય તોએ હારી ઝાય.

**કાળીદાસ**—ના. ના. હું તો અમસ્થો પુછુછું તમે કાગળ નાશી આયા છો તાંણે થીયું. લ્યો, તાંણે ઝવું છું. પેલા મારા બેટા ખેમચંદનીઆની પરીથી તો કાંઇ મટતું નથી. ( જતાં ) અરે ! શોક્ષી ! તને દનીઆમાં કોઇ ના મળ્યું તે મારા વાંહેજ પડી છે ! અરરર ! હાય ! બાપ ! ઝાટકા એવા લાજેછે ! અરરર ! ( જાય છે ).

**જીભાઇ**—( સ્વગત ) મારા હાળા શેઠીઆ લોક ઝોયા ! એક દને કહે છે કે કાગળ નાશી આય અને બીજા દને કહે છે કે કાગળ ટપાલમાં નાશી આવવાનો

હતો તે ટપાલમાં નાશી આયો કે ચ્યમ ? હું તો હમઝ્યો હતો કે ઉકરડે નાશી આવવાના કકડા આલ્યા છે, અને ઈના મોઢે કાંઇ ઇમ કહેવાય કે ભી ઘરનાં ખોણામાં ભેગા કરી મેલી છાંડયા છે ! લાય, અમે (હવે) ટપાલમાં નાશી આવું. (વેલજી આવે છે)

વેલજી—અરે ! બાપુ ! આંઈ (આંહી) કને તમારે કાંક ઓયડીયું ભાડે આલવાની હશે ! દન તો પરોઢીયાના ચાર વાગ્યાથી તે રાતના આઠ વાગ્યા સુધી બહાર કાઢવો પડે છે અને રાતની ઘડીજ સુઈ રહેવાનું છે !

જીભાઈ—તમે કોક કાઠીયાવાડી માનવી છો ? આમ વાતપરથી ઝટ વરતાઇ આવો છો. તમને ભાડે ઓયડી જોઇએછે ઇમજ કહોછો ને ?

વેલજી—હા, બાપુ, ઓયડીજ ભાડે જોઇએ છે અને કાઠીયાવાડ ભણીનોછું. ધંધાના કાજે આવવાનું થીયું છે.

જીભાઈ—ધંધાના કાઝે ના કહો પણ આ પેટને કાઝે કહો, ચ્યમ કે આ પેટ ના હોય તો ધંધાના હામી કે નોકરીના હામી કોઇ ના જુવે. તાંણે, તમે ધંધો શેનો કરો છો ?

વેલજી—(બાજુ) ધુતવાનો. (જીભાઈને) ધંધો તો બાપેદાદે રૂનો છે. પણ ઇ ધંધામાં કસ ના રીયો (રહ્યો) એટલે મેલી દીધો છે.

જીભાઈ—તાંણે તમે તો કીધું કે ધંધા માટે તે ચીઓ ધંધો ?

વેલજી—ઇતો એક કારખાનામાં નોકરી છે, નોકરી.

જીભાઇ—નોકરી આયા છો ! તાંણે તો નોકરી આયા છો ઇમ કહોને. ધંધા માટે આયા છો ઇમ શેના કહી રીયા (રહ્યા) છો ? ધંધો તો હાહતરમાં (શાસ્ત્રમાં) ઉત્તમ કીધો છે અને નોકરીને તો કનેહ (કનિષ્ટ) કીધી છે. (કહીછે).

વેલજી—(બાજુ) મારો બેટો સાસતરની વાતો લાવીને મેલેછે પણ વેલજી સાસતર કાઢી નાખશે કોક ફેરાનાં. (જીભાઇને) બાપુ, સાસતરમાં નોકરી ઉત્તમ નથી કીધી તો ભલે, પણ હું તો એટલું જાણું કે જે કામમાં આપણે દાળ રોટલા ભેગી થયા તે ઉત્તમ.

જીભાઇ—હા, ઇતો ખરૂંઝ છે તો. જુવો આ ઓયડીના બાર મહિને ચાળી રૂપીઆ તમને બેસશે. તમને ફાવશે ? (વેલજી વિચાર કરવાનો ડોળ કરે છે). (બાજુ) શેઠ કહેતા હતા કે આ ઓયડી ભાડે આલવાની છે. તો આ પુછતો આયો ઇને શીદને જવા દેવો ?

વેલજી—(વિચારવંત સ્વરે) આ ઓયડી મને તો બસ છે, મારે તો આખો દન સવારથી તે રાત સુધી નોકરી ઉપર હાજર રહેવાનું છે અને રાત્રેજ બે ઘડી સુઇ રહેવાનું છે.

**જીભાઇ**—તે ઇતો તમે રાત્રે સુઇ રહેવા આવશો પણ તમારો ખટલો હશે ઇતો કાંઇ દનના ઓંગણે કે રહતે (રસ્તે) જઇ પડી રહી રહેવાનો !

**વેલજી**—પણ હું ખટલો લાયોજ નથી ને.

**જીભાઇ**—પણ, નહે લાયા તો ઇ આપસે આયા વનાનો રહેવાનો છે! એ તો રોટલાના હાંહા ( સાંસા ) પડયા હશે તે ખટલો હીંડી જયો હશે પણ રોટલા ભેગી થવા વખત દેખી આયા વનનો રહેવાનો છે ?

**વેલજી**—તમે કહો છો ઇ બરાબર છે. પણ, મારૂં માણસ તો ચાર માસથી મરી ગયું છે. અને છોકરૂં છીયું છે નહી એટલે મારા ખટલાનો સવાલ કયાં રીયો ( રહ્યો ) ?

**જીભાઈ**—તાંણે તો તમે કીધું ઇ બરાબર. હ્યો તમને ભાડું પાલવે ઇમ છે કે ચ્યમ ?

**વેલજી**—( વિનવતા સ્વરના ડોળથી ) પણ, બાપુ ! ઇમાં કાંક તો ઓછું કરશો ?

**જીભાઇ**—( મોટાઇનો ડોળ કરી ) અરે ! રામરામ કરો. આવું પથ્થર જેવું ઘર તમને ચ્યાંયે મળનાર નથી ઇની તમને ખબર છે ? અને બીજું તો ઇકે આવા ઝબરાં ઘરમાં રીએ ( રહીએ ) તો કોક દન ઇનો પડવાનો કે દબાઈ મરવાનો ભો ના રહે.

**વેલજી**—મરવાથી હું કાંઇ બીહતો નથી.

**જીભાઇ**—તાંણે કુવો નદી પુરી આવો, એવું વારૂં.

**વેલજી**—અરે ! બાપુ ! તમે તો આ ઓયડી આલવાને નીકળ્યા છો, કે કુવા નદી પુરાવવા ?

**જીભાઈ**—હું તો ઘર આલવાનીઝ વાતુ કરૂં છું. આ તો તમે ઝીવ આલવાની વાતો કાઢી. તાંણે ભાડું આલવું છે કે ચ્યમ ?

**વેલજી**—તમે કીધું ઇમ રાખો. પછી કાંઇછે ?

**જીભાઇ**—તાંણે ઇમ ઝટ વાતનો ફડચો આણો, રોહ ( રહો ) તાંણે, ઝરી મહી પુછી આવું. ( જતાં બાજુ ) શેઠતો કહેતા કે આ ઓયડીના બાર મહિનાના પનર રૂપીઆ આવે તોએ બશ છે તીના બદલ આતો ચાળી મી કર્યા છે તે મારા ઉપર રાઝી થયા વના નહી રેહ. ( જાય છે).

**વેલજી**—(સ્વગત) આણે ચાળીસ કહ્યા તો ચાળીસે હા પાડવામાં અને પચાસમાં કહેત તો પચાસ પણ હા પાડવામાં શું જવાનું છે ?

ચાળીસ કે પચાસ કે પાઇ આલવાની હોય તો તેનો વિચાર કરવો પડે ! આ વેલજીભાઇ આ પચીસ વર્ષની ઉમરમાં કાંઇ પચા ઘર ભાડે રાખી રહ્યા હશે પણ એકે ઘરનું ભાડું કયારે ચુકવ્યું છે કે વળી આ ઘરનું ચુકવશે ! આ ઘર જરી એકાંતમાં ઠીક છે. મોરબીમાં દામોદર ડુંગરસિંહની પેઢીના દોઢ હઝાર રૂપીઆ લઇ નાઠોછું તે આંહી પડી રહીશ તો મારો પત્તો ઝટ લાગનાર

નથી, અને જરી ખબર પડશે કે પકડાવા ઘડી આવી છે તો વળી આંહીથી આઘે ભાગી છુટીશ. દિવસના બહાર ભટકયા કરીશ એટલે આ ઘરધણી જાણશે કે બાપડો નોકરી ઉપર જાય છે. ( કાળીદાસ તથા જીભાઈ આવેછે )

જીભાઈ—( મોટે સ્વરે. બાજુ વેલજીને ) ભાડવત ચ્યાં જ્યા ! ( વેલજીભાઇને જોઇને ) તમારે બાર મહિનાના ચાળી હા હોય તો ફેરવારકા હા પાડો.

વેલજી—હા, બાપુ, હા, મારી હા છે.

ળીદાસ—પણ, ઇતો લશી આલવું પડશે, ઇને ભાડા ચીઠી કહે છે.

વેલજી—પણ તેની મારે કયાં ના છે ? પણ જરી મને બે દન થાક તો ખાવા દો. હું કાંઇ લોફ્ર માણસ નથી કે ભાગી જઇશ. મારૂં નામ વેલજીભાઇ છે.

ળીદાસ—આતો હરકારી કાએદો ઇવો છે તે માટે નીકરતો કાંઇ લશાવીએના.

જીભાઇ—( વેલજીને ) અમે ભાડા ચીઠી બે દન ચેડે ( કેડે ) તીનું કાંઇ નહી. સામાન બામાન હરખો મેલો. ખાટલો નહે લાયા, ચ્યમ ? રહો, લાઈ આલું. ( કાળીદાસને ) આપણા ઘરમાંથી લાઇ આલવાદો. ભાડવાતને આલ્યું ચ્યાંએ ઝવાનું નથી.

ળીદાસ—હા, તે લાઇ આણોને.

જીભાઇ—( વેલજીને ) આ લાયો ઇમ ઝાણો. ( જાયછે )

વેલજી—( સામાન ગોઠવતાં ) શું કરીએ, બાપુ, મહિનાના વીસ રૂપીઆ નોકરીમાંથી મળનાર છે તેમાંથી મહિનાના બે રૂપીઆ તમને આપીશ. ( ડગલો તથા પાઘડી કહાડી ખુંટીએ ટાંગેછે ) પણ, કાંઇ રહેવા ઘર વિના છુટકો છે ? ( પેટી કોરાણે એક ખુણામાં સરખી મુકે છે ). કોઇ લુચ્ચા હરામી હોય ઇને ઘરની ઓસરી વિના ચાલે કે ઝયાં પડી રહ્યા ત્યાં ખરૂં. શાહુકારનેતો ઘરની ઓસરી ના મળે એવો વખત આવે તો ભગવાન મોત આલે ઇ સારૂં. ( પેટીમાંથી દાબડો કહાડેછે એમાં મીઠાઇ વગેરે ખાવાનુંછે. તે દાબડો બહાર પેટી ઉપર મુકેછે).

( જીભાઇ ખાટલો લઇને આવેછે ).

જીભાઇ—( વેલજીને ) આ ખાટલો તો આણ્યો. પંગાથી ચેઇ ( કઇ ) દશામાં કરૂં ?

વેલજી—અરે ! બાપુ ! ફાવે તીમ મેલોને. ખાટલાની પંગાથીની દશા સમી રાખવે કાંઇ આપણાં ભાગ્યની દશા સમી થવાનીછે ? લાવો, આંહી કોરાણે હમણા તો ઉભો કરો. હમણા હાલતો નોકરી ઉપર જવુંછું તે રાત્રે આવીશ તાંણે પાથરીશ. ( ગાંભીર્યના ડોળથી ) નોકરીવાળા શેઠ છેતો દયાવાન પણ કામ લેવામાં સખતછે. ઇ પણ મારા ભેગીજ વેપાર માટે આવ્યાછે મસ મોટા લાખોપતિછે કાંઇ ધર્માદાકાર્યમાં મસ પઇસો ખરચવા નીકળ્યાછે. પણ કહે છે કે કઇ રીતનો

ધર્માદા કરૂં એ સમજ પડતી નથી. કહેછે કે જો નાતજાતના લોકોને આપું છું તો એ મારા મરી ગયા કેડે કાંઇ સારી વ્યવસ્થા એ પઇસાની કરશે નહી અને ખાનારા ખાઇ જશે; કહે છે કે ગરીબ ઇજતદાર લોકોમાં આપું છું તો એ સંતાપ એ થાય છે કે ગરીબ લોકોને મફત તાકવાની ટેવ પડી જાય તો એ લોક દુખી થઇ મરે કેમકે મારા જેવો ધર્મ કરનારો તો બસેં ચારસે વર્ષે એકાદ જન્મે ; વળી કહે છે કે લાચાર ગરીબ લોકને આપીએ એનું પુન્ય તો ખરૂં, પણ એમને તો લાખો લોક આપે છે એટલે એમને ખાસ આપવાની કાંઇ ઝાઝી જરૂર નહી. આ રીતે કોને આપવું તે ઇમને સમજ પડતી નથી અને મને નિત્ય કહે છે કે તું કહે તેમ કરૂં, પણ, હવે હું તો મારાં મોંઢે કેમ કહું કે ફલાણાને આપો.

**જીભાઈ**—( મોટા સ્વરે ) ઇમ ના કીધું કે મનેજ આલો ?

**કાળીદાસ**—( જીભાઇને ) જીભાઇ ! તમે તો ગાંડા છો, વેલજીભાઇ કહેત કે મને આલો તો ઇમના શેઠ ઇમને આલી દેત ચ્યમ ?

**વેલજી**—અરે ! રામ રામ કરો, બાપુ ! ઇમ તો કોઇ આલી દે છે ? ઇતો પુછે ઇજિ, ચ્યો ત્યારે હવે તો હું તો જાઉં છું તે રાત્રે આઇશ. (જાયછે) ( જતાં બાજુ ) આ બેઉ લાગે છે તો ગમારજ ! જે વાત કહીએ છીએ તે ખરીજ માને છે. (જાયછે).

**કાળીદાસ**—( જીભાઇને ) આ મોણસ મને તો બાપડો કોઇ ગરીબ લાજે છે.

**જીભાઇ**—( ડહાપણના ડોળમાં ) તાંણે કોક લુચ્ચો હોય તો હું ઇને વર્તી કાઢ્યા વિના રહું ખરો કે ! આપણે કાલ પરમ દી ઇના શેઠના ઘર ઝઇ આઇશું એટલે ભાડું વસુલ કરવા ઇના શેઠને ભેગી થીયા એટલે બશ.

**કાળીદાસ**—બશ. બશ. આ વેલજીમાં કાંઇ વાંધા જેવું નહે. ચોખું માનવી છે. ( બેઉ વેલજીભાઇનો સામાન જરી બરાબર ગોઠવેછે તે વખતે હાથીભાઇ આવેછે )

**હાથીભાઇ**—( બાજુ, સ્વગત ) મને રસ્તામાં કીધું કે આ ઓયડી ભાડે આલવાની છે તો લાવને આ લોકો ઉભા છે એમને પુછી જોવું. ઘર ભાડે રાખ્યા વિના છુટકો નથી. દિવસના ઉંઘી રહીશ. અને રાત પડશે એટલે જુગારખાનામાં પાસા ફેંકવા જઇશું. હમણા તો બાપાની ત્રીજોરી ફાડી પાંચસો રૂપીઆ લઇ નીકળ્યો છું. હવે ઇ પાંચસોના પોમાં ( પાસામાં ) પાંચ હઝાર થાય છે કે પાંચ પાઇ થાય છે ઇતો ભગવાન કરે તે ખરૂં, (જીભાઇને તથા કાળીદાસને) બાપુ ! મને તો લોકોએ કીધું કે આંહી કને ઓયડી ભાડે આલવાની છે તે આ ઘર તમારૂં હશે વારૂં ?

કાળીદાસ—હા, આ ઘર તો અમારૂં છે.

હાથીભાઇ-ત્યારે આલો તો મોટી મહેરબાની. ફક્ત દિવસના પડી રહીશ અને રાત્રે તો કારખાનામાં આખી રાત કામે જઇશ તે સવારે આવીશ.

જીભાઇ—ત્યારે તમારે દનનાજ રહેવાનું ઇમ અને રાત્રે નહી?

હાથી૦—ના, રાત્રે નહી.

જીભાઇ—ઝરી ઉભા રહો. વચાર કરી ઝોવું. ( કાળીદાસને. બાજુ ) આ તો ઝાણે ભગવાને તાકડે તાકડો અને લાગે લાગ આપણને બેહાડી આલ્યો છે. વેલજી દનના બહાર જાહે અને રાત્રે આંહી કને ઉંઝી રહેશે, અને આવો આ (હાથીભાઇ) દનના ઉંઝી રહેશે અને રાતના કામે જાહે, માટે, આ તો એક ઓયડીમાં બે ભાડવત રૂપાળાં રખાશે. ચ્યમ ખરૂંને?

કાળીદાસ—ઇતો તમને ઠીક હમજ પડી. હું તો કહો દેતો હતો કે ઘર તો અગઘડીઝ ભાડે આલી દીધું.

જીભાઇ—હાય! હાય! તો તો આ ભાડવત હાથથી ઝાત. ( હાથીભાઇને ) પણ, ત્યારે તમારૂં રહેવું રાત્રે નાઝ થાયને?

હાથીભાઇ—રાત્રે તો મારાથી નાજ રહેવાય. ગેરહાજર એક દિવસ પણ રહીએ તો આખા મહિનાનો પગાર જાય એવો અમારી કુંપનીનો આરડર છે. ( બાજુ ) પૈ ફેંકવાની કંપનીનો આરડર ઇવો છે.

જીભાઇ—તારે, જુવો, બાર મહિનાના પચા રૂપીઆ પડશે.

હાથીભાઇ-(આશ્ચર્યનો ડોળ કરીને ) બાપુ! પચાસ રૂપીઆ!

જીભાઇ—હા, ઇમાં એક ફુટી બદામ પણ કહું તો ઓછી નહી.

હાથીભાઇ—હશે ત્યારે. હું કાંઇ એવો માણસ નથી કે ભાડાના પૈસા માટે તકરાર કરૂં. હું તો માત્ર સારૂં માણસ હુકું છું. પચાસ મારે કબુલ છે, (બાજુ) આંહી, બદામે કોણ આપનાર છે કે પચાસના પાડીએ!

જીભાઇ—પણ, જુવો, તમારી હંગાથે ખટલો હોય તો અમારા ઘરમાં ના ફાવે. (કાળીદાસને) કેમ ખરૂંને? તો તો પેલી ઝાતનો ( વેલજી રહેછે એ ઝાતનો ). વાંધો આવે.

હાથીભાઇ-કયો વાંધો?

જીભાઇ—અમે હવે ગ્યો વાંધો તેની હંગાથ તમારે શું કામ છે?

હાથી૦—હું તો સહેજ પુછું છું. મારે તો ખટલા સાથ વઢવાઢ થઇ છે તે મેં સોગન્દ ખાધા છે કે બારનાં બાર ચોવી વર્ષ થશે તો એ બોલાવું તો બ્રહ્મહત્યાનું પાપ છે. ( બાજુ ) આ હાથીભાઇ બાપડી ઉપર રોપ કરનાર ઝાઝા છે એટલે બાયડી બાપડી ભાગવાથી વાત રાખે છે.

**જીભાઈ**—( કાળીદાસને ) બારનાં બાર ચોવી વરહ બાયડીને ના બોલાવવાનું વ્રત લીધું છે તાંણે આપણને શી ચંતા છે ? એ બયરાંને બોલાવશે તો એ બારનાં બાર ચોવી વરહ કેડે અને આપણેતો ભાડા ચીઠી તો વરહની એટલે એક વરહમાં તો ઇનાં બયરાંને આવવાનો ભો (ડર) ના રીયો ( રહ્યો ). (હાથીભાઇને) ભાઇ ! તમે કહોછો ને કે તમે હારા માનવી છો ઇમ અમે પણ હારાં માનવી છીએ. એ તો કહે છે ને કે તમે હારા તો અમે પણ હારા. તમે તમારે આ ઘડીથી રોહ. ( જરા ધીમા સમજાવવાના સ્વરે ) આ સામાન ( વેલજીભાઇનો ) અમારો છે, ઇને ઝાઓ અડકશો નહી. તમને કાંઇ તીની વપત ( વિપત્તિ ) પડે ઇમ તો નહેને ?

**હાથીભાઇ**—ના, ના, અડચણ શાની પડે ! ભલેને પડયો રહે, ( બાજુ ) આવો સામાન પડયો હશે તો કોક ફેરી લઇને ભાગવા કામ આવશે. (જીભાઇને) જુવોને, મારે તો સામાનમાં આ એક પેટીજ છે. ( પોતાની પેટી બાજુ ઉપર મુકેછે ).

**જીભાઈ**—લ્યો, અમે (હવે) આ ખાટલો છે ( વેલજીને આપેલો ખાટલો ). ઇ ઉપર સુવું હોય તો સુઓ (સુજો).

**હાથીભાઈ**—ખાટલો આપ્યો એ ઠીક કર્યું, બાપજી ! લાવો, સુઇ રહીશ. રાતના પાછો ઉજાગરો કરવાનો છે. તમે સિધારો ( ખાટલો પાથરી સુવે છે ).

**કાળીદાસ**—(જતાં ! બાજુ, જીભાઇને) આએ મોણસ તો પેલા વેલજી ઝેવું બાપડું ગરીબ લાજેછે. પણ, જીભાઇ ! કદાચને બે ભેગી થઈ ઝયા તો ?

**જીભાઈ**—"તો" વળી ચેવું ? દનવાળાને કહીશું કે ભાઇ તારી હંગાથે દનનું હાટું હતું માટે રાત રહેવું હોય તો ખાલી કર; અને રાતવાળાને કહીશું કે ભાઇ રાતનું હાટું હતું, તારે દનનાં રહેવું હોય તો ખાલી કર. હમણાં તો હીંડવા દો. બેઉ ઝે થોડા દન રહેશે અને બહરૂં (બમણું) ભાડું આયું ઇ ખરૂં.

**કાળીદાસ**—હા, ઇએ બરાબર. તમારીએ હમઝણ લાંબી પોંકેછે, હોં.

**જીભાઈ**—અરે ! હમઝણ તો ઇથીએ લાંબી પોકાડુંછું, પણ આતો કુણ ઝાણે ચ્યમ છે તે જ્યમ હમઝણ લાંબી પોકાડુંછું ઇમ વધારે દખી થાવુંછું,

**કાળીદાસ**—( જરી ગભરાતા સ્વરે ) તાંણે આમાં તો લાંબી હમઝણ ધોડાવવે કાંક દખી થવા ઘડી તો નહી આવેને ?

**જીભાઈ**—અરે ! શાએબ ! આતો હીધી હટ વાત છે. ઇમાં દખી થવાનું શું છે ?

**કાળીદાસ**—તાંણે તો ઠીક. તમારા ઉપર ઇમતો મને ભરોંહો પાકો છે. અરે ! પણ ! જીભાઇ ! આ ફોલ્લીનું હવે ચ્યમ કરૂં ! મહીં મહીંથી જીવ કહે છે કે આંગળીને

વાઢી નાખું. પણ, ઇનો એ હંતાપજને. (ઉગ્ર સ્વરે) અરર! અરર! ફોલ્લી! તારૂં હત્યાનાશ ઝઓ. (છભાઇને) હીંડો, ઝરી મહીં આઇને પંપાલો. ઝોવું, તેથી કાંક વેદના નરમ પડે છે, અરર! અરર! (જાય છે).

છભાઈ—કોઇને મોંબાપ હાંભરી આવે તીમ તમને ફોલ્લી હાંભરી આવે છે! લ્યો હીંડો. (બેઉ જાય છે)

હાથીસાઇ—(સ્વગત) આ પેટી ઉપર દાબડો છે ઇમાં કાંક ખાવાનું હશે. (દાબડો ખોલે છે. અંદર પેંડા અને બરફીનાં ઢેફાં છે તે ખાતાં) હાશ! કહેછે કે ભગવાને દાંત દીધા તે ચાવણું દીધા વના નહી રહે. મને ભુખ હતી તે ભગવાને બરફી અને પેંડા આલ્યા! જીવ તો કહે છે કે લાય આ શેટલા પણ ખાવું, પણ કોઇને ખાવાનું હશે માટે બધું સપાટ કરી જવામાં સાર નહી. લાય, હવે ઉંધી જાવું. (ખાટલા ઉપર સુવા જાય છે). (ખાટલા ઉપર સુતેલો નિદ્રાવશ સ્વરે) (સ્વગત) મને તો આ બેઉ રાભા લાગે છે! એમની અક્કલ તો જુવો કે ત્રાહિત ભાડવત તેની પાસે પોતાનો માલ મેલતા ગયા! આઇ તરે (તરેહ) માલ દેખી કોઇ લઇને ના હીંડતો હોય તીનુંએ લઇને હીંડવા મન થાય. બાપાનાં બંધ પટારા તે ખોલી તેમાંથી રૂપીઆ લઇને નાઠોછું તો આ ખુલ્લા પટારા પડતા મેલી જઇશ! જીવ તો કહે છે કે લાય બચ્ચા હમણાજ આ પેટી (વેલજીભાઇની) ખોલીને જોવું કે કાંઈ મતા ભારી છે, પણ, સાળી ઉંઘ હમણા તો આવે છે. જરી ઉંધી ઉઠીને જોઇશ. (ઉંઘાય છે). (વેલજી આવે છે)

વેલજી—(સ્વગત, સ્તબ્ધ બની ગએલા સ્વરે). ઘરમાંથી નીકળતાં બલાડી આડી ફરે ઇ સકન માઠા એ લોકો કહે છે એ સાચું હોય એમ લાગે છે. આ હમણાં ઘરની બહાર નીકળ્યો તો બલાડી આડી ફરી અને આગળ હીંડ્યો તો જે શેઠની પેટીમાંથી રૂપીઆ લઇને નાઠોછું તેના છોકરાને આવેથી ભાળ્યો, તેથી જીવ લઇને ભાગી છુટ્યો. (હાંફે છે). ઇતો ઠીક થયું કે ઇવા ઈણે મને ભાળ્યો નથી. હવે તો થોડા દીવસ દનના ઘરમાંજ રહેવું ઠીક છે. ઘરવાળો પુછશે તો કહીશું કે ભાઇ છાતીનાં ફેફસાનું દરદ છે તેણે ઉથલો માર્યો છે તે બહાર નેકલાય તેમ નથી. લાય, લૂગડાં ઉતારી સુઇ જાવું એટલે બધું વિસરાઇ જશે. (લૂગડાં ઉતારી ટાંગવા જાય છે તો હાથીભાઇએ ટાંગેલાં લૂગડાં જુવે છે અને ચમકે છે). વાહ! આ અબઘડી ગયો તે ઘડી તો આ ડગલો અને પાઘડી અને ખેશ કશુંએ નહોતું અને આ બધો દરેસ તો કાઢીઆવાડી

છે! પણ એ હશે કુણ! જે હોય તે. હીમત હારી જવામાં ફાયદો નથી. લાય, રોપ બતાવવા આ ડગલો, પાઘડી, ખેશ બધું ફેંકી દેવું. (એ સઘળાં ખુંટીયો ઉપરથી દુર જમીન ઉપર નાખી દે છે). લાય, હવે જરી પેલા દાબડામાં ખાવાનું લાવ્યોછું તે ખાઇ લેવું. બધી ચીજને વાએદો કરાય છે પણ આ પેટને કાંઇ ઘડીનો વાયદો કરાય છે! (પોતાની પેટી આગળ જતાં ત્યાં હાથીભાઇની પેટી જુવે છે) વાહ! આનો દરેસ તો હતા તો હતા, પણ પેટીએ ખરી! ત્યારે હવે બાકી રહ્યું શું? બાકી રહ્યામાં તો ઘરનો ખટલો! તે તો આ કોઇ મારા જેવો હશે એટલે ઇનો શાનો હશે! આતો કહેવત છે તેમ આવ ભાઇ હરખા તો આપણુ બેઉ ભાઇ સરખા, તેમ મારા જેવોજ કોક છે ખરો! પણ, ફકર નહી, વેલજીભાઇ! હીમતનું કામ છે. લાય, લૂગડાં નાખી દીધાં તેમ પેટી પણ બાજુએ નાખી દેવું. (હાથીભાઇની પેટી લઇ જઇને બાજુ ઉપર નાંખે છે. પોતાની પેટી આગળ આવતાં) લાય, હવે મારા દાબડામાંથી મારૂં ખાવાનું ખાવું. (હાથીભાઈ બરફી પેંડા અંદરથી ખાંઇ ગયો છે તેથી. દાબડામાં જે ન મળે) અરે! પણ, આ દાબડામાંથી બરફી પેંડા ઉડી ગયા છે અને રોટલા પડયા રહ્યા છે! બળ્યા, રોટલા તો રોટલા આ દુધ લઇ આયો છું (પોતે આવતાં પવાલામાં દુધ લાવ્યો છે) તે સઘડી ઉંપર ગરમ થવા મેલું, અને દુધને રોટલો ખાઇ સુઇ જાવું. (પોતાની પેટીમાંથી સઘડી તથા કોયલા કહાડે છે, સઘડી સલગાવી દુધ ગરમ થવા મુકે છે). લાય, હવે દુધ ગરમ થાય તેટલીવારમાં જરી જંગલે જાઇ આવું. (જાય છે).

હાથીભાઇ—(વેલજીના સાદથી ઉંઘમાંથી જાગૃત થતાં) આ શું સાળો ગડબડ સડબડનો અવાજ થઇ રહ્યો છે! આંખ પણ ખુલી ગઇ! આતો ઘરવાળાને કહેવું પડશે કે ઇનો સામાન મારા ઓયડામાં પડયો રહે તીની અડચણ નહી, પણ હું ઉંઘી ગયો હોવું તે ઘડીએ આટલી ગડબડ ના જોઇએ. લાય, હમણાં હાલજ જઇને કહું. પહેલાંથી રોપ બેસાડેલો સારો. (ખાટલા ઉપરથી ઉઠે છે) આંહી તો કોઇ ભૂત ભાઇએ નથી! ત્યારે તો કોઇ જોડલા ઓયડામાં ગડબડ કરતું હશે તીનો અવાજ મને આયો હશે. (સઘડી અને દુધ ઉપર નજર પડે છે) અરે! પણ. આ સઘડી શી અને ઉંપર દુધ થવા મેલ્યું છે એ શું! ઘરવાળાને કહેવાનું મેલું પડતું, અને દુધ ગરમ થીયું છે એ પી જાવું, અને વાટકો ઉંઘો વાળી ભુંઇ ઉપર મેલું. (દુધ ઉતારે છે ઠંડુ પાડવા ફુંક મારે છે. અને લગીર લગીર પીતો જાય છે) ઘરવાળો પુછશે તો કહીશું કે ભાઇ ઉભરાઇ

જતું હતું તે માટે સામી મેંતો ભુંઇ ઉપર ઉતારીને મેલ્યું હતું, અને કોઇક બલાડી પી ગઇ હશે અને વાટકો ઉંધો વાળી ગઇ હશે તેનું હું શું જાણું, (દુધને ફુંક મારે છે) ફુંક પણ બળી એટલી મારૂં ! ઝટ પી જવાય તો ઠીક નહી તો ધરવાળો આવી પોકશે તો દુધ પાછું મેલી દેવું પડશે. (ગરમ દુધથી દાઝે છે તોપણ પીએ છે) ગરમ તો ગરમ પેટમાં ગરમાવો આવશે તો ઉંધ બેશ આવશે. (પી રહે છે). હાય ! બાપ ! શું ગરમ ! શું ગરમ ! લાય, હવે તો ઉંઘી જવાથીજ વાત રાખવી. (ખાટલા ઉપર જઇ સુવે છે. સુતાં) અરેરે ! આતો ગરમ દુધની ગરમાઈ ઝાઝી લાગે છે ! લાય, લાય આ ગંજીફરાક કાઢી નાખું. (કહાડી નાંખી બાજુએ ફેંકી દેછે) હવે, કાંઈ ઉંધ આવશે ખરી. (ઉંધાઇ જાય છે).. (વેલજી આવે છે).

વેલજી—(સ્વગત નિશ્વાસના સ્વરે) પહેલી ફેરા હું બહાર ગયો તો પેલો લેણદાર સામો મળ્યો અને આ બીજી ફેરા જાજરૂએ ગયો તો માંહે બેહરી ધરડી ડોશી પેઠેલી તે હાંકું પાડી પાડી મરી ગયેઃ પણ ઇનો બાપ મરે તો સાંભળે અને નેકળે ! અરે ! રામ ! થાકી ગયા ! દુધ પણ સાળું ઉભરાઇ ગયું હશે. (સગડી પાસે જાયછે. વાટકો ભુંઇ ઉપર પડેલો જુવેછે) વાહ ! આતો કૌતુક ભારે ! વાટકો ભુંઇ ઉપર ઉંધો અને દુધ અંદર મલે ના ! મારો બેટો કોક લાગ જોઇને પી ગયોછે ! પણ હશે, આ ધડી મારી ભારીછે માટે હમણાતો ઉંઘી જાવું, પછે વાત. મને સમજ ઇમ પડેછે કે કોક ધરવાળાનો પરોણો આયો હશે, ઇને આ ધરવાળાએ આંહી ઉતાર્યો હશે તીનો આ સામાને પડ્યો છે અને દુધ પણ ઇજ પી ગયોછે. ઇનાં મનમાં હશે કે ધરવ.ળાએ એના માટે મેલાવ્યું હશે. (ગંજીફરાક જે હાથીભાઇએ કહાડીને નાખ્યું છે તે ઉપર નજર પડેછે). લાયને, આ ગંજીફરાક પડયું છે તે પહેરી લેવું. ઇ મારૂં દુધ પી ગયો તો હું ઇનું ગંજીફરાક પહેરી લેવું. (ખાટલા ઉપર સુવા જાયછે) ખાટલોતો કાંઈ ઠીક નથી, પણ, હશે, હમણાતો એવો તો એવો. એતો પોમાં કાંઇ પાસા સવળા પડશે ત્યારે બેશ ખાટલાની વાત. (સુવા જાયછે) હાથીભાઇ ગોદડું ઓઢી સુતેલા છે તેના ઉપર પડે છે તેથી હાથીભાઇનાં હાથ, પગ, તથા શરીરનાં હાડકાં વેલજીને વાગે છે તેથી જાણે હાથને ઝપાટે ફેંકી દેવા) અરે ! આ ખાટલા ઉપર ગોદડાં તળે કોણ જાણે શું નાખ્યું છે ! લાવ ફેંકી દેવું. (હાથનો ઝપાટો મારતાં, હાથીભાઇનાં હાથ વેલજીના હાથમાં આવે છે તેથી હાથીભાઇ જાગી ઉઠે છે).

હાથીભાઇ—અરે ! આ કોણ છે ? કોઇ માણસ સુતું છે એટલું પણ દેખાતું નથી ? એટલું બધું તે શું છે ?

**વેલચંદ**—તે, માણસ સુતું છે તે કાંઇ ખબર આલીને સુતું હતું કે કોકને તેની સમજ પડે?

**હાથીભાઇ**—પણ, અમારે તમને શા સારૂ ખબર દેવી પડે એ તો કહો.

**વેલચંદ**—શા સારૂ! તે તો તમારા જીવનેજ પુછી જુવો.

**હાથીભાઈ**—અમેતો અમારા જીવને પુછી જોયુંજ છે.

**વેલચંદ**—તાંણે તમારો જીવ તમને શું કહે છે!

**હાથીભાઈ**—અમારો જીવ તો કહે છે કે ગમે તે ઘડીએ ઉંઘો અને ગમે તે ઘડીએ ઉઠો.

**વેલચંદ**—જીવ એવું કહે તો જીવને જરી કબજે રાખીએ.

**હાથીભાઇ**—ત્યારે તમારા ઘરમાં તમારો જીવ તમને કહેતો હશે કે ઊંઘો તે ઘડી કોક રસ્તે જતા ને પુછવા અને રજા લેવા જતા હશો કેમ?

**વેલચંદ**—માણસ પોતાનાં ઘરમાં સૂવે તેનો સવાલ છેજ નહી

**હાથીભાઇ**—ત્યારે હુંતો કોઇ પારકાના ઘરમાં સુતોછું કેમ?

**વેલચંદ**—તે તો ઘરના ધણીને જઇને પુછી જુવો.

**હાથીભાઇ**—અરે! મેહેરબાન! ઇતો તમે પોતેજ જઇને જરી ખાતરી કરો. (પોતાનું અંગરખું જે દુધ પીધા પછી કહાડીને સઘડી આગળ નાખ્યુ હતું તે પહેરવા માટે લેવા જાય છે. (સ્વગત) અરે! મારૂં અંગરખુ કયાં ગયું! (વેલજીએ પહેર્યું છે તે ઉપર નજર પડે છે). ઇતો આણે પહેર્યું છે! (વેલજીને) મારૂં અંગરખું આંહીથી કયાં ગયું?

**વેલજી**—ત્યારે મારૂં દુધ આંહીથી કયાં ગયું?

**હાથીભાઇ**-(બાજુ) ઓય તારી! દુધ આનું હતું! (વેલજીને). અમારૂં અંગરખું અઢી રૂપીઆનું છે, તેની વાત કરો અને તમારા અઢી પાઇનાં દુધને કયાં રૂવો છો?

**વેલજી**—એતો કોઈ રૂવે માંને તો કોઈ રૂવે બાપને તો કોઈ રૂવે બાયડીને, જેનું જે જાય તે માટે તે રૂવે.

**હાથીભાઇ**-હવે પટપટારો મેલશો! આ તમે અંગરખું પહેર્યું છે એ મારૂં છે માટે ભૂલમાં પહેર્યું હોય તો ઉતારી દો.

**વેલજી**—ત્યારે દુધ પણ ભૂલમાં ખાધું હોય તો આલી દો. પણ, હું તમને એમ પુછું છું કે તમે કોણ છો અને આંહી કેમ આવ્યા છો.

**હાથીભાઈ**-ત્યારે તમે કોણ છો અને કયાંથી આવ્યા છો તે મનેજ પહેલાં જરી કહી દોને.

**વેલજી**—લ્યોને, હુંતો કહુંછું કે બાર મહિનાના ચાલી રૂપીઆ માટે હમણાંજ આ ઘર મેં ભાડે રાખ્યુંછે હવે તમેજ ભગવાન પ્રીતે બોલો કે મારા ઘરમાં આવીને સુવાનો, અને સુતા એની તો ધુળ નાંખી પણ મારી સાથે આવી રીતે બાઝવા આવવાનો તમને અખ્તિઆર છે?

**હાથીભાઈ**-ત્યારે મેં પણ બાર મહિનાના પચા રૂપીઆ માટે આ ઘર રાખ્યું છે ત્યારે, હું મારા ઘરમાં જરી નિરાંતે સુતો હોવું તે ઘડીએ આવીને મારા ઉપર પડવાનો તમને અધિકાર છે ?

**વેલજી**—ત્યારે મેં બાર મહિનાના ચાળી રૂપીઆ માટે રાખ્યું છે એ ખોટું ?

**હાથીભાઇ**-ત્યારે મેં બર મહિનાના પચા માટે રાખ્યું છે એ ખોટુ ?

( જીભાઈ તથા કાળીદાસ આવી પહોંચે છે ).

**કાળીદાસ**—( બાજુ, જીભાઇને ) જીસાઇ ! આ ઘોંઘાટ ઓંહી શો થઇ રીયો છે ! હાથીભાઇને કહો કે શેઠની ઓંગળીને દખ છે તેટલા દન ઝરી તમારાં મોણસો આવે ઇની હંગાથે ઝરી હળવેથી વાતું કરે.

**જીભાઇ**—ભાડાં બેશ આલેછે માટે એવું કીધામાં હાર નહે. લાવોને, તોએ કહું, (હાથીભાઇ પાસે જાયછે). (હાથીભાઇ તથા વેલજીને બેઉને જોઇને સ્તબ્ધ બની જાયછે).

**વેલજી**—(જીભાઇને) તમે આઇ પહોંચ્યા એ ઠીકજ થયું, હવે કાંઇક ફડચો આવશે.

**જીભાઇ**—( બાજુ. કાળીદાસને ) હાય ! બાપલીઆ ! આતો બેઉ પરથમથી જ ભેગા થઇ જ્યા ! મારા બેટા સમઝાવેલા ન હમઝશે તો આમ થશે

**કાળીદાસ**—હાય ! બાપ ! હંતાપ ભારે થશે, આ ફોલ્લીની વેદનાથી રહવાતું નથી તીમાં આ વળી વધારાનો ઝાટકો ! હાય ! બાપ ! ચ્યાં ઝાવું ?

**હાથીભાઇ**-( જીભાઇને ) ત્યારે બાર મહિને પચા રૂપીઆ હું આલું અને આ મરા ખાટલા ઉપર સુતો હોવું ત્યાં મારા ઉપર આવીને પડે !

**જીભાઇ**—તમે ખાટલા ઉપર સુતા હતા અને વેલચંદભાઇ તમારા ઉપર આઇને પડયા, ઇમ ? ( વેલચંદને ) વેલચંદ શેઠ આતો ઠીક ન્હોયે (ના હોય).

**વેલચંદ**—પણ, મેં તો જાણ્યું કે તમારો આલેલો ખાટલો છે તે ખાલી હશે તે લાવ જરી સુવું.

**જીભાઇ**—પણ, ઇમ ઝાણીએ ચ્યમ ? તમને ખબર નહે કે તમે તો રાતે આચવાનું હાટું કીધું છે તે દન માટે તો અમે, ગમે ઇને ભાડે આલીએ અને ઇ માનવી ભલે સુઇ રહે. માટે, દન માટે તો આ હાથીભાઇને આ ઓયડી ભાડે આલીછે. ( હાથીભાઇને ) હાથીભાઇ ! આ રાત પડશે કે તમારે નેકળવું પડશે. તમે ઝાણો કે રાતમાં આંહી રહું તે ના નભે. રાતનાતો આ વેલજીભાઇ આંહી રહેશે.

**હાથીભાઇ**—(જીભાઇને) આતે શી વાતું કરોછો ! કાંઇ એવાં ભાડાં સાંભળ્યા છે ?

**વેલચંદ**—(જીભાઇને ધમકીના સ્વરે) તમે તમારી હોંશીઆરી લડાવી છે પણ આડી નીકળી જશે.

**કાળીદાસ**—(બાજુ) હાય ! બાપ ! સપાઇ બપાઇ લાવશે કે ચ્યમ ! અરે ! તારૂં હત્યાનાશ ઝાય, જીભાઈ ! તું તો મારા જીવનો કાળ આયો ! બાપ !

**જીભાઇ**——અમે ( હવે ) તમે બેઉ ઠાલી બકારો મેલી દો. તમને હમઝ પાડું ઇમ કરો. તમારે કોઇને ખટલો તો નહેને ? તાંણે બેઉ મળી ઝઇને ભેગી પડી રહોને એટલે આ રાત અને દનનો વાંધોઝ નેકળી ઝાય તમે બેઉ વચાર કરી જુવો. ( હાથીભાઇ અને વેલચંદ વિચાર કરે છે ).

( કાળીદાસને ) જુવો, મારી હમઝણ ફેરવારફી ઝાઝી આથી દોડાઇ છે. ચેવો રહતો કાઢયો ?

**કાળીદાસ**—( જીભાઇને ) અરે ! બળ્યો તમારો રહતો. તમે તમારા ઘર ઝાવો. મને તમારૂં કામ ના પાલવે, બાપઝી હાથ ઝોડયા. અતો ના મંતા હોય તોએ મરી ઝઇએ.

**જીભાઇ**—અરે ! શાબેબ ! એનો ભાગ ( ભાગ્ય ) ઓંધાં હોય તો ઇમ બેશ કામ પણ ઓંધાં થાય. ગભરાવો છો શીદને ? મારા પરતાપે તો લીલા લહેર હઝી ( હજી ) પામશો. ( હાથીભાઈ અને વેલજીને ) ચ્યમ હાથીભાઇ ! આ વેલચંદ સંગાથ રહેવા હા કહેછેને ?

**હાથીભાઈ** મારે તો હાછે.

**વેલચંદ**—ત્યારે મારે પણ હા છે,

**જીભાઈ**—વાહ ! શાબાશ ! આનું નેમ તો મેઃણુસ અને હમઝણ. લ્યો, તાંણે અમે (હવે) ઝવું ? પણ, વળી બાધતા (બાઝતા) નહે. (જાયછે) (કાળીદાસને). હીંડો, અમે (હવે) કાંઇ કામ રીયું નથી. હીંડવા માંડો.

**કાળીદાસ**—હીંડો, ભાઈ, હીંડો, (બેઉ જાયછે).

**વેલચંદ**—(હાથીભાઇને) આપણે બેઉ અમસ્થા વઢી મુવા !

**હાથીભાઈ**-અતો આપણી ઘરે દશા કુટાઇ મરવાની ! પણ, આપણને આ મારા સાળાએ ગમાર બનાવ્યા હો !

**વેલચંદ**—અરે ! તમે ગભરાવો છો શીદને ? હું એને એથી સરસ ગમાર બનાવું એવોછું.

**હાથીભાઈ**-અરે ! એતો મેં પણ ભુલાવો ખાધો તેમાં, નહી તો એના ભાર શાછે ? હવે તો એક ફેરા આ બેઉને બનાઈએ ત્યાર પછી બીજી વાત (જાયછે).



## અંક ૧. પ્રવેશ ૧૦.

શ્રીદેવા—( સ્વગત ) ભગવાન ! ભગવાન ! ભલા તમે ગવાયા, ભુંડા શાને મારાથીજ થયા? ખરે, મેં મારા સુખના દીનમાં તમને ભલા નથી કહ્યા, ભલાઇ તમારી નથી ગાઈ, તેથી મારા ઉપર ક્રોધે ભરાયા છો અને મુજ પ્રતાપી પિતાનું છત્ર મારાં શીરથી ઉડાવી નાંખ્યું છે ! ભગવાન ! ભગવાન ! ભગવાન ! ભલા ભગવાન ! જરી જુઓને હવે તો. હવે તો તમને "ભલા ભગવાન" "ભલા ભગવાન" કહી બોલાવું છું. હવે "ભલા ભગવાન" કહેતી કદી બંધ નહી થઇશ, પણ મારા તાતજીને પાછા લાવી દો ! ભલા ભગવાન ! મારા તાતજીને આ પળે કોઇ પેરે પાછા લાવી દો ! ભલા ભગવાન મારા ઉપર ક્રોધે ભરાયા તો મને કોઈ નદીનાળે કે કુવા તળાવે હોમી આંવવી હતી પણ મારા તાતને વન વગડે જઇ શીદને નાખ્યા ? તમારા ત્યાં શું એવો ન્યાય છે કે પાપ કરે કોઇ અને તેની શિક્ષા ભોગવે કોણ ? અરેરે ! આ તો ખોટી લવરી ઉપર હું ચઢી ! ભગવાનનું અશુભ ઉચરતી થઇ ! ભૂલી. ભૂલી. ભગવાન તમે ભલા, તમારો ન્યાય ભલો, તમારૂં સર્વ કાંઇ ભલું અને હુંજ ચંડાળ અને ભુંડી અને મારા પાપના છાંટા મારા પિતાને નડયા. ( પ્રધાન આવે છે ).

પ્રધાન—બ્હેન શ્રીદેવા ! તમે મારી સલાહ તે દીવસે લઇ સુતપાને ઠપકો દીધો અને ધમકી આપી એ સારૂંજ કર્યું. તમને પણ પુરી ખાત્રી તો થઇજ હશે કે એ મહા દુષ્ટ છે.

શ્રીદેવા—પ્રધાનજી ! સાચું કહેવાડો તો સુતપાની દુષ્ટતા વિષે તો તમારા કહેવા ઉપર આધર રાખવે ખાતરી થાય તેટલીજ થાયે છે. હા, તે દિવસે એણે મને કઠોર વચનો કહ્યાં છે ખરાં પણ હજી સુધી કાંઇ અપકૃત્ય કરી મને દુખી નથી કરી એટલે એમની દુષ્ટતાનો અનુભવ હજી કોઈ રીતે થયોજ નથી.

પ્રધાન—બ્હેન ! તમને હાથ ધસતાં કરી મેલ્યાં, તમારા પિતાને ધુળ માંથે નાંખતા કરી નાખ્યા, અને ભીખ માંગતા કરી દીધા, સમગ્ર રાજ્યને રૂદન કરતું કરી દીધું, તો એ તને એની દુષ્ટતાનો અનુભવ થએલો લાગતો નથી તો મન માન્યો અનુભવ એ તમને આપશે.

શ્રીદેવા—સુતપાની દુષ્ટતાની ખાતરી નથી એ જે હું કહું છું તે માત્ર મારૂં અંતઃકરણ માંહેથી જાણે એવું કહ્યા કરે છે તેથી, નહી તો તમે એની દુષ્ટતા વિષે કહો છો તે મારી સમજને તો ખરૂં લાગે છે.

**પ્રધાન**—સુતપાને દુષ્ટ ગણુ કે ના ગણુ. જેમ તારી મરજી. પણ, મારે તને વિશેષમાં પુછ-વનું એટલું કે તને મારા ઉપર વધુ વિશ્વાસ છે કે સેનાપતિજી ઉપર.

**શ્રીદેવા**—તમે અને સેનાપતિ બન્નેએ મળીને સુતપા વિષે મને વાતો કહી અને મેં તે વાતો ઉપર ભરોસો રાખ્યો, એટલે મારે તો તમારા બે ઉપર એક સરખો ભરોસો. વધારે અને થોડાનો કયાં સવાલ રહ્યો ?

**પ્રધાન**—બ્હેન! તમે કોઇ પણ રાજદ્વારી બાબત ટુંકમાં નથી સમજી જતાં એ મોટી ભૂલ કરો છો.

**શ્રીદેવા**—એમાં વળી ભૂલ શાની કરૂં છું ? ટુંકમાં કહેલું નથી સમજતી તો જરા વિસ્તારીને કહો તો સમજીશ.કાંઇ સમુળગી કોઇ કાળે સમજીશજ નહી એવી તો હું ગમાર નથીને ? તમે મને એટલુંજ પુછ્યું કે તને મારા ઉપર વધુ ભરોસો છે કે સેનાપતિજી ઉપર. હવે એમાં તે શું ટુંકમાં સમજું ? તમે પણ મારૂં ભલું ઇચ્છતા આવો છો અને સેનાપતિજી પણ મારૂં ભલું ઇચ્છતા આવેછે.

**પ્રધાન**—ભલું ઇચ્છતા આવે છે તેમાં શી નવાઇ ? ભલું કરી બતાવે ત્યારે ખરા !

**શ્રીદેવા**—ત્યારે, પ્રધાનજી ! શું તમારૂં કહેવું એવું છે કે સેનાપતિતો કયાંતો માત્ર સારૂં બોલીજ જાણે છે અને સારૂં કરવાનો પરિશ્રમ લેતા નથી કે કયાં તો મોંઢે મીઠું બોલનાર અને માંહેથી કપટ ધારણ કરનાર છે ?

**પ્રધાન**—એ તો, બ્હેન ! સેનાપતિનું જે હશે તે આપથી પ્રગટશે

**શ્રીદેવા**—( વ્યાકુળ બની તથા ચીરડાઇને ) પ્રધાનજી ! આ શું ? તમે અને સેનાપતિ અઘાપી પર્યંત મારી પાસે આવતા હતા ત્યારે તમે સેનાપતિના તેમજ તમારા મારા પ્રતિના શુદ્ધ હૃદયની અને નિઃસ્વાર્થપણાની બડાઇઓ મારતા હતા અને આજે તમે ધીમે રહીને કહેતા આવો છો કે સેનાપતિજીનું સ્વરૂપ એની મેળે પ્રગટ થશે ! આવી રીતે આજે કાંઇ વાતો અને કાલે કાંઇ વાતો ત્યારે હૂં તો કોનું માનું અને શું માનું ? શું વિચાર કરૂં અને કેમ વર્તું તેની મને કાંઈ સમજ પડતી નથી. આ તે મારાથી કેમ જીવાશે ? મારૂં શું થશે અને મારા દિવસ કેમ જશે ? ( બાજુએ આવી ઉભી રહે છે જેથી પ્રધાન સામા ખુણે ઉભેલા રહે છે અને શ્રીદેવા એમનાથીદુર બીજે ખુણે ઉભી રહેલી છે).

( સેનાપતિ આવે છે. પ્રધાનને નિહાળ્યા નથી. )

**સેનાપતિ**—બ્હેન શ્રીદેવા ! મારે તમને એટલુંજ કહેવાનું છે કે મારે કાંઇ રાજદ્વારી ખાનગી વાત કહેવાની છે માટે તમને નિવૃતિ હોય તો કહું.

**શ્રદેવા**—સેનાપતિજી ! મારે કયાં દળણાં દળવાનાં છે કે માંથે પાણીનાં બેડાં ભરી લાવવાનાં

છે કે નિવૃત્તિની વાત કરી રહ્યા છો? જો કાંઇ અગત્યનું હોય તો ઝટ કહી દો એટલે તેનો અંત આવે. મારી આગળ તો આ પ્રધાનજીજ એકલા છે.

**સેનાપતિ**—( પ્રધાનને જોઇને ચમકીને ) પ્રધાનજી તમે આંહી છો? મારી તો અત્યાર સુધી તમારા ઉપર નજરજ ન પડી હોં, કયારના આવ્યા છો, વારું?

**પ્રધાનજી**—આવ્યા ને તો કાંઇ ઝાઝીવાર નથી થઇ. આ તમે આવ્યા તેની એક ઘડીવાર પહેલાંજ. તમે મહેલને ઝાંપે હશો અને હું અહીં આવી પહોંચ્યો હઇશ. એટલોજ જરા વહેલો આવ્યોછું. ( શ્રીદેવાને ) બ્હેન! ત્યારે હવે હુંતો જાવુંછું. સેનાપતિજી તમારી આગળ છે એટલે બસ છે.

**શ્રીદેવા**—પ્રધાનજી! સિધાવવું હોય તો સિધાવો અને થોભવું હોય તો થોભો જેમ તમારી ઇચ્છા.

**સેનાપતિ**—( બાજુ ) બાજી ઉંધી વળી ગઇ! હા, કહો ના કહો, આ મારી કાંઇ ચેષ્ટા કરવા આવ્યો હતો નહીતો હું આવું તેવો પાછો જવા નીકળે નહી. હું એની ડાળ કાપવા નીકળ્યો તો દેખું શું કે મારાં પહેલાં એ મારી ડાળ કાપતો આવ્યોછે!

**પ્રધાન**—બ્હેન! તમે કહો છો કે જવું હોય તો જાવો અને થોભવું હોય તો થોભો, ત્યારે લ્યોની હું તો કહું છું હું તો આ થોભ્યો. સેનાપતિજીને મારાથી છાનું કશું હોયજ નહી જેથી મારે થોભવામાં અને સાંભળવામાં કશી અડચણ હોય.

**શ્રીદેવા**—( તિરસ્કારથી ) એટલો બધો ભરોસો સેનાપતિજી ઉપર વળી તમને કયારથી થયો? ( સેનાપતિને ) સેનાપતિજી! જેવો ભરોસો પ્રધાનજીને તમારા ઉપર છે એવો તમને એમના ઉપર છે કે એથી વિશેષ કે એથી ઓછો?

**સેનાપતિ**—બ્હેન! ઓછા ને વિશેશની કયાં વાત કરો છો?

**શ્રીદેવા**—અરે ભૂલી! ખરે! તમે તો આવતાં વાર કહ્યું તેમ કાંઇ ખાનગી વાત કહેવા આવ્યા હતા.

**સેનાપતિ**—( બાજુ ) વાતતો આ પ્રધાનીઆ સંબંધી હતી પણ એજ સામો છે ને? ( શ્રીદેવાને ) બ્હેન હુંતો એટલુંજ પુછવા આવ્યો છું કે હવે સુતપા તમારાથી દબતા ચાલે છે કે કેમ, તેનું તમને કેમ લાગે છે!

**શ્રીદેવા**—સુતપાની વાતમાં તમે મને સમજણ આપનારા અને તમે કહોછો તેમ તમે વધારે સમજનારા તે છતાં એની વાતમાં તમે મને સવાલ કરો છો તે હું ઉત્તર શી રીતે આપી શકીશ? હું તો સત્ય કહુંછું કે આમાં હું તો કાંઈ સમજીજ શકતી નથી.

**સેનાપતિ**—હુંતો એટલુંજ જાણવા માગતો હતો કે જો કાંઇ ખાનગીમાં તમને ધમકી આપતો હોય તો તેનો બંદોબસ્ત કરી અટકાવીએ.

**શ્રીદેવા**—એવી કાંઇ ધમકી મને આપી નથી.

**સેનાપતિ**—ત્યારે તો કાંઇજ નહી. એ પણ એમ તો જાણે છે કે તમને જરા પણ દગજે

તો કાચો ને કાચો ખાઇ જઇએ તેવા છીએ. લ્યો, ત્યારે, બ્હેન, હવે હું રજા લેવું છું. એટલું પુછવાજ આવ્યો હતો.

**પ્રધાન**—અને, બહેન ! હું પણ રજા લેવું છું.

**શ્રીદેવા**—જેમ બેઉની ઇચ્છા. (બેઉ જાય છે)

**શ્રીદેવા**—(સ્વગત) ભગવાન ! ભગવાન ! પિતાજી એકાએક મને તજી અદૃશ્ય થઇ ગયા તે વિયોગ સંકટમાં અત્યાર સુધી રીબાઇ રીબાઇ મરતી હતી, પણ હવે તો આ સંકટથી પણ વધુ દારૂણ દુઃખ આ પળથી પીડતું થયું છે ! કેમકે આ પ્રધાનજી સેનાપતિ વિરૂદ્ધ વ્યાખ્યાન કરતા આવ્યા, અને સેનાપતિ વળી પ્રધાન વિરૂદ્ધ વ્યાખ્યાન કરવા આવ્યા તે પ્રધાનને જોઇને અટકી ગયા અને વાત ફેરવી નાંખી ! ત્યારે, આ પલમાં કાંઇ વાત અને પલમાં બીજી ! મોઢા ઉપર એક અને પાછળ બીજી ! હવે હું તો આમાંથી કોની વાત ખરી માનું અને શી વાત ખરી માનું ? મહત્વની કે નિર્માલ્યની પરિક્ષા કરવાનાં કાર્યો શીખવામાં મૂર્ખીએ સુખના દિવસમાં કોઇ દિવસ શ્રમ નથી લીધો તો આ ચિત્રવિચિત્ર ચાળા કરનારની ચેષ્ટાના ગુંથાડાની ચિકિત્સા શી પેરે કરીશ અને ચિન્તાર્ણવ કેમ કરી તરીશ ! કથી ખ લખવા સરખી સત્તા સુખમાં સંપાદન નથી કરી તો આ કુટિલોનાં કોટિ કથનનાં કારમાં કાર્યો કયા કિત્તાથી અને કયારે લખી શકીશ અને કોણ જાણે કેવી કુટાઇ કુટાઇ મરીશ ? કોડીનો હીસાબ કરી નથી જાણ્યો તો કૌશલ્ય કયાંથી લાવી આ કુટિલોના કોટાનકોટિ કુથલાના હીસાબ કેમ કરી શકીશ ?

**ગાયન ૧૩**

ધિક્ ધુતરા તમ ધિંગાણાં,
ભાવે ભરો શું ભ્રષ્ટતા ભાણાં !
ભ્રષ્ટતા ભોજન વિષ્ટા છાણાં,
સ્નેહ સાધો ના એથી શાણા.
વાયુ વંટોળીઆ ભલે વાયે ઘણા,
બળવાન થશે વૃક્ષ બાગ તણાં;
ચોળાતાં ફુલ જુઇ ચમેલીનાં,
વાસ વિમળ તણાં વિશેશ સ્ફુરણાં.
ખાવો પછાડા ભલે પાર વિનાના,
વાંકો શું અવર વાળ કરવાના ?
સમજી લ્યો જો હોવ અજાણા,
શ્રીહરી ધાર્યાંજ સદા થવાનાં.

અરેરે સુતપા ! રાજ્યસત્તા લેવાની મતિ તમને ક્યાંથી સુઝી ? રાજ્યદ્વારી રીતે મને વશ વર્તાવવાની મતિ ક્યાંથી સુઝી ? કેમકે પ્રેમ રીતે હું તો તમારે વશ થએલી હતી અને તમને તેની ખબર ન હતી ! પિતાજી જો એક માસ મોડા વનવાસ ગયા હોત તો એટલા વખતમાં તો મારો તમારા ઉપરનો પ્રેમ એમની આગળ કહેવાનીજ હતી અને એમના હાથે તમારૂં બ્રહ્મચર્યવ્રત તોડાવી તમારી પત્નિ અને દાસી થઇ રહેવાનીજ હતી ! ( દાસી આવે છે ).

**દાસી**—બ્હેન ! કોઇ સાધુ ભિક્ષા માટે આવ્યા છે.

**શ્રીદેવા**—મોકલ. ( દાસી જાયછે ). ( સ્વગત ) હવે તો સાધુ સંતને દાન પુષ્કળ દેવું. જોવું, એ લોકોના આશીષથી કાંઇ મારાં ભાગ્ય ખુલેછે અને મારા પિતાને ભગવાન અહીં લાવેછે ! ( સાધુ આવેછે ).

**સાધુ**—માંઇ ક્યા કર રહી હૈ ?

**શ્રીદેવા**—સાધુ મહારાજ ! મારાં કર્મની કહાણીને રોઇ રહીછું.

**સાધુ**—માઈ ! રોનેસે ઔર હાથ જોડકર બેઠ રહેનેસે ક્યા સિદ્ધ હોતા હૈ કે તેરા સંકટ દુર હો શકેગા ?

**શ્રીદેવા**—પણ, મહારાજ ! મારા નાખ્યા પહોંચતા નથી ત્યારે શું કરૂં ?

**સાધુ**—માંઇ ! તું બાતાં છોડ દે. તેરા પિતા કે વાસ્તેજ તું ખેદ કરતી હૈ કે નહી !

**શ્રીદેવા**—અરેરે ! મારા તાત માટેજ આ કલ્પાંત છે. ( માથું કૂટી નાખેછે ) **તાતજીનું છત્ર ગયું તેથી વ્રાહ્નિતોનાં તાડનના તીવ્ર તાપથી બળી ભસ્મ થઇ જાવુંછું ! તાતજીનું છત્ર ગયું તેથીજ મેઘ મંત્રીઓ મમતાનો મૃદુ વૃષ્ટિ મેલી મનવાંચ્છિત માટીનાં ગચીઆંના માર મેઘમાં મારે માથે વરસાવી, મારૂં મસ્તક ફોડી, મને માથાકુટ કરાવી, મારૂં મૃત્યુ લાવેછે ! તાતજીનું છત્ર ગયું તેથીજ વેશધારી વાયુ વ્યંઢળો વિમળ લહેરી વિસ્તારવાને બદલે વિવેક મુકી વંટોળીઆરૂપી બની મને વ્યથામાં ઘેરી મારો વિનાશ કરે છે !**

**સાધુ**—માંઇ ! તું પિતાકે વાસ્તે ઇતના રૂદન કરતી હૈ તો પિતાકો સુખમે લાનેકો તેરા ધર્મ આચરણ કરેગી !

**શ્રીદેવા**—અરેરે ! કહો તે વ્રત આચરૂં, કહો તે બાધા આખડીઓ રાખું, પણ, કહોને કે આ કર !

**સાધુ**—ધર્મ આચરણકા મેરા અર્થ એ થા કે તું તેરેકુ ઘટિત પરિશ્રમ લેગી ? નહી કે બાધા આખડી રખેગી !

**શ્રીદેવા**—મહારાજ ! કહો તો પગે ચાલતી ચાલતી આખી પૃથ્વિ ઉપર આવું, કહો તો

નાવડી લઇ સઘળા સાગરને સરિતા તરી આવું, કહો તો પાતાળ કુવામાં જઇ ઉતરી આવું. પણ, કહોની કે આ કર, અને ન કરૂં તો ધિક્ક છે મને.

સાધુ—દેખ માઇ એસા તેરા દ્રઢ સંકલ્પ હુએ તો તેરેકુ કહેતા હું કે તેરે પિતાનેજ મેરેકુ તેરી પાસ ભેજા હુએ ઓર કહેતા હુએ કે તું મેરી પાસ આ ઓર મેં સમજ પાડું ઉસકે અનુસાર વર્તન કર.

શ્રીદેવા—તો લ્યોને, હું તો આ પળે સાથેજ આવું છું. ચાલો.

સાધુ—મેરી સાથ ન આવ. રાજ્યકે મંત્રી કોઇ દેખીગે તો તેરેકુ આને નહી દઇગે. સંધ્યાકાળકે સમયકુ સુર્યાસ્તકા પૂજનકે નિમિત્તસે સરિતા તીરે આવ. વાંહ તેરે પિતાકુ અબીતો કોતરમેં પુરા હુએ વાંહ તેરેકુ મેં લે ચલુંગા.

શ્રીદેવા—**અરેરે! જરૂર આવીશ. જરૂર આવીશ. સાત ટાઢીઆ તાવ ચઢયા હશે તોએ ઉઠી આવીશ; પગ વઢાઇ ગયા હશે તોએ ફસડીઆં મારતી આવીશ; આંધળી થઇ ગઇ હઇશ તોએ આથડીઆં ખાતી ખાતી પણ આવીશ; મરી ગઇ હઇશ તો કદાચની એક ફેરાની પાછી જીવતી થઇ આવીશ.** પણ તમે બોલ્યા કે મારા તાતજીને કોતરમાં પુર્યા છે તો કોણે એ ઘોર કર્મ કર્યું છે તે તો કહો. એતો રાજી ખુશીથી આંહીથી વાનપ્રસ્થ થયા છે એટલુંજ હું તો જાણું છું. ત્યારે ખુશીથી વાનપ્રસ્થ થયા એ વાત મને બધાએ સમજાવી તે ખોટી અને સઘળા ચંડાળોએ કપટ કરી મારા પિતાને મહેલમાંથી ઉપાડી કોતરે લઇ જઇ પુર્યા છે? અરેરે! આવાં કાળાં કર્મના કરનાર અને કેરના વર્તાવનાર સાત સાત ભવ સુધી ઠરી બેસવા તમારો વખત આવશે નહી. મારા શ્રાપ છે મારી આંતરડીનું કલ્પાંત છે.

સાધુ—[બાજુ] મહારાજાને કોતરે પુરેલા છે એ નહોતું કહાવવું હવે ત્યારે કોણે કોતરે પુર્યા એનો શું ઉત્તર આપું? લાવને વાતજ ઉડાવું. (શ્રીદેવાને) તેરેકુ એક અક્ષર વધુ કહેનેકી મેરેકુ આજ્ઞા નહી હુએ. તેરા ભગવાન તેરે શીર હોવે, તું અચ્છિસ્થ પિતાકી પ્રેમાળ પુત્રી હોવે તો, તેરે પિતાકુ સાંત્વન દેનેકુ ઓર વિપત્તિ મેંસે મુક્ત કરને આવ. પણ, દેખ, અકેલી આના, ઓર એક અક્ષર ઉચરના નહી. નહિતો તેરા પિતાકા વિનાશ હોગા. મેં જાતા હું. (જાયછે)

શ્રીદેવા—(સાધુની પાછળ જતાં) સાધુ મહારાજ! ઉભા રહો. ચપટી લોટ લેતા જાવો, કાંઇ તમારા આશીષ હશે તો સર્વે સારાંવાનાં થશે. [જાયછે]

પ્રથમ અંક સમાપ્ત.

## અંક ૨. પ્રવેશ ૧.

**ભાનુમાન**—(સ્વગત) પાર વિનાના પ્રદેશનો હું પતિ ! સંસારની સકળ **સમૃદ્ધિઓનો** હું સ્વામી! [1]અપરિમિત ઐશ્વર્યનો હું અધિકારી ! તે છતાં, પાંજરે પુરાએલો પોપટ પાંજરાને પીડા પ્રમાણે, માનવ મન કરી મીઠા મેવા તેને મુકે તેને મોળા માની મોઢું સરખું ન લગાડે, માનવ માન પાનથી મનાવે તેથી [2]મુદિત ન થતાં મુંઝાય. તેમ મારો જીવ પાર વિનાના પ્રદેશને પાંજરું પ્રમાણી, સંસારની સિધિરિદ્ધિઓને શૂળ સમજી, ઐશ્વર્યને [3]અધોગતિ વિચારી, ક્યાંએ ભાગું કરી રહ્યોછે ! સંસારની સમૃદ્ધિઓનો હું સ્વામી તે છતાં જેમ સાગર નિશદીન સંતાપથી ખળભળે તેમ મારૂં મન મુંઝાયછે ! અપરિમિત ઐશ્વર્યનો અધિકારી તોપણ જેમ [4]દેદીપ્યમાન કરનાર [5]દીપી તો [6]દહન [7]દુખ્યાથી દુઆઇ મરે તેમ મારૂં અંતર અકળામણ અગ્નિથી [8]અતિપાતકીની અધોગતિ જાણે અનુભવી રહ્યું છે ! આહા ! પ્રેમ ! તારૂં આવું પ્રાબલ્ય કે રાજ્યપાટ, દેશપ્રદેશ, ધનદોલત, માન મોટાઇ, એ અનેક અત્યુત્તમ [9]અર્ણવો જેનાં જળનું [10]આચમન અમૃત યુક્ત તેને ઉલટું આકુળ વ્યાકુળ કરે એવું [11]અનિષ્ટ બનાવી દેછે !

**ગાયન ૧૪ મું.**

ટળે નહી જે લેખ વિધાતા એવા લખે,  
[12]આજ દીન નહી હું તને તું મને ઓળખે;  
પ્રેમ પારધી રગદોળે વધુ મુને હવે રખે,  
સંહારવા તને સમર્થ પડ્યો તોએ તુજ પડખે.  
સાચા, શૂરા [13]શરણાગતને સ્નેહથી નિરખે,  
હીણભાગીને હણવા તું તો અતિ હરખે !  
બાથ ભીડતાં તુજથી મનડું ભય પરખે,  
વશ થતાં પણ ભો રહ્યો ભાગે સરખે !  
શું કરૂં જઇ ક્યાં વસું કહે તારાં દખે !  
નથી બગાડયું તુજ શીદ આટલો મને ધખે ?

બાળ વયમાં માત પિતાઓની આજ્ઞાઓ શીરતો ચઢાવતો પણ કોઇ કોઇ આજ્ઞ

૧ પાર વિનાના, ૨ ખુશી, ૩ દુખદાયક સ્થિતિ, ૪ પ્રકાશિત, ૫ દીવો, ૬ બળવાની, ૭ પીડાથી; ૮ મહા પાપી માણસ, ૯ દરીઆ, ૧૦ ગોટ, ૧૧ ખરાબ, ૧૨ પ્રેમદેવ આજ દિન સુધી તું મને કે હૂં તને ઓળખતો નહી હતો, ૧૩ શરણે આવેલા લોકોને.

કઠીણુ હોય ત્યારે માથાવાઢ જેવું મનમાં કષ્ટ ઉત્પન્ન થતું, એમ માત પિતાથી મન મુંઝાતું; વળી તેથી જરા મોટી વયે શિક્ષકો અનેક અભ્યાસપાઠ આપે તો તેનું અધ્યયન કરી તે તૈયાર કરતો, પણ જે શ્રમ પડતો તે માટે શિક્ષકને કોઇ કોઇ પળે મનમાં કે શબ્દદ્વારા અઘટિત વેણુ બોલી દેતો, એમ શિક્ષકને શરણ રહેતાં સંતાપ થતો; તેથી મોટી વયે વળી, સમજણુ થવે, સંસારમાં સદાચારો, સ્નેહ, શૌર્ય ઇત્યાદિ સદ્દગુણોથી સર્વ જન સાથ [1]સદ્વર્તન કરી તેમની [2]સ્તુતિ સંપાદન કરવાની સમજણુ પાડવામાં આવી, ત્યારે એ સર્વ સદ્દગુણોમાં જોકે પ્રીતિ ઉત્પન્ન થઈ અને તે પ્રમાણે વર્તન કર્યું અને પ્રજા-જનમાં પૂરણુ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી, અને જીવન [3]સફ્ળ થયું. એવો અપરિમિત આનંદ મેં અનુભવ્યો; તોએ કોઈ કોઇ વેળા જીવ ઝુરેછે કે તલવારની ધાર સમાન સુનીતિના દારુણુ પથે સંચરી આ સુખ મેળવ્યું તેમાં શું નવાઇ! આ રીતે અપૂર્વ [4]અભેપદથી પણુ આત્મા અકળાયો! **વળી શાસ્ત્રોમાં શ્રીસ-ચિદાનન્દની સ્તુતિનું [5]શ્રવણુ એમની કથાદ્વારે, મુનિજનોનાં મુખેથી, ગ્રંથોના ઘોષથી, શ્રષ્ટિ સાથના [6]સંવાદથી, તારલાઓની તાનથી, નભોમંડળના [7]નાદથી, સાગરના સુસવાટથી, સુર્યદેવની સાનથી, ચંદ્રમાની ચેતવણીથી, ગીરીરાજનાં ધુરકણુથી, પશુ પંખીના પોકારથી, જીવજંતુની જીભલડીથી, ગ્રહોના ઘોંઘાટથી, અને એવાં અનેક [8]દ્વારે કર્યું, અને મારે [9]ઉર વસ્યું, હું તેમાં તૃપ્ત થયો; તોએ [10]જગદાત્માની જપની ધુંસરી કોઈ કોઈ સમયે જબરી લાગી!** આમ સર્વ સર્વોત્તમ ઉદ્દેશોમાં ઝાઝુ નહી તો થોડી પણુ અકળામણુ અનુભવી! પણુ પ્રેમ પારધીના તો પળમાં પ્રીતથી પૂજારી બની ગયા અને એના મહત્વની માળા આપણુ ગળે ઘાલી બેઠા, અને પ્રેમદાના પોકારના પાઠ પોકારવા મંડી ગયા! ખરે! પ્રેમમાં કાંઇ અનર્થ તો નહીજ હોય કેમકે પુરૂષને પત્નિ પ્રતિ જે પ્રેમ ઉત્પન્ન થાય છે તે પવિત્ર હોય તો એ પ્રેમમાં દોષ જેવું કાંઈ છેજ નહી. પ્રેમદા મેળવવા અનેક રાજપુત્રિઓને નિહાળી જોઇ, તેમના માટે વિચાર કરી જોયો, પણુ તેઓમાંની કોઇ પણ મારી ધારણા પ્રમાણે અનેક સદ્દગુણુ ધરાવતી ન હોવાને લીધે એ રાજપુત્રીઓ પ્રતિ પ્રેમ દોડતો નથી. હવે પ્રજા-જનમાં કોઇ પ્રતાપી પૂન્યશાળી પિતાની એવી પુત્રી હોય કે મારા મનના ધાર્યા સર્વ સદ્દગુણુ ધરાવે તો તેવીની શોધ કરવા આ નદી તીરે આવ્યોછું, પણુ

૧ સારી રીતે ચાલી, ૨ વખાણુ, ૩ સફળ કર્યું, ૪ ભયમાંથી મુક્ત તે છતાં, ૫ સાંભળવું, ૬ વાતથી, ૭ અવાજથી, ૮ રીતે, ૯ મને મનમાં પ્રીય લાગ્યું, ૧૦ ઇશ્વર.

મજાજનમાં પણ મારા મન ગમતી સ્ત્રી નહી હશે તો પછી શું કરીશ ? ભગવાનને ભલામણ કરવા જઇશ કે મારા મનગમતી સ્ત્રી મારા માટે આકાશમાંથી હેઠે ઉતારો ! પણ પછીની વાત પછી. પેલી સ્ત્રીઓ જળ ભરીને આવે છે માટે લાવ હું એના આચાર વિચાર જોવું ! (બાજુ ઉભો રહે છે). (ગોદાવરી નામની સ્ત્રી માથે પાણીનો ઘડો મુકીને અને પોતાની એક નાની બાળ બહેનને લઇને આવેછે. નાની બ્હેન ઉતાવળી ઉતાવળી આગળ ચાલેછે.)

**ગોદાવરી**—(નાની બ્હેનને) જરી દોડ દોડ થોડી કર. ઉભી રહે. દોડવામાં સાર નથી હો. (સ્વગત) આ મારો સાલ્લો જરા નીચે ઉતરી પડ્યો છે તે પગનાં સાંકળાં બરાબર દેખાતાં નથી. ( ઉભી રહે છે. સાંકળાં દેખાય એટલો સાલ્લો ઉંચો પહેરે છે). જરા સાંકળાં દેખાય એમ સાલ્લો ઠીક કરવા દે. સાંકળાં પહેર્યાં અને લોકોએ જોયાં નહી કે વખાણ્યાં નહી તો બળ્યાં એ પહેરેલાં પણ શા ખપનાં ? બળ્યાં, સારૂં દેખાવા તો પહેરીએ. (બ્હેનને) છોડી ! જરા ધીમે હીંડતી થા ધીમે. ધીમે હીંડતાં કે ઉભું રહેતાં તને જોર પહોંચી જતું હશે એતો હું જાણુંછું તો. (સ્વગત) આ સાલ્લો બળ્યો નવો પહેર્યો છે તો માથાવટી એવી થઇ જાયછે કે ગળાંની આ કંઠી તો દેખાતીજ નથી. (માથાવટી સરખી કરી કંઠી દેખાય તેમ કરે છે). (સ્વગત) કંઠી દેખાય તેમ માથાવટી કરતી કરતી પણ થાકી, હવે તો કંઠી પહેરૂં તો જરા જુનો સાલોજ પહેરૂં કે આ કંઠી ઢંકાઇ ન જાય. (બ્હેનને) છોકરી ! હવે જરા ઉભી રહે, છક રેલમાં તણાઇ જા નહી. જરા હાથનું કડું સરખું કરી લેવું તેટલી વાર થોભ. (સ્વગત) આ કડાંવાળો હાથ બેડાં ઉપર મેલું એટલે એ હાથ ઉંચો રહે અને કડું હમણાં નવુંનકોર કરાવ્યું છે તેનો ઝગઝગાટ લોકો જુવે. બળી, જણસો તો પહેરીએ શું ! લોકોને દેખાય તેમ નથી થતું તો ઉલટો જીવ બળીને રાખ થઇ જાય છે. (બ્હેનને) અલી છોડી ! તું તો ઉભી રહેવાનીજ નહી કેમ ! ઠીક છે ઠીક. ઘેર જઇને તારી વાત. અલી ઉભી રહીને ! ( જાય છે )

**ભાનુમાન**—( સ્વગત ) અરેરે, ભલી માણસ ! તારૂં જીવન તો નકામુંજ ગયું. આ બાળ બચ્ચું અને વળી તારી સગી માની પુત્રી, એટલે, તારી તો માની જાણી બહેન, તેને તો તું કડવાં વેણ કહી રહી છું, ગાળો ભાંડી રહી છું, અને દુખ દઇ રહી છું, અને આ બે બદામની કે બસોની કે પાનસોની જણસોના ઠીકરાં તેને પંપાળી રહી છું, એ તે તારો જીવ એવો પાષાણ જેવો ઘાતકી અને મતિહિન કેમ ? પાસે પઇસા હશે તો આવી જણસો તો તું અનેક મેળવી શકીશ,

પણ આ માની જણી બ્હેન તું કોટિ દામ ખરચવે કયાંથી લાવનાર છે? જણુ-સોના ઝમકારા લોકોને દેખાડવામાં તું શું સાર સમજી? ઉલટાં એનાં અશુભ પરિણામતો વિચારી જો. જણુસોના ઝમકારા દેખી દુષ્ટજન કહેશે કે આ કોઇ વંઠેલ વેશ્યા છે, લાવોને ટકોર કરીએ; કોઇ [1]દ્વેશી દેખશે તો વગોવી મારશે કે ફલાણીને જણુસો પહેરવાનો મહા શોખ છે અને પહેરે છે તોજ પાણી પીએ છે અને અન્ન ખાય છે; કોઇ મૂર્ખ દેખશે તો કહેશે કે આવડી જણુસો આની કને કયાંથી આવતી હશે? કાંઇ અંદરનો ભેદ હશે; કોઇ શાણા સમ-જણા દેખશે તો કહેશે કે સંસારમાં દુખ જોયાં નથી તેથી આટલી જણુસો સજવાની સમજણ પડે છે; કોઇ લૂંટારા દેખશે તો કહેશે કે કયારે લાગ મળે કે ગળું વાઢીને જણુસો લઇ હીંડતા થઇએ; સોનામાં મઢાતી તારા કરતાં કોઇ વધુ દ્રવ્યવાન સ્ત્રી તને આટલી બે ચાર જણુસો ઉપર મોહિત થતી દેખશે તો કહેશે કે કોઇ બાપદાદાએ જણુશો દેખી નથી તેથી બે જણુસો પહેરી છે તો ઇતિરાઇ ઇતરાઇને મરે છે; તારાથી ગરીબ બાપડી સ્ત્રીઓ દેખશે તો મનમાં બળાપો કરશે કે હાય ભગવાને આપણને આટલું દ્રવ્ય કેમ ના આપ્યું. આ પ્રમાણે આ તારી જણુસોના ચમકારા અને ઝમકારાથી તો દુરાચારીમાં [2]દુર્વાસનાનાં [3]દુન્દુભિ વાગી રહેશે; દ્વેશીના મનામાં દ્વેશનું દળવાદળ ચઢી આવશે; સમજણા ને મન સંતાપ થશે કે જુઠી જણુસોને બદલે [4]શિષ્ટાચાર સજી તું શોભાયમાન કયારે થઇશ; ચોર ચકોરનાં ચિત્ત ચળિત થઇ ચોરીનાં [5]ચિંત્વનની ચિતા પ્રજળી રહેશે; ધનાઢયના મનમાં ધિક્કારનો ધુંવો ઉડી રહેશે; નિર્ધનનાં મનમાંથી નિશ્વાસના નાદ નીકળશે. આ રીતે તો, તું ધારે છે તેમ તારી જણુસોના ઝમકારાથી લોકોમાં પ્રસંશા પ્રાપ્ત ન કરતાં તેતો કાળો કેર વર્તાવે છે. અને વારૂ; એ તો અન્ય લોકોની એવી [6]દુખદ દશા થઇ. પણ તારી પોતાની દશા કેવી થઇ તેનો તું વિચાર કરી જો. જણુસના ઝમકારા તે શું તને સ્વર્ગમાં લઇ જનાર છે? કે, આ સમગ્ર શ્રષ્ટિનું [7]સ્વામીત્વ તને સંપાદન કરનાર છે? આ જણુસોના ઝમકારાથી તારૂં અંગ શોભે છે. તો ભલે. પણ એ તારાં અંગનાં અધિકારી તો તારાં માત પિતા, તારાં ભાઇ બ્હેન અને તારાં વડીલ સગાં છે, અને એ સઘળાં તો તારાં અંગમાં કદાચને રૂંવે રૂંવે કીડા પડશે તોએ તારાં અંગને પ્રેમથી પંપાલશે અને

---

૧. ખારીલો, ૨ ખરાબ વિચારો, ૩ ઢોલ, ૪ સદ્ગુણ, ૫ વીચાર, ૬ દુખ ભરેલી ૭ ઉપરીપણું.

પ્રેમથી જોશે. માટે, તારી જણસોથી કાંઈ તારાં અંગ પ્રતિનો એમનો પ્રેમ વિશેશ થતો નથી, માટે આ તારી જણસોના ચમકારા [1]નિર્માલ્ય અને વિના કારણના છે. અને, બાઇ! આ જણસના ઝમકારાથી તું તારા વડીલોને રીઝવવા માંગતી નહી હઇશ, પણ પર પુરૂષને [2]આકર્ષવા ઇચ્છતી હઇશ તો તો એટલુંજ કહું છું કે જણસના ચમકારા વિજળીના ચમકારાની પેઠે તને એકદમ બાળી ભસ્મ કરી નાખે તો સારૂં; જણસના ચમકારા ઝળકતી તલવારની પેઠે તને વીંધી તારા ટુકડા શ્વાન ગીધને નાખે તો સારૂં; જણસના ઝળકારા કોઇ તેજસ્વી [3]પ્રાણઘાતક [4]પ્રચંડ પદાર્થ બની તારાં અંગનું રૂધિર માંસ પળમાં શોષી લઈ તારાં આયુષ્યનો અંત આણે તો સારૂં. સોનાની પાટ માટીની નીકળી તો તેને માટી ભેગી નાખી દીધીજ સારી; વૃક્ષ છાયા ન દેતાં કાંટા અને શૂળ વરસાવતું થયું તો તેનું ઉન્મુલનજ ઉત્તમ; જળનો કુવો ખારો નીકળ્યો તો પુરી દઇ તેનાં [5]અસ્તિત્વનો અંત આણવોજ સારો. પણ આ બીજી બે સ્ત્રીઓ વળી આવે છે. લાવ એ લોકને સાંભળું ( બાજુ ઉભો રહે છે ).

( ચંપા અને દીવાળી નામની બે સ્ત્રીઓ વઢતી આવે છે. )

**ચંપા**—( દીવાળીને ) મેર, ભુંડી. મેં કીધું હતું કે આવી ધો, આવી ધો, તોએ પાંહે અને પાંહે આવતી ગઇ, અને મારો ઘડો ફોડયો, અને સામી કહે છે કે મેં લઢાઇનું મૂળ કહાડયું!

**દીવાળી**—તે નદી તો કાંઇ તારા બાપની નહોતી કે તું કહે ત્યાં જઇને મારે ધોવું? મારે ફાવે ત્યાં ધોવું.

**ચંપા**—તો તને ધોવાને કઇ રાંડે ના કહ્યું? પણ, ત્યારે હવે આ તારા માટીનો ઘડો ભરી આપને.

**દીવાળી**—તારી હોય તેનો માટી કર. જો રાંડ બોલતી બોલતી વધારે ચાલી તે!

**ચંપા**—અરે હજી તો નથી બોલી અને બોલવા માંડીશ તે ઘડી તો દુમ દબાવીને નાસીશ.

**દીવાળી**—બાય! બાય! તારા બાપનુંજ રાજ ચાલે છે તો!

**ચંપા**—મારો તો બાપ મરી ગયો અને તુંએ જા એના પગ ચાંપવા.

**દીવાળી**—હું પારકી જઇશ ત્યારે તું એની દીકરી આવી મોટી પાડા જેવી તે શું કરીશ? તાળીઓ પાડીશ?

**ચંપા**—ઉભી રહે તને દેખાડું. ( બેડું ઉતારી મારવા જાય છે. બીજી બાયડીઓ વચમાં પડે છે અને બેઉને રસ્તે ચાલતી કરે છે ).

---

૧ કાંઇ ઉપયોગ વિનાના. ૨ મન હરવા, ૩ જીવ લે તેવો, ૪ સખત, ૫ જીંદગીનો.

**દીવાળી**—( જતાં જતાં ) આય, આઘી આય. મારી શોખ.

**ચમ્પા**—તું આઘી આય, અલી, ઓ ! તું આઘી આય. ( બધી સ્ત્રીઓ જાયછે )

**ભાનુમાન**—( સ્વગત ) અરેરે મુર્ખી બાઇઓ ! તમારો [1]માનુષી અવતાર અફળજ ગયો છે. મનુષ્યથી ઉતરતાં પ્રાણીઓમાં એકએક સાથે લડી કપાઈ મરવાની તામસી [2]પ્રકૃતિ છે તે મનુષ્ય અવતારમાં પણ તમારામાં રહી તો તમે મનુષ્યનાં નામને પાત્રજ નથી, અને શ્વાન સમાનજ છો. અરે ! પણ, શ્વાન પણ વઢવા દોડે છે તે એવા વિચારમાં કે રખેને તેને પોતાને મળતો અને ગમતો [3]નિર્વાહ બીજો શ્વાન લઇ જાય; અને આ પ્રમાણે નિર્વાહ જે જીવનનું સાધન છે તેને માટે એટલે જીવન માટે બીજા શ્વાન સાથે લડવા દોડે છે. પણ તમે બેઉ બાઇઓ તો નિર્જીવ વાત કે એક બીજાથી છેટે લૂગડાં ન ધોયાં તેટલાં માટે લડી મુઇઓ ! મનુષ્ય અવતારમાં તો જીવ સાટેની વાત હોય તો પણ વઢી ન મરતાં પોતાનો પ્રાણ જવા દઇ પારકાનું ભલું કરવાનું છે તો પછી [4]નિર્જીવ વાતમાં વઢી મરવું એ તો કેવું [5]દોષિત [6]આચરણ ? માનુષી અવતારના મિનારામાં [7]મોટાં મનનાં મંગળ મણી માળીએ માળીએ મઢેલાં હોવાં જોઇએ પણ તેના બદલ તો તેમાં માથાં ફોડીની મેખો જડાઇ રહી છે, ઝટાપટીની ઝુંસરી ઝીલાઇ રહી છે, રડાકુટના રણકાર થઇ રહ્યા છે ! એના પાયામાં પવિત્રાઇ અને પૂન્યની પુરણીને બદલે પાપીષ્ટ કર્મોની પુરણી પાથરેલી છે ! એના મધ્ય ભાગે મમતાના મોતીને બદલે મમત્વની માટી મઢારેલી છે ! એના મથાળે મોટાઇના મયુરને બદલે મતાભિમાનનાં માંકડાં મહાલે છે ! અરેરે ! સ્ત્રી જાત ! તારૂં સર્વોપરીપણું કયાં સંતાઇ ગયું છે ! પ્રભુએ પ્રથથ પુરૂષજ સ્વર્ગમાંથી આ અવનિ ઉપર મોકલ્યા. ત્યારે પુરૂષોએ સ્વર્ગની દેદીપ્યમાન, પ્રતાપી વસ્તુઓનું સ્મરણ કે સેવન થાએ એવું કાંઇ પણ ન દીઠું ત્યારે તે વિશે પ્રભુને વિનંતિ કરતાં પ્રભુએ અવનિ ઉપર નારી જાતિ ઉત્પન્ન કરી જેની કાંતિથી સ્વર્ગની લીલાનું પુરૂષને આ અવનિ ઉપર સ્મરણ રહે. **આ રીતે શ્રીપરમાત્માના મહિમાનું ભાન કરાવનાર, એટલે સુનીતિ, આનંદ, શાંતા, જે પરમાત્માના ગુણો છે તે પ્રસરાવનાર, તે તું સ્ત્રી જાત. તેના બદલે આ કલેશ, દ્વેષ એ સર્વનું મૂળ તું કેમ બની ગઇ ! કેવું કૌતક ! કૈલાસની કમળા કુતૂહળની કિંકરી થઈ ગઈ ! તારાં જ્યાં ઉચ્ચારણ ત્યાં અમીનું**

---

[1] મનુષ્ય તરીકેનો, [2] સ્વભાવ, [3] ખાવાનું, [4] નજીવી. [5] વાંક ભરેલી, [6] ચાલ, [7] ઉદારતાના.

ઝરણું, તારાં જ્યાં પગલાં ત્યાં પરોપકાર અને પ્રેમનાં પુષ્પની વૃષ્ટિ! પણ હવે તો જ્યાં તું ત્યાં પીડાના પથ્થરના પ્રચંડ પ્રહાર, અને અનિષ્ટ અવિવેકના અવર્ણ્ય અર્ણવ! કોયલના કંઠેથી માધુર્ય ગયું નથી, મોતી માણેકમાંથી ઝમક ગઇ નથી, વૃક્ષમાંથી શીતળ છાંઈ દેવાનો ગુણ ગયો નથી, સરિતામાંથી નીતિની નાવનો બોજ ટેકવી રાખવાનું રહસ્ય ગયું નથી. ત્યારે! સ્ત્રી જાત! માત્ર તારામાંથી સર્વ તારા ગુણોનો શીઘ્ર વિનાશ થયો છે! અરે પણ આવળી બીજીઓ આવે છે. લાવ પડખે ઉભો રહી સાંભળું. ( પડખે ઉભો રહેછે ).

( સાંકળી અને લચ્છમી આવેછે ).

**સાંકરી**—બહેન! જરી પગ ઉપાડતો નહી તો મોડું થશે તો મારી સાસુ વઢશે.

**લચ્છમી**—તો સાસુ વઢશે તો તને વઢતાં નથી આવડતું ? સાસુને જીભડી છે અને તને નથી એમ તો કાંઇ નથીને ?

**સાંકળી**—જા, જા, બહેન તારે મન તો બધી હસવીનીજ વાત.

**લચ્છમી**—ત્યારે હસવાની વાતને શું રોવાની વાત તારી પેઠે હુંએ કરી મુકું અને વિવાહનું બારમું કર્યા કરૂં ? સાસુ બોલે તો તેને હસી કહાડીએ એટલે એ હસવાની વાત થઇ ગઇ. સાસુ મરે તો વહુને રોવાની વાત ન હોય તો પછી સાસુ જીભડી એની હલાવે તેમાં વહુ શા માટે રડી મરે ? (હસે છે) જોવું, બોલને તને તારી સાસુ એવું તે શું કહે છે કે તેની તને આટલી બધી ચિંતા લાગેછે.

**સાંકળી**—શુંની વાત તો પછી, પણ, પહેલાં તો સાસુ એટલુંજ કહે કે કેમ આટલી વાર થઇ તો જાણે ભુંઇ માતા માર્ગ દેતો મહીં સમાઇ જાવું એવી લજ્જાઇ મરૂંછું.

**લચ્છમી**—વાહ! વાહ! તુંએ ખરી! સાસુએ પુછ્યું કે કેમ આટલી વાર થઇ તો તેનો આપણે ઉત્તર આપીએ કે વાર થઇ તેને કેમ કરીએ, કાંઇ જાણી બુજીને તો વાર કરવા નહી રહ્યાં હઇશું. એટલે, પછી શાસુ મુંગાં. (મોટા સ્વરે હસે છે)

**સાંકળી**—ત્યારે પછી સાસુ એમ ના કહે કે જરા ઉતાવળ કરીએ અને જીવમાં ડર રાખીએ તો વાર ન થાય?

**લચ્છમી**—ત્યારે આપણે કહેવું કે ઉતાવળ તો બે હાથે અને બે પગે થાએ તેટલીજ થઇ શકેને કે તેથી પણ વધારે. અને મનમાં ડર રાખવા માટે એવું કહીએ કે એ ટલો બધો ડર મનમાં રાખીએ તે શાના માટે કાંઇ ચોરીબોરી કરવા ગયાં હતાં. ( મોટા સ્વરે હસે છે ).

**સાંકળી**—ત્યારે સાસુ કહેશે કે આવા ઉત્તરમાં માંબાપની કાંઇ આબરૂ વધારે કરાતી નથી.

**લચ્છમી**—ત્યારે આપણે કહેવું કે આવા આવા સવાલ પુછવામાં પણ કાંઇ સાસુની આબરૂ વધારે કરાતી નથી. (હસે છે).

**સાંકળી**—ત્યારે સાસુ છેવટે આપણાં ધણીને શું વાત ન કરે અને કદાચ આપણને તે ધોલ થપડ ના કરે?

**લચ્છમી**—તો ધણી ધોલ થપડ બે ઘડી કરે તો આપણે પણ એની સાથે બે ઘડી ધોલ થપડ કરીએ. જેવા સાથે તેવા એતો કહેવત છે ને. (મોટા સ્વરે હસે છે).

**સાંકળી**—જા. જા. બહેન. તું તો છેકજ ગાંડીવાત કરેછે. હવે પગ ઉપાડીએ અને વાતને? નાખીએ પડતી.

**લચ્છમી**—તો વાત તો તેં કહાડી. બંધ કરવી હોય તો તેમ. (બેઉ જાયછે)

**માનુમાન**—(સ્વગત) બાઇ લચ્છમી! તું કેવી મૂર્ખ, અજ્ઞાન, અવિવેકી સ્ત્રી! પલપલમાં તારૂં કેવું ખીખી હાસ્ય! તારી કેટલી અલ્પ મતિ છે! કાંઇ કામમાં આપણો વાંક ન થયો હોય તોએ સાસુ કે સસરો કે ધણી કે વડીલ આપણને કદાચ ઠપકો દે તો તું કહે છે તેમ એ ક્લેશ વણસાડવા સામા ઉત્તરો આપવામાં સાર નથી પણ સાંકળી કહે છે તેમ તેમને કળેવળે સમજાવવામાં સાર છે. **મધપુડાનું મધ મેળવવા માર્ગ એ કે મેહણાં અને મુંઝામણની મુકીએ, તેને ન મારતાં, શાંતાની સીઢીએ સંચરી તેને સમજાવી સમેટી લેવો. ઉરના કુવાનાં ઊતપાત જળ દુર કરવા એ જળ ભરેલી ડોલ અલગે અલગે ખેંચવી ઉચિત છે કેમકે અકળાઇને જોરથી ખેંચવા જતાં એ ડોલનું જળ પાછું ઉરના કુવામાં થોડુંક પડવાનું, અને જળ કહાડવાનો શ્રમ સદંતર સફળ ન થવાનો.** પ્રેમ પુષ્પ પ્રાપ્ત કરવું હોય તો તેને પ્રીતીથી તોડવું જોઇએ અને ઝપાટો મારી તોડતાં ફુલ ચુંથાઇ જશે; પાંદડાં વિખરાઇ ભુંઇ પડશે, અને માત્ર એકાદ બે પાંદડી હાથ આવશે. **અર્ધ-વિકસિત મુખનું હાસ્ય એજ પુરૂષ કે સ્ત્રીને ઘટિત છે. અજવાળું આપું આનન્દકારક અને વદનને આરોગ્ય કરેછે તોએ અમુક અંશે હોય તોજ ઠીક અને તેથી વધુ થતાં ચક્ષુને ચળિત કરશે અને વદનનો વિનાશ કરશે.** મીઠાશ મનહરે છે તોએ અમુક અંશે હોય તોજ સારી અને તેથી વધુ થતાં વિપરિત સ્વાદ જીભને તાળવે ઉત્પન્ન કરી આખે શરીરે વ્યાધિનું મુળ થઇ પડે છે. વ્યોમમાં વ્યાપી રહેલો વાયુ પ્રીય લાગે છે પણ મૃદુ વિમળ લહેરી વહેવરાવે છે અને વદનને વિલાસિત કરે તોજ અને વિક્રાળ વંટોળીઓ બને તોતો વિભ્રમ અને વિનાશનું મૂળ થઇ પડેછે. અરે! પણ બે

પેલી અબળાઓ આવે છે. એતો ધીમે સ્વરે વાત કરેછે. કાંઇક સદ્ગુણ સમાએલા હશેજ. લાવ, છુપાઇને જાવું (છૂપાઇજે જુવે છે.)

**દેવરક્ષિતા**—બ્હેન, દિવાળી! તું કેમ દિવસે દિવસે વધારેને વધારે ચિંતાતુર થતી જાયછે?

**દિવાળી**—બ્હેન દેવરક્ષિતા! મારે માથે શું વિપત્તિ નથી અને કયું સુખ મને છે કે હું મગન થઇ ફરૂં? માતપિતા જુવો તો પાઇ પાઇને માટે તરસતાં છે અને દળણાં દળીને પેટ ભરે છે; ધણી જુવો તો શરીરની વ્યાધિઓથી પીડાતો પથારીમાં છે; સાસુ સસરાં સાંત્વન તો મારૂં શાનું કરે પણ સામી કહે છે કે તું આવી ત્યારથી અમારો છોકરો માંદો પડયો છે; હવે, આમ નથી માંના ઘરનું સુખ જોયું, કે નથી ધણીનું સુખ જોયું, કે નથી સાસુ સસરાનું સુખ જોયું!

**દેવરક્ષિસા**—બ્હેન તું આમ અકળા નહી જે કાંઇ દુઃખ ભોગવીએ છીએ તે આપણને આવી મળેલાં છે તેને કેમ કરીશું? પણ, આપણા જીવને એટલીતો નિરાંત છેને કે આવાં દુખ છતાં તે દુખમાંથી મુક્ત થવા કોઇ દિવસ કોઇની ચોરી નથી કરી, કે કોઇને છેતર્યાં નથી કે અસત્ય વચન વદયાં નથી. કે નીતિની હદ ઓળંગી નથી. **અને જો આપણે આ પ્રમાણે આપણો ધર્મ અને ટેક સાચવ્યો છે તો પછી આપણને દંડનાર કોઈ જગમાં છે નહી તો પછી આટલી બધી ચિંતા શાની! અને કોટિ દ્રવ્યનું સુખજ છે એમ સમજવું. આપણે જોઇએ છીએ કે ખેતર પાદરો ભલે ગમે તેટલાં હોય પણ, મુડી અન્ન મેળવવું હોય તો તે ખેતરોને વાવી તન મન તેની પાછળ તોડીએ તોજ. તેમ ભગવાનની લીલા સુખથી ભરીછે પણ ગયા ભવમા કાંઇ વિશિષ્ટ વાવેતર આપણે કર્યું નહી હશે અને શુવેર કાંટાજ વાવ્યા હશે તો પછી અન્ન પાન ક્યાંથી મળે અને કાંટાજ મળે તો?** મારા ભાઇ સુતપા તે અધિરથ મહારાજાને મહેલે રહેતા અને અધિરથ વાનપ્રસ્થ થવા પછી મારા ભાઇ રાજ્યસત્તા ચલાવે છે, પણ તોએ અમારી જે ભિક્ષુક જેવી સ્થિતિ છે તેતો તેજ છે. વળી લોકો પણ કહે છે કે પઇસામાં પીડા છે, માન અને મહિમામાં પણ મહોત્સવ નથી, મોજમજામાં પણ મનોભંગ છે. આમ કોઇ પણ વૈભવમાં સુખજ નથી ત્યારે જે સુખપ્રદ નથી તેને સુખકર્તા શાને માનવાં! ચાલ બ્હેન, પગ ઉપાડ, રાત પડવા આવી. (જાયછે).

**ભાનુમાન**—(સ્વગત) એહો! આ દેવરક્ષિતા અને સુતપાની બ્હેન! ત્યારે તો ડહાપણના રૂપ એનામાં કેમ ન હોય? પહેરવાનો સાલ્લો તે પણ સાત ઠીગડાંનો તોએ સમજણ અને સુનીતિ તો સકળ શાસ્ત્રોની! માથે તો માટીની મટકી છે પણ

મહાપદ્મરૂપી મહાનુભાવ મતિ તેમાં રહેલી છે ! શું ડહાપણની વાત દીવાળીને સમજાવી અને કહ્યું કે નિર્ધન થયાં પણ ધનવાન થવા કોઇનું અયોગ્ય રીતે ધન પડાવ્યું નહી તો કોટિ દ્રવ્યનું સુખજ છે ! આહા ! ભલી દીવાળી ! દ્રવ્ય દેદીપ્યમાન દીસે છે પણ તે છેટેથી નિહાળતાં અને છેટે રાખતાં, નહી તો પાસેથી નિહાળતાં અને હાથમાં લેતાં એનું તેજ અને ગૌરવ જતું રહી કાળું શ્યામ અને રુધિર સમાન થઇ જાય છે. જોની, મુજ સરખો ભૂપ જેના હાથમાં અખૂટ દ્રવ્યના ભંડાર છે તેને તે લેખામાં નથી અને કાંકરા સમાન ગણી તેની સામી પણ ન જોતાં કહુંછું કે ધનને શું ધોઇ પીવાં છે ? ધન્યવાન શ્રીમંત શાહુકારને પુછો કે દ્રવ્યના પ્રતાપે તમારે શી સ્થિતિ છે તો કહેશે ભાઇ દાળ રોટલી ભગવાન સર્વને આપે છે તેમ અમને પણ આપે છે તે ભગવાનનો પાડ. અને દ્રવ્ય તો છે પણ કયાં સાથે લઇ જવાનું છે. મહા પરિશ્રમ લઇ ઉપાર્જીત કરનાર વણિક કે નોકરીવાળાને પુછો તો કહેશે કે બળ્યું કમાએલું. રાત દિવસ એને માટે દોહેલાં કષ્ટ વેઠતાં વેઠતાં જીંદગીનો અંત આવે છે અને એમાં સાર જુવો તો કાંઇ નહી. ભિક્ષુક સત્તર ઠેકાણે ધકા મુક્કી ખાઇ પાંચ પાઇનું મોંહ જુવે છે તે ભિક્ષા નથી મળી ત્યાં સુધી ભિક્ષાદેનારને ભાગ્યવાન કહેશે પણ પાંચ પાઇ પામ્યો કે પછી કોઇને તેના પઇસા માટે ભાગ્યવાન કહેવાનો નહી. કેમકે એ જાણે છે કે પઇસા પાસે હોય તેથી ભાગ્યવાન ન થયા કેમકે ભાગ્યવાન તો એ કે જયાં પગ મુકે ત્યાં લીલા લહેર થાએ અને નહી કે જેની પાસ પાંચ પઇસા હોય. ધનવાન રાજા, કે નિર્ધન ભિક્ષુક આ પ્રમાણે સાવધાનપણે કે ભ્રમમાં ધનને ધુળ સમાન ગણે છે. (સત્કર્મા આવે છે).

**સત્કર્મા**—(બાજુ સ્વગત) બહેન દેવરક્ષિતા પાણી ભરવા આવી છે તે મોડું થયું પણ આવી નહી તે અંહી જોવા આવ્યો, પણ અહીં તો નથી. કદાચ હું આવ્યો તે વગડાના રસ્તે થઇને પાછી વળી નહી હશે પણ શહેરના રસ્તે થઇને ગઇ હશે એટલે મને ભેગી નહી થઇ. પણ આ કોણ ! આતો પેલો ભાનુમાન ! જોગી મહારાજે દુષ્ટ પાતકી મને બતાવ્યો તે આ ભાનુમાન, અને જેને જીવથી મેં મારવાનો સકલ્પ કર્યો છે તે આ ભાનુમાન ! જોગી મહારાજે જ્યારથી કહ્યું છે ત્યારથી જાણે મગજમાં એવી ઘુમરી ઘુમી રહી છે કે આ ભાનુમાનને જીવથી મારૂં ત્યારેજ મારો જીવ જપે. આવે રસ્તે હજારો લોકોનું આવવું જવું ત્યાં જીવથી તો કેમ મરાય પણ લાવને ધોલ છકડ તો કરૂં. મારા જીવને શાંતા અને એને કાંઇક સાન વળશે. લાવ છેડતી કહાડું; (ભાનુમાનને) અલા એ ! આંહી

ઉભો રહ્યોછું તે કાંઇ મારી ઉપર ચોકી બોકી ભરેછે કે શું ? કાંઇ તુંજ શાહુકાર છે અને બીજા બધા તો ચોર છે શુ ?

**ભાનુમાન**—ભાઇ ! હું મારી પીડામાંજ પડેલો છું ત્યાં પારકાની કયાં ચોકી રાખવા જઇશ ? તું ભલેને આંહી ઉભો. હું તો આ જાવુંછું.

**સત્કર્મા**—તે હવે તો પકડાયો તો જઇશજ તો. હવે તો આ ધોલ પડવે જઇશ તો. (ધોલ મુખ ઉપર મારી નાશી જાય છે).

**ભાનુમાન**—(સ્વગત) હું રાજા જેની સામે કોઇ આંગળી કરે તેને પળમાં ચીરાવી ટુકડા ટુકડા કરાવી શ્વાન ગીધને નાખવા સમર્થ તે છતાં આ ધોલ ખાધેલો મારો જીવ કેમ તપી જતો નથી ! કાયર પણ શૂરો આવે પ્રસંગે બને, ત્યારે હુંજ કેમ દીગમુઢ, બળહીન બની ઉભો રહ્યોછું ! અગોચર શકિત જાણે મને આ પળે રોકી મારા હાથે કે મારા આદમીઓના હાથે આ માણુસ ઉપર વેર લેવા ના કહેછે ! એ શક્તિના ઉદ્દગારો મારા હૃદયમાં સ્પષ્ટ સંભળાય છે અને એ ઉદ્દગારોને આધિન થઇ રહ્યો છું. વળી બીજા ઉદ્દગારો હૃદયમાં એ થઇ રહ્યા છે કે ભાનુમાન જેવી સદ્દગુણી સ્ત્રીની શોધમાં કાંઇક વખતથી તું નીકળ્યો છે તેની તને આજે મળી છે અને તે આ દેવરક્ષિતા છે, માટે એને વરવા પ્રયત્ન કર. ચાલ, ત્યારે સુતપાને જઇ મળું અને એની બહેનના કર માટે વિનંતિ કરી જોવું. આહા ! હૃદય ઉદ્દગારો ! તમને મિથ્યા ભ્રાંતિ સમજવા કે કહેવા એ કદી બનશે નહી. હૃદય ઉદ્દગારો ! તમે કુહાડાના પ્રહારની પેઠે ઉગ્ર રૂપે પ્રગટ થાવોછો, બાણના ધાની પેઠે આરપાર સાક્ષાત સ્થાપન તમારૂં કરોછો, વિજના ચમકારાની પેઠે પ્રતાપી તેજથી દપ્યમાન થાવો છો. હવે કેમ કરી તમને ભ્રાંતિ કહું ! કયાં છોકરાંની સોસોટીના સાદ સમાન ભ્રાંતિ અને સાગર મોજના સુસવાટ સમાન હૃદય ઉદ્દગારો ! કયાં આગીઆ કીડા સમાન કિંચિત મિથ્યા તેજધારી ભ્રાંતિ અને કયાં મણીરત્ન સમાન ચીરકાળ પ્રકાશિત સાચા હૃદય ઉદ્દગારો ! કયાં હવામાં ચઢાવેલી દીપિકા બાંધેલી તારલા માફક ઠાલી ચમકતિ પતંગડી કેરી ભ્રાંતિ અને કયાં ગગનમાં શાશ્વત સુંદરતાથી શોભતા અને પ્રકાશતા ખરા શુદ્ધ હૃદય ઉદ્દગારો ! ( જાયછે ).

( શ્રીદેવા એક બાજુએથી આવેછે અને બીજી બાજુએથી છુમુને મોકલેલો પેલો જોગટો જોગી આવે છે ).

**સાધુ**—(શ્રીદેવાને) તમે આવ્યાં છો ?

**શ્રીદેવા**—ત્યારે કેમ ના આવું ? સારે કાજે આવવું અને આવું તેમાં શું નવાઇ !

**સાધુ**—વારૂં શ્રીદેવા ! તમે અંહી આવ્યાં તે કોઇએ તમને દીઠાં કે રોકયાં ?

**શ્રીદેવા**—મારૂં કોણ હિતસ્વી છે કે મને રોકે ? પ્રધાન અને સેનાપતિ તો તાકીજ રહ્યાછે કે મારા તાતજી પેઠે મારાં પગલાં પણ કયારે ટળે કે રાજયસત્તા લેવી ઠીક પડે. સુતપા છે તે તો રામ જાણે વૈરી છે કે હિતસ્વી પણ એમણે તો મને નીકળતી જોઇજ નથી એટલે પછી રોકેજ કયાંથી ?

**સાધુ**—ત્યારે તો ઠીક.

**શ્રીદેવા**—પણ, ત્યારે હવે મને મારા પિતા પાસે લઇ ચાલોને. કાંઇ ઝાડી કે કાંટા કચરામાં થઇને જવાનું હશે તો મને કાંટા વાગશે અને હું ઝાડીમાં ભરાઇશ એવો કાંઇ ભો રાખશો નહી, કેમકે કાંટા વાગવે કે ઝાડીમાં ભરાઇ જવે કાંઇ હું મરી જવાની નથી, અને મરીશ તોએ એક ચંડાળણીનો ભાર ધરતી માતાને ઓછો થશે. વળી કાંઇ વગડે જતાં વાઘ વરૂ કે સાંપ વીંછી મને ખાઇ જશે એવી ભીતી રાખશો નહી કેમકે હું તો એવી ડરામણી નિશાચણી છું કે મને દેખીને વાઘ વરૂ અને સાપ વીંછી પણ નાસી જાય છે. વળી કાંઇ કોતરના અંધારામાં થઇને જવું હોય તો એમ ન ધરશો કે અંતરમાં અથડાતાં હું દુખી થઇશ કેમકે અંતરનાં જે અંધારામાં અને અકળામણમાં હું તરફડું છું તેથી શુદ્ધબુદ્ધ વિનાની છું અને અંધારૂં અને અજવાળું બેઉ મને સરખાંજ છે. સાધુએ નોકરો તપાસ કરવા મોકલ્યા છે કે કોઈથી દુરથી આવતું જતું દેખાય છે કે કેમ, તે આવે છે).

**૧ નોકર**—(સાધુને) આ ઉગમણી દિશએ તો પાસે કે દુર કેઇ આવતું જતું જણાતું નથી.

**૨ નોકર**—આ દખણ દિશામાંએ કોઇ મનુષ્ય તે આવતું જતું દેખાતું નથી.

**સાધુ**—રસ્તા તો આવવા જવાના એ બેજ છેને ?

**૧ નોકર**—હા બેજ.

**સાધુ**—ત્યારે ઠીક. (શ્રીદેવાને) આપણે પિતાજીને સ્થાને જઇએ. આપણી પાછળ કોઇ આવતું હોય અને માર્ગ જોઇ લે તો ઠીક નહી તેથી આ માણસોને તપાસ કરવા મોકલ્યા હતા કે પાસે કે દુર કોઇ માણસ તો આવતું જતું દેખાતું તો છે નહીને.

**શ્રીદેવા**—તેતો ઠીક કર્યું. પણ મહારાજ ! તમે કેહેતા હતા કે તમારા વિના કોઇ આ વાત જાણતું નથી, અને આ તમારા બે માણસો જાણે છે તેનું કાંઇ નહી ?

**સાધુ**—તે એમ તો આપણાં સો માણસ જાણે તેમાં શો વાંધો છે ? (નોકરોને) તમે

બહેનની પાસે પાસે ચાલો. ઘાસનાં તણખલાંથી માંડી વિક્રાળ સિંહ સરખો વચમાં બહેનને નડે તો તલવારથી અને બાહુબળથી તેના ટુકડા કરી નાખો.

**નોકરો**—એ કામમાં અમને પુરી સમજણ છે. ( શ્રીદેવાની આસપાસ વીંટલાય છે ).

**શ્રીદેવા**—( જે સીપાહીઓ તેણીની આસપાસ વીંટલાઇ ચાલેછે તેથી ગભારાઇ ). મને તો છુટીજ હીંડવા દો તો સારૂં. આમ તો પુરૂષ લોક મારી પાસે હોય તો મારો જીવ ગભરાય. મને તો મારી સ્ત્રી સાહેલીઓ પણ વિંટલાઇ વળે તો મારો જીવ ગભરાય અને અલગી જાય ત્યારે મારા જીવને જપ વળે.

**સાધુ**—એ તો હમણા ગભરાટે જતો રહેશે અને જપે વળશે.

( નોકરોને ઇશારત કરે છે. નોકરો તેણીને પકડી હાથ પગ બાંધી મુખે ડુચો મારી લઇ દોડી જાય છે. )

**શ્રીદેવા**—( નોકરો લઇને નાસે છે ત્યારે કારમી ચીસો પાડતાં ) અરે ! આ શું ! કપટ ! કપટ ! ઓ કોઇ આવોરે ! ઓ ! ( સઘળાં જતાં રહે છે ).



## અંક ૨. પ્રવેશ. ૯.

વેલજી—( હાથીભાઇને ) હાથીભાઇ! આ ઘરવાળો અને એનો નોકર પહેલે દિવસે તમને દનના ભાડવત કરી અને મને રાતનો ભાડવત કરી આપણને બેઉને ગમાર બનાવી ગયા એ વાત યાદ આવે છે ત્યારે કોઇક ફેરા તો મને મનમાં હસવું આવે છે કે હું હજારોને છેતરનારો તે આવા ગમાર જેવાઓના હાથે છેતરાયો, પણ કોઇક ફેરા જીવ ઉચાટ હોયછે ત્યારે એ વાત યાદ આવે છે તો કાંઇ એવો કાળ મને તો ચડી આવે છે કે જઇને એ બેઉને ઘોલો મેલું.

હાથીભાઈ-અરે ! વેલજી ! તમે તો કાંઇ ગાંડા થીઆ છો ? આવી વાતમાં તે કાળ શેનો ચઢાવો છો ? જુવો તો ખરા આજે મેં એક વેશ્યાને ઉભી કરી છે. તે વેશ્યા આપણે ત્યાં મજુરને બહાને આવશે અને પછી કાળીદાસને ગળે પડશે કે તમે મારી લાજ લીધી માટે પાનસો રૂપીઆ આપો તો જાવું નહી તો સરકારમાં ફરીયાદી કરૂં છું. આ કાળીદાસ ડરી જઇ રૂપીઆ કહાડી આપ્યા વનાના રહેવાનો નથી. કાળીદાસને હું કહેતો આવ્યો છું કે આજે વેલજીભાઇની વરસ ગાંઠ છે માટે જરી પાન સોપારી ખાટે પધારો, માટે એ પણ આવવાની તૈયામાં છે. અને પેલી વેશ્યા પણ આવી પહોંચી હશે. ( કમાડ ખડખડે છે ). આ કમાડ ખખડે છે તે એજ આવી પહોંચી હશે, ( વેશ્યા આવે છે ). ( વેશ્યાને ) આવો, આવો, કાંઈ ભો નથી. જુવો, હું તમને ફેરવારકી સમજ પાડું છું કે ઘરવાળો શેઠ આવશે એટલે અમે ખસી જઇશું અને તમે નોકર હોવો તેમ જરી પાસે જઇ પછી ગળે પડજો, અને પાનસો રૂપીઆને બાઝતાં તેટલા તો નહી આપશે કદાચ કેમકે પાઇ માટે જીવ જાય તો હા પણ પાઈ જવા ન દે તેવો માણસ છે. પણ જો પાનસો મલવાની આશા ન રહે તો છેવટે હાથે વીંટી પહેરી છે તેતો ઉતરાવજોજ. ( કાળીદાસ ખોંખાર મારતા આવે છે ) આ એજ આવે છે.

કાળીદાસ—( બાજુ. આવે છે ) હં, હં સાળી ફોલ્લીની વેદના નરમ નહે પડી તીમાં વળી ઝરી ખાંશીની વેદના નઇ ઝાગી છે, તે આખો દન ખાંશવું પડે છે. (ખાંસે છે) હં, હં. હા, (વેલજી તથા હાથીભાઇને) વેલજીભાઇ ! હાથીભાઇ! છોકે ?

હાથીભાઇ-( સન્માનના સ્વરે ) બાપા ! મારા ! પધારો, પધારો, ( કાળીદાસને મોટા મનાવવા વેલજીને ) વેલજીભાઈ! વેલજીભાઇ ! શેઠ આવ્યા.

વેલજી—( કાળીદાસને ) પધારો, બાપા ! પધારો !

**કાળીદાસ** આ તમારી વરહ ગાંઠના દન મસ હુખ ક્રોઈ હુખી રહેજ્રો, ભાઇ, ઇમ હું તો કહું છું, મને તો હાથીભાઈએ કીધું કે આઝ તમારી વરહ ગાંઠ છે તાંણે મને ખબર પડી. ( ખાંસેછે ) હં હં. ઝરી સાળી ખાંશી થઈ આઇ છે.

**હાથીભાઇ**-( વહાલના સ્વરે ) મટી જશે; બાપા મારા ! મટી જશે. બાપા ! હું અને વેલજી જરી બજાર જઇને આ આવ્યા.

**કાળીદાસ**—તમે મારા માટે કાંઇ ખરચ ચઉટે કરશોના.

**હાથીભાઇ**—ના, બાપા ! ના, અમે ક્યાં નથી જાણતા કે તમારી આગળ તો થાલ ભરી મેળવાની કાંઈ જરૂર નથી. દેવ પેઠે તમે તો વાસનાના ભુખ્યા છો. બાપુ ! અમે જઇને ઝટ આવ્યા જાણજો. (વેશ્યાને. કાળીદાસ સાંભળે તેમ). તમે શેઠ આગળથી જરીએ ખસશો નહી અને જે કામ સોંપે તે ઝટ કરજો. ( બેઉ જાય છે ).

**કાળીદાસ**—( બાજુ, સ્વગત ) આ બે ભાઇવત મને બાપ જેવો ગણે છે. એક જીવ કહેછે ઇમના કનેથી ભાડું ના લવું પણ ભાડું ના લવું તો પઇશા વના હું દનીઆમાં કરું શું એ હંતાપ થાય છે ! ( વેશ્યાને જોઇને ) આ અહતરી તો કોક વૈતરૂં માનવી નોકર આઝનો દન રાસ્યું હશે. વઇતરૂં મોણસ છે પણ રૂપ રંગ ચેવું છે કે મગનીઆની માંને ઘડીભર આણે વીહરી ( વીસરી ) ઝવાય. (વેશ્યાને) તમે વઇતરૂં મોણસ છો ?

**વેશ્યા**—( નમ્ર સ્વરે ) હા, બયરૂં માણસ છું. ( બાજુ ) હમણા વઇતરૂં માણસ સમજ પડશે.

**કાળીદાસ**—( બાજુ ) હું પુછુંછું કે વઇતરૂં મોણસ છો તાંણે કહેછે હોવે બયરૂં મોણસ છું ! ( વેશ્યાને ) તમે બયરૂં માણસ છો ઇતો કોક તમારે કીધે હમઝ પડશે! હું તો ઇમ પુછુછું કે તમને આઝના દન માટે રાસ્યાં છે કે મહિના દનના પગાર માટે.

**વેશ્યા**—નોકરી તો કોઈ દન જન્મમાં નથી કરી. આજ પહેલી વારજ નોકરી માટે નીકળી છું.

**કાળીદાસ**—( ડાહ્યા પુરૂષના ડોળે ) ઇતો તમારૂં કુળ ઓંચું ( ઉચું )હશે એટલે ઝયારે કોંઇ અલાજ ના પોંકયો હશે તાંણે નોકરી માટે નેકલ્યાં હશો. હું બધુંએ તમારા વગર કીધે હમઝી જ્યો છું. તમે ઇમાં સ્યમ કરો ? કોંક પેટને પાટા બંધાયા છે ! શીવ ! શીવ ! ( બાજુ ) બાપડી કોક ભગવાન અવતાર જેવી છે ! અરે ! આ કોહ્લી વળી વેદના કરવા લાજી ! અરર ! અરર !

**વેશ્યા**—( બાજુ ) લાવ, આ લાગ ઠીક મળ્યો છે, ( કાળીદાસને ) અરે રામ ! રામ ! આ તમારી કોમળ કાયામાં આ દખ ! એના કરતાં ભગવાન અમને એવાં દુખ દેતો

હોય તો સારૂં. તમે ક્યાં કોઇનું બગાડવા ગયા હશો કે ભગવાન તમને આ દુખ દે છે ! જોવું. જરી કોણી જોવા દેશો. ( કાળીદાસનો હાથ ઝાલે છે અને કોણીને પંપાળવાના નિમિત્તે હાથ ઝાલી રાખે છે અને પંપાળે છે ). (દયાના સ્વરે કાળીદાસને ) અરે, રામ ! રામ ! આ કોણી જોઇ મારો જીવ વઢાઇ જાય છે પણ કેમ કરૂં ? અત્યારે મારૂં ચલતું હોય તો આ કોણીનું દુખડું લઈ લેવું. લાવો, ફુંક મારૂં. ( કાળીદાસનો હાથ વેશ્યા પોતાનાં મોંહ આગળ લઇ જાયછે ). ફુંક માર્યાથી જરા વેદના ઓછી થશે. ( હોઠથી ફુંક મારેછે ) કેમ કાંઇ વેદના નરમ પડે છેને ?

**કાળીદાસ**—હા, ઝરી, ઝરી. પણ કાંઇ નહી. અમે ( હવે ) રહેવા દો. ( તેણીના હાથમાંથી પોતાનો હાથ છોડાવવા પ્રયત્ન કરે છે તેણી મુકતી નથી ).

**વેશ્યા**—તમે અકળાવો નહી. ફુંક માર્યાથી વેદના હમણાં બધી નરમ ના પડી જાય તો મારાં મોંહ ઉપર થુંકજો. લાવો, જરી જરી હાથ લાંબો પણ કરતા રહો. ( પોતાના ખભા ઉપર કાળીદાસનો હાથ મુકે છે ) હાથ વાળેલો રાખીએ તો કોણીમાં લોહી ભરાઇ રહે ના ?

**કાળીદાસ**—(વેશ્યા આ પ્રમાણે કરે છે તેથી ગભરાય છે) એ તો હું મારી મેળે મારો હાથ લાંબો ટુંકો કરીશ, તમે મેલી દો, તમારે શીદને આમ મહેનત લેવી પડે. (તેણીના ખભેથી પોતાનો હાથ ખસેડવા પ્રયત્ન કરે છે. તેણી ત્યાં પકડી રાખે છે ).

**વેશ્યા**—તમે તો પોતે દુખનો ઇલાજ કરતા નથી અને સામાવાળું ઇલાજ કરે છે તો તેને કરવા દેતા પણ નથી. લ્યોને, હું તો તમારો હાથ આ મેલી દેવું છું ( કાળીદાસનો હાથ છોડી દે છે ) લ્યો, હવે થયું ?

**કાળીદાસ**—( બાજુ ) ભલી મોણસ, કાંઇ લગીરે હમઝતીજ નહે. મારો હાથ મોંઢે અને ખભે મેલ્યો પણ બાપડીએ મનમાં ઇમ વચાર ના કર્યો કે બળ્યો એનો હાથ દુખે છે તેમાં મારે શીદને મેહેનત લેવી પડે. ખરેખરૂં લાખ રૂપીયાનું મોણસ છે. ( વેસ્યાને ) તમે શીદને મારા માટે તહદી ( તસ્દી ) લીધી ? મારાં કરમના લેખ લસ્યા ( લખ્યા ) હશે તે હું વેઠીશ.

**વેશ્યા**—કાંઇ નહી. એમાં મને મહેનતનો સવાલ નથી, પણ, ત્યારે હવે તમારો શું વિચાર છે તે કહીદો.

**કાળીદાસ**—હુંતો કાંઇ કોણીનો ઝાઝો વચાર અમે ( હવે ) કરતોજ નહે.

**વેસ્યા**—અરે ! હવે, આ આડું બોલવું મેલીદો. હું કાંઈ નાનું બાળ નથી કે સમજતી નહી હોવું. જે વિચાર હોય તે ઝટ કહીદો.

**કાળીદાસ**—(બાજુ) આતો હંતાપ થાઓ! (વેશ્યાને) વચાર તો ફોલી માટેનો પુછો છો કે બીજો કાંક!

**વેશ્યા**—તમે તમારાં મનમાં સમજો છો અને મોંઢે અજાણ્યા થાવો છો તે શા અર્થનું?

**કાળીદાસ**—તું કહે છે કે હું મનમાં હમઝું છું તો હું કહું છું કે જો હું મનમાં હમઝતો હોવું તો મારા બાપના સોગન છે. લે, હવે થીયું માટે, તું બોલ શેને વચાર તું પુછે છે.

**વેશ્યા**—હા, હા, હવે તો મારેજ બોલવું પડશે, જોજો ગભરાશોઃ નહી.

**કાળીદાસ**—(વિસ્મિત બની) (બાજુ) ગભરાવાની વાત! હાય! ચ્યમ કરૂં! કુણુ ઝાણે શા ગોળા ગગડાવે છે તે મને લગીર તીની હમઝ પડતી નહે.

**વેશ્યા**—જુવો, તમે તમારા હાથ મારાં મોંઢે અને ખભે મેલી મારી લાજ લીધી તેના બદલે મને પાનસો રૂપીઆ આલો

**કાળીદાસ**—(ગભરાઇ જઇને) અરે, કુણે સાળાએ તારાં મોંઢે અને ખભે હાથ મેલ્યો છે? તુંજ મારો હાથ ઝાલી રહીને!

**વેશ્યા**—વાહ! વાહ! ત્યારે તો તમે તો મને કાંઇ વેસ્યા ધારી હશે કેમ?

**કાળીદાસ**—(ડરી જઇ) અરે! બાપઝી! મીતો તને હતી હીતા હરખી ગણી અને મી ઝાણ્યુ તને મારા ઉપર દયા આઇ છે તેથી તું મારા ઝીવને હખ આલવા ઇમ કરતી હઇશ, અને તુંતો આમ આડી બાધવા (બાઝવા) નેકળી! હવેકહું પણ કોને!

**વેશ્યા**—હીંડો, પાંચ લોકમાં ઇનસાફ કરાવો.

**કાળીદાસ**—(બાજુ) હાય! હાય! દનીઆના મોંઢે આનો અનસાફ ચ્યમ કરાવાય! દનીઆ તો કાંકતું કાંક બોલવા નેકલે તો અફેણુ તમાકુ ખાઇ મરવા ઘડી આવે. (વેસ્યાને) પોંચ લોકમાંતો અનસાફ ના કરાવાય!

**વેશ્યા**—પેટમાં પાપ હોય તે પછી પાંચલોકમાં ઇનસાફ કરાવવા હામ તો નાજ પોંહચે. પણ ત્યારે આપણા બે વચ્ચે કોઇ ના જાણે તેમ સમજી લ્યો

**કાળીદાસ**—(મૂઢ બની ગએલા સ્વરે) અરે! પણ હુંતે શું હમઝું! મારૂં કપાળ! તું આવી વાત કરે છે ત્યાં શું હમઝું?

**વેશ્યા**—સમજો એ કે પાંચસો રૂપીઆ મેલીદો, નહી તો મારા બાપ અને ભાઇઓને કહીશ તો મને પણ જીવથી મારશે અને તમને પણ જીવતા નહી મેલે.

**કાળીદાસ**—(ત્રાસ પામી) (બાજુ) હાય! હાય! બાપ! હવે ચ્યમ કરૂં! કશી ગતાગમ પડતી નહે કે હવે આનું ચ્યમ કરવું! (વેશ્યાને) જો, બાપઝી, તને હાથ ઝોડીને કહું છું કે મને અમે (હવે) ના કનડ અને મારા નેહાકા (નિસાસા) ના લે.

**વેશ્યા**—(વિનંતિનો ગદ્દગદિત ડોળ કરીને) ત્યારે, બાપજી, હુંએ હાથ જોડીને તમને કહું છું કે મને અસતરી જાતને આવી રીતે ભરોસે લુંટી રઝળતી ના કરો અને રાંત દિવસની મારી હાય ના લ્યો.

**કાળીદાસ**—અરે ! પણ, બાપઝી ! હું તો તને હાચું કહું છું.

**વેશ્યા**—ત્યારે, હું પણ, બાપજી, સાચુંજ કહું છું.

**કાળીદાસ**—( સમજણ પાડવાના સ્વરે ) બાપઝી ! તું હાચું કહે છે ઇ ખરૂં, પણ તારી હમઝમાં ભૂલ છે ઇજ વાંધો છે.

**વેશ્યા**—અરે ! બાપજી ! તમારી સમજમાં ભૂલ છે. અસતરીની લાજ લૂંટી અજાણ્યા થઇ જવું એજ તમારી ભૂલ છે.

**કાળીદાસ**—અરે ! બાપુ ! મારે પારકી અહતરીની લાઝ શીદને લૂંટવી પડે ? ( બાજુ ) સાળા હાથીભાઇ અને વેલજી જયા તે બેઉ મરીઝ જયા કે થીયું શું ! જરી આ ઘડીએ હોત તો આને હમઝ તો પાડત. (વેશ્યાને) તને ચ્યમ હમઝ પાડું.

**વેશ્યા**—અરે ! ભલા માણુસ ! ઝાઝી લવરી મેલી દો. આ હવે હું છેલ્લા ફેરાનું તમને કહુંછું કે અબઘડી પાનસો રૂપીઆ મેલીદો નહી તો આંહીજ જીવ કહાડી નાખી મરૂછું, અને, પણ, મરીશ ત્યાર પહેલાં તમને પણ જીવથી મારતી જઇશ.

**કાળીદાસ**—( બાજુ ) હાય ! બાપ ! અમે ( હવે ) વાત હાથથી જઈ ! પેલા સાળા ભાડવાત ચ્યાં જ્યાં ! ( હાંક પાડે છે ) અરે હાથીભાઇ ! વેલજીભાઇ ! (સ્વગત) લાયને, જીભાઇને હાંક પાડું. ( હાંક પાડે છે ) જીભાઇ ! ઓ જીભાઇ !

**વેશ્યા**—( ક્રોધનો ડોળ કરી ) જીભાઇ કોણ તારો બાપ છે ?

**કાળીદાસ**—( નમ્ર સ્વરે ) અરે એતો મારો નોકર છે બાપ ન્હોયે.

**વેશ્યા**—ત્યારે તો નોકર પાસે મને મારી કડાવવી હશે. કેમ ! અરે ! સાત નોકરને બોલાવશે શું થવાનું છે ! હું મરવા બેઠીછું તો સાત નોકરને પુરી પડીશ. (કાળીદાસનો વીંટીવાળો હાથ પકડી લેછે, અને હાથ પકડવાને બહાને તે વીંટી આંગળીમાંથી સેરવે છે.)

**કાળીદાસ**—(ભયભિત બની જઇ) અરે ! આ શું ! આમ ચ્યમ કરો છો ! છેટે ઉભાં રહો ! (હાથ છોડવવા પ્રયત્ન કરે છે તે નિષ્ફળ જાય છે ) અરે ! મને મારી નાંખવા ધાર્યો છે કે છે ચ્યમ ? ( બૂમો પાડે છે ) ઓ હાથીભાઇ ! ઓ વેલજીભાઇ !

**વેશ્યા**—( વીંટી કહાડી લીધા પછી ) હાથ ઝાલ્યો તો બૂમો પાડી મને ડરાવો છો તેથી હું ડરનાર નથી. લ્યોને, હાથ તો હું આ મેલી દેવુંછું. ( હાથ મુકી દેછે ) જોવું, તમારા જીભાઇને અને બધાને બોલાવોને આ ઘડીએ બધા મને મારે છે કે હું એમને મારૂંછું, જે લખ્યા લેખ હશે તેમ થશે.

**કાળીદાસ**—( હાથ છુટો થવાથી ભયમાંથી જરી મુક્ત થઇ ) અરે ! મારે તો કોઇને નથી બોલાવવા. ( વીંટીવાળા હાથ તરફ જુવે છે ) અરે ! પણ, મારી આ આંગ-

બીએ વેંટી હતી તે ચ્યાં જઇ! અરે! બાપલીઆ! એતો એક હો અને હવા હતર રૂપીઆની હતી! હઝી તો સોનીને રૂપીઆ કે ધડામણ કાંઇ નહે આલ્યું! ચ્યમ કરૂં!

વેશ્યા—મારા ઉપર તહોમત મેલો કે મેં કહાડી લીધી.

કાળીદાસ—ના, બાપઝી, ના. તને કાંઇ ઇમ કહેવાય?

વેશ્યા—કયાંએ પાડી આયા હશો, નહીતો આંહી પડી હશે. હવે, તમારે મને પાંચસો રૂપીઆ ના આલવા હોય તો ના આલો, પણ આવા જુઠા ચાળા ના કરો, હું તો જાવુંછું. મારો ભગવાન મારી સાથે, મારો ભગવાન મારી લાજ રાખશે, તમે લૂંટી તો શું થયું. (જાયછે) (જતાં, બાજુ) પાનસો રૂપીઆમાંથી તો પાઈ પણ મળે તેમ નહોતું, ઠીક થયું આ વીંટી લઈ લીધી તો (જાય છે).

(વેલજી તથા હાથીભાઇ છુપાએલા બહાર આવે છે).

વેલજી—(કાળીદાસને) બજારમાં તો કાંઇ હડતાલ પડનાર છે તે કોઇ ઠેકાણે કોઇ આલેજ ના. ફરી ફરીને થાકયા. (બાજુ) આ તાલ જોતા ઉભા રહ્યા તેમાં થાકયા એતો ખરૂં. (કાળીદાસને) પણ, બાપા, કાંઇ અડચણ તો નથી પડીને!

કાળીદાસ—ના, ના, અડચણ શેની. (બાજુ) પેલી અહતરીની વાત આમને કહેવીઝ ના નીકર એકના મુંઢે જઇ તો ઝગતને મુંઢે જઈ ઝાણવી.

વેલજી—પણ, બાપા! આજે વીંટી કેમ નથી પહેરી લાવ્યા?

કાળીદાસ—અરે! ભાઈ! કુણ ઝાણે ચ્યાં પડી જઇ છે.

હાથીભાઈ—બાપા! પડી ગઇ! ખેર. ઇતો પાનછે જવાનું વઘન આઇ ચઢ્યું હશે તે સો સવાસોની વીંટીમાં વીતી ગયું એતો ઠીકજ થયું.

કાળીદાસ—અરે! ભાઇ! આ તમે કહો છો ઇ ઝાણે ભગવાનેજ બોલાયું.

વેલજી—બાપા! ત્યારે હવે જરી મહી આઇ પાનની પટી લ્યો.

કાળીદાસ—ના, ના, આઝતો ઝરી ધરઝ ઝવાદો તો ઠીક, પાનની પટી તો તમે બાપડા ચ્યાંણે નહે આલતા?

વેલજી—તે કેમ ના આપીએ! તમે અમારા બાપ છો. પણ, કાંઇ નહી. તમારે ઘર સિધારવું છે તો ભલે સિધારો. હું પાનની પટી તમારા ત્યાં આઇને હમણાં આપી જઇશ, લ્યો! સાથે આવું.

હાથીભાઈ—હા, હા, વેલજીભાઇ, હીંડો, હું પણ સાથે આવુંછું. શેઠની તબીએત જરી નરમજ છે.

કાળીદાસ—ઝરી શું! મહીલી પાથી તો મસ નરમ છે. (ત્રણે જાય છે).

## અંક ૨. પ્રવેશ ૩.

**જયદ્રથ**—શાસ્ત્રોમાં કહેલું છે કે મનુષ્યના શત્રુ છ છે અને તે [1]કામ, ક્રોધ, [2]લાલસા, [3]ઇર્ષા, મોહ અને અહંકાર છે. પણ હું તો ધારૂછું કે છ શત્રુમાં એકજ મહા બળીઓ છે, અને શત્રુના નામને પાત્ર છે, અને તે કામ છે; અને બીજા તો [4]અબળ એટલા છે કે શત્રુ ગણાવા, કે શત્રુના નામને પણ, પાત્ર નથી. ક્રોધનો કડો ભલે કલેશ અને કઠોરતાથી ઉભરાતો હોય પણ [5]કરૂણા કડછો અંદર આવી પડતાં હેઠે બેશી જઇ શાંત થવાનો મોહની મટુકડી માથે ભલે બેશી મહાલતી હોય પણ [6]મનોભંગની મારઝપટથી મ્લાન માટી થઇ ભુંઇ પડવાની. લાલસાના લચપચતા લાડુનો ભલે લૂમકો લેવા દોડીએ પણ લગરી લોખંડની રજ લસોટાઇ તો સાત દિવસની લાંઘણ કરીશું તોએ સ્પર્શ ન કરશું. અહંકારની આરસી આનંદકારી ક્યાં સુધી કે આપણી [7]અકૃતિ અણીશુદ્ધ માંહે આલેખાઇ ત્યાં સુધી પણ એ આરસીમાં [8]અપવાદ રૂપી [9]આંટાગુંટા થયા અને આપણી આકૃતિ અપ્રિય રૂપે આલેખી તો એ આરસીને ફેંકી દઇશું. ઇર્ષાની ઇંટમાં [10]ઇચ્છાફળ [11]પ્રાપ્ત કરવાનો ગુણ હશે તો ઇષ્ટ લાગશે, પણ તેમાં જો આપણું માથુંજ ફોડવાનો ગુણ હશે તો ફેંકી દઇશું. પણ, પ્રેમ તો [12]પ્રમુદિત કરે તોએ પ્રીય અને પીડે તોએ પ્રીય. એવો પ્રચંડ પ્રભાવ એનો છે.

(પ્રધાન આવે છે.)

**પ્રધાન**—જયદ્રથ મહારાજ ! હવે આજે પણ સૈન્યની પરિક્ષા કરવાનું કામ હાથ ધરશો અને મારી સાથે ચાલશો કે કેમ ?

**જયદ્રથ**—પણ એ કામ બે દિવસ પછી કરીશું તો શું છે ?

**પ્રધાન**—શું ! તો સત્યાનાશ, બીજું શું ?

**જયદ્રથ**—સત્યાનાશ શાનું ? સૈન્યની પરિક્ષા આજે નહી કરીશું તો કાંઇ સૈન્ય ભૂખે મરી જવાનું છે કે આપણે ભૂખે મરી જવાના છીએ !

અરેરે ! મહારાજા ! ભગવાને હાથ પગ આપ્યા છે તે શું તેને જોઇ રહેવા અને તેને પંપાલી પંપાલી સાચવી રાખવા કે તેમના વડે જે કામ કરવાનું હોય તેમાં તેમનો ઉપયોગ કરવા માટે ? તમારા પિતા રાજ્યાસન ઉપર આજ ત્રિસ વર્ષ ઉપર આવ્યા ત્યારથી મને પ્રધાનપદ મળ્યું છે. તેથી એમના ઉપકારનો બદલો

---

૧ પ્રેમ, ૨ લાલચ, ૩ અદેખાઇ, ૪ બળ વગરના, ૫ દયા, ૬ આશાભંગ, ૭ આકાર ૮ ખરાબ, ૯ લીટા, ૧૦ ઇચ્છા રૂપી ફળ, ૧૧ મેલવવા, ૧૨ સુખ દે.

એ રીતે વાળવા માગુંછું કે તમે એમના પુત્ર છો તે માટે તમને એમના પગલે ચલાવવા મથીશ; અને તમને તેથી ક્રોધ ચઢે તો ભલે મારો શીરચ્છેદ કરાવજો અને તે હું સહન કરીશ, પણ હવે વધુ વખત તમને આલસ્યમાં હાનિકારક રિતે જીવન ગાળવા નહી દેવું. રાજા ! તમારૂં કર્તવ્ય કરવા **એકદમ મારી સાથે ચાલો. મોત કઇ ઘડીએ આવી ઉભું રહેશે તેની ખબર નથી. જ્યાં સુધી જમના દૂતો આપણે બારણે આવ્યા નથી ત્યાં સુધી રાજા તરીકે પ્રજાપાલનના અનેક ધર્મો પરીપુર્ણ કરો.** વળી એમ ધારો કે ઇશ્વર કૃપાથી યમના દૂતો વહેલાસર બારણે ન આવ્યા અને તમને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થશે તોપણ જ્યારે આવા હષ્ટપુષ્ટ છો તે સમયે હાથ પગ હીલાવી ન જાણ્યા કે કોઇ મહત્વયુક્ત કાર્ય સિદ્ધ ન કરી શકયા, તો સર્વ શક્તિઓ વૃદ્ધાવસ્થાએ ક્ષીણ થવે શું કરી શકવાના?

**જયદ્રથ**—પ્રધાનજી ! તમારો દૃઢાગ્રહ છે તો ચાલો આજે આવીશ પણ હજી તો બે કલાકની વાર છે ને ?

**પ્રધાન**—હા, હજી બે કલાકની વાર તો છે. અને બરાબર વખત થશે એટલે હું તમને તેડવા આવીશ. હમણા તો જાવું છું. ( જાયછે )

**જયદ્રથ**—( સ્વગત ) આ પ્રધાન મારા પિતાના પ્રધાન છે અને વૃદ્ધ છે એટલે હું એમને મન બાળ સમાન છું; તેથી હું મહારાજા છું તે છતાં બચ્ચાં સમાન ગણે છે. મને ક્રોધ તો એમના ઉપર બહુ ચઢે છે પણ શું કરૂં કે એમને ઘડીભર પણ ખસેડું તો રાજ્ય ઉંધું વળી જાય, તેથી એમના વિના ઘડી પણ મને ચાલે તેમ નથી અને એ કહે તેમ કરવું પડે છે. ( જીમુત આવેછે)

**જીમુત**—રાજાધિરાજ ! હજારો મનુષ્યની સેના લઇ શ્રીદેવાને બળાત્કારે હરણ કરવા ગયા તો હજારોનું બળ વ્યર્થ ગયું અને શ્રીદેવા હાથ આવી નહી.

**જયદ્રથ**—( વ્યગ્ર બની ) તો હવે તે તો તું એ જાણે છે અને હું એ જાણું છું. પણ તેનું કરાવે છે કેમ ?

**જીમુત**—જરા ધીરજ ધરી પુરૂં સાંભળો તો ખરા. હું તો કહું છું હજારોનું બળ વ્યર્થ ગયું અને એકની કળા ફળીભૂત થઇ. આપણો મોકલેલો સાધુ શ્રીદેવાને આપણા શીખવ્યા પ્રમાણે કળથી અંહી લઇ આવ્યો છે.

**જયદ્રથ**—( મોટા હર્ષના સ્વરે ) ત્યારે તો હવે આંહી તું ઉભો છે શાનો ? શ્રીદેવાને અહીં લઇનેજ આવને. કાંઇ મહુર્ત જોવા રહ્યો છે શું ? જા, ભાઇ, જા, ઝટ એને મોકલ.

**જીમુત**—હા, હા, શ્રીદેવા હાલ હમણા આવી જાણો. આ તો ફક્ત મારે તમને જરા પ્રથમ ખબર આપવી જોઇએ તેટલા માટે આવ્યો. (જાયછે).

**જયદ્રથ**—(સ્વગત) કહે છે કે આશાઓનો પૂરણ કરનાર તે ભગવાન પણ હવે આમાંતો હું ભગવાનને મારી આશાઓનો પૂરણ કરનાર કહું કે આ સાધુ જે શ્રીદેવાને છળ કરી લઇ આવ્યો તેને, કે આ જીમુત જેણે પ્રથમ યુકિત સુઝાડી તેને? હું તો ધારૂં છું કે ભગવાને મારી આશા પુરણ કરેલી કયારે કહેવાત કે શ્રીદેવાને મારા છળ વગર મારી આગળ લાવીને ઉભી કરી હોત તો, પણ જ્યારે એમ તો કાંઇ છે નહી ત્યારે મારી આશાઓના પુરણ કરનાર તે તો આ જીમુત, આ સાધુ અને જે યોદ્ધાઓ શ્રીદેવાને પકડી લાવ્યા તે.

### ગાયન ૧૫

[1]નથી નથી જગમાં નાથ ત્રિભુવન,
ન્હોયે હરી ગવાયા જે આશા પૂરણ.
[2]નાથ ત્રિભુવન તે બળીઓ જન,
આશ પૂરણ જે છળ કળ નિપુણ.
[3]ગરૂડ જે ધૂમે અહર્નિશ ગગન,
નહી ગીદડ ધૂવડ જેનાં આંધળાં નયન.
મોર જેને વસી નૃત્ય કળા તન,
નહી તીતર જે કરે તહુકાજ મથન.
સમજાતું નથી પ્રભુ [4]સામર્થ્ય મુજ મન,
ભલે શાસ્ત્રો ને [5]જનસમુહ કરે તેનું કથન,

અરે પણ શ્રીદેવા પેલી આવી. મારાં માણસો પકડી લાવ્યાં તે માટે એ સવાલ તો કરશે પણ હું તો એ વિષે કાંઇ જાણતોજ નથી એમ અજાણોજ બની જાવું તો ઠીક. પાખંડના પ્રતાપ રૂડા છે. (શ્રીદેવા આવેછે).

(શ્રીદેવાને) ઓહો! શ્રીદેવા! તમે આંહી કયાંથી? શું આજ્ઞા છે તે જણાવો.

**શ્રીદેવા**—મારે તો કાંઇ આજ્ઞા નથી પણ મને આંહી આવી કપટ ભરેલી રીતે સાધુડા પાસે અને બળીઆ યોદ્ધાઓ પાસે પકડાવી મંગાવી તમારે મને શું આજ્ઞા કરવાની છે તે જણાવો.

---

૧ જગતમાં ઇશ્વર નથી, ૨ બળીઓ પુરૂષજ માત્ર ઇશ્વર છે, ૩ બળવાન ગરૂડ એને કહીએ છીએ કે જે આકાશમાં સદા ઉડે છે અને નહી કે અશકત ગીધને જેની આંખ આંધળી છે. ઇશ્વરને ગીધની ઉપમા આપી છે અને દુષ્ટ જનને ગરૂડની. ૪ શક્તિ, ૫ દુનિઆનાં લોક.

**જયદ્રથ**—( નિર્દોષિતાનો ડોળ ધારણ કરી ) મેં તમને આવી કપટ ભરેલી રીતે આંહી પકડાવી મંગાવ્યાં? આ તે તમે શું બોલો છો?

**શ્રીદેવા**—( તપી જઇને ) જે એક પુરૂષ છતાં કાયર બાયલો બની પોતે કરેલું પોતે બોલવાની હામ નથી ધરાવતો તે હું બોલું છું અને તેને સંભલાવું છું.

**જયદ્રથ**—શ્રીદેવા! શ્રીદેવા! જે વિનયથી હું વર્તું છું તેનો આ બદલો?

**શ્રીદેવા**—( ઉગ્ર સ્વરે ) પાખંડનો જે વેશ ધારણ કર્યો છે તેનો બદલો હું તો આ પળે માત્ર ધિક્કારનાં વચનોથી આપું છું પણ પ્રભુ એનો બદલો આપશે તે તારી આ પાખંડી કાયામાં કીડા પાડીને.

**જયદ્રથ**—( સ્નેહના સ્વરે ) મેં તો જાણ્યું કે તમારા પિતાજી વાનપ્રસ્થ થયા તેથી રાજ્યમાં કોઇ તમને દુભવતું હશે તેથી આ મારા જેવા દીનબંધુની કાંઇ સહાયતા લેવા આવ્યાં હશો.

**શ્રીદેવા**—( ધિક્કારના સ્વરે )જે પુરૂષ ચાર દિવસ ઉપર તો સૈન્ય લઇ બળાત્કારે મારૂં હરણ કરી જવા હલ્લો કરી તૂટી પડયો અને કાળો કેર વર્તાવ્યો તેની સહાયતા માટે સંચરીશ, એવી મતિ ભગવાન મને સુજવા દેશે? જે સાગરનાં પુર ચાર દિવસ ઉપર મારે ઘેર આવી મને ડુબાડી દેતાં હતાં તે સાગર પુરે સ્નેહથી સ્નાન કરવા અને શરીરને શાંતા દેવા શું હું સંચરીશ? ઝેરનો પ્યાલો જોર જુલમથી પાવા ચાર દિવસ ઉપર જે આવ્યો તેને વૈદ ગણી વદનની વ્યાધિમાંથી મુક્ત થવા તેની પાસે વિચરીશ? જે મોરલી વગાડનાર જીવતા સાપ અને વીંછી મને ડંસ દેવા મારે બારણે મેલી ગયો તેની મોરલીના મૃદુ નાદથી મન રીઝવવા તેની મેડીએ જઇશ?

**જયદ્રથ**—સૈન્ય લઇ તમારે ત્યાં આવ્યો એ વાતનું સ્મરણ ક્યાં કરાવો છો? પ્રતાપી પંડીત, [1]વૃત ધારી મુનિઓ, સાક્ષાત દેવતાઓ, એ સર્વેને પ્રેમે દોડાવ્યા છે તો હું પ્રેમનો દોડાવ્યો દોડું તેમાં શું નવાઇ!

**શ્રીદેવા**—પંડીત, મુનિ અને દેવતાઓ એઓની ઉપમા તમારે પોતાને આપવી છાજતી નથી. તમારે તો મસ્ત ગેધા, [2]શઠ શીઆળવાં અને વિકાળ [3]વનચર એ સઘળાંઓની ઉપમા પોતાને આપવી જોઇએ. કેમકે પ્રતાપી પંડીતતો હજી પરમાત્માના [4]પ્રચંડ [5]પ્રહાર તમારા પાખંડ માટે તમારા ઉપર પડશે ત્યારે [6]પરિતાપ પામી થશો. વૃત

---

૧ વૃત પાળનાર, ૨ ખરાબ, ૩ જનાવર, ૪ સખ્ત, ૫ ધા, ૬ પસ્તાવો,

ધારણ કરનાર મુનિ તો હજી મોતના દૂત આવી મુંડી મચડવા સામા ઉભા રહેશે ત્યારે ત્રાસ પામી પાખંડને પડખે ન જવાનાં અને સુનીતિમાં સંચરવાનાં વ્રત લેશો ત્યારે થશો; અને દેવતા અવતાર તો સહસ્ત્ર વર્ષ કે અવતાર પછી હજી થશો. પણ મસ્ત ગોધાનું ગોજારાપણું, શઠ શીઆળની શૂન્યહૃદયતા, અને વિકાળ વનચરનો વિષાદ, એ સર્વ તો પુરેપુરો અમને જોઈએ તે કરતાં વધુ છે.

**જયદ્રથ**—શ્રીદેવા! સૂર્યમાં જે દાવાનળ સળગી રહ્યો છે તેનું દહન મારા અંતરના તુજ પ્રતિના પ્રેમના [1]દાવાગ્નિ સાથ સરખાવતાં કાંઇજ નથી એમ હું માનું છું.

**શ્રીદેવા**—ત્યારે તો સૂર્ય કરતાં પણ વધુ [2]ઉષ્ણતા અને પ્રકાશવાળા તમે થયા. ત્યારે તો આંહી ભૂમિ ઉપર શીદને વિરાજો છો? નભોમંડળે જઇને નિવાસ કરો એટલે સૂર્ય કરતાં અધિક તેજોમય તમે તેને લોકો આરાધે અને સૂર્ય દેવતાને આરાધવા પડતા મૂકે.

**જયદ્રથ**—[3]પાષાણથી પણ વધુ પ્રચંડ તમારૂં અંતઃકરણ આમ તમારા હાથે કરીને શીદને કરોછો?

**શ્રીદેવા**—કહેછે કે પાપીના પ્રાણ લેવા પૃથ્વિ ઉપર પાષાણ ખૂટી પડયા છે તેથી વધારો કરવા અને તેમ કરી પાપીનો આવશ્યક પ્રાણ લેવા

**જયદ્રથ**—શું ઉપકારનો બદલો સ્ત્રીજાત હમેશ આવી રીતે અપકારથી વાળતી હશે?

**શ્રીદેવા**—(તપી જઇને) તારા અપકારનો બદલો જો અપકારથી વાળતી હોત તોતો આજ ઘડીએ તારી તલવાર તારી કેડેથી તારા મ્યાનમાંથી ખેંચી કહાડી તેનાથી તારી આડી અવળી ચાલતી જીભડીના કોણ જાણે કેટલા કકડા કયારના કરી નાખ્યા હોત અને વિકારોથી ભરેલાં તારાં મસ્તકને પણ તારાં શરીરથી ઉડાવી દીધું હોત. અને તલવાર લેવા ન પામતાં હડખાઇ વાઘણ બની આ મુજ દંત તારા ગોગળે દઇ તારૂં રૂધિર ઘુંટડા ભરી પીતી થઇ હોત. અને જો તેમ કરવામાં ન ફાવું તો છેવટે આ આંગળીઓથી તારી બે ચક્ષુઓ તો ફોડી નાખુંજ નાખું, કેમકે તું દેખતો હોય ના તો તારૂં ચિત્ત ચળે નહી અને આવાં ઘોર પાપ તું કરે નહી. પણ જાણુંછું કે ભગવાન બાપ તને મારવાને સમર્થ છે અને તેથી મારે તને મારા હાથે મારવાની આવશ્યકતા નથી. પણ કદાચને કોઇક પળની આવશ્યકતા જણાશે તો નકી જાણજે કે જે જે મેં કહ્યું છે તે પ્રમાણે કરી દેખાડીશ. માટે હાલ હું તને કોઇ રીતે દુખી નથી કરતી તે એમજ જાણ કે તારા અપકારનો બદલો હું ઉપકારથીજ વાળું છું.

---

૧ દૂખ, ૨ ગરમી, ૩ પથ્થર.

તું મારો પ્રાણ લેવા નીકળ્યો છે પણ હું તને જીવતદાન દેવું છું; બોલ તારા અપકાર ઉપર મારો ઉપકાર છે કે નહી ?

**જયદ્રથ**—શ્રીદેવા ? શ્રીદેવા ! હું તો એમજ ધારૂં છું કે ગયા ભવની મારી તારા ઉપર પ્રીતિનું ભાન આ ભવમાં મને થયું છે તેથીજ મને તમારા ઉપર પ્રેમ ઉત્પન્ન થયોછે.

**શ્રીદેવા**—ધન્ય છે તમારા પ્રેમને. ખરે ! નોળ નાગને બાઝવા જાય છે ત્યારે નાગને એમજ કહેતો હશે કે મને તારી ઉપરના ગયા ભવના પ્રેમનું ભાન થયું છે તેથીજ તને ગળે વળગવા આવ્યો છું !

**જયદ્રથ**—ત્યારે, ગયા ભવની પ્રીતી નહી તો આ ભવનીતો ખરીને ?

**શ્રીદેવા**—**મતિહિન માંકડું જે કામ ધંધા વિના આમતેમ આથડે તેને લાકડું મલ્યું તો તેની ઉપર ચઢવા અને ઉતરવા લાગ્યું અને કહે કે મને લાકડાંથી પ્રેમ થયો છે તેથી લાકડાંને વળગી રહેલું છું, પણ તમે તો સમજોછોને કે એ પ્રેમ નહી પણ અડપલાંજ. માટે લાકડે માંકડાંનો પ્રેમ તેજ તમારો પ્રેમ તે અડપલું સમજો. તાડીવાન તાડી લેવા તાડની ટોચે ચડયો અને તાડનું છેદન કર્યું અને કહે કે તાડ સાથ પ્રીતી તેથી તેની ટોચે ચડયો તો કહોને તમેજ માનશો? માટે તાડની ટોચે ચઢવા તાડીવાનને તાડીનો સ્વાર્થ અને નહી કે તાડનો પ્રેમ, તેમ તમારો પ્રેમ તે કામને શાંત કરવાનો સ્વાર્થ પ્રમાણો.**

**જયદ્રથ**—લ્યો, ત્યારે મારી તો કોઇ રીતની પ્રીતિ નહી. પણ ત્યારે હવે તમારી પ્રીતિ હશેતો બસ છે કેમકે તમારો પ્રીતિ પારસમણી મારા વૈરભાવને અડતાં મારો વૈરભાવ તે પ્રીતિ રૂપ ધરી લેશે.

**શ્રીદેવા**—વૈરભાવનું પ્રીતિ રૂપ સ્વપ્રયત્ને થવું જોઇએ. પુરૂષ થઇ પૌરૂષાર્થના પતિ છતાં જે પુરૂષ પૌરૂષાર્થ દ્વારા નહી પણ અવરની આવી હિચકારી સહાયતાદ્વારા પોતાને માટે પરમ પદની ઇચ્છા રાખે છે, તે પુરૂષ નહી પણ પાગલ અને કાયર છે.

**જયદ્રથ**—ઓહો ! શ્રીદેવા ! ના બોલ્યો ત્યાં સુધી જેમ ફાવે તેમજ બોલી જાણું છે? પણ યાદ રાખજે કે મેં કેટલાંક બીજાં રાજ્ય જીતવા ધાર્યાં છે તે જીત્યા પછી મારૂં મહત્વ કેટલું ભારે થશે તે તું આ પળે સમજી શકતી નથી નહીતો મને વરવા ના પાડેજ નહીં.

**શ્રીદેવા**—ઓહો ! એવું પરમ નરાધિપ પદ પામનાર છો એ કહ્યું એ તો ઠીકજ થયું. અને એમજ છે તો તો વરવા માટે કોઇ સ્વર્ગની અપ્સરા હમણાથી ઢુંઢતા રહો તો સારૂં અને નહી કે મારા જેવી અનાથ રાજપુત્રી.

જયદ્રથ—હું સેના લઇને તમારે ત્યાં આવ્યો તેના માટે તમે આટલું બોલો છો. પણ સાધારણ લોકો જેમ પળમાં ગાળો ભાંડી એક એકની સાથે બોલે છે કે પળમાં લાકડીયો ઉગામે છે, તેમ રાજવર્ગના લોક પળમાં સેના લઇ નીકળી પડે છે.

શ્રીદેવા—પળમાં બિભત્સ વચન ઉચરનાર કે દંડ પ્રહાર કરનાર પ્રજાજન જેમ દુષણ ભરેલો ગણાયછે તેમ રાજા પણ એજ અનુમાનને અનુસરતાં સેના લઇને પળમાં પીડવા નીકળવા માટે અપરાધી ઠરે છે.

જયદ્રથ—શ્રીદેવા ! હવે હું છેવટે એટલુંજ કહું છું કે મને ગુણી ગણી તારો પ્રેમ મને અર્પણ કરવા તારો જીવ ન થતો હોય તો છેવટે તારા પ્રેમનું દાન કર. દાન કરવા તો તું તત્પર થઇશને ?

શ્રીદેવા—**દાન જેનું અપાતું હોય તેનું અપાય. ભોજન તે તો અન્ન, પાણી ફળ અને શાક પાંદડાંનુંજ જમાડાય, કાંઇ સોનાં, રૂપાં, મોતી, હીરાનું નહી. પાન જળનું કે દૂધનુંજ દેવાય કાંઈ ઘીના ઘડાનું નહી. વસ્ત્ર સુતર કે ઉન કે રેશમનાં લુગડાંનાં દેવાય કાંઈ પોતાનાં માંસનાં કે ચામનાં ન દેવાય.** પણ, જયદ્રથ, હવે હું થાકી છું, તને તારા ઇષ્ટ દેવના સોગન્દ દઇ કહુંછું કે મને આંહી પકડાવી મંગાવી શું કરવા ધારે છે તે ઝટ કહી દે.

જયદ્રથ—મેં તમને આંહી ક્યારે પકડાવી મંગાવ્યાં છે અને મેં તમને ક્યારે રોકયાંછે ?

શ્રીદેવા—ત્યારે પેલો સાધુ મને મારા પિતા બોલાવે છે એમ કહી બહાર લઈ ગયો તે કોણ અને શા માટે !

જયદ્રથ—તે હું શું જાણું કે કોણ હશે અને શા માટે કીધું ? મારી પાસે એને લાવો તો એને જોવું અને પુછું.

શ્રીદેવા—ત્યારે આ સાધુ તારો શીખવેલો નહી કેમ ! વારૂ, ત્યારે તારાં આદમીઓએ મને ઘેરી મને ઘસડી લાવ્યાં તે કેમ ?

જયદ્રથ—એ લોક બીચારાં એમ સમજ્યાં હશે કે આ તો શ્રીદેવાબા છે અને કોઇ સાધુ દૂર એમને લઇ જઇ દુભવશે તેથી લાવો જયદ્રથ પાસે લઇ જઇએ જેથી એ શ્રીદેવાબા આપણો ઉપકાર માનશે.

શ્રીદેવા—( મહા ઉગ્ર સ્વરે) ત્યારે તો તુંએ કશામાં નહી અને તારાં આદમીઓ પણ કશાંમાં નહી કેમ ?

જયદ્રથ—ના, એક વખત નહી, પણ સો વખત ના. હ્યોને હું તો હાલ આજ્ઞા કરૂં છું કે તમને અહીં રહેવું નથી અને કાંઇ મારી સહાયતા જોઇતી નથી માટે તમને

તમારા મહેલે પહોંચાડી આવે. ( જીમુતને ) જીમુત ! જીમુત ! ( જીમુત આવે છે ). આ બહેનને મારૂં કાંઇ કામ હાલ નથી અને પોતાના મહેલે જવા માંગે છે માટે તમે પોતે સાથે જઇ એમને સહીસલામત પહોંચાડી આવો. (શ્રીદેવાને) તમે મહેલમાં જાવો, બહેન. જીમુત તમારી પછાડીજ આવે છે. હું તમારાં ભોજન માટે એને સામગ્રી કરવા કહુંછું.

**શ્રીદેવા**—મારે ભોજન નથી જોઇતાં. આ પળે મને મુક્ત કરો તો ભોજન જમી જાણજો. ( જાય છે ).

**જયદ્રથ**—(સ્વગત) શ્રીદેવા ! તું મુકત થશે હવે મરશે ત્યારે. (જીમુતને) જીમુત ! જો કદાચને આ મહેલમાંથી છટકવા પામી અને તેં એને પૂરી રાખવામાં બેદરકારી કરી તો તારા બધા ગુણ પાડ હું ભૂલી જઇશ અને બાવરોખની જેમ જીવ કહેશે તેમ તારી સાથે વર્તીશ.

**જીમુત**—તમે શી વાત કરો છો ! પકડી લાવવાનું કઠણ કામ તે કર્યું અને પૂરી રાખવાનું સહેલું કામ તે નહી કરી શકીશ ? ( જાય છે ).

**જયદ્રથ**—(સ્વગત) ઓહો ! શ્રીદેવા ! મને તું અપમાનથી બોલવા લાગી ! વળી મારા કેવા ચાતુરી ભરેલા સવાલો તેના ઉત્તર એવા આપે કે જાણે બોલતોજ બંધ થઇ જાવું ! હુંએ ખરો કે તને બાપજી બાપજી બોલાવું. તું ગઇ છે તે મુક્ત થઇ એમ સમજી, પણ બંધીવાન થઇ રહીશ તે તને હમણાં હાલ સમજ પડશે કે અત્યાર સુધીમાં પડી પણ હશે. આહા ! શ્રીદેવા ! શ્રીદેવા ! તેં મને આટલો હંફાવ્યો છે ? ( જાય છે )



## અંક ૨. પ્રવેશ ૪.

**માનસિંહ**—( યોદ્ધાઓને ) તમે સઘળા જેમ ઠીક લાગે તેમ વૃક્ષ કે ઝાડીની પાછળ હવે આંહી છૂપાવો. પ્રધાનને આ રસ્તે થઇનેજ આપણા સેનાપતિએ પોતાના ઘર બોલાવેલા છે, અને પ્રધાન આ રસ્તે થઇને આવે એવો પાકો બંદોબસ્ત કરેલો છે. અને હવે એના આવવાનો વખત પણ થયો છે, માટે પ્રધાન આંહી પગલું મુકે કે તુરત તુટી પડી જે કામ આપણને કરવા હુકમ થયો છે તે પુરૂં કરી નાંખજો. એમાં તમારા સર્વેનો પણ લાભ સમાએલો છે કેમકે આપણા સર્વોપરી સરદાર સેનાપતિ તેમનું કામ કરવે આપણને ઉંચી પાયરીના દરજ્જા રોજના મલ્યા જશે. લ્યો, સેનાપતિ આવે છે. ( યોદ્ધાઓ છૂપાય છે ).

[ સ્વગત ] લાવ, હુંએ છૂપાઇજ જાવું એટલે વખત છે ને કાંઇ મારા માટેના વિચાર સેનાપતિ બહાર કહાડે તો હું સાંભળી શકું. [ છૂપાય છે ]. [ સેનાપતિ આવે છે ].

**સેનાપતિ**—[ સ્વગત ] સુતપા રાજ્યાધિકારી થશે તો આપણે રહી જઇશું એ વિચારનું વમળ વદનમાં ઉત્પન્ન થતાં એવી મતિ સુઝી કે પ્રધાનને મેળવી લઇ બેઉ જણાએ શ્રીદેવાના કાન સુતપા વિરૂદ્ધ ભંભેર્યા હોય તો વધારે સારી રીતે ફાવી શકાશે. અને જ્યારે એ રીતે પ્રધાનને મેળવી લીધો ત્યારે મનમાં વળી એવું નવિન વિપરીત વહન જાગ્યું છે કે સુતપા કદાચને અલગો થાએ તોએ પ્રધાન પાછો નડતો વચમાં રહેશે, અને એતો જેમ સુતપા મારાથી દેખી ન શકાયો તેમ પ્રધાન પણ મારાથી દેખી ન શકાય એટલે, જીવને મુંઝામણ તો જેની તેજ રહી. તેથી છેવટે એજ વાત ધારી કે પ્રધાનને મારે ઘેર આવવાનું આમંત્રણ દઇ, આ એકાંત રસ્તે થઇને એ મારે ઘેર આવે એવો બંદોબસ્ત કરી, આ રસ્તે મારાં સૈન્યના યોદ્ધાઓના હાથે એને મારી નખાવવો. અને તે પ્રમાણે આજનો દિવસ અને આ સ્થળ ઠરાવ્યું છે. જો કે પ્રધાનને મારવાનું કામ તો મારો માનસિંહ અને મારા યોદ્ધાઓ કરશે તોપણ એ પ્રધાનનો પ્રાણ પુરેપુરો ગયો છે કે નહી તેની જીવને ખાતરી કરી આપવા અને શાંતી દેવા આવ્યો છું. અરે પણ મારો જીવ આતુર અને ચોકસ કેમ ના બને? કોઇ પાસેથી પાંચ પઇસા લેવાના હોય છે તો પાંચ ફેરા ગણી જોઇએ છીએ કે પાંચ પુરા છે કે નહી, ત્યારે આ વૈરીના પ્રાણનો પઇસો લેવાનો હોય તો તે પઇસો પુરેપુરો મલ્યો છે કે નહી તે માટે જેટલા પછાડા ખાઇ પ્રયત્ન કરીએ તેટલા

થોડા છે. લોટાથી પાણી પીવું હોય તો લોટો દસ ફેરા ધોઇએ છીએ કે રખેને લોટામાં કાંઇ પુંજો ન ભરાઇ રહ્યો હોય, ત્યારે આતો શત્રુની લાશના લોટાથી નિરાંતનું જળપાન કરવું છે તો તે માટે શત્રુની લાશમાં તેના પ્રાણનો પુંજ લેશ પણ ન રહ્યો હોય એ જોવા જીવ આતુર કેમ ના બને? અરે! પણ, પ્રધાનનો આવવાનો વખત તો થયો અને માનસિંહ તેમજ યોદ્ધાઓ કેમ હજી આવ્યા નથી!

**માનસિંહ**—(ઝાડમાંથી છુપાએલો બહાર નીકળી) સેનાપતિજી! શું કાંઇ હજી સુધી હું નહી આવ્યો હઇશ એવી શંકા કેમ મનમાં ઉત્પન્ન થવા દીધી? શું મને કાયર, ડરકુ ગણ્યો કે નિચ નિમકહરામ ગણ્યો? (સીસોટી વગાડે છે. યોદ્ધાઓ ઝાડ અને ઝાડીઓમાંથી બહાર આવે છે) યોદ્ધાઓ પણ હાજર છે તેની ખાતરી થઇને!

**સેનાપતિ**—બસ. બસ. પૂરણ ખાત્રી. એવી ખાત્રી કે જીવ આ પળે એમજ આનંદ અનુભવે છે કે આ પ્રધાન તારા અને તારા યોદ્ધાઓના હાથે જમપુરીને રસ્તે હીંડતો થઇ ગયો છે. પણ માનસિંહ! આમતેમ જરા જોતો ખરો કે પ્રધાન દૂરથી આવતો જણાય છે કે કેમ!

**માનસિંહ**—હા, લાવોને. નજર કરી આવું. (યોદ્ધાઓને સીસોટી વગાડે છે. તેઓ પાછા પ્રથમ પેઠે છૂપાઇ જાય છે) (જાયછે).

### ગાયન. ૧૬.

**સેનાપતિ**—[1]છલકપટ છીદ્ર છલનારાં છેક ભારી,
પાડતાં વાર જઈ પૂરાઇ કરે વ્યર્થ મહેનત સારી.
કળવળે કોર્યાં જાવો અનેક વિચારી વિચારી,
કોરતાં પૂરાય, આવે નવ શાંત બેસવા વારી.
વળી કાંઈ થઇ જાએ બાર ગજની બારી,
છુપાઇ અવર પક્ષની ચેષ્ટા ન જોવાય ધારી.
પ્રગટાવી દે આમ આપણું દશા [2]હત્યારી
જય મળતાં મળે પણ હામ જવાય હારી.
પ્રપંચ પાતાળમાં પગ પડતાં દે માંહી ઉતારી,
તરફડાટ પગલાં લેવાં પડે લેવા જીવ ઉગારી.

---

૧ છળકપટ છીદ્ર તે છીદ્ર પાડનારને ઝાઝાં છેતરે છે. કયાંતો પાડતાંવાર પુરાઇ જાય છે અને શ્રમ વ્યર્થ જાય છે. કયાંતો મોટાં વિશાળ થઇ જાય છે જેથી તે છીદ્ર પાડનાર અવર જનને દેખાયછે, એટલે તેનું કપટ જણાય છે, ૨ પાપી.

(સ્વગત) માનસિંહ તો કાંઇ ખબર લાવ્યો નહી કે પ્રધાન આવતો દેખાય છે કે કેમ! લાવ, હું પણ જરા જોવા જાઉં, શું કરૂં! આ યોદ્ધાઓને સાથે લેવું, એટલે જો મારી નજરે પ્રધાન પડે અને કોઇ દેખે તેમ ન હોય તો હું પોતેજ આ યોદ્ધાઓના હાથે નજર પડતાં વાર એને ઠાર કરાવી નાંખું, વળી છેક એ અંહી આવી પહોંચે ત્યાં સુધીની વાટ શીદને જોવી! (યોદ્ધાઓને) શુરવીરો! મારી સાથે ચાલો, ઇસારો કરૂં તો જે કાર્ય તમારે કરવાનું છે તે કરજો.

(યોદ્ધાઓ સહિત જાય છે) (પ્રધાન આવે છે.) (તેની સાથે બળદેવ નોકરછે)

**પ્રધાન**—(બળદેવને) આ રસ્તે થઇને મારે આવવું એમ સેનાપતિએ કહેવડાવેલું કેમકે એ મને આ રસ્તે થઇને લેવા આવનાર છે. પણ એ આંહીતો દેખાતો નથી. આંહી મેલાપ થઇ ગયો હોત તો રસ્તે જરા ભોજન કરવાને નિમિત્તે જે વિષ ભેળેલી વસ્તુઓ એને માટે લાવ્યો છું તે એને ખવડાવી દેવાનો લાગ ઠીક મલત. હશે આંહી નજરે પડતો નથી તો કાંઇ નહી, એને ઘેર એને ખવડાવી દઇશું.

**બળદેવ**—ત્યારે વળી કામ હાથ ધર્યું છે તો જરી વાંધો પડતાં મુકી દઇશું?

**પ્રધાન**—**અરે બળદેવ! મુકી દેવાની અને વાંધાની વાત કયાં કરે છે? જગતમાં વાંધાતો શામાં નથી? સરિતા સીધી સરલ વહેનારી તો તેને પણ અનેક વાંધા માર્ગમાં નડે, એટલે ઘડીકમાં ઝાડીઓ નડે તો ઘડીકમાં ખાડા નડે, પણ તેથી કાંઈ તે પોતાનું વહન અટકાવશે? પતંગ ચગાવ્યો તો તે ઘડીકમાં ગોથ ખાઇ ભૂમિપર પડવા જશે, ઘડીકમાં પવનના સુસવાટમાં જાણે આપણા હાથમાંથી તુટી ચાલ્યો જશે, પણ તેથી કાંઇ ચઢાવેલો પતંગ સહેજે ઉતારી નાખવા આપણો જીવ થશે? વળી આવો પ્રતાપી રવી જેનાં કીર્ણ સમાન પ્રબળ કાંઈ નથી તેને પણ ઘડીકમાં વાદળાં નડે તો ઘડીકમાં વાયુ નડે ઘડીકમાં ચંદ્ર નડે તો ઘડીકમાં ગ્રહો નડે, પણ તેથી શું કાંઇ રવી કીર્ણથી અવનિ ભરતો અટકશે? માટે વિપત્તિના વાંધાનો સવાલ છેજ નહિ. હાય! હાય! જો સેનાપતિ રાજયસત્તા પામે તો પછી મારી જીવન દોરી તસુ ભેરનીજ.**

**બળદેવ**—એવો વૈરી તેને પળવાર પણ જીવતો કેમ મુકાય?

**પ્રધાન**—વૈરીનો જીવ લેવો એ તુચ્છમાં તુચ્છ અને મહા મતિહીન પ્રાણી સમજે છે તો

શું હું મનુષ્ય થઇ ન સમજીશ અને તે પ્રમાણે ન વર્તીશ! અને વળી મનુષ્યમાં પ્રધાનપદ ધારણ કરનાર હું શીરોમણી નર વૈરીને સંહારવાનો સાર ન સમજ્યો તો મૂર્ખા તો શું સમજવાના!

ગાયન ૧૭

વૈરી દઈ બ્રહ્મહત્યા આણ, માગું તુજથી વરદાન;
આપ થા [૧]અદ્દષ્ય સુજાણ, પામીશ એ થકી તું નિરવાણ,
[૨]નયન તારાં દેખું હું બળતરા બાણ,
વચન તારાં કરે મારો કચ્ચરઘાણ.
બાહુ બળ ઉપજાવે ત્રિશુળ તાણ.
પાયથી પામું જાણે [૩]પ્રહાર [૪]પાષાણ,
હાય, હાય, સત્ય મુજ વચન [૫]પ્રમાણ,
તુજ [૬]અસ્તિત્વ ગાળે મુજ [૭]અસ્થિ એ અજાણ.
જીવતદાન દેનાર ન લે આવું કષ્ટ [૮]દાણ,
[૯]અસુરને અધિકાર શો [૧૦]અવરની ખોદે ખાણ?

( માનસિંહ યોદ્ધાઓ સહિત આવે છે. )

**માનસિંહ**—( યોદ્ધાઓને ) ભક્ષ આ રહ્યો. ભોજન કરી લ્યો ( યોધ્ધાઓ તૂટી પડી પ્રધાન અને બળદેવને મારી નાંખે છે ).

**પ્રધાન**—આવું કપટ?

**માનસિંહ**-લંપટથી કપટ ( સેનાપતિ આવે છે ).

**સેનાપતિ**—ઓહો શૂરવીરો કામ પરિપૂર્ણ કર્યું? તમારી પાયરીઓ દીન દીન કેવી વધારૂં છું તે તો જોજો. [ બળદેવ પાસે ખાવાનું જે પેલું વિષ ભેળેલું છે તે જોઇને] અરે શુરવીરો! આપણે ધારતા હતા તેવો પ્રધાન દુષ્ટ નહોતો, હાં! જુવોને, આપણે ત્યાં આવતો હતો તે કાંઇ આ મિષ્ટાન સાથે આપણા માટે લેતો આવેલો લાગે છે! લાવોને એ લાવ્યો છે તો આપણે ખાઇએ. ના ખાઇશું તો એને ખોટું લાગશે. કેમ, ખરૂંને માનસિંહ?

**માનસિંહ**—આપનો અભિપ્રાય તેવો અમારો.

**સેનાપતિ**-એમાં અભિપ્રાય શું? [ બધાને આપે છે. પોતે ખાય છે ] લ્યોને, મફતના મલીદા મળ્યા પછી રાહ શાની જોવી?

---

૧ દેખાય નહી તેમ, ૨ તારી આંખો જોઇ મને તીરના જેવી બળતરા થાય છે. ૩ ઘા. ૪ પથ્થરના, ૫ માન, ગણ, ૬ જીંદગી, ૭ હાડકાં, ૮ વેરો, ૯ પાપી, ભૂત, ૧૦ બીજાની.

( વીશનો ઝાટકો લાગે છે ) અરે, આ કોળીઓ ગળતાં વાર આ ઝાટકો શો? વાહ ! વાહ ! અરે યોધ્ધાઓ તમને કાંઇ સમજણ પડે છે ? મારાં મોહ ઉપર કાંઇ ફેરફાર થઇ જતો તમને લાગે છે ? મને તો કાંઇ અજબ શૂળ ચાલે છે ! ( યોધ્ધાઓને વિષ ચઢે છે. તેઓ ધુમરી ખાઇ પડે છે ) અરેરે ! તમારી પણ આવીજ દશા ! ત્યારે તો પ્રધાન ઝેર ભેળી મિષ્ટાન લાવ્યો !

વૈરીને મુજ કપટ કરવતીથી નાખતાં વહેરી,
વૈરી એ વિષ પકવાનથી કરી મુજ જીવન દોરી પુરી.

( ગદગદિત સ્વરે ) ખારની ખાડમાં સામાને નાખવા ગયો તો પોતે પડ્યો ! ખાર ખાબોચીયું નેહના ( પ્રેમના ) નાવથી પલમાં ઓલંગાય પણ તેને સાગર સમાન ગણ્યું તો તે આમ મને ગળી ગયું; ખાર ખારેકનો ઠળીઓ થુંકી નાખવાનો તે મોહમાં લઈ સ્વાદ લેવા ગયો તો ગળે ઉતરી પડી, ગુંગળાવી નાખી અંત મારો લાવ્યો; ખારનાં ખાતર ખેતરે પાથરવાનાં તે ઘરમાં લાવતાં તેનાં વિષથી મારો પ્રાણ જતાં મારૂં ઘર મુજ લાશથી ભરાયું.



## અંક ૨. પ્રવેશ. ૫.

(બ્રાહ્મણ અને ભાનુમાન પ્રવેશ કરે છે)

**બ્રાહ્મણ**—(ભાનુમાનને) જુવો, શેઠ, તમે સુતપાની બ્હેનને વરવા નીકળ્યા છો અને મને વચમાં નાખ્યો છે તો સુતપાનું ઘર આ. હવે તમારે માટે વાત તો હું ચાતુરીથી કરીશ. પણ હું આટલું તમને ફેર વારકું કહુછું કે આ સુતપાના બાપ જ્યારે જીવતા હતા ત્યારે એમની પાસે હું કાંઇક વર્ષો સુધી આવતો હતો એટલે સુતપા મારે મન પુત્ર જેવો છે અને એની બ્હેન દેવરક્ષિતા મારે મન મારી પુત્રી જેવી છે. આ પ્રમાણે એ લોક સાથનો મારો સંબંધ છે. પણ હું તમને તો ઓળખતો નથી કે તમે શાહુકાર છો કે કોણ, માટે જો તમે કહોછો તેમ તમે શાહુકાર હશો તો તો ઠીક, પણ જો પાછળથી કાંઇ ખોટી વાત સંભળાય તો મેં હમણાં તમને કહ્યું તેમ આ દેવરક્ષિતા મારી પુત્રી છે તેને દુષ્ટ માણસને દેવાનું ઘોર પાપ મારે હાથે થવાથી ભગવાનનાં ઘર તે માટે હું શિક્ષા પામીશ.-બીજું, વળી સુતપા પોતાની બહેનને દુષ્ટ પરૂષ ખોટું સમજાવી લઇ ગયો એ જાણી તમને મેલશે નહી. માટે તમારી હામ પહોંચતી હોય કે તમે પુરા શાહુકાર છો તોજ આ કામમાં પડજો અને નહીતો હજી એ વિચાર માંડી વાળી પાછા વળો કમકે કાંઇ વહી નથી ગયું.

**ભાનુમાન**—મહારાજ! તમે મારી શાહુકારી પુછોછો તો એટલુંજ કહીશ કે શાહુકારોની શાહુકારી કરતાં મારી શાહુકારી વિષેશ છે તે એક ફેરા આ દેવરક્ષિતા સાથે મારાં લગ્ન થાય ત્યાર પછી એક ઘડી ભરમાંજ સિદ્ધ કરી આપીશ. તમે મારા બોલો ઉપર ભરોસો રાખી આ દેવરક્ષિતા સાથે મારાં લગ્ન કરાવી આપો, તમારો ઉપકાર કદી નહી ભૂલીશ.

**બ્રાહ્મણ**—સંસારની રીતી પ્રમાણે સહુ કોઇ પરણે તેમ તમે પરણવા નીકળ્યા છો, તો પરણશો તેમાં મારો ઉપકાર શાનો? અરે! પણ આ સુતપા અને એની બહેન દેવરક્ષિતા ઘરમાંથી બહાર કાંઇ વાત કરતાં આવતાં દેખાય છે માટે એ લોક વાત કરી રહે ત્યાં સુધી આપણે અહીં પડખેજ ઉભા રહીએ (બ્રાહ્મણ તથા ભાનુમાન પડખે ઉભા રહે છે). (સુતપા અને દેવરક્ષિતા આવે છે).

**સુતપા**—(દેવરક્ષિતાને) બહેન દેવરક્ષિતા! આપણાં શ્રીદેવા પોતાની સ્વેછાનુસાર ચાલી પોતે દુઃખી થયાં છે અને બીજાને પણ દુખી કરી ગયાં છે. મને છુપી બાતમી જયદથના મહેલથી આજે મળી છે કે શ્રીદેવા એના મહેલે છે. હવે શ્રીદેવા

જાણી જોઇને કે મૂર્ખાંઇથી આ જયદ્રથના ફંદામાં જઇને બેઠાં છે, પણ લોકો તો એવી વાતો ચલાવે છે, કે મેં એમના પિતાને વનવાસ વસાવ્યા તો એમની પુત્રીને કૈલાસવાસ મોકલ્યાં હશે. મારો મરો આમ અનેક રીતે થાય છે. શું કરૂં, મહારાજાની ઇચ્છા પરિપુર્ણ કરવા આ સઘળું કષ્ટ વેઠું છું. (નિશ્વાસ નાખેછે).

દેવરક્ષિતા—શ્રીદેવા જાણી જોઇને જયદ્રથના મહેલે જાય તે અશકય છે અને તમે કહો છો તેમ જયદ્રથના કાંઇ પ્રપંચમાં ફસાઇ પડયાં છે, પણ ત્યારે હવે તેમને પાછાં મહેલે લાવવાનો કાંઇ ઉપાય તો લેવા જોઇએ.

સુતપા—ઉપાય કશો લેવામાં સાર નથી. જ્યારે એ મારા સમજાવેલાં ન સમજ્યાં અને સ્વાર્થી લોકોના કહેવાથી પોતાને દોરાવા દીધાં તો જ્યારે એ પુર્ણ ઠોકર ખાશે ત્યારેજ સમજશે કહેવત છે કે વાળ્યાં ન વળે પણ હાર્યાં વળે. વળી સૈન્ય કાંઇ મારી પુરી સત્તામાં નથી કે જેથી સૈન્ય લઇ હું જયદ્રથ સામા જઇ જો એ શ્રીદેવાને પ્રપંચથી લઇ ગયો હોય તો તેમને તેના પંજામાંથી છોડાવું. **શ્રીદેવા બાળક છે તેથી સંસારનો અનુભવ ન હોવાને લીધે નિર્દોષ-પણામાં હાનિકારક પગલાં ભરેછે, તો નિર્દોષનો બેલી શ્રીરામ સદાછે તે એમની સહાયતાએ આવશેજ. અને મારી કે બીજા કોઈની કશીજરૂર નહિ પડે. જ્યાં શ્રીરામ રાખનારછે ત્યાં મારનાર કોઇ નથી.** લે બહેન, હવે પાણી ગરમ થયું હોય તો લાવે તો સ્નાન કરી લઇ સેવામાં બેસું.

દેવરક્ષિતા—હા ચાલો, આ લઇ આવું છું. (જાયછે).

સુતપા—(સ્વગત) **શ્રીહરી સત્ય શું અને અસત્ય શું તેની પરીક્ષા સંસારી જન, પછી તે રાજન હો કે માગણ, નથી કરી શકતાં, તેનું કારણ એજ કે તમારાં પ્રતાપી ચરણકમળનું શોધન કે દર્શન કરવા મ-નુષ્ય પોતાનાં તન તથા મનને પરિશ્રમ આપતાં નથી. અને તેથી તેઓ જડબુદ્ધિનાં બની જાય છે. પરંતુ જો તમારાં પ્રતાપી તેજ માટે તલપે અને તેનાં દર્શન પામે તો એ તેજના પ્રતાપથી સત્ય શું અસત્ય શું તેની ત્વરીત પરિક્ષા કરી શકેજ. કેમકે જેમ સૂર્યના અજવાળામાં કાળો ધોળો રંગ પારખી શકાય અને નહી કે રાત્રીનાં અંધારામાં, તેમજ સત્ય કે અસત્ય એ તમારાં સ્વરૂપનાં કીર્ણોથીજ પારખી શકાય.** અરેરે! મનુષ્યને તમારાં દર્શન માટે તેની ઇચ્છા સરખી તો કયાંથી થાય પણ જેમ કોહતા પદાર્થોની દુર્ગંધથી નાસે તેમ નાસેછે, (દેવરક્ષિતા ગરમ પાણી લઇને આપેછે અને મુકીને જાયછે). (સુતપા સ્નાન કરવા બેસેછે). (બ્રાહ્મણ અને ભાનુમાન પાસે જાયછે),

બ્રાહ્મણ—(ભાનુમાનને) (બાજુએ) આ લ્યો. હવે એ નહાવા બેઠા છે એટલે જઇને વાત કહીએ (સુતપા પાસે જઇને) બાપુ મુનિરાજ! ક્ષેમકુશળ છોને?

સુતપા—આવો મહારાજ. સાત આઠ વર્ષે આવવું થયું? તમે પણ ખુશીમાં તો છોને? આ ભાઈ તમારા ભેગી છે એ કોણ?

બ્રાહ્મણ—એ મારા સંબંધી છે અને હું અહીં આવતો હતો એટલે મને કહેવા લાગ્યા કે હું પણ મહારાજ તમારા ભેગી આવુંછું. તો મેં કીધું ઠીક ભાઈ ચાલ તું પણ સુતપા બાપુનાં દર્શન પામી પવિત્ર થઇશ.

સુતપા—મહારાજ! મારી વિનંતી તમને એટલીજ છે કે ગુણાનુવાદનાં વચનો મને કહો છો તે ન ઉચરી મારી સાથે વાત કરશો. કેમકે હું કોઈ પણ પ્રકારનો ગુણ ધરાવતો નથી. તેથી ખોટું માન પામવાને મને ઉત્સાહ નથી

બ્રાહ્મણ—અરે બાપુ! તમે ભલે તમારે મોંઢે કહો પણ તપસ્વી મુનીરાજ તે તમે, વળી રાજ્યના અધિકારી તે તમે, ત્યારે સન્માન પૂર્વક વાણી ના બોલું તો પછી શું તિરસ્કારયુક્ત વચન ઉચરૂં? પણ, બહેન દેવરક્ષિતા સર્વ ક્ષેમકુશળ છેને? દેવરક્ષિતા બહેન કાંઇ દેખાતાં નથી? સાસરે વળાવ્યાં હશે?

સુતપા—ના, ના, હજી બહેનનું લગ્ન થયું નથી.

બ્રાહ્મણ—બાપુ! રાજકારભારનાં કરોડો કામ કરવાની નિવૃતિ મળી પણ બહેનનાં લગ્નનો વિચાર સરખો કરવાને તમને નિવૃતિ ના મળી એનો મને માનવામાંએ નથી આવતું.

સુતપા—નિવૃતિનો ક્યાં સવાલ છે?

બ્રાહ્મણ—ત્યારે શું સજ્જન છોકરાઓનો ક્ષત્રી કુળમાં વિનાશ થયોછે, એમ ધારી દેવરક્ષિતા બહેનને લાયક કોઇ વર નથી, એમ તમે પોતે કે દેવરક્ષિતા બહેન સમજોછો?

સુતપા—મહારાજ! એવો કશો વિચાર મારે મન કે દેવરક્ષિતા બહેનને નથી; પણ કોણ જાણે કેમ એ એ વિષેના વિચારજ કાંઇ મને ન આવ્યા કે દેવરક્ષિતા બહેનને પણ ન આવ્યા

બ્રાહ્મણ—પણ, હવે તો ત્યારે એ વીચાર આવ્યાને? બહેન તો બાળક કહેવાય એટલે દુનિયાનાં લોકોનો અનુભવ ક્યાંથી પણ આપણે તો વિચાર કરી જોવો જોઇએ કે આપણામાં આટલી વયની કુંવરી કુંવારી દેખી લોકો શું કહેશે. લોકો કહેવા ઉઠશે કે દેવરક્ષિતાને તો કોઇ લેતુંજ નથી, તેથી કુંવારી પડી રહી છે, ત્યારે જગતને મોંઢે તાળું દેવા જશો!

સુતપા—હા, તે, ખરૂં. લ્યોને, બહેન કહે તો હું આ ઘડીએ એના લગ્નમાં રાજી છું.

બ્રાહ્મણ—શું બહેન બાપડાં મોંઢે ચઢીને તમને કહેવા આવનાર છે કે મને પરણાવો? એ

તો તમે મોટા ભાઇ નક્કી કરી નાખો તો પછી બહેનને હા કહેવાનું ફાવે. શીવ! શીવ! આટલી મોટી કન્યા તે છતાં બાપડી કુંવારી રહી અને સંસારના સુખનો લાહાવો ના લીધો!

**સુતપા**—મહારાજ! તમે એમજ કહો છો તો જાવો તમેજ આ ઘડીએ કોઇ સજ્જન યુવાન બતાવો અને હું તુરત મારી બહેનનો કર તેને આપીશ.

**બ્રાહ્મણ**—સજ્જન હું કેમ બતાવી શકું? હું કાંઇ કોઇના પેટમાં પેસી નીકળ્યો છું કે કોઇના મનમાં ભરાઇ નીકળ્યો છું? અને હું તે ક્યાં ઢુંઢવા નીકળું?

**સુતપા**—હું કાંઇ તમને ઢુંઢવા નીકળવા માટે નથી કહેતો. હું તો એમ કહું છું કે કોઇ સજ્જન તમારા ધ્યાનમાં હોય તો કહો.

**બ્રાહ્મણ**—પણ, બાપુ, એવા ધ્યાનમાં તો કોઇને કોઇ હોય પણ તેમાં શો દહાડો વળે? તમારે તો જાતે પાછી તમારી પરીક્ષા કરવાની રહીને? કાંઇ મારી પરિક્ષા કામ આવે?

**સુતપા**—તમે ક્યાં અમારા વૈરી છો કે દુષ્ટ જનના ફંદામાં ફસાવશો?

**બ્રાહ્મણ**—ના બાપુ, ના. તોપણ મારાથી ન બને.

**સુતપા**—પણ મહારાજ! મારી વિનંતિ છતાં કેમ ના પાડો છો?

**બ્રાહ્મણ**—કેમ! તો બાપુ, મારે વચમાં પડવામાં સાર નહી.

**સુતપા**—પણ, વ.રૂ, વચમાં ન પડશો પણ નામ તો દો.

**બ્રાહ્મણ**—હા, તે કદાચ બની શકે. નામ તો ત્યારે આ ભાઇ મારી સાથે આવ્યા છે તેનું દેવું છું.

**સુતપા**—એ ભાઇના લગ્ન શું ત્યારે હજી નથી થયાં?

**બ્રાહ્મણ**—બાપુ! તમરાં બહેન મોટી વય સુધી કુંવારાં રહ્યાં એવાં સ્ત્રી નીકળ્યાં તો આ ભાઇ પણ મોટી વય સુધી કુંવારા રહ્યાછે એવા પુરૂષ નીકળ્યા છે દેવરક્ષિતા બહેન અને આ ભાઇ મને તો આ વાતપરથી દુરથી મળતાં લાગે છે, તો પાસેથી તો આવશ્યક વિષેશ મળતાં થશે અને વિચારમાં મળતાં થશે તો સુખી થઇ સુખમાં રહેશેજ.

**સુતપા**—(ભાનુમાનને) ભાઇ! મહારાજ કહે છે તે મને યોગ્ય લાગે છે. વળી તમો કોઇ ગુણીજન યુવાન છો એમ તમારૂં મુખ દર્શાવે છે અને મારો જીવ પણ એમજ કહી રહ્યોછે કે સુતપા આ યુવાનને તારી બહેન લગ્નમાં આપ. માટે મારી બહેનને વરવા ઇચ્છા હોય તો પ્રભુના સોગંદ લઇને તેણીનું પાલન કરવા હા પાડો તો મારે ના નથી.

**ભાનુમાન-મુનિરાજ! જે સ્ત્રીને પતિ તરીકે વરીશ તેને સંતાપીશ તો અનંત કાળ પર્યંત નર્કયાતના મારે કરવી પડશે એવી મારી પોતાની અધોગતિ થશે, માટે કાંઈ નહી તો મારાં પોતાનાં હિતને અર્થે જેને પતિ તરીકે સ્વીકારીશ તેની રક્ષા કરવી પડશે, તેમાં પ્રભુના સોગંદ લેવાની આવશ્યકતા છેજ નહી. તે છતાં પ્રભુના સોગંદ ખાવાથી પ્રભુનો ડર સદા મનમાં રહેછે, તેથી એક તો મેં કહ્યું તેમ મારો પોતાનો સ્વાર્થ અને બીજો પ્રભુનો ડર અને બીજા તો સુનીતિ, ધર્મ એવા સર્વોત્તમ આશયો, એ સર્વેનો સંજોગ થવાથી, હું શ્રીપરમાત્માના સોગંદ ખાઇને કહું છું કે તમારાં અહેનને મારો પ્રાણ જતાં સુધી દુખ દઈશ નહિ કે દુખી થવા દઇશ નહિ.**

સુતપા—આ પ્રમાણેના સોગંદ લીધા પછી મારે તમને વિશેષ કહેવાનું કાંઇ રહ્યું નથી.

( દેવરક્ષિતા ખાલી ઘડો લેવા આવી પહોંચે છે અને તે લઇ ચાલતી થાયછે. સુતપા તેને અટકાવે છે ).

( દેવરક્ષિતાને ) બ્હેન ! જરા થોભ. આ મહારાજ ઘણે વર્ષે આવ્યા છે અને કહે છે કે તું હજી કુંવારી છે તે ખોટું છે .માટે સંસારની રીતી પ્રમાણે અને શાસ્ત્રની આજ્ઞા અનુસાર તારાં લગ્ન હવે થવાં જોઇએ. અને મને પોતાને પણ એમનું કહેવું સદંતર યોગ્ય લાગેછે. માટે તું આ પળેજ લગન માટે તૈયાર થા.

દેવરક્ષિતા—ભાઇ ! મહારાજ બોલ્યા અને તમે સાંભળ્યું, અને તમે બોલ્યા અને મેં સાંભળ્યું, પણ સંસારની રીતીઓ પ્રમાણે અને શાસ્ત્રોની આજ્ઞાઓ પ્રમાણે તો આપણને કદાચ એવું કરવા વખત આવે કે આપણા હાથે આપણાં ગળા ઉપર છરી મેલવી, તો તે ઘડીએ શું સંસારની રીતી અને શાસ્ત્રની આજ્ઞા આપણે તુરત માન્ય કરી આપણાં ગળે આપણા હાથે છરી મુકી દેઇશું કે ? માટે, એ તો સમયને અનુસરીને ધીમે ધીમે વર્તન કર્યું હોય તોજ સારૂં.

સુતપા—દેવરક્ષિતા ! જો તું સમયને અનુસરીને વર્તન કરવા કહે છે તો સાંભળ. આ રાજ્ય કારભારમાં આ સમયે અનેક વિઘ્નો મારી સામા ઉઠે છે એટલે મારા જીવની મને એક ઘડીભરની ખાત્રી નથી. અને તું મારી બ્હેન છે તેથી જે શત્રુ મારા પ્રાણ લેવા નીકળશે તે તારો પણ લેશેજ. માટે આ તારા પ્રાણની ચિંતા મને અંતરમાં આજકાલ અતિશય થાય છે. માટે તું જો તારા ધણીને ઘર હોય તો મારો શત્રુ તને નડવા પછી આવનાર નથી અને તેથી તને વિઘ્નમાંથી મુકત જોઇ મને અતિ આનંદ ઉદ્દભવશે.

દેવરક્ષિતા—ભાઈ કેવાં બચ્ચાં જેવાં વચનો બોલ્યા ? તમો ભાઇને આ બહેનને વિઘ્નમાંથી મુક્ત જોઈ આનંદ થશે ત્યારે શું આ બહેનજ મુઈ એવી ચંડાળ પીશાચણી છે કે ભાઇને દુઃખમાં પડેલા જોઈ મગ્ન થશે, અને ભાઇની સહાયતાએ નહિ દોડશે? વીરા! વીરા વૃક્ષને વળગેલું ફળ પરીપકવ અને મદમસ્ત થતાં વૃક્ષ વીરાને મેલી ભૂમિ ભરથારને ભેટવા જાય છે તો પળમાં પગ તળે કચડાઈ, કે પશુ પંખી કે મનુષ્યનો આહાર થઇ, કે એકાંત પડી રહી કીડા પડી, નાશ પામે છે; પ્રાણનું સ્થાન જે ગળું ત્યાં વિરાજતા હારના હીરાને હીણભાગ્યે હુડખવા થતાં, ગળેથી અળગો થતાં, ભૂમિપર ખુણે ખોચરે પડી કાંકરા ભેગી ભળી, કથીર થઇ પડી રહેવા વખત આવે છે; પોતાના ખોળામાં પ્રેમથી પંપાળનાર સરિતા માતુથી નાવડી નાસે છે તો કોઈક ટેકરીએ કે દારૂણ ભૂમિ ઉપર ચડી જઇ ત્યાં એકલડી પડી રહેવા, અને છેવટે કકડા કકડા થઈ ભાગી નાશ પામવા વખત આવે છે. માટે આ પ્રમાણે જે પાલનહાર તેનો ત્યાગ કરવે સૃષ્ટિમાં કોઈ સુખી નથી તો તમો ભાઇએ મને પાળી પોષી મોટી કરી તો તમારો ત્યાગ કરવે હું સુખી શું થનાર છું ?

બ્રાહ્મણ—ત્યારે શું સદા કુંવારાંજ રહેશો ?

દેવરક્ષિતા—સદાની વાત સદા પણ હાલ તરત તો મારા ભાઇનો જીવ જોખમમાં છે ત્યારે હું જીવતાં જીવત તો અહિંથી શું ખસું, પણ કદાચ મૃત્યુ પામેલી હોવું તોપણ સુતપા ભાઇને કહું કે મારી લાશને રહેવા દેજે અને લાશ રૂપે પણ મારાથી બનતી તારી રક્ષા અનેક પેરે કરીશ. ( નોકર આવે છે ).

નોકર—( સુતપાને ) બાપુ ! રાજ્યમાં એવી હો હો થઇ રહી છે કે સેનાપતિએ પ્રધાનને પોતાને ઘર આમંત્રણ દીધું તેથી પ્રધાન સેનાપતિના ઘેર જતા હતા એવામાં સેનાપતિના સીપાઇઓએ નિર્જન સ્થળે પ્રધાનનો પ્રાણ લીધો. વળી એ પ્રધાન પોતાની સાથે પકવાનો સેનાપતિને ત્યાં લઇ જતા હતા તે પકવાનો સેનાપતિએ અને એમના સીપાઇઓએ ખાધાં તો સેનાપતિ અને એમના સીપાઇઓ ત્વરીત મૃત્યુ પામ્યા એવું કાંઇ ઝેર એ પકવાનમાં ભેળેલું હતુ. આ પ્રમાણેની વાતો સાંભળી લોકો સેનાપતિને પણ ખુની ગણી થુંકે છે અને પ્રધાનને પણ પ્રપંચી ગણી થુંકે છે. અને કહે છે કે સુતપા જેવા પ્રમાણિક નર કોઇજ ન હોય માટે એમને રાજ્યસત્તા સોંપવી અને એ કહે તેમજ કરવું.

બ્રાહ્મણ—( દેવરક્ષિતાને ) બ્હેન દેવરક્ષિતા ! ભાઇના શત્રુનો તો ભગવાને નાશ કર્યો એટલે ભાઇને કાંઈ વિઘ્ન ન રહ્યું. અને ભાઇનાં સંકટના સમયે તેની સાથ રહેવાનું તમે કહ્યું તેવું પ્રયોજન કાંઇ ન રહ્યું માટે હવે તો તમારે લગ્ન માટે ના કહેવાનું કાંઈ છેજ નહી.

સુતપા—( નોકરને ) જા, હું આવું છું. ( દેવરક્ષિતાને ) બ્હેન ! મહારાજ કહે છે તેમ હવે તારે લગ્ન માટે ના કહેવા ઘડી રહી નહી. અને જો હવે ના કહે તો તું મારી બ્હેન નહી અને હું તારો ભાઇ નહી.

દેવરક્ષિતા—ભાઈ! બ્હેન ભાઇ ભાઇ કરી મરે અને ભાઇ તો બ્હેનને હડસેલી મેલવા બેઠા ! ભાઇ ! તારે ત્યાં હું આખો રોટલો ખાઇ તારૂં અન્ન બગાડતી હઇશ તો હવે અડધો કે પા રોટલો ખાઇશ; વરસ દિવસનો એક સાલ્લો પહેરતી હઇશ અને તેનો તને ખરચ કરાવતી હઇશ તો હવે ચાર વર્ષે એક પહેરીશ; તારાં ઘરમાં પડી રહી તારાં ઘરને કે તને કાંઇ અડચણ કરતી હઇશ તો હવે તારી ઓસરીએ કે આંગણે પડી રહીશ; તારૂં રતીભારે કદી બગાડીશ તો લોકોનાં દળણા દળી દસગણું ભરી આપીશ; તને કોઇ દિવસ કડવું વેણુ કહ્યું હોય અને તેની તને રીસ ચઢી હોય તો તું કહે તેવી રીતે તેની માફી તારી આગળ માંગુ. પણ તું મને એકદમ શા માટે કાઢવા તૈયાર થયો છે ? વીરા ! તને સર્વ કંઇ જગતમાં મળશે પણ મૃત્યુ પામેલાં માત અને તાત જેમ મળતાં નથી તેમ બ્હેની પણ નહી મળશે. લેને, તું કહેશે ત્યાં હુંતો જઇશ.

સુતપા—બહેન ! તું શા માટે આવી બાળક બને છે ? તુંજ કહે કે તું મારી સેવા ચાકરી કરે છે તેથી હું સુખ પામુછું, અને તું દુખી થઇ સંસારના જે લાહાવા પતિના અને તેનાથી ઉત્પન્ન થતાં પરિવારના, તેની ભોગી હું તને મારાં સુખને અર્થે ન થવા દેવું તો શું ભગવાન તેમાં રાજી રહેશે ! નહિજ. માટે મારા ઉપર કૃપા કરીને તું હવે સંસારના લાહાવા લે. અને તે લાહાવા તને લેતી જોઇ હું તારો ભાઇ પ્રસન્ન ચિત્ત થઇશ. બ્હેન ! આ યુવાન (ભાનુમાન) છે તે મને તારા માટે યોગ્ય પતિ લાગે છે અને મારી ઇચ્છા છે કે તું એમને પતિ સ્વીકાર.

દેવરક્ષિતા—ભાઇ, સુતપા ! તારૂં કહેવું કાંઇ છે, અને મારૂં કહેવું કાંઇ છે, અને તેના ઉપર તકરાર કરવે તેનો પાર આવનાર નથી. માટે તારા મુખમાંથી નીકળતાં કોઇ વચનનું ઉલ્લંઘન મેં કર્યું નથી. માટે આજે તું મને અવર પુરૂષને આધિન થવા કહે છે તો તે પણ શીરે ચઢાવું છું. (ઘડો મુકવા અંદર જાયછે).

સુતપા—(દેવરક્ષિતા ઘડો મુકવા અંદર જાય છે તે વખતે) તારો સુખની આશામાંજ

આ પગલું ભરૂં છું. (બ્રાહ્મણને) મહારાજ! હવે ત્યારે મંગળ મહુર્ત જોઇને કહો તો લગ્ન તે દિવસ નિર્ધારીએ.

બ્રાહ્મણ—બાપુ! આ યુવાન પરગામના છે અને આજ ઘડીએ પોતાને ગામ જનાર છે વળી મહુર્ત પણ આ પળનું શુભ છે અને ચાર દિવસ પછી એવું બીજું શુભ મહુર્ત છે માટે બહેનનાં ગાંધર્વ લગ્ન આ ઘડીએજ કરી એમની સાથે વિદાય કરો.

સુતપા—જો એમજ છે તો એ પ્રમાણે કરીએ, એમાં શું છે? (દેવરક્ષિતાને હાંક પાડે છે) બહેન! જરી ઝટ આવતો. (ભાનુમાનને) પ્રીય ભાઇ! હું આ પળેજ મ્હારી બહેનનો હાથ તમને અર્પું છું. ભવિષ્યમાં તમેજ એના નિર્મિત પતિ હશો નહિતો અચાનક રીતે આ લગ્નપ્રસંગ પુર આનંદમાં આવતજ નહી. (દેવરક્ષિતા આવે છે). (દેવરક્ષિતાને) બહેન! તારો હાથ લાવ. (તેણીનો હાથ ભાનુમાનના હાથમાં મુકેછે). તારા પતિના હાથમાં તારો હાથ મુકી શ્રીપરમાત્માનું સ્મરણ કરી યચ કે તને અને તારા સ્વામીને સુબુદ્ધિ સદા આપી સાચા સ્નેહમાં સદા રાખે. બહેન! આ મારા ભાઇ ભાનુમાન આ પળેજ પોતાને ગામ જવાના છે, માટે તું સાથે જા, નિર્ભય રહેજે, સુતપા ભાઇને યાદ કરતી રહેજે.

દેવરક્ષિતા—ભાઇ! સ્વામી તરીકે જેને તું મને સોંપે છે તેને શ્રીપરમાત્માના સોગંદ લઇને સ્વામી સ્વીકારૂં છું. પણ ભાઇ, આતો તેં તો મારી મજાક કરી છે, કે કોઇ ભવના વૈરીનો દાવ સાંધ્યો છે, કે શુદ્ધબુદ્ધ વિનાના ગાંડાની પેઠે મારૂં ગળું દાબવા નીકળ્યો છે, કે શ્રીપરમાત્માએ કાંઇ અદભૂત ચમત્કાર પ્રગટાવી પોતાની અકળિત કળાનો તાદશ્ય ચિતાર દૃષ્યમાન કર્યો છે, એ સર્વે કાંઇ સમજ પડતી નથી. પણ ભાઇ! તારે માટે રોટલા કર્યા નથી તે કરૂં તેટલો વખત તો થોભું ને?

સુતપા—બહેન હવે તારાથી મારા રોટલા માટે નહી થોભાય.

બ્રાહ્મણ—(દેવરક્ષિતાને) ભાઇ માટે રોટલા કરવા તમે સાસરે જઇ કોઇ રોટલા કરી આપનાર પત્નિ ઝટ મોકલી આપજો એટલે બસ છે. બહેન! હવે ચાલ, આમને (ભાનુમાનને) મોડું થાય છે.

સુતપા—રોટલા ઘડવા શું મારા હાથ નથી! તું શા માટે આમ બીહે છે? અન્નદાતાર રોટલાનું અન્ન દેશે અને રોટલા ઘડાયા વિનાના રાખશે? તું તારા સ્વામી સાથે જા, સુખી રહેજે. વારે ઘડીએ આવતી રહેજે. હું પણ રાજ્યમાં જરા શાંતા થવે એકાદ ફેરા તારે ત્યાં આવીશ.

દેવરક્ષિતા—ભાઇ! જરૂર આવજો. ના આવો તો તમને મારા સોગંદ છે. ભાઇ! ભગવાન તમારો બેલી રહેજો. (બ્રાહ્મણ ભાનુમાન અને દેવરક્ષિતા જાય છે).

સુતપા—ચાલ બહેન, હું પણ થોડેક દુર તારી સાથે આવું છું.

## અંક ૨. પ્રવેશ ૬.

અતિથી—ઠીક થયું કે તમારો મેળાપ થયો. તમને તો હુંડી હુંડીને પણ થાકયો.

અધિરથ—કેમ ભાઇ! એટલો બધો પરિશ્રમ મારા માટે શા સારૂ લેવો પડયો?

અતિથી—પરિશ્રમનું કયાં પુછોછો? મારૂં તો સત્યાનાશ વળી ગયું છેને! દેવની પુજા કરવા આવનારાં લોકો હવે તો એક પાઇ મને પરખાવતાં નથી અને કહે છે કે પેલા મહારાજ કાંઇએ લેતા નહોતા તો તમે પણ ના લ્યો.

અધિરથ—ત્યારે શું હું પણ તમારી પેઠે લોકોને ધુતતો ફરૂં?

અતિથી—અરેરે! તમારે લોકોની પાસેથી પાઇ નહોતી લેવી તો જેમ તમારી ઇચ્છા, પણ લોકોને એમ શીદને સમજાવ્યું કે દેવના પુજારીને આપવામાં કશો સાર નથી? આતો હવે મને પાઇનીએ આવકનો વખત રહ્યો નહી, તે. મારા દિવસ કેમ જશે અને મારૂં શું થશે?

અધિરથ—જે આવક તમને ઘટે નહી તે ન આવવાથી અને લેવાથી સુખનીજ વારી આવશે, પણ જે આવક તમને ઘટે નહિ તે લેતાં તમારી દુઃખની વારી આવશે, દેવની આરાધના કરવા લોકો આવે, અને પકવાન ફળ અને દ્રવ્ય દેવને અર્પણ કરવા લાવે, તે સઘળાંના ખોટા અધિકારી તમે થઇ, લોકોને ખોટું સમજાવી. લોકો પાસેથી પડાવો છે એ કેવું ઘોર પાપ છે તેનો વિચાર તમે કરી જુવો. કોઇનો એક ધુળની ચપટી સરખીનો ઉપકાર આપણાં શીર ચઢયો હોય અને તે ન વાળ્યો હોય તો ઇશ્વર અનેક રીતે તેને આપણો લેણદાર બનાવી આપણી પાસેથી અપાવ્યા વિના રહે નહિ એવો એ નિયંતાનો ન્યાય અને નિયમ છે, તો અસંખ્ય ઉપકાર તમે શીરે ચઢાવ્યા જાવોછો અને રતીભાર તેનો બદલો આ ભવમાં વાળતા નથી તો બીજા ભવોમાં એ બદલા વાળતાં વાળતાં કેવાં કષ્ટ પામી પીડાશો? કયાંતો કોઈના ત્યાં બળદ કે ગધેડાં જન્મી કોઇનું લહેણું વાળવું પડશે, કે કયાંતો કોઈ ઠગારાના રૂપે લેણદાર થતો આવી લુંટી જશે, કે કયાંતો ધન માલમાં લહાય ઉઠી તે ભસ્મ થઈ જઇ હાથ ઘસતા થઈ જવાનો તમારે વખત આવશે, કે કયાંતો તમારો વહાલી સંતતિ તમારા જીવતાં જીવત મૃત્યુ પામી તમને નિરાશાની નીકમાં અને કલેશના કાદવમાં આળોટતા કરી દેશે.

અરેરે ! દીવાલ સામી હાથ પછાડતાં તેનું ફળ એ આવવાનું કે આપણા હાથને વાગવાનું; ધુમરી આવે એવી ટોચે વૃક્ષ ઉપર કે પહાડ ઉપર કે મિનારે ચઢયા તો ત્યાંથી ભૂમિ ઉપર પડી હાથ પગ કે પાંસળાં ભાંગવાનાં કે પ્રાણ જવાનો; અગ્નિ જેને સપર્શ ન કરાય તેનો સપર્શ કરવે દહન દુઃખ માથે હોરાવાનાં; કુવા તળાવના કાંઠા જેનાથી અળગા રહી હીંડવાનુ ત્યાં જઇ તડુકા મારવે તે માંહી પડી પ્રાણ ખોવાનો. એ સઘળાંનું તાત્પર્ય તો એજ જોઇએ છીએ કે **કર ને ભર.** ત્યારે શું લોકોને ખોટું સમજાવવાનાં અને તેમની પાસેથી અનેક વસ્તુ પડાવી લેવાનાં અડપલાં કરવાં અને તે અડપલાં વળી એવાં, કે જાણે પોતાનાં બાહુ બળે કોઇ નબળાને ઘસડી નાખી દેવા સમાન મહા પાપીષ્ટ કૃત્યછે, કે જાણે આંધળાંને દોરી ચિતામાં લઇ જવા સમાન દારૂણ દુષ્કૃત્ય છે, અને જાણે એકલડાને માર્ગે લુટી લેવા સમાન અધમ આચરણ છે, તો તેનું ફળ નહી ભોગવવું પડશે ?

**અતિથી**—મહારાજ! તમે કહો છો તે આ પળે સત્ય લાગે છે. અને કોઇ કોઇ પળે એની મેળે પણ સમજાય છે. પણ હવે તો જે રીતે ટેવાઇ ગયા તેમાં કાંઇ ફેરફાર થઇ શકે તેમ છે, પછી ટેવો ભલેને મહા ખોટી હોય ?

**અધિરથ**—આહા ! સાધુ ! સત્ય માનો કે જે પળે તમે કહો છો તેમ ઇશ્વરના ન્યાયનો આભાસ તમારાં અંતઃકરણમા થાય છે એ પળો જેટલોજ તમારો આ અમૂલ્ય માનુષી અવતારમાં ફેરો સફળ કર્યો અને બીજાં જે વર્ષો એ આભાસ વિનાના ગયાં તે જન્મ વૃથા ગાળ્યો. **જો જન્મ સફળ કરવો હોય તો પ્રભુના નાદના જે પડઘા તમારાં અંતઃકરણમાં કોઈક શાંત પળે સંભળાય છે તે પડઘા તમારા અંતરમાં તેટલી પળો માટે નહી પણ આખાં જીવન માટે ઉતારી લઇ ત્યાં તે પડઘા રાત દિવસ પાડી તે પ્રમાણે વર્તો. આહા ! પ્રભુનો પ્રતાપી નાદ તમારા અંતઃકરણમાં તમે સાંભળ્યો અને તેના તરફ પ્રીતી ન થઇ પણ દુરાચરણનાં દુંદુભી પ્રતિ દોડયા તો ખરે કોયલનાં મધુર ગાન મેલી ગધેડાનાં ભુંકવામાં તમને આનંદ થયો; તમારા અંતરમાં દૈવી સંપત્તિઓની ઉર્મીઓ સ્ફુરી પણ તમે તેને ન ગણકારી તો અત્યુત્તમ અમૃતની જળધારા કોઇક પળની નભોમંડળમાંથી વરસી તે ન ઝીલી લેતાં અનીતિના અર્ણવનાં અપરિમિત જળથી લલચાયા, તે પ્રતિ દોડયા અને તેમાં ડુબી મર્યા;** નીતીનાં કોમળ વૃક્ષની કળી ફુટી પણ તેનું નિકંદન કર્યું અને થુવેરની કંટક ભરી ડાળી ઉગી તેને હાથે ઝાલી લીધી અને ઘાયલ થયા; સમૃદ્ધિઓનો સ્વામી સૂર્ય

ઉગ્યો તો તેનાં દર્શન ન કર્યાં અને તેલનાં કોડીઆની દીવી સળગાવી પૂજન કર્યું. મદથી છાકેલો મનુષ્ય મહામાયાનાં મૂર્તિપૂજનમાંથી મુક્ત કોઇક પળનો થાય છે ત્યારે એવી પળે તે કદાચને કાન ધરી સાંભળશે એમ સમજી પરમકૃપાળુ પરમાત્મા જે કૃપારૂપે મુર્તિમાન છે તે મનુષ્યને માયાજાળમાંથી મુકત કરવા, માઠા માર્ગમાંથી મોકળા કરવા, પોતે સાક્ષાત આવી મનુષ્યને બોધનાં વચન કહે છે. અને તે પળે આપણે સ્તબ્ધ બની જઈએ છીએ એજ પુરતો પુરાવો છે કે તે શ્રીપરમાત્માનાં વચનો છે.

**સાધુ**—પણ થોડીવારમાં પરમાત્માનાં એ વચનોનો ભય જતો રહે છે અને તેને અનર્થ યુક્ત આપણું મન માનતું થાય છે તેનું ત્યારે કેમ કરવું ?

**આથરથ**—ભો જતો રહે છે તેનું કારણ માત્ર એટલુંજ છે કે પરમાત્મા તુરતા તુરત આપણાં પ્રત્યેક દુષ્કર્મની શિક્ષા ભોગવતાં આપણને કર્તા નથી તેથી કદાચ આ ભવમાં આપણે આપણા પાપોની શિક્ષા અનુભવતાં નથી. અને તેથી આપણા મન વિષે એવો નિશ્ચય થાય છે કે આ ભવમાં શિક્ષા નથી થતી તો બસ કેમકે બીજા ભવો કોણ જોઇ આવ્યું છે. આ પ્રમાણે આત્માના અમરત્વથી અજ્ઞાન હોવાને લીધે દેવ વાણીનો ડર મનુષ્ય રાખતો નથી, પણ આત્માનું અમરત્વ અંતરમાં વસ્યું તો પ્રત્યેક દુષ્કર્મની શિક્ષા કોઇને કોઈ ભવમાં ભોગવવી પડશેજ એ સાધારણ સમજશકિતજ સુચવેછે.

**સાધુ**—પણ જો પ્રત્યેક પાપની શિક્ષા ભોગવવાની હોય તો મનુષ્ય જે દિવસમાં લાખો અને કરોડો પાપ કરેછે, તેનાં પચાસ કે સો વરસનાં આયુષ્યમાં તે પ્રમાણમાં એટલાં પાપો કરી રહ્યો હશે કે જે અગણીત થશે. અને જો પ્રત્યેક પાપની શિક્ષા પ્રત્યેક રૂપે ભોગવવાની હોય તો કોઇ કાળે મનુષ્યના જીવન ફેરાના અંત આવી શકેજ નહિ.

**અધિરથ**—મૃત્યુ પછી એટલે [1]સ્થુલ શરીરમાંથી આત્મા નીકળ્યા પછી મનુષ્ય આત્મા સુક્ષ્મ શરિરમાં પ્રવેશ કરે છે. આ સુક્ષ્મ શરીર કામનાઓનું

---

૧ સ્થુલ શરીર તે માંસ, હાડકાં લોહી વિગેરે પદાર્થોનું બનેલું છે. સુક્ષ્મ શરીર એવા ઝીણા અદૃષ્ય પદાર્થોનું બનેલું છે કે તે આપણે આંખોથી જોઇ શકતા નથી. આ સુક્ષ્મ શરીર આપણાં સ્થુલ શરીરની અંદર તેમજ બહાર વીંટલાઇને રહેલું છે. એ શરીરની અગત્યતા એ છે કે એ શરીરદ્વારા આપણાં સ્થુલ શરીરમાં જીવન શક્તિના પ્રવાહનું વહન ચાલે છે. સ્થુલ શરીરમાં મનુષ્ય કર્મો કરે છે પણ સુક્ષ્મ શરીરમાં મનુષ્ય કાંઇ નવાં

શરીર છે. તેથી આ ભવના કેટલાંક પાપો જેની શિક્ષા કામના
ઓની પીડા રૂપે એટલે કે પસ્તાવો, શોક, એવાં રૂપે ભોગવવાની
છે, તે પાપોની શિક્ષા ઘણે ભાગે આ સુક્ષ્મ શરીરમાં મનુષ્ય ભોગવે
છે, જેથી મનુષ્ય જ્યારે પાછો સ્થુલ દેહમાં અવતાર લે છે ત્યારે
એનાં પુર્વના ભવનાં ઘણાક પાપોની શિક્ષા તે ભોગવી ચુકેલો
હોયછે. જે પાપોની શિક્ષા સુક્ષ્મ શરીરમાં મનુષ્ય ભોગવતો નથી,
તે એવાં પાપો હોય છે કે જેની શિક્ષા શરીરની વ્યાધિઓરૂપે કે
સંસારની વિપત્તિઓરૂપે ભોગવવાની છે. આ પ્રમાણે મનુષ્ય અવતારના
ફેરા ઘણે ભાગે ઓછા થાય છે. જેથી કોટ્યાવધિ કાળ પછી એવો તો સમય
આવે કે મનુષ્યના માનુષી અવતારના ફેરાઓનો અંત આવે. આ પ્રમાણે જીવનના
ફેરાઓનો અંતતો આવે પણ એક પણ પાપની શિક્ષા સ્થુળ શરીરમાં
કે સુક્ષ્મ શરીરમાં ભોગવ્યા વિના તો છુટકો નથી.

**સાધુ**—ત્યારે જો પ્રત્યેક પાપની શિક્ષા ભોગવવાનીજ તો પ્રત્યેક પુણ્યનો બદલો તો
હશે કે નહી !

**અધિરથ**—ઓહો ! પુણ્યના વિપુલ બદલાનું વર્ણન તો કેમજ કરી શકાય ? સુક્ષ્મ શરીર
જેમાં મૃત્યુ પછી મનુષ્ય આત્મા પ્રવેશે છે અને જે કામનાઓનું શરીર છે,
તેમાં આ ભવનાં પ્રત્યેક સારાં કર્મ જેવાં કે દયા, ઉપકાર, સત્ય, ન્યાય એ
સર્વેમાંથી જે આનંદ આ ભવમાં પણ અનુભવાય છે તેનાથી અતિ વિપુલ
રૂપે જ્યારે આત્મા શુક્ષ્મ શરીરમાં હોય છે ત્યારે એ પ્રત્યેક સારાં કર્મ માટે
આત્મા આનંદ અનુભવે છે. અને પુણ્યની વિશેષ બલીહારી તો એ
છે કે જ્યારે સુક્ષ્મ શરીર પછી માનસિક શરીરમાં મનુષ્ય આત્મા
પ્રવેશે છે ત્યારે જે જે પુણ્યનાં કાર્યો કાંઈ પણ સ્વાર્થના લાભ વગર

---

કર્મો કરતો નથી, પણ સ્થુલ શરીરમાં જે કર્મો કર્યાં હોય છે તેનું ફળ ભોગવે છે. જેથી
સારાં કર્મો મનુષ્યે સ્થુળ શરીરમાં કર્યાં હોય છે, તો તેનો આત્મા સુક્ષ્મ શરીરમાં
સુખ અનુભવે છે, અને સ્થુળ શરીરમાં ખોટાં કર્મ કર્યાં હોય છે તો સુક્ષ્મ શરીરમાં
કષ્ટ ભોગવે છે. સુક્ષ્મ શરીરમાં જે સુખ કે દુખ મનુષ્ય ભોગવે છે તે માત્ર માનસિક
(મનનાં) સુખ કે કષ્ટના રૂપમાંજ ભોગવે છે. જ્યાં સુધી આ સુક્ષ્મ શરીરમાં સુખ દુખ
મનુષ્યને ભોગવવાનાં હોય છે તે સમય સુધી આત્મા સુક્ષ્મ શરીરમાં રહેછે પછી તે આત્મા
માનસિક શરીર જે સુક્ષ્મ શરીરના અદષ્ય પદાર્થ કરતાં પણ વધુ અદષ્ય પદાર્થનું
બનેલું છે તેમાં જાયછે, અને જો આ સ્થુલ શરીરમાં કાંઇ સુકૃત્ય કર્યું હોય તો તેનું શુભ
ફળ માનસિક સુખ રૂપે એ માનસિક શરીરમાં મનુષ્ય ભોગવે છે.

કરેલાં હોય છે, તેનો આનંદ કાંઇ અવર્ણ્ય રૂપે કોટયાવધિ તીવ્ર રૂપમાં આપણને મળે છે. પુણ્યની એક નાનકડી દીવેટ આપણે આ ભવમાં સળગાવી, અને તેનાં તેજથી કોઇને સુખકર્તા થઈ પડયા તો તે દીવેટ સૂર્યના સરખું દિવ્ય રૂપ ધરી આપણને સુક્ષ્મ અને માનસિક શરીરમાં અતિ સુખપ્રદ થઇ પડે છે. નિઃસ્વાર્થપણે એક ગુલાબ પુષ્પ કોઇને આપણે આપ્યું તો સુક્ષ્મ અને માનસિક શરીરમાં તે એક પુષ્પ વિશાળ વૃક્ષોની લતા બની આપણને આનંદ આપે છે, કાંઇ પણ લાભની આશા વિના કોઇને કોળીઆ અન્નનું દાન દીધું તો સહસ્ત્ર ગાઉના વિસ્તારનાં અન્ન જળથી ભર્યાં ખેતરોનું રૂપ તે અન્નનો એક કોળીઓ ધરે છે અને આપણને આનંદમાં હીંડોલે છે. માટે કાંઇક ફળની પ્રાપ્તીની આશા વિના પુણ્યનાં કૃત્યો કરવાં એ જેવું સુખદાયક ફળ આપનાર છે તેવું માત્ર એક પરમાત્માની ભકિત સિવાય અન્ય કાંઇજ નથી અને એ ભક્તિના આનંદનું વર્ણન અશકય છે.

**અતિથી**—એ આનંદ અવર્ણીય છે તોપણ કદાચ તેનું વર્ણન થઇ શકેતો મારો જીવ તે સાંભળવા આ પળે ઉત્સુક બની રહેલો છે.

**અધિરથ**—એ આનંદ વર્ણવવો અશકય છે. પણ એ આનંદ સમજવાનો એક માર્ગ છે. અને તે એજ કે શુદ્ધ પ્રીતિથી મનુષ્ય પરમાત્માની સેવામાં મગ્ન થાય છે ત્યારે તેને પરમાત્મા કોઇક કાળે પ્રસન્ન થઇ દર્શન દે છે. અને તે પ્રસંગે જે આનંદ મનુષ્ય અનુભવે છે તે આનંદ સમાન નિઃસ્વાર્થી પુણ્યનાં કર્મોનો આનંદ માનસિક શરીરમાં મનુષ્યને પ્રાપ્ત થાય છે.

**અતિથી**—હવે તો ત્યારે મારે એટલુંજ પુછવાનું કે ભક્તિથી પરમાત્મા રીઝે છે અને મનુષ્યને દર્શન દેછે એ શું સિદ્ધ થઇ શકેછે?

**અધિરથ**—ઓહો! એ સિદ્ધ કરવાનો જો મનુષ્ય પ્રયત્ન કરશે તો તેના પ્રયત્ન સફળ થવાનાજ. પણ ભૂમિ ઉપર પડેલું તણખલું સરખું ઉપાડવા કમરમાંથી વાંકુ વળવું પડશે, હાથ હલાવવા પડશે, એમ અનેક પ્રકારનો શ્રમ લેવો પડશે; શૈયા ઉપર શયન કરવા જતાં પગ, હાથ, કેડો વાળવાં પડશે, વળી પાછાં ઉચકવાં પડશે, અને આમથી તેમ ફેરવવાં પડશે.

એ પ્રમાણે નિર્જીવ કાર્યમાં કાંઈ પણ પ્રયત્ન જોઇએ; તો શ્રીપરમાત્માનાં દર્શન પ્રાપ્ત કરવા કાંઇક કાળ પર્યંતનો ભગિરથ પ્રયત્ન

કરવો પડશેજ, અને પરિશ્રમ સફળ થવે શો આનંદ રગે રગ વ્યાપી રહે છે તે ત્યારેજ સમજાશે. અને મનુષ્ય સાક્ષાત જોશે કે પોતાને પોતાની મેળે અસ્તિત્વમાં આવેલું રૂધિર, માંસ અને અસ્થિનું પીંજરૂ ધારતો હતો તે માત્ર પીંજરૂં નથી; પણ પરમકૃપાળ પરમાત્માનું ઘડેલું અને આપણી કરણી અનુસાર રચાયલું વાહન છે, જેને આપણા આત્માની ઉન્નતિ કરવા ઇશ્વરેચ્છા અનુસાર વાપરવાનું છે. વળી આપણી ઉપર સદા અમિ વૃષ્ટિની ધારા એ પરમ કૃપાળ વરસાવેછે. પણ જેમ ગીરીરાજમાંથી નીકળતી નદીનાં અગાધ જળ છતાં પાસેના પથરા તેથી પીગળ્યા વિના રહ્યા, જેમ ખેતરોમાં ખુણે ખુણે અન્નના ભંડાર પડ્યા હોય તોપણ તે લેવા હાથ ના મળે કે ચાવવા દાંત ન હોય તો તે મનુષ્યને કામમાં નહિ આવવાના, તેમ મનુષ્ય આ સંસારમાં જડ પદાર્થના અનુરાગથી પાષાણ સમાન અથવા તો માયાની મોહજાળથી હાથ પગ વિનાના અપંગ સમાન અશકત બની જાયછે. અને શ્રીપરમાત્માના ઐશ્વર્યના અધિકારી કે ભોગી થતો નથી.

અતિથી—પણ જો સંસારના જડ પદાર્થોના અનુરાગમાંથી મુકત હોય અથવા માયાની મોહજાળને તોડી નાખી હોય તો શું એ ઐશ્વર્યના અધિકારી અને ભોગી મનુષ્ય નિઃસંદેહ થાયછેજ.

અધિરથ—ઓહો ! તો તો એ ઐશ્વર્યનો અધિકારી અને ભોગી તે કેવો થાયછે તેનું શું વર્ણન થાય? ચકચકિત વીજનો ઝબકારો રહ્યો ત્યાં સુધી દ્રષ્ટિએ પડ્યો અને પછી અંધકાર કરી ગયો. પણ વીજથી વધુ ચકચકિત ભગવાન ઐશ્વર્યનો ચમકારો એક ફેરાનો થતાં સદાકાળ માટે આખાં વિશ્વને તેજથી ભર્યું બનાવે છે અને આપણે અખંડ વિશ્વને અને તેના મર્મોને નિહાળીએ છીએ. જેથી અજ્ઞાનતાનાં અંધારાનો નાશ થાયછે. પુષ્પોથી ભરી લતામાંથી નીકળતી વાસના અધિકારી આપણે ક્યાં સુધી કે ત્યાં થોભ્યા ત્યાં સુધી પણ ભગવાન ઐશ્વર્યની વિમળ વાસ એક ફેરાની આપણને મળી તો તે સદા આપણા અંગે ઉરે વ્યાપી રહે છે અને સમગ્ર વિશ્વને તેથી ભરેછે. જેથી સર્વત્ર આપણે સુવાસનાજ ભોગી થઇએ છીએ. વળી ભગવાન ઐશ્વર્યના અધિકારથી મનુષ્યને એવી શ્રદ્ધા ઉરે વસેછે કે ભલે નભો-

મંડળ તેને શીર તુટી પડતાં હોય કે જ્વાળામુખીનાં મુખની માંહે તેને ઉતારી દીધો હોય તોપણ તેને ઉગારનાર તેનો ઈશ્વર પાસેજ છે. અને તે ઈશ્વર તેને ઉગારશેજ.અને કદાચ પૂર્વનાં પાપને લીધે એવાં સંકટોમાંથી તે ઊગરી નથી શકતો તોપણ તે સમયે તે સંકટો તેને દુભવતાં નથી, અને સંકટોમાં કાંઈ નવિન આનંદ અનુભવેછે. ભાઇ હવે જે મેં કહ્યું તે ઉપર તું તારે આશ્રમે જઇ મનન કરજે, તો તને તેમાંથી અત્યંત લાભ થશે. હું તો હવે મારે રસ્તે જઈશ. (જાયછે).

અતિથી—જેવી આજ્ઞા. (જતાં) લાવને આશ્રમે જઈ આ મહારાજ કહેછે તેમ આ સઘળી વાતો ઉપર જરી વિચારતો કરી જોવું. (જાયછે).



## અંક ૨. પ્રવેશ. ૭.

હાથીભાઈ—(વેલજીને) વેલજી! આપણે રહેવા આવ્યા ત્યારે બીજે દિવસેજ આ ઘરવાળાને એક વરસની ભાડાચીઠી કરી આપવા કહેલું હતું, પણ તે વાતને મહિનો દિવસ તો થઇ ગયો, અને હજી ભાડાચીઠી કરી આપી નથી અને રોજ વાયદા કરીએ છીએ તે હવે ઝાઝા દિવસ ચાલે તેમ નથી. અને આજે એ ભાડાચીઠી કરી આપવાનું આપણે કહેલું છે તેથી કાળીદાસ તો આવતોજ હશે, માટે હવે આજે કેમ કરવું? હું તો ધારૂં છું કે આજે ભાડાચીઠી નહી કરી આપીશું તો આ કાળીદાસ પાટીદારનો બેટો છે તેથી આપણને મેલવાનો નથી અને સરકારમાં અરજી કરશે તો આપણે બેઉ કોણ છીએ, કયાંથી આવ્યા છીએ, એ સઘળું પુછાશે અને કાંઇક ભોપાળાં આપણાં બેઉનાં ફુટી જશે તો આપણા પુરા ભોગ મળી જશે.

વેલજી—અરે! એ વિચારમાં તો હું આખી રાત આજે ઉંઘ્યો નથી અને મેં આખી રાત વિચાર કરી આ રસ્તો કહાડયો છે કે હમણા કાળીદાસ આવે એટલે આપણે ભાડાચીઠી કરી આપવા તરત હા કહેવી અને કહેવું કે વરસ દિવસની ભાડા-ચીઠી સાથે વરસ દિવસનાં ભાડાનાં રૂપીઆ પણ પ્રથમથીજ લેતા જાવો. પછી હું તમને કહીશ કે હાથીભાઈ રાત્રે મેં મારા ભાગના ભાડાનાં રૂપીઆ તમને આપ્યા છે તે તમારા રૂપીઆ ભેગી શેઠને આપી દો. પછી તમારે ના પાડવી કે મને કયારે રૂપીઆ આપ્યા છે. આ રીતે ના પાડશો એટલે પ્રથમતો હું તમારી સાથે વાતમાં વઢીશ, અને ત્યાર પછી ઠાલી ઠાલી ધોલ થપડો કરીશું, અને છેવટે મારી બંદુક છે તે લઇ આવી હું જાણે તમને મારીશ અને તમે જાણે મરી ગયા હોવો તેમ ભુંઇ ઉપર પડી બુમો પાડજો કે ભાડા માટે શેઠે મારી નાખ્યો, એટલે પછી હું શેઠને કહીશ કે આતો હાથીભાઇને બરાબર ગોળી વાગી નહી તેથી જીવે છે અને આવી લવરી કરે છે કે શેઠે ભાડા માટે મને મારી નાખ્યો, માટે જો સરકારનાં માણસો આવશે તો તમને અને મને ઘસડી જશે માટે તમે એવી પહોંચ લખી આપો કે વરસ દિવસના ભાડાંના રૂપીઆ લીધા છે, એટલે એ પહોંચ સરકારમાં રજુ કરીશું કે આ હાથીભાઇ લવરી

કાળીદાસ—( હાંકો પાડે છે ) હાથીભાઇ છો કે? વેલજીભાઈ છો કે? અરે! ઓ હાથી ભાઈ? વેલજીભાઇ! કોઇ ઘરમાં છો કે? ( બાજુ. સ્વગત ) કયાં મરી જયા છે? ભાડા ચીઠી કરી આલવી પડે છે તે એવું માથાં વાઢ જેવું લાગે છે! પણ, ઇમ નહે હમજતા કે મફ્ત તે બારે મહિના અને તરીસે દન કુણ્ ઇમનો બાપ રહેવા દે! હુંએ ખરો કે આજ ભાડાચીઠી ના કરી આલે અને ભાડાનો મહિનો ચઢયો છે ઇના હશાબે પઇશા ના આલે તો હરકારમાં રપટ કરી ઇમના હાલ્લાં હરાઝ કરાઇ મારૂં ભાડું લવું. ( હાંકો પાડેછે ) અરે! વેલજીભાઇ? અરે હાથીભાઇ! (હાથીભાઇ અને વેલજી આવેછે).

હાથીભાઈ-કોણ! બાપા! શેઠ! કાળીદાસ શેઠ! અરે રામ! તમે છો? અમે તો જાણ્યું કે કોક ખાલી ધાંટા કાઢતું હશે માટે ધીમેથી જવાય છે.

વેલજી—( ડહાપણના ડોળથી હાથીભાઇને ) હાથીભાઇ! આજ પછી આપણા શેઠ બાપાનો ઘાંટો આવે કે તરત વરતી કાઢવો, આમ ઇ ખોટી થઇ રહે તો ઇમને ખોટું લાગે અને ભગવાનના પણ આપણે ગુન્હેગાર થઇએ.

હાથીભાઇ-( જ્ઞાનીના ડોળે ) વેલજી! આ વાતમાં તો શું પણ દરેક વાતમાં હું તો સદા ભગવાનનો ડર રાખીને વર્તું છું અને ભગવાનનો ભકત થઇ ભગવાન રાખે તેમ રહું છું.

વેલજી—( અનુમતિના ડોળથી ) હાથીભાઇ! તમારો ભગવત ઉપરનો પ્રેમ મારાથી અજાણ્યો નથી, કેમકે હું મહિના દિવસથી તમારી સાથે રહું છું એટલે મને બધી ખબર છે.

( કાળીદાસના મનમાં હાથીભાઇની ધર્મપરાયણતા ઠસાવવા, કાળીદાસને ) બાપા! આ હાથીભાઇ શાસ્ત્રોમાં મહા પ્રવીણ છે. એક રાત્રીના સમયે હું મારા એક કામમાં નિષ્ફળ થવાથી શોકાતુર થઇ બેઠો હતો ત્યારે મારાં મનને દીલાસો દેવા વેદોમાં અને ઉપનીશદોમાં લખેલાં બોધનાં વાકયો કહ્યાં અને સમજ પાડી કે મનુષ્યે માત્ર પોતાનું કર્તવ્ય કરી છુટવું અને તેમાંથી પોતાનું ઇચ્છિત ફળ ન મળે તો તેનો શોક કરવો નહી, કેમકે આપણા પરિશ્રમનું શુભ ફળ આપણને મળે તે કયારે કે ભગવાન આપણા ઉપર પ્રસન્ન હોય અને આપણને તે ફળ આપે ત્યારેજ. આ ઉપરથી વળી પાછું એમણે વધુ સમજાવ્યું કે કોઇ પણ કામમાં ફળની પ્રાપ્તી માટે બહુ આતુર ન થવું. ત્યારથી હું તો જાણે સાધુ સન્યાસીની પેઠે ફરૂં છું અને કાંઇ કાર્યમાં કાંઇ ફળની આશા નથી રાખતો. આ રીતે માત્ર એક રાત્રીનાં માત્ર ઘડીભરના બોધથી હું પરમાત્મા પંથે પડી ગયો છું.

**હાથીભાઇ**–(નમ્રતાના ડોળથી) વેલજીભાઇ ! મેં કાંઇ તમને પરમાત્માના પથે ચઢાવ્યા નથી. ભગવાને એ પંથે તમને ચઢાવ્યા છે, અને હું તો માત્ર નિમિત્ત થઇ પડયો હઇશ.

**કાળીદાસ**—(બાજુ) આ લોકો બશ મારી કને વાતો એવી મેઠી હેમ જેવી કરે છે કે ભાડું લેવા આવું છું ઈ ઝાંઝે ભુલી ઝાવું છું. (હાથીભાઇને) હાથીભાઇ ! ધન (ધન્ય) છે તમને કે આવો બોધ દીધો. (વેલજીને) અને વેલજી તમને પણ ધન (ધન્ય) છે કે આવો બોધ તમે ધરહણ (ગ્રહણ) કરી નાસ્યો.

**વેલજી**—બાપા ! ધન્ય તો તમારા જેવાં ભાગ્યશાળી શેઠને જેને રહેવા ઘરબાર, બાગબગીચા, અને "બાપા" "બાપા" કહેનાર લોકો ડગલે અને પગલે. (હાથીભાઇને) હાથીભાઇ ! આપણે ઘી ગોળવાળાઓની દુકાને હીંડો, મોડું થશે તો દુકાન વાસી ચાલી જશે, અને કાલે મારા બાપાનું ટાણું છે તે પછી રાંધીશ શું !

**કાળીદાસ**—(બાજુ ઝોયું ! ભાડાચીઠી અને ભાડાંની વાત આવી એટલે બાપાનું બારમું કાઢયું ! (વેલજીને) ! વેલજીભાઇ ! આજે તો તમારાં હતર કામ હોય તે પડતાં મેલો અને ઝવું હોય તો મહિનાંના ભાડાના રૂપીઆ અને ભાડાચીઠી એ બધું આલ્યા કેડે જજો. મને તમે આમ નીત (નિત્ય) વપત (વિપત્તિ) ના પાડો, અને હું ભાડાં માટે આવું તે ઘડીએ હરફેરા હીંડી નેકળવાની વાત કરો છો એ આ ઘડીએ ના કરો.

**વેલજી**—અરે ! બાપા ! આવડા આકળા શીદને થાવો છો ! ભાડાચીઠી વરસ દનની તૈયાર છે, અને તેની સંગાથે વરસ દનના ભાડાંના રૂપીઆ પણ તૈયાર છે તે પણ લેતા જાવો.

**કાળીદાસ**—(શાંત તથા હર્ષિત થઈ) ઇમ હોય તાંણે તો બશ. આમ આ બધું આલ્યા કેડે ઘી કે ગોળ ગમે ઇ લેવા ઝાવો, મારે કાંઇ તમને ઝાલી રાખવા છે ?

**વેલજી**—અરે ! બાપુ ! તમારે અમને ઝાલી શીદને રાખવા પડે. તમારો તો મુખમાંથી એક બોલ નેકળે કે થોભો તો હું અને હાથીભાઇ બારના બાર ચોવીસ વર્ષ ત્યાં ભૂખ્યા અને તરસ્યા ઉભા રહીએ પણ ડગલું ખસીએ નહી. (હાથીભાઇને) હાથીભાઇ !ભાડાચીઠી રાત્રે આપણે લખતા હતા તે વખતે મારાં વરસ દિવસના ભાડાંના રૂપીઆ તમને આપ્યા છે તે રૂપીઆ શેઠને આપી દો.

**હાથીભાઈ**–વેલજીભાઇ ! તમે મને તમારાં ભાડાંના રૂપીઆ આપવા બોલ્યા હતા ખરા, પણ હું તો ધારૂં છું કે એ રૂપીઆ તમે પેટીમાંથી કહાડતાં ભૂલી ગયા છો અને મને આપ્યા નથી.

**વેલજી**—(નમ્રતાના સ્વરે) અરે ! હાથીભાઇ ! મહિના દિવસથી આપણો ખરચ સાથે ચાલેછે

તેમાં પાઇની ભૂલ નથી આવી. અને પચાસ રૂપીઆ બાર મહિનાના ભાડાંના મેં તમને આપ્યા તેમાં ભૂલ આવી એ તમારૂં કહેવું તમને વ્યાજબી લાગે છે? તમે મેલ્યા હશે તેની યાદ નહી હશે?

કાળીદાસ—(બાજુ) હા, બાપજી, બેદ કરો, નીકર વગર કાંહાનો હું ખાલી હાથે પાછો જાઇશ એવી ઘડી આવશે. (હાથીભાઇને) હાથીભાઇ! આ વેલજીભાઇ ખરૂં કહે છે. ચ્યાંક (કયાંએ) ડાબે હાથે મેલી દીધા હશે, બેદ કરો, બેદ કરો.

હાથીભાઇ- અરે! બાપા! પાઇ પઇસો હોય તો સરત ચૂક થાય કાંઇ પચાસ રૂપીઆની સરત ચૂક સાંભળી હતી?

કાળીદાસ—હા, ઇએ ખરૂં. તાંણે, પણ અમે (હવે) ઇનું કરવું ચ્યમ?

હાથીભાઇ—(વેલજીને) વેલજીભાઇ! તમે તમારી પેટીમાં જરી જુવો મને પાકી સરતછે કે તમે પેટીમાંથી કાઢયા નથી.

કાળીદાસ—(વેલજીને) વેલજીભાઇ! જુવોને, આ હાથીભાઇ કહે છે ઇમે હોય. પેટીમાં જુવોતો ખરા ઇમાં ઝવાનું શું છે!

વેલજી—(જરા ક્રોધના ડોળથી) અરે! બાપા! આતે શું બોલો છો! કાંઇ હું તે અરીણ, તમાકુ ખાવું છું કે નિશા કરૂં છું કે મેં રૂપીઆ આલ્યા તેનું ભાન ના હોય? તમે પણ હાથીભાઇને સાંભળીનેજ આવી વાતો કરો છો?

કાળીદાસ—(બાજુ) આતો બેઉ કહુંછે કે અમે બેઉ ખરા તાંણે ઇમાં ખરૂં કુણ? (બેઉને) આતો જુવોને પોંચ લોક કને અનસાફ કરાવવા ઘડી આઈ જશે અને ઝગતના મુદ્દે ચઢશો, માટે બેઉ ફેરવારકા બેદ કરો, અને મહી મહી હમઝી વાતનો નેકાલ આણો.

વેલજી—બાપા! નેકાલ તો કાલ રાતનો વિચાર કરીને આ કાઢયો છે.

હાથીભાઇ-(ક્રોધના સ્વરે વેલજીને) ત્યારે તમે એમ કહેવા માંગો છો કે તમે મને રૂપીઆ આપ્યા છે અને તે છતાં હું ફરી બેઠો છું કે નથી આપ્યા?

વેલજી—હું એવું કાંઇ મારાં મોઢે કહેતો નથી. હું તો એટલુંજ કહું છું કે જે રૂપીઆ રાત્રે મેં તમને આપ્યા છે તે શેઠને આપી દો.

હાથીભાઇ—પણ તમે મને આલ્યા ના હોય તો હું કેમ કરી આલું?

વેલજી—કેમ કરી! તો તમારા બે હાથે કરીને આપો, અને ભેગા ભેગી બાપાને (કાળીદાસને) પગે પડીને.

કાળીદાસ—(હાથીભાઇને) ના, બાપજી, ના. પજે (પગે) પડવાની વાત કરશો ના. આ રૂપીઆ આલી દો તો હુંઝ આણે આ ઘડીએ તમને બેઉને પજે (પગે) પડું.

હાથીભાઇ-(વિનંતિના સ્વરે કાળીદાસને) પણ, બાપા ! તમેજ ઇનસાફ કરો કે વેલજીએ મને રૂપીઆ આલ્યા નથી ત્યારે હું રૂપીઆ કયાંથી આપું.

કાળીદાસ—(બાજુ) કાળીદાસ અનસાફ શેનો કરશે ઇમના કપાળનો ! આ અનસાફમાં તો થશે ઇ કે કાળીદાહ ભાડાંના રૂપીઆ વનાના આઝ રહી જવાના. (હાથીભાઇને) ભાઇ ! અનસાફમાં તો હું એટલોજ ઝાણું કે મને મારા ભાડાંના રૂપીઆ મળે અને ભાડાચીઠી મળે તો અનસાપ થીઓ. માટે તમારે જીને (જેને) પાલવે ઇ રૂપીઆ આલી દો.

વેલજી—(વિનંતિના સ્વરે) બાપા ! તમે મહા વિદ્વાન, સત્યવાન ગ્રહસ્થ થઇ આવી વાત કરો છો ! અને મને ગરીબનેજ મારવા બેઠા છો ? તમે એમ કહેવા માગો છો કે મેં મારા ભાડાંના રૂપીઆ એક ફેરા આલ્યા અને બીજી ફેરા પાછા બીજા આપું ?

કાળીદાસ—(બાજુ) પણ, તાંણે હું તો બીજું શું કહું ? (બેઉને) પણ મને તો મારા રૂપીઆ અને ભાડાચીઠી મલે એજ કહુંને ? બીજું શું કહું ?

વેલજી—બાપા ! ભાડચીઠી અને રૂપીઆ તો આજ નહીતો કાલે તમને મળશે અને કયાંએ નાશી જવાનાં નથી પણ આ ઘડી અમારા બેના ન્યાયની વાત છે ત્યાં તમે ન્યાય કરતા નથી.

કાળીદાસ—ઝુવો, તમારા ન્યાય માટે તો હરકારનાં બાયણાં ખુલ્લાં છે. માટે મને મારા રૂપીઆ અને ભાડાચીઠી આલી દો એટલે બશ.

વેલજી—વારૂ, બાપા ! ઇમ તો ઇમ. (હાથીભાઇને મિથ્યા ક્રોધના ડોળથી) હાથીભાઇ ! બાપા ખોટી થાય છે માટે મારા ભાગના રૂપીઆ મેં તમને આપ્યા છે તે ઝટ એમને આલી દો. મને હવે ઝાઝો ક્રોધ ચઢાવશો ના.

હાથીભાઈ—વેલજી ! તમે બોલી રહ્યા ! આ હું હવે તમને છેવટનો હુકમ કરૂં છું કે મને ખોટું કહી ક્રોધથી ભરેલો કરશો નહી, નહી તો એમાંથી માઠી થશે.

કાળીદાસ—(ગભરાઇ જઇને બાજુ) હાય ! બાપ ! આતો બેઉ કરોધે (ક્રોધે) ભરાયા !

વેલજી—હાથીભાઈ ! લવરી એકદમ બંધ કરો. જરા નમ્રતાના સાદથી બોલો. ચોર કોટવાલને દંડે તેવી રીત ના ચાલો.

હાથીભાઇ-વેલજી ! જે ચોર નહી તેને ચોર કહેનાર સાત ચોરનો ચોર હોવો જોઇએ.

વેલજી—(મહા ક્રોધના મિથ્યા ડોળથી) અરે હાથીઆ ! સાત ચોરનો ચોર તું મને કહેનાર કોણ ? (મારવા દોડે છે.)

કાળીદાસ—( બાજુ. ગભરાઇને ) હાય ! બાપ ! આ તો સાળા બાખ્યા ( બાઝયા ) ! આઝ તો રૂપીઆ અને ભાડાચીઠી જઇ ! બાપ !

વેલજી—( મારવાનો ડોળ કરી મારતાં. હાથીભાઇને ) હું ચોર કેમ !

હાથીભાઈ-( મારવાનો ડોળ કરી મારતાં. વેલજીને ) ત્યારે હું ચોર કેમ !

કાળીદાસ—( બાજુ ) લાયને. છોડાવું. સાળાઓ ખુન કરશે તો હરકાર મને ગહડશે. (બેઉની પાસે જઈને) વેલજીભાઇ ! આ તે તમને ઘટે ? જરા ધીમા પડો. અરે ! રામ ! રામ ! આમ કદી વઢી ના પડીએ.

હાથીભાઇ-( કાળીદાસના હાથે છુટો પડવાનો ડોળ કરીને ). પણ, બાપા ! મારો વાંક હોય તો કહો.

વેલજી—( હાથીભાઇને ) તારો વાંક નહી, કેમ ? ઉભો રહે મારી બંદુક લઈ આવું પછી તું આપ બોલીશ કે વાંક કોણનો છે. ( બંદુક લેવા જાય છે )

કાળીદાસ—( હાથીભાઇને ) આની કને વળી બંદુક ચીઆ દનની બળી છે ! બંદુકની ખબર હોત તો હું તો ઘર ભાડે આલતજ ના. આ વેલજી પણ મહા ખોટો મોણુસ છે. પણ, તમે આંહીથી ભાગી છુટો.

હાથીભાઇ-( શૌર્યનો ડોળ કરી ) બાપા ! ભાગી શાને છુટું ? ભલેને એ બંદુક લઇને આવે.

કાળીદાસ—પણ, મને વચાર ઇમ આવે છે કે ઘડીભર પહેલાં તો હાહતરની વાતો કાઢી બેઠા અને તમે બેઉ ગરૂ અને ચેલા થઇ બેઠા, અને આમ ઘડીભરમાં આ કાળ ચ્યાંથી ચઢીને આયો.

હાથીભાઇ-બાપા ! કાળ તો ચઢી આવવાનો હોય તો કોઇને ના મેલે. કાળ કીધો છે કોણને ?

( વેલજી બંદુક લઇને આવે છે ).

કાળીદાસ—( બાજુ ) હાય ! બાપલીયા ! બંદુક તો લી આયો ! ગોળો છોડશે અને હડફટમાં આઇ જઇશ તો મગનીઆની મા રોઇ રોઇ મરશે. કુણ ઝાણે, ચેઇ ગઢીએ ભાડું લેવા નેકળ્યો કે ઓમ જીવથી ઝવા ઘડી આવી ! પેલા ચંડાળીઆ જીભાઇએ આ ભાડવત રાસ્યાં ના હોત તો મારો આવો દન ના આવત !

વેલજી—(બંદુક મારવાનો ડોળ કરીને) અલ્યા ! હાથીઆ ! કયાં ગયો ? હું ચોર છું તો આવ મારી સામે.

હાથીભાઇ-(બહાદુરીનો ડોળ કરીને) આ ઉભો. માર. તારામાં દમ હોય તો.

વેલજી—(કાળીદાસને ડરાવવા. કાળીદાસને) બાપા ! તમે આ ઘડી ખશી જાવો. તમે કાંઇક ગોળીની હડફટમાં આવી જશો, આ હાથીઆને આજ જીવથી મારીશ. (હાથીભાઇને) અલ્યા ! હાથીઆ ! તેં અને ચોર કીધો કેમ ? લે, જોઈ લે તારાં

પાપનું ફળ. ( બંદુકનો ખાલી ધડાકો કરે છે. કાળીદાસ સમજે છે કે ગોળી છોડી છે. અને હાથીભાઇ ગોળી વાગ્યાનો ઢોંગ કરી જમીન ઉપર પડે છે).

**કાળીદાસ**—(બંદુકના ભડાકાથી ભયભિત બની) ઓય! બાપલીયા ! ગોળો છુટયો! મરી જયારે ! જીભાઇ! કોક આવોરે !

**વેલજી**—અરે! બાપા ! ગોળી તો પેલા ચંડાળીઆને વાગી છે અને તમે શા સારૂ બૂમો પાડો છો?

**કાળીદાસ**—તાંણે ગોળી મને તો નથી લાગીને? તાંણે તો ઠીક. મી તો જાણ્યું કે ગોળી મારા ઉપરજ આઇ.

**હાથીભાઇ**-(ભૂંઇ ઉપર પડેલો મરણ પામતાં મનુષ્યના સ્વરે) અરે ! કોઇ આવોરે ! ભાડાં માટે શેઠે મને મારી નાખ્યો છેરે ! અરે ! કોઇ મારૂં સાંભળોરે ! ઘરમાટે ઘરવાળાએ મને ગોળી છોડી મારી નાખ્યો છે!

**કાળીદાસ**—(ગભરાઇને. બાજુ) અરે ! તારૂં સત્યાનાશ ઝાય, મી ચ્યાં તને માર્યો છે? મારૂં નામ શીદને લે છે. ?

**હાથીભાઇ**-હાય! હાય ! ભાડાં માટે ઘરવાળાએ મારી નાખ્યોરે.

**વેલજી**—(ડહાપણના ડોળથી કાળીદાસને) બાપા! આતો ખોટી થઇ. ગોળી બરાબર લાગી ના તે આતો જરી જીવતો રહ્યોછે, પણ સરકારનાં માણુસ આવશે અને આવી રીતે એને બૂમો પાડતો સાંભળશે તો તમને ઘસડી જશે અને ફાંસીના લાકડે ચઢાવી દેશે.

**કાળીદાસ**—તાંણે ચ્યમ કરૂં! મગનીઆની માને બોલાવું! જીભાઇને બોલાવું! આ ઘડી તો કોક આવે તો ઠીક થાય ( બાજુ. રૂદનના સ્વરે ) ફાંશીનાં લાકડે ચઢવા ઘડી આઇ બાપલીઆ !

**વેલજી**—બાપા ! ગભરાવો નહી. હું કાયદાની ખુંચ કાઢું છું.

**કાળીદાસ**—તો, ભાંઇ શાએબ, ઝરી ઝટ એવી કોંક કાએદાની ખુંચ કાઢ. તારો ગણ નહે ભૂલવાનો.

**વેલજી**—જુવો, તમે પહોંચ કરી આપો કે હાથીભાઇ અને વેલજીના ભાડાંના રૂપીઆ પહોંચ્યા છે, એટલે પછી જો આપણને સરકાર પુછશે તો તમે કહેજો કે ભાડાના રૂપીઆની વાત કરે છે એતો ઘંની લવરી છે કેમકે રૂપીઆ તો મેં કયારના લીધા છે, તેની પહોંચ પણ મેં આલેલી છે, એટલે પછી મારે રૂપીઆ માટે શા માટે કોઇને મારવો પડે. પછી વળી તમારે ઉમેરવું કે કાંઇ સટ્ટામાં દેવાળું કાઢયું છે તેની લવરી કરે છે પણ મોંઢે ભાડાની વાત બોલે છે કેમકે એને ભાન નથી. તમે ઝટ રૂપીઆ પહોંચાની સહી કરી આલો. ( કાગળ તથા પેનસીલ આપેછે).

**કાળીદાસ**—લાવો, બાપજી, રૂપીઆ પોંકાની ( પહોંચ્યાની ) પોંચ કરી આલું. ( પહોંચ લખે છે ). ( બાજુ ) આ ફુટી બદામ હાથમાં લીધી નહે તોએ પચા અને ચાળી રૂપીઆ પોકયા લશવું પડે છે! ( કપાળ કુટે છે ) ( લખે છે ).

**વેલજી**—( સ્વગત) વરસ દન હવે આ ઘરમાં મફ્ત ખુશીમાં રહો. કોણ કાઢનાર છે ! કાઢનાર નીકળે તો આ પહોંચ લખે છે તે આગળ મેલી દેવાની.

**કાળીદાસ**—( વેલજીને ) આ પહોંચ લ્યો. પણ, ના પોંકયાના પોંકયા આનું નોમ.

**વેલજી**—( પહોંચ વાંચીને ). બસ, બસ, બરાબર છે. તમે લગીરે હવે ગભરાશો નહી આ હાથીભાઇને હું અંદર લઈ જાવુંછું. અને જરી ઓસડ પાવુંછું. મને તો લાગે છે હમણા બે કલાકમાં એ ઉભો થઈ જશે અને સરકારમાં વાત નહી જાય અને આ તમારી પહોંચની જરૂર નહી પડે, અને ઈમ હશે તો પહોંચ પછી ફાડી નાખીશું. પહોંચનો મોટો ભાર શો છે ?

**કાળીદાસ**—અરે ! ભાર તો ચાળી અને પચા નેવું રૂપીઆનો છે. આ પહોંચ આલવે તો ઇ નેવું રૂપીઆ મારા તો જાય છે ને !

**વેલજી**—અરે ! બાપા ! ભગવાને તમારી લાજ રાખી એમ કહોને. તમારે રૂપીઆનો કયાં હીસાબ છે ? તે દિવસે એકસો અને સવા સતરની વીંટી ગઇ તે કયાં તમારા લેખામાં છે ? માટે આટલું વધારે સહન કરો. જરી ટેકો દોતો હાથીભાઇને ઉપાડી લઇ અંદર જઇએ.

**કાળીદાસ**—પણ, ટેકો દેવામાં કશો વાંધો તો નહેને ? ( ટેકો આપે છે. વેલજીભાઇ હાથીભાઇને ઉંચકવાનો ડોળ કરે છે. વેલજી તથા કાળીદાસ હાથીભાઇને ઉંચકી લઈ જાય છે ).



## અંક ૨. પ્રવેશ ૮.

**દેવરક્ષિતા**—દીનદયાળ દાતાર! તમને રંકના રાય કરનાર શાસ્ત્રોએ વર્ણવ્યા તે આજ દિન પર્યંત ઝાઝા શબ્દ ગૌરવ રૂપેજ સમજતી હતી, પણ, જ્યારે હું રંક રામા રંકની રાણી બની રમતી થઇ ત્યારેજ તેનું સાક્ષાત સત્ય સમજી. આ પ્રમાણે શાસ્ત્રોનાં પ્રત્યેક વચનમાં સત્ય ખરૂંજ અને તે સત્ય સ્વાનુભવથી સિદ્ધ ન થયું હોય તો તેને હસી કહાડવું એ મૂર્ખાઇ છે. પળમાં રંકના રાય કરવું એ મનુષ્ય પ્રકૃતિને અશકય ભાસે છે કેમકે મનુષ્યમાં તેમ કરવાની શકિત નથી. પણ ઇશ્વર તો પળમાં રંકના રાય કરવા સમર્થ છે તે તેજ પ્રમાણે તેથી વધુ કે ઓછાં વિકટ કાર્યો પણ કરવા સમર્થ છેજ એતો હૃદયમાં ઠસાવી રાખવાનું છે જેથી જો આપણને અમુક વાતમાં શ્રદ્ધા હશે અને આપણને તેનું સત્ય પ્રત્યક્ષ જાણવાની ઇચ્છા હશે તો પરમાત્મા તે આપણને સાક્ષાત સિદ્ધ કરી આપવા ઉચિત ધારી તેમ કરશેજ અને આપણાં મનનો મનોરથ પુરણ કરશેજ. અને જો શાસ્ત્ર વચનો ઉપર શ્રદ્ધા ન હોય તો ભગવાન તેનું સત્ય પ્રત્યક્ષ દેખાડશે નહિ કેમકે પાષાણ ઉપર પાણી રેડવે તે પોચો થવાનો નથી કે તેના ઉપર સૂર્ય બિંબ નાખવે તે કાંઈ દેખતો થવાનો નથી, તેમ જે મનુષ્યને શ્રદ્ધા નથી તેને ભગવાન સત્ય સિદ્ધ કરી આપવે તેને શ્રદ્ધા થનાર નથી. વિદેશે જતાં રસ્તો પુછ્યા વિના, અને પુછ્યા પછી તે જાણવે તે ઉપર શ્રદ્ધા રાખી ચાલ્યા વિના વિદેશ જવાતું નથી, તેમ પ્રભુ મહિમા નિહાળવાને તે માર્ગે પહોંચવા તેનો શાસ્ત્રમાં બતાવેલો રસ્તો પ્રથમ લીધા વગર તે માર્ગે જવાયજ નહિ. (ભાનુમાન આવેછે).

**ભાનુમાન**—કેમ દેવરક્ષિતા! હું તાતજી પાસે જઇ આવ્યો અને મેં તારી સાથનાં લગ્નની વાત કરી તો મને મનમાં ભીતિ ઉત્પન્ન થતી હતી કે એમની આજ્ઞા અને અનુમોદન વિના કોઇ સ્ત્રી સાથે લગન કરવામાં મોટો અપરાધ થયો હતો, અને તેથી ઠપકો કે કાંઈ શિક્ષા પામીશ. અને જ્યાં સુધી તારૂં નામ દીધું ન હતું ત્યાં સુધી તો મારાં વચનોથી મારા પિતાનાં નયનો નિષ્કરૂણ બની નિંદાથી નિરખવા લાગ્યાં, અને પિતાની ભલાઈનાં ભરતિયાંમાં ભુંડાસનાં ભરપાઇની ભુલ કરી ભુંડો ભાગીદાર લાવ્યો હોવું તેમ એમની ભ્રકુટિ ભયાનક

બની મારો ભક્ષ કરવા ઇચ્છતી હોય તેમ દેખાવા લાગી; અધર જેમ અજરામર અર્પનાર અમરત પાનને હેતે અંગીકાર કરવા જતાં તે અમરતપાન અધોગતી પ્રાપ્ત કરાવનાર અનિષ્ટ અડાયાં નિકળે તો તે અધર ઉકળે, તેમ મારા પિતા મને નિતીની નલિની નીચે નમ્રતાથી દબાયલો જોવાને બદલે જાણે નરાધમ બની નિશામાં નગ્ન બની નર્તન કરતો મને નિહાળતા હોય તેમ અકળાવા લાગ્યા.

**દેવરક્ષિતા**—હું તો ધારતી હતી કે કયાં તમે લાખો પ્રદેશના સ્વામી અને કયાં હું ઉભું રહેવા તસુ ભર જગ્યા નહિ એવી નિર્ધન અને કંગાળ, એટલે તમાર પિતા મારી સાથનાં તમારાં લગ્નની વ.ત જાણી પ્રસન્ન નહીજ થશે.

**ભાનુમાન**—દેવરક્ષિતા! તું પુરૂં સાંભળ તો ખરી. મેં તને કહ્યું તેમ તારૂં નામ પિતા આગળ જયાં સુધી નહી દીધું હતું ત્યાં સુધી એમણે મને કરડી નજરથી નિહાળ્યો પણ જયારે મેં તારૂં નામ દીધું કે એ સુતપાનાં બહેન છે ત્યારે તેમનાં જે નયનમાંથી નિંદા નીકળતી તેમાંથી નિષ્ઠુરતા ન્યૂન થઇ નેહનો નિર્ઝર થવા લાગ્યો; જે ભ્રકુટિ ભક્ષ કરવા જતી હતી તે ભકિતભાવથી જોવા લાગી; અને અધરે અમી દ્રષ્ટિ આદરી. અને છાતીથી ચાંપી આશીષ દીધા કે તારાં પૂર્વનાં સુકૃત્યથી આવી સુંદરીનો સ્વામી થયો છું તો સુકૃત્યોમાં સદા સંચરી તારી સ્ત્રીનું અને સંસારનું સદા શુભ કરજે જેથી સહસ્ત્ર ઘણું સુખ ભોગવીશ. અને વળી મને કહ્યું કે મારી દીકરી દેવરક્ષિતાને હ્રદયે ચાંપવા હું તારી પાછળ આવું છું, માટે આવતા હશે. આવવાના તો મારી સાથે હતા પણ તારા માટે હીરા મોતીના હાર કહાડવા ગયા. અરે પણ એ તો આ આવ્યા! ( ભાનુમાનના પિતા એક મુનિરાજ સાથે આવે છે ).

**દેવરક્ષિતા**—( તેણીના સસરાની પાસે દોડેછે. અને પગે પડેછે ) તમે તપસ્વી તાતજી અને હું તનુજા તે તૃણતૂલ્ય તિરસ્કાર યુકત! કયાં તમે કમળ કયાં હું કિંકરી કથીર કાંકરો! કયાં તમે પ્રતાપી પિતામહ કયાં હું પાષાણ પુતળીની પેઠે પાંગળી પ્રકૃતિની?

**મહારાજા**—બેટા! બોલી રહી? તેં મને તપોબળનો તપસ્વી કહ્યો અને પોતાને તૃણ ગણી તો તપસ્વીઓનાં તપ તો ત્રિતાપ પામતાં તુટી જાયછે એવા તપસ્વી તો બળહીન હોય છે, પણ તૃણખલું તે વિપત્તિ વંટોળીઆમાં કયાં એ જઇ પડશે પણ તેનું તૃણખલુંત્વ રહેશેજ. માટે ઇશ્વિરની રચનામાં તૃણખલું લેશ ઓછા મહત્વનું નથી. વળી તેં મને કમળ કહ્યો અને પોતાને કથીર કાંકરો કહી તો, બેટા, કમળ કહેકાણે કળા કરી રહ્યું હોય તે નકામું, પણ કાંકરો ગ્યોગ્ય ઠેકાણે પડયો હોય તો કામમાં આવી ઉપયોગી થઇ પડે, માટે પ્રભુની રચનામાં કાંકરાનું મૂલ

કમળ કરતાં લેશ ઓછું નથી. વળી તેં મને પ્રતાપી કહ્યો અને પોતાને પામર પ્રાણી કહી તો બેટા ! પ્રતાપ તો પરમાત્મા જ્યે તોડવા માગેછે તો પલમાં તોડે છે અને પરમાત્માતો પામરને પ્રતાપી કરવા માગે છે તો પળમાં કરે છે. માટે પ્રતાપી અને પામર એ બેઉ ઇશ્વરની સમક્ષ એક સમાન છે.

**મુનિરાજ**—મહારાજાધિરાજ ! તુમારા પુત્ર ભાનુમાન પુરા ભાગ્યશાળી આજ હુવા નહી કે તુમારે ઘર જન્મ લીયા ઓ ઘડી.

**મહારાજા**—ખરે ! શુશીલ પત્નિરૂપી દ્રવ્ય મારા પુત્રને આજે મળ્યું તે હીરા માણેકનાં દ્રવ્યના ભંડાર કરતાં વીશેષ છેજ.

**મુનિરાજ**—નહિ. મેરા કહેના એ હયકે દેવરક્ષિતા માઇકે ચરણમેં પદ્મ હે ઉસકે પ્રતાપસે તુમારા પુત્ર અર્ધ પૃથ્વિકી સંપત્તિ પાયગા

**મહારાજા**—ઓહો ! ધનભાગ્ય ત્યારે તો મારાં કે મારા પુત્રની વહુ તે પદ્માણી ! ( નોકર આવે છે ).

**નોકર**—મહારાજાધિરાજ ! એક જાસુસ સુરપાટ ઘોડો દોડાવતો આવી દોડને ઘોડેજ દ્વાર આગળ કુદી પડી સમાચાર લાવ્યો છે કે આપના ભાઇ જે અર્ધ પૃથ્વિના રાજન હતા તે એકાએક મૃત્યુ પામ્યા છે. અને સંતતિ ન હોવાને લીધે રાજ્યપાટ ભાનુમાનને સોંપી ગયા છે માટે ભાનુમાન બાપુને ત્યાં ઝટ મોકલો.

**મુનિરાજ**—મેરા બચન સત્ય હુવા. પદ્માણી બાઇને ચરણ તુમારે દ્વાર રખા ઓર અર્ધ પૃથ્વિકા પતિ તુમારા પુત્ર હુવા.

**દેવરક્ષિતા**—મુનિમહારાજ ! મુઇ હું. મારાં પગલાં તો સામાં નખ્ખોદીયાં ઠર્યાં કે મારા કાકાજી મારા આવતાંવાર આ દશાને પામ્યા.

**મહારાજા**—બેટા ! મૃત્યુ એતો દૈવની ઇચ્છાની વાત છે. એમાં કોઇ મનુષ્યજાતિનાં પગલાંને શું સબંધ હોઇ શકે ? માટે તું લેશમાત્ર આવા વિચાર લાવીશ નહિ કે ઉચરીશ નહિ. બેટા ! મુનિરાજ સુતપા તેમની તું બહેન તે મારા ત્યાં ક્યાંથી ! આ હાર તારે ગળે પહેર ( હાર આપે છે ). સુખી રહે એટલુંજ કહુંછું. બેટા ! હું જાઉંછું. ( ભાનુમાનને ) બેટા ! હમણા તો હું નીકળી પડી મારા ભાઇના દેશે જાવુંછું અને તું એક દિવસ પછી જરા નીરાંતે આવજે (જાય છે).

**દેવરક્ષિતા**—તાતજી ! આજ્ઞા હોય તો હાથનો ટેકો આપું.

**મહારાજા**—હા બેટા જરા ટેકો આપે તો તારી કૃપા. મારા ભાઇનાં અકાળ મૃત્યુના સમાચાર સાંભળી મારું લુલું શરીર આ પળે ગગડી ગયું છે. નહી તો આવી અશક્તિ કોઇ નહોતી દાખવતી. ( દેવરક્ષિતાનો હાથ ટેકા માટે ઝાલી જાય છે ).

**ભાનુમાન**—(સ્વગત) આહા મુજ સરીખો સુખીઓ શ્રષ્ટિમાં શું કોઈ હશે! પ્રતાપી રાજાના પુત્ર તરીકે અપરિમિત ઐશ્વર્ય, ધન દોલતનો ધણી હું હતો, તેમાં વળી મારા કાકાના અર્ધ પૃથ્વિના પ્રદેશનો ઉમેરો થયો, વળી જગમાં સર્વેના મુખે ગુણી ગવાયો, દેશ વિદેશ મારા યશ અને કીર્તિની ધજા ઉડી અને વળી મનમાની પરમ પ્રિય પત્નિ પામ્યો તે પદ્મણી જેના પગલે સર્વત્ર સર્વે સુખ શાંતાજ આવી મળે! હવે જગતમાં મને શું સુખ બાકી રહ્યું? કહે છે કે સંસારમાં દુઃખ છે અને કોઇએ એવું કથન તો નથીજ કર્યું કે સંસારમાં સુખ છે. પણ હું સુખીઓ છું ત્યારે આ સર્વે સુખ મને કયાંથી આવી મળ્યાં છે? નથી મેં કાંઈ ઉગ્ર વૃત આચર્યાં કે નથી મેં કાંઇ એવાં પુણ્ય પરોપકાર કર્યા કે નથી મેં કાંઇ એવા ભગવાન ભજ્યા જેથી આ સંસારનાં સર્વ સુખ મને મળવાં જોઇએ! પણ હવે મારે તેનો વિચાર ઝાઝો શો? સુખનો આપનાર શ્રી હરી છે અને એણે મને આ સકળ સુખ આપ્યું છે તો હવે મારે અહોરાત્રિ એમનુંજ રટણ કરવું.

ગાયન ૧૮.

[1]સરિતા સપાટીએ સુખે તરી નાવડી.
કહેશે શું નાવડી, નહિ સરિતા હું વડી?
[2]વસુમાન વેપારીએ ભરી ગોળથી ગાવડી,
ગાવડી ગર્વ શો, એતો માટીની ઘડી!
[3]પુરૂષ પરાક્રમે પહોંચી ગગને પતંગડી
પ્રમાદી રખે થાતી નિજ બળે જશે પળમાં પડી.
[4]પારણે હીંચોળી ઓતે બાળને સુવાડે માવડી,
હીંડોળ્યું હાલે પારણું, નહી બાળથી એને પ્રીતડી.
[5]સુખ સકળ પામ્યો તે કૃપા **હરી** તુજ આવડી
જુઠ જાળોથી નહી જપજપથી જીવન દોરી જડી.

---

૧. નાવ તરે છે તે નદીનાજ પ્રતાપે ૨. ગાવડીમાં ગોળ ભર્યો તેથી ગાવડીનું મહત્વ વધ્યું, પણ તેમાં પ્રતાપ દ્રવ્યવાન વેપારીનો જેણે એ ગાવડીને ગોળથી ભરી; ૩ પતંગડી પોતાનાં બળે આકાશમાં ઉડતી નથી. ૪ માતાનું હીલાવેલું પારણું હીલે છે માટે પારણું કહે કે હું બાળને હીંડોળુંછું તો તે ખોટું છે. ૫ જે કાંઇ સુખ હું પામ્યોછું તે ઇશ્વરની કૃપાથી નહી તો હું તો દુર્ગુણોથી ભરેલોછું.

(નોકર આવે છે).

**નોકર**—બાપુ! મહારાણી સાહેબના ભાઇ સત્કર્માં આકુળ વ્યાકુળ બની ગયેલા આવ્યા છે અને આપની પાસે આવવા માગે છે.

**ભાનુમાન**—તો ઝટ આવવા દે. હવેથી તું ખબર આપવા આવે ત્યાં સુધી એમને થોભાવવા નહી પણ આવવા દેવા. (નોકર જાય છે). દેવરક્ષિતાના નાના ભાઇ સત્કર્માં તેમને તો મેં જોયાજ નથી કેમકે હું લગ્ન માટે એમના ઘર ગયો તે વખતે તો એ ઘર નહોતા. નોકર કહે છે કે એ આકુળ વ્યાકુળ બની ગયા છે તે શા કારણ માટે હશે! (સત્કર્માં આવે છે).

**સત્કર્માં**—તમે મારી બહેનને એકાએક અંહી ઉઠાવી લાવ્યા છો એ શું ખરી વાત?

**ભાનુમાન**—ભાઇ! તમારાં બહેનને વિધિ પૂર્વક લગ્ન કરી લાવ્યો છું અને એમના આવ્યાથી મારૂં સર્વસ્વ પાવન થયું છે.

**સત્કર્મા**—તમારૂં સર્વસ્વ પાવન થયું તેતો તમારા જીવને બહુ આનંદની વાત થઇ પણ સામાવાળાનું સત્યાનાશ ગયું તેનું કેમ?

**ભાનુમાન**—ભાઇ આમ કેમ બોલો છો? તમારી કાંઇપણ અડચણ હોય તો બોલો હું ટાળવા સમર્થ અને તત્પર છું.

**સત્કર્મા**—જે આપદ લાવે તેજ આપદ ટાળે, એ કોણ માનશે? મસ્ત ગોધાએ વૃક્ષને પોતાના શીંગથી વીંધી નાખી તેનો નાશ કર્યો તો મસ્ત ગોધો તેને સજીવન કરી શકશે? મત્સરી મયુરે કળાના મોહમાં નાંખી બાલકડાંની આંખ ચાંચ મારી ફોડી નાખી તો શું તેજ પાછો શાણો થઈ સાજી કરવા નીકળશે? સાન ભુલેલો સાગર મર્યાદા મુકી ઉછળી, આસપાસ વહી, ઘરબાર ઝાડપાન તોડી નાખી અજાણ્યો થઇ હીંડી ગયો, તો શું તે પાછો સર્વે નુકસાન ભરી આપવા નીકળશે એ કોઈ સાચું માનશે?

**ભાનુમાન**-ભાઇ! ખરે! કાંઇ અકળાએલા છો.

**સત્કર્મા**—અકળાએલો તો શું પણ હડખાએલો છું. પહાડ પારંપાર પ્રદેશ ઉપર પાડાની પેઠ પડી જાણ્યો, તેમાં પરાક્રમ સમજી પોતાને પ્રતાપી પ્રમાણ્યો, પણ મતિહિનને ભાન નથી કે તારી રાક્ષશી પ્રચંડ પાષાણ કાયા કરતાં એક રતીભારનું રત્ન તે વધુ મૂલ્યવાન છે. સમૃદ્ધ સરિતાનાં જળ સીંચનની સહાયતાથી દશ દીશાઓએ સંચરેલા ખારા સાગર ભલે સુસવાટ સાથ ઉછળે પણ એ કરતાં મીઠાં પાણીની એક નાનકડી કુઇ ભલી.

**ભાનુમાન**--ભાઇ સત્કર્મા ! મારો શું અપરાધ , અને તે પ્રત્યે આ કેવો તમારો રોષ ?

**સત્કર્મા**—જે પ્રદેશે પાખંડી પારધિનો પડાવ અને પરિતાપ, ત્યાં પીડીતને પ્રેમનું પંપાલન ક્યાંથી ? જે ગાગરગર્વની ગંદકીથી ભરી તેમાંથી ગોળના ઘુંટડાની આશંશાની ?

**ભાનુમાન**--પણ ભાઇ ! હુ એવો અન્યાયી અપરાધી કેમ ઠર્યો.

**સત્કર્મા**—ભુંડાસની ભેખડ અવરને પોતાના ભારથી ભચડી નાખવા જાય પણ ભુકંપ થાતાં પોતેજ ભૂમિમાં પેસી જઇ નાશ પામશે. અન્યાયની આરસીમાં અડપલાં કરનાર અનાડી અનુરાગીની અસ્તિત્વ આરસી ક્યાં તો કોઇ ક્રોધીના કાંકરાથી પલમાં ફુટી જશે, કે ક્યાંતો અડપલાંની અંગુલીથી તેની પોતાની ચક્ષુ અંધ થઈ જાય છે અને તેનાં અડપલાંનો અંત આવશે; અપરાધનાં હલેસાં અનુક્ષણ અવનિ અર્ણવ ઉપર મારનાર અધર્માચારી આનંદમાં ભલે તણાતો જાય પણ આપત્તિના અણચિંત્યા અનિલ ઉતરી આવીએ હડસેલાંને અબળ કરી તેને અથડામણે ચડાવી તેને અનુતાપ અનુભવતો કરી નાખશે .

**ભાનુમાન**--કુટિલતાની કાળપ કળુષિત, કાપટયનું કાહુળ કાળનિદ્રા આણનારં, અન્યાયનું અભેપદ અફળ થનારૂં, અપરાધની અંબાડી ઉંધી વળતાં વાર ન લાગવાની, એ સર્વે હું પણ સમજું છું.

**સત્કર્મા**—ત્યારેજ મારી બકુડી બહેનને બળાત્કાર કરી ઘસડી લાવ્યો કેમ ? શું તને ખબર નથી કે એનો આ માનો જણ્યો ભાઇ જીવતો છે તે બહેનીને બળીઆની બળતરામાંથી બચાવશેજ ! બહેનીનાં મનને મગન રાખવા અને તેણીનાં વદને વિઘ્ન ન નડવા દેવા, એક પઇસાનાં લાકડાં માટે વન વગડે ભટકી ઉંચે વૃક્ષે ચઢી લાકડાં કાપતાં અને લાવતાં આ હાથ અને પગ અને આખું તન બળી ભસ્મ થઇ જવા દીધું છે. અને ઘડો જળ લાવવા રાત્રિએ પાતાળ કુવામાં પ્રવેશ કર્યોછે. પોતે ભુંઇ ઉપર સુઇ બહેનીને વાણુ ભરેલા ખાટલા ઉપર સુવા દીધી છે, અને ટુંકમાં બહેની માટે આજદિન પર્યંતનું આયુષ્ય અર્પણ કર્યું છે, તો એ બહેનીને દુષ્ટનાં દુખે દુભાવા દઇશ ? અરે ! ભાનુમાન ! તું એક તો શું પણ તારા જેવા કોટિ રાજા તેમનાં કોટયાવધિ સૈન્ય સહને આવે તો મારી દેવરક્ષિતા બહેનને માટે તે કોટયાવધિ સૈન્ય ઉપર તૂટી પડી દેહીને ઉગારં એવો હું છું માટે આ ઘડીએ મારી બહેનને પાછી [illegible]

**ભાનુમાન**—અરે પણ ભાઇ! તમારાં બહેન તો વિધિપૂર્વક લગ્ન ગાંઠમાં [illegible] આવ્યાં છે.

સત્કર્મા—તો તો ભાનુમાન હવે એમજ સમજ કે વૈભવ વળીયાળી પાન કરવા જતાં વિનાશકાળે વિષપાન કરી દિધું, અને વિનાશ વેળા આવી પહોંચી; વિહાર સ્થળે વિલાસ કરવા જતાં વાઘણનાં વને જઇ ચઢતાં આણંત થઇ ગયો.

ભાનુમાન—ભાઇ તમારૂં શું કહેવું છે, મારો શો અપરાધછે, એ સર્વે હું કાંઇ સમજી શકતો નથી. રહો, તમારાં બહેનને મોકલું છું તે સઘળી હકીકત તમને કહેશે. (જાયછે).

સત્કર્મા—(સ્વગત) બહેન શું હકીકત સમજ પાડવાની હતી? પેલા જોગીરાજે કહ્યું તેમ આ પ્રપંચી પાખંડી પુરો છે તે અનેક રીતે મેં જોયું. ભાનુમાન! તારાં પાખંડનો તો પારજ નહી! તે દિવસે નદી તીરે જઇ ભરવા આવેલી નિર્દોષ નારીઓની ચેષ્ટા કરવા તું ઉભો રહ્યો અને ડોળ તો કેવો ધારણ કર્યો કે જાણે રાંક રામ અવતાર! એ પળેજ તને ફક્ત ઘાલ મારી નાસી જવાને બદલે તન ઠાંગ મેલી ભૂમિ ભેગી કરી દીધો હોત તો આ મારી બહેનને તારાં પાખંડનો ભોગ થઇ પડવા વખત નહીજ આવત! અરે! પણ પાખંડી! એવો વખત મારી બહેનનો લાવીને પણ એમાં છેવટનો શું સાર તું કહાડવાનો છે? કહેવત છે કે કીડીને પાંખોનો વખત આવ્યો તે મોતનો કાળ લાવ્યો તેમ તું મારી બહેનને પ્રપંચથી લઇ ગયો તે શું હવે જીવતો રહેવા પામીશ? ભલે, મારો શીરચ્છેદ થઇ મારો અંત આવે, ભલે કારાગ્રહમાં જન્મ પર્યંત પુરાઇ રીબાઇ રીબાઇ મરવા વખત આવે, પણ તારો તો પ્રાણ લઇશ ત્યારેજ જપીશ. જ્યારથી જોગીરાજે તારાં પાખંડની સમજણ મને પાડી છે ત્યારથીજ બસ તને મારૂં અને મરૂં એજ દ્રઢ નિશ્ચય મને થઇ રહેલો છે. (દેવરક્ષિતા આવે છે)

દેવરક્ષિતા—ભાઇ! સત્કર્મા! ભલે આવ્યો, તું આંહી ક્યાંથી?

સત્કર્મા—ક્યાંથી તો જ્યાં તને લઇ જવા આવ્યો છું ત્યાંથી.

દેવરક્ષિતા—ભાઇ! આજે ઘણા ખુશ મીજાજમાં છે, નહી તો રોજ દસ ફેરા પુછીએ તો એક બોલ બોલે અને આજે લાંબા લાંબા બોલો બોલે છે, અને ઘરથી આવ્યો એટલું કહેવાને બદલે જ્યાં તને લઇ જવા આવ્યોછું ત્યાંથી આવ્યો છું એવા કાંઇ દસ બોલ બોલ્યો!

સત્કર્મા—મૃત્યુ ઘડી પાસે આવી હોય ત્યારે જીવને જાણી જોઇને પ્રસન્ન રાખવો પડેછે જેથી આ દેહમાંથી પ્રાણ નીકળ્યા પછી વૈર લેવા તે ટળવળ્યા ન કરે.

દેવરક્ષિતા—અરેરે! વીરા! માના જણ્યા પાલનહાર વીરાને ફાંસ સરખી ભોકાશે તો સુઇ આ બહેન શું જોયા કરશે? વીરા! બહેન તો તારી ઉપર વારી વારી તારૂં

દૂખડાં ઉચકી લઇ તારા જીવને દુખ નહી આવવા દે! પણ, વીરા! તું આમ કેમ બોલી રહેલો છે?

**સત્કર્મા**—દેવરક્ષિતા! તને દુખી જોઇ મારૂં અંતઃકરણ વિંધાઇ જાય છે.

**દેવરક્ષિતા**-વીરા! મારા જેવી તો કોઇ ભાગ્યશાળી નહી હશે કે માત પિતાના ત્યાં પણ ભાઇઓના પ્રતાપી સુખમાં સુતી અને સાસરીઆમાં પણ સર્વ સુખ વભવ પામી.

**સત્કર્મા**—પાખંડીએ તને પ્રપંચમાં ઘેરી તો તું એમ નથી કહેતી કે ભાઈ તું કહે છે તેમ ખરે દુખી છું પણ ઉલટી કહે છે કે સુખી છું અને મારા જેવી સુખી કોઇ નહી!

**દેવરક્ષિતા**-વીરા! પાખંડી કોણ અને પ્રપંચ શો?

**સત્કર્મા**—**દેવરક્ષિતા! દેવરક્ષિતા! રહેવાને આ મહેલ માળીયાં અને પહેરવાને આ હીરા મોતી મલ્યાં તેમાં પાખંડી પ્રપંચીનો પક્ષ ખેંચાતો હશે કેમ? કાળા ભસ્મ પહાડ ઉપર રવી કે શશી તેજ પ્રકાશ્યું અને તેના પ્રતાપે તે ઉજળો થયો તો શું તે કાળા પાષાણના પહાડને તેજનો ભર્યો માની તે ઉપર મોહિત થઇ એવી મતિહિન તને મેં નહોતી ધારી! માટીનાં નળીઆં વૃષા વૃષ્ટિ થતાં, જળ ભર્યાં થવાથી જળ ધોધ દીધા તો તે માટીનાં નળીઆંએ જળ દીધું એવું સમજનાર મૂર્ખ તું હશે એ આજેજ સમજ્યો!**

**દેવરક્ષિતા**—ભાઇ! તું સ્પષ્ટ બોલ. મને સંતાપ વિના કારણનો ના દે.

**સત્કર્મા**—સ્પષ્ટ શું બોલાવેછે? પેલા જોગીરાજે મને કહેલું છે તે પ્રમાણે આ ભાનુમાન મહા પ્રપંચી ધુતારો છે અને સર્વત્ર ધુર્ત વિદ્યા વાપરી સર્વને ધુતતો જાય છે, અને હું લાકડાં લેવા ગયો તે વખતનો લાગ સાંધી મારી બહેનને ધુતી લાવ્યો છે તો હું એને જીવથી મારીશ અને જીવથી મરીશ ત્યારેજ શાંત થઇશ.

**ગાયન ૧૯.**

**દેવરક્ષિતા**—વીરા! વ્યાકુળ થા ના તું વદુછું વિનવી,<br>
લજ્જાથી મરૂં હું, લાડલા [૧]તું જાણ લવી;<br>
પ્રભાથી ભર્યો રવી કેવો, ન જાય વર્ણવી<br>
[૨]ગ્લાનિ ગ્રહણ ગ્રસ્ત થાતાં દારિદ્રતા દાખવી.<br>
શાંતાથી સંચરી સરિતા જો કદી હળવી,<br>
[૩]રશ્મિ રૂડાંથી રળિઆત કરશે રમ્ય રવી;

---

૧ તું તો જે મનમાં આવે તે બોલી જાણે છે, ૨ રવી પણ ગ્રહણથી ઘેરાય છે તો અંધકાર પ્રસરાવે છે. ૩ નદીનાં જળ સ્થિર વહે તો સૂરજનાં કીર્ણો તે ઉપર પડી શકે.

[1]વિકાર વાયુ વેગે વાતાં કહે એ માનવી,
પ્રભુ પ્રેમ પતંગડી રહીશ કેમ જાળવી!
ગાંડપણ કે ગરજે ગ્રહસ્થાઇ મુકતાં ગીરવી,
[2]વિવેક વસ્તુ વ્યાજે તણાતાં વિપત્તિ અવનવી;
હેતે કે અજ્ઞાનમાં ન કર આસુરી સંપતિ આગવી,
વિક્રાળ વનચરો એ, થઇશ શું એથી વૈભવી?

દેવરક્ષિતા—વીરા! તારા જીવને કાંઇ આજે સંતાપ છે શું? મરતાંને મર ના કહે તે આજે આવાં વચનો કેમ ઉચરે છે? વિધિ પૂર્વક લગ્ન કર્યા તેમાં ધુતી જવાનું શું હતું!

સત્કર્મા—પ્રપંચીના પ્રપંચ નહી સમજવાનું ભોળપણ બીજે કોઇ પ્રસંગે તેં દેખાડયું હોત તો તને ભોળી ગણીને માનત, પણ આ ઘડીતો તને ભોળી ન ગણતાં ભાનુમાન જેવી પાખંડી અને પ્રપંચી ગણું છું. જેને સ્પર્શ કરે તેને સુવર્ણ કરે એવો પારસમણી તો જગતમાં કોઇનાં ભાગ્યે ના મળ્યો! પણ જેને સ્પર્શ કરે તેને મલિન કરે એવી વિષ્ટા તો ઠાર ઠાર દષ્યમાન થવાની અને આવી મળવાની! પણ તેથી શું આપણે તે વિષ્ટાના સ્પર્શથી મલિન ન થતાં આપણા મનોબળથી તે મલિનતા દુર ન કરવી? અરેરે! મીઠી કુઇનું મીઠું જળ પીને સદા શાંત રહેવાની આશ તે મીઠી કુઇ પળમાં ખારી થઇ ગઇ! સુવાસિત અત્તરની ભરેલી તનમનને આનંદ પમાડનાર અત્તરદાનીમાંથી પળવારમાં વિષ્ટાની વાસ નીકળી! દેવરક્ષિતા! જો આ ભાનુમાનને જીવતો રાખવા ઇચ્છતી હોય તો મારી સાથે આપણાં ઘર પાછી ચાલ.

દેવરક્ષિતા—**કોઇ બળીઓ રાજન કે દુષ્ટજન મને હાથીના પગ તળે ગુંદાવી મારી નાખવા નીકળે, કે દેવતાઓ મારી દેહના ટુકડા ટુકડા કરી તેનો કાગને ભક્ષ કરાવવાની ધમકી આપે, કે પરમાત્મા પોતે પોતાના પરાક્રમથી મને પીડવા ઇચ્છે, તોપણ, જે સ્વામીને હું વિધિ પુર્વક પરણી તેનાથી એક ડગલું અલગું થવા હા ભણું નહિ. પણ જ્યારે મારા પ્રાણનો સવાલ નથી, પણ મારા સ્વામીના પ્રાણનો જોખમ છે તો લેને તારા કહેવાથી તારી સાથે આવું છું.** વળી, પેલા જોગીરાજે કહ્યું એ બધું તું શું લવે છે તે હજુ પુરેપુરું હું કાંઇ સમજતી નથી માટે તે નિરાંતે પૂરેપુરું સમજવા તારી સાથે જાવું એમ મારી સમજ-

---

૧ વિકાર રૂપી વાયુ જોરથી ફુંકતો હોય તો પ્રભુ પ્રેમની પતંગડી ઉડાડી ના શકાય,
૨ જેમ ગીરવી મુકેલી જણસનું વ્યાજ ભરતાં આપણને હાનિ થાય છે તેમ ગ્રહસ્થાઇ ગીરવી મુકતાં વિવેક જે ઉત્તમ છે તે વ્યાજમાં આપવો પડે છે એટલે તજવો પડે છે.

શક્તિ મને કહે છે. પણ, વીરા ! નક્કી જાણજે કે વિના કારણની તેં મારી આંતરડી કકલાવી છે તેવી ભગવાન તારી પણ જરૂર કકળાવશેજ, પણ તે કાંઈ મારા શ્રાપને લીધે નહી કેમકે મારા વીરાને તો હું સદા આશીષજ દઈશ પણ ભગવાનનો ન્યાયજ છે કે કોઈની આંતરડી વિના કારણે કકળાવવે આપણી આંતરડી પણ વિના કારણે કકળવા વખત આવવાનોજ. હાય ! ( બાજુએ ઉભી રહે છે).

**સત્કર્મા**—એતો હવેજ મારૂં કરેલું બધું વિના કારણનું અને આંતરડી કકળાવનારૂં થવાનું, તો ! લે, હવે ચાલેછે કે કેમ? ન ચાલવું હોય તો રહે; હું મારે મારી ધારી કરીશ.

**દેવરક્ષિતા**—( અકળાઇ જઈ ) ભાઈ ! બોલીને ના બોલાવ, કરીને તું શું કરવાનો હતો ? તું મારા નિર્દોષ સાચા સ્વામીનો પ્રાણ લેવા જઇશ તો શું હું વચ્ચે તુટી પડી તેને નહી બચાવીશ ? કે મને ખબર ન પડે તેમ મારા ધણીનો પ્રાણ લઇશ તો તેની પાછળ ચિતામાં બળી નહી મરીશ ? અને તેની હત્યા તને નહી લાગશે ?

**સત્કર્મા**—એક ચંડાળનો નાશ કરી જે પુણ્યનું કાર્ય કરીશ તેથી ભગવાન રીઝી બહેનના ભોગતું પાપ માફ કરશેજ.

**દેવરક્ષિતા**—ભાઇ ! ભાઈ ! બોલતો બંધ થા. લે, તારી ભેગી આ ચાલી. અરેરે ! ભાઇ ! જો, ખરૂં કહુછું કે કાંઇ ખોટા વિચારથી દોરાઇ જઇ અને કોઇના ભમાવ્યાથીજ ભમી આ દૂખી દશા બીજાની કરે છે તો તું પોતે પણ દૂખી થઇશ. ચાલ, રજા તો લેતી આવું કે તે પણ ના છે ?

**સત્કર્મા**—મારી તો ના છે. હું તો એટલું જાણું કે જો આવતાં વાર થઇ કે અંદર જઇને કાંઇ કારણે રહી પડી અને તે કારણ મને નહી બતાવ્યું તો હું પાપીના પ્રાણ લઇશ ત્યારેજ જપીશ.

**દેવરક્ષિતા**—તું પણ સાથે આવ. કાંઇ વાર મને નહી થાય, આ રીતે વિના કારણનો અકુળા નહી. ( જાય છે ).

**સત્કર્મા**—ચાલ તારી પાછળજ આવુંછું. ( સ્વગત. જતાં જતાં ) જોગીરાજ ! તમે કહેલું છે કે આ ભાનુમાનને જીવથી માર તે બોલો મારા મગજમાં પુરા કોતરાયા છે અને તેજ આધારે આ ભાનુમાનને મારવા જીવ તલપી રહેલો છે. હમણાં તો એ મહેલે છે ત્યાં તો કયાં મારૂં ! હમણા તો મારી બહેનને લઇ નીકળું અને પછી એક બે દિવસમાં નદી તીરે જેમ એકાંતમાં લાગ મળ્યો હતો તેમ લાગ મળે એટલે તુરત હવે ઠાર કરીશ અને ફક્ત ધોલ થપડની વાત નહી રાખીશ. ( જાય છે ).

## અંક ૨. પ્રવેશ. ૯.

**સુલપા**—પરમાત્મા! પરમાત્મા! આવો તારો સાક્ષાત ન્યાય કે પાપનો પરાજય તે છતાં મનુષ્ય કેવાં દેખતી આંખે આંધળાં બની તારો ન્યાય નિરખતાં નથી અને પાપનો પરાજય [૧]પ્રમાણતાં નથી! પાખંડી પ્રધાન અને શુદ્ધ બુદ્ધ ભૂલેલા સેનાપતિ ખારથી ખળભળવે, મારા હાથમાં રાજ્યસત્તા દેખી ન શકવાથી, મારા માટે ખારની ખાડ ખોદવા માંડતાં તેમાંથી દ્વેષનો દનુજ દૃશ્યમાન થયો અને તેમનોજ દેહાંત કર્યો! શું આવાં કૃત્યનું આવું પરિણામ પોતાથી પ્રગટયું કે અકસ્માતે [૨]ઉદ્દભવ્યું! બીજ વાવ્યું તેથી આપણી સમક્ષ આ વૃક્ષ ઉગી ઉભું છે; કાષ્ટ સળગાવ્યું અને તેથી આંગળી દાઝી તો મનુષ્ય કહેશે કે અગ્નિની ઝાળ ઉત્પન્ન કરવા ગયા તો આ રીતે દુખી થયા; પગમાં કુહાડી મારી અને પગ ભાગ્યો તો મનુષ્ય કહેશે કે કુહાડીનો ઘા કર્યો તો પગ ભાગવા વખત આવ્યો; પણ મનુષ્ય પાપનું કૃત્ય કરે અને તેની શિક્ષા પામે તો એમ ન કહેવાનાં કે પાપ કર્યું તેથી આ શિક્ષા થઈ! પાપનું ફળ દુખ છે એ માન્ય ન કરવાનું કારણ માત્ર એટલુંજ છે કે અગ્નિથી દાઝતાં કે કુહાડાથી ઘાએલ થતાં મનુષ્ય જાણે છે કે એજ અગ્નિ અને એજ કુહાડાના પડખે પાછા જઇશું તો પાછા દુખી થઇશું, એમ એક પ્રસંગના અનુભવથી મનુષ્ય સિદ્ધ માની લે છે. પણ કોઇ પાપની શિક્ષા મળવે તેથી અલગા રહેવા તેઓ નિશ્ચય નથી કરતાં કેમકે પાપની શિક્ષા પરમાત્મા કરે છે તે તેઓ માનતાં નથી અને અમુક દુઃખ તે પાપને લીધે શિક્ષા નથી એમ મનને મારી કુટીને સમજાવે છે.

**ગાયન ૨૦.**

અનીતિ [૩]અસારત્વ ઓળખવે
અજ્ઞાન [૪]આદર્યું [૫]પાતકી માનવે!
એકથી હજાર આવડ્યા જીભ ટેરવે,
બાળ કહે શીખવો એક બે ફરી હવે!
શશી સમક્ષ [૬]સાક્ષાતકાર જે પળે,
આંખે દીધે હાથ શું વળે?
શશી સત્વ સંહાર્યું શું એ ફળે?

---

૧ ગણતા, ૨ આવ્યું, ૩ સાર નથી તે, ૪ લાવ્યો, ૫ પાપી, ૬ દેખાવ થવો. ચંદ્ર ઉગવે આપણે આંખો ઢાંકીએ તેથી કાંઇ ચંદ્રનુ તેજ ઘટયું ના કહેવાય.

અંત આપણ ગણાયા એ છળે.
[1]સ્તબ્ધ બની ઉભા સરિતા જળે,
ધોયું ના વદન ભર્યું જે મળે,
ગંદકી રહી ગઇ આપણ ગળે,
અકર્મી ફરીશ નવ તું મુખે ઉજળે.

(નોકર આવે છે.)

**નોકર**—બાપુ! નગરીના નગરશેઠ, તથા, શ્રીમંત સોમાભાઇ શરાફ તથા પ્રતિષ્ટિત પંડીત, એ ત્રણ સજ્જનો આપનાં ત્વરીત દર્શનની ઇચ્છા રાખે છે.

**સુતપા**—ભલે, આવવાદે. (નોકર જાય છે). (સ્વગત) આ લોકો શું કામ માટે આવ્યા હશે? એક પંડીત, એક શરાફ અને એક નગરશેઠ, એતો ત્રણેના ધંધા અને કામો જુદાં તે છતાં સાથે મળીને આવ્યા છે તો કાંઇ અમુક એકજ કાર્ય માટે આવ્યા હશે! એ ત્રણે મહા બુદ્ધિશાળી અને વિચિક્ષણ નરો છે અને એવાઓ સાથે રાજ્યદ્વારી વિષયો ઉપર વાદવિવાદ ચલાવવા મારી બુદ્ધિ અશક્ત છે, કેમકે સંસારી બાબદો ઉપર તકરાર ચલાવવા સંસારી પુરૂષ સંસારના અનુભવને લીધે શક્તિમાન હોય છે, અને હું સંસારથી વિમુખ હોવા છતાં સંસારના અનુભવવાળા લોકો સાથે વાદવિવાદ કરૂં તો નિઃસંદેહ નિષ્ફળ થાવુંજ પણ, ભગવાન જેમ બોલાવશે તેમ બોલીશ. મારે ક્યાં મારા સ્વાર્થનું કાંઈ બોલવું છે કે મારે કાંઇ ડર રાખવો? મારે તો લોકોના હિતનું અને પરમાત્માના મહિમાનું બોલવાનું છે તો મારે કાંઇ વિશેષ ભો રાખવાની શી જરૂર? (પંડીત, નગરશેઠ તથા શરાફ આવે છે).

**નગરશેઠ**—પૂજ્ય મુનિરાજ્યાધિકારી! અમે ત્રણે આ પ્રસંગે આવી આપને શ્રમ આપ્યો તે [2]ક્ષન્તવ્ય છે.

**સુતપા**—સુપ્રસિદ્ધ નગરશેઠજી! પોતાના વડીલ બન્ધુનાં આગમનથી શ્રમ માનવો એ ભૂલ ભરેલું છે અને એ ભૂલથી ઇશ્વરકૃપાથી હું મુક્ત છું એટલુંજ કહીશ.

**નગરશેઠ**—તમો મુનિરાજ તો સર્વનું શુભ કરવામાં તત્પર એટલે તે અર્થે શ્રમમાં સુખ સમજો છો પણ સંસારી લોક તો અવરનાં સુખ માટે કમ્મરમાંથી વાંકા વળવામાં કે મુખે એક શબ્દ પણ ઉચરવામાં દારૂણ કષ્ટ સમજે છે.

---

૧ નદી કીનારે જઇ તેનાં જળથી આપણું શરીર સ્વચ્છ ન કર્યું તો ગંદકી ભરેલાં આપણે રહીશું એજ ફળ આવવાનું. ૨ માફ કરશો.

સુતપા—પ્રત્યેક સંસારી જનની એ ભૂલ વહેલી મોડી ટળે છે કેમકે એ ભૂલ ટાળવા પરમાત્મા એવા સંજોગો લાવી મુકે છે કે જે મનુષ્ય બીજાનાં હિત માટે શ્રમ નથી લેતો તેને બીજાના આધારે તેનું હિત થાય એવી દશામાં લાવી નાખે છે. અને ત્યારે તે મનુષ્યને ભાન થાય છે કે અન્યને સહાયતા કરતાં હું પાછો હઠયો પણ હવે સમજાયું કે અન્યને સહાયતા કરવી એમાંજ શ્રેય છે કેમકે આપણી પણ દુઃખની વેળા કોઇક પળની તો આવવાનીજ અને આપણે કોઈનું દુઃખ ટાળ્યું હશે તો આપણાં દુઃખની વેળાએ કોઇ આપણું દુઃખ ટાળવા નીકળશે. પણ, નગરશેઠજી ! આપ કહો કે આ વિદ્વાન પંડીતજી તથા શ્રીમંત શેઠીઆજી સાથે આવવાનું પ્રયોજન શું છે અને મારે કાંઇ આપની સેવા કરવાની છે ?

નગરશેઠ—પૂજ્ય મુનિરાજ્યાધિકારી ! અમારૂં ત્રણેનું આવવું આ રીતે થયું છે કે પ્રધાનજી અને સેનાપતિ એકાએક કૌતુક ભરી રીતે મૃત્યુ વશ થયા તેથી રાજ્યની સકળ પ્રજાને મન એવો સંકલ્પ થયો છે કે જ્યારે પ્રધાનજી અને સેનાપતિજી જેવા મોટા અધિકારીઓ પરસપર કલેશમાં કપાંઇ પોતાના નાશનો વખત લાવ્યા, તો રાજ્યના બીજા મંત્રીઓ પણ કદાચ એવા નીકળે. અને તેથી પ્રજા પોતાનું હિત રાજ્યના કારભારીઓના હાથે થાય એમ હવે માનતી નથી અને તેથી એવો દ્રઢ સંકલ્પ કર્યો છે કે તમો મુનિરાજ જે સંસારમાં રહેવા છતાં સંસારથી અલગા છો તે સકળ રાજ્યસત્તા હાથમાં લ્યો અને તે સ્વીકારો અને રાજ્ય કરી તમારાં ઔદાર્ય અને બુદ્ધિબળથી પ્રજાનું હિત અનેક રીતે કરી તેને કૃતાર્થ કરો. આ દ્રઢ સંકલ્પ સકળ પ્રજાજને સર્વાનુમતે ગઇ કાલે પ્રજાજનની મળેલી સભામાં કર્યો છે અને તે આપને જણાવવા અને તમો તે માન્ય કરો તે માટે વિનવવા અમને ત્રણને આ પળે આંહી મોકલ્યા છે. માટે પ્રજાને તમારી પુત્રી ગણી, પિતા પુત્રીની પ્રાર્થના પ્રીતીથી પ્રિછે તેમ પ્રજાની પ્રાર્થના તમે માન્ય કરો.

પંડિત—પૂજ્ય મુનિરાજ ! પ્રજાજને મને પણ ચુંટી કહાડી આ નગરશેઠ સાથે વિનંતિ કરવા મોકલ્યો છે તેથી હું પણ એ વિનંતિ કરવાની આજ્ઞા માગું છું અને વિનવું છું કે પ્રજાજનની વિનંતિ માન્ય કરશો. મારી અલ્પ મતિ અનુસાર બાળપણથી તે આ વૃધ્ધાવસ્થા પર્યંત મેં ધર્મશાસ્ત્રોનું અધ્યયન કર્યું છે તો એ સઘળા અધ્યયનનું તાત્પર્ય શાસ્ત્રમાંથી મને તો એ સમજાયછે કે પરોપકાર અર્થે પરિશ્રમ લઈ પારકાનું શુભ કરવું એજ આત્માનાં

કલ્યાણનો સર્વોત્તમ માર્ગ છે, અને અનેક ઉગ્ર તપ એકાંતમાં આચરી તે રીતે આત્મોન્નતિ કરવી એ કરતાં પણ પરોપકાર વૃતિ એ વધુ વિશિષ્ટ નીતિ છે.

સુતપા—બહુશ્રુત પંડીતજી! જન સેવામાં પોતાનો પ્રાણ અર્પણ કરવો એ આત્મોન્નતિનો સર્વોત્તમ માર્ગ છે તે અનેક રીતે ખરૂં છે. પ્રત્યેક દેવતા જે મનુષ્ય રૂપે જન્મી આ ભૂમિ ઉપર જન્મ લે છે અને અમુક ધર્મનો બોધ અને પ્રચાર કરી જાય છે, તે પરમાર્થના નિઃસ્વાર્થ આશયને લીધેજ. અને આ અંધ મનુષ્યને દિવ્ય જ્ઞાન આપી તેમનો ઉત્કર્ષ કરવા માટેજ એ દેવ અવતારો પોતે સકળ સિદ્ધિરિદ્ધિના તથા ઉગ્ર તપોબળના સ્વામી હોવા છતાં, અમુક ધર્મનો પ્રચાર કરવામાં જે અનેક કષ્ટ પામે છે તે રંક બની શાંત મુખે સહન કરે છે. અને જે લોકોનો ઉત્કર્ષ કરવા ઇચ્છે છે તે લોકોજ તેમનો પ્રાણ લેવા નીકળે છે તે છતાં લોકોનો ઉત્કર્ષ કરવાનાં કાર્યથી વિમુખ નથી થતા, માટે મનુષ્ય જીવોનું શુભ કરવું એ કર્તવ્ય દેવ અવતાર માટે યોગ્ય છે તો મનુષ્ય જે પોતાના આત્માની ઉન્નતિ કરવા ઇચ્છે છે તેને તો કેટલું આવશ્યક અને લાભકારી છે તે તરત સમજાશે. વળી, બીજું, મનુષ્ય જીવો એ ભગવાનના અંશો છે અને એ ભગવાનના અંશોને આપણા જીવનો ભોગ આપી ઉગારીએ તો તો ભગવાન નિઃસંદેહ આપણા ઉપર પ્રસન્ન રહેશેજ. વળી, લોકોની સેવામાં આયુષ્ય ગાળી જે જે લોકોનાં દુખ આપણે ટાળીએ તે સર્વ આપણને નિશ્ચે આશીષ દે, અને એ આશીષના બળે આપણું શ્રેય અનેક રીતે થયા વિના રહેજ નહી. વળી લક્ષમાં રાખવાનું એ છે કે જો આપણે પર સેવા કરી શકયા તો તે એજ બતાવી આપે છે કે આપણે પોતાનાં સુખ માટે દરકાર કરતા અટકયા છીએ. અને મનુષ્ય જે સદા પોતાનાં કિંચિત સુખને અર્થે પારકાનું નિકંદન કરવા તત્પર હોય છે તે પારકાનાં સુખ અર્થે પોતાનું સ્વાર્પણ કરે એવી દશાને પામ્યો તો તે સકળ સદગુણસંપન્ન થયો છે એમ નકી જાણવું, કેમકે અનેક સદગુણો ધરાવ્યા વિના મનુષ્ય કદી અવરની સેવા કરવા નીકલેજ નહી.

શરાફ—મુનિરાજ રાજ્યાધિકારી! અમે વ્હેપારી લોક રાત દિવસ પઇસા અને પઇસાનાજ વિચારમાં વીંટળાએલા રહીએ છીએ, અને અમારૂં કાળજું કહાડીને જુવો તો જાણે પઇસો શબ્દજ ત્યાં કોતરાઇ રહેલો છે. આ પ્રમાણે પઇસામાંજ અમારાં

જીવનનું સાર્થક જાણે સમજીએ છીએ અને પઇસો એજ અમારો ઇષ્ટદેવ માનીએ છીએ, તોપણ કોઇક પળે હરી ભગવાનનાં કીર્ત્તનના બે બોલ શાંતપણે સાંભળીએ છીએ ત્યારે તો મન વિષે એવો દ્રઢ નિશ્ચય થાય છે કે લાખોનાં દ્રવ્યના અધિકારી થવું એના કરતાં ભગવાનની અમ્રત કથાના એક બોલના અધિકારી થવું એ વધુ ઉત્તમ છે. ત્યારે તમારા જેવા જે સાક્ષાત બ્રહ્મારૂપે છો તે અમારા ઉપર રાજ્ય કરો તો તો અમે સંસારીજન તમ જેવા પ્રતાપી શીરછત્ર દેખી શું આનંદ ના અનુભવીએ ? માટે, સકળ પ્રજાજનની વિનંતિ માન્ય કરી રાજ્યસત્તા તમે ચલાવો.

સુતપા—જો સત્ય કહું તો આ પ્રસંગે પ્રજાજન મને રાજ્યસત્તા ન આપત તોપણ હું તે અનેક રીતે મારે હાથ લેવાનો અને રાખવાનો પ્રયત્ન કરત. અને તે કાંઇ રાજ્યસત્તાનાં સુખ વૈભવ ભોગવવા નહી પણ મને પાળીપોષી મોટો કરનાર મારા પૂજ્ય મહારાજાધિરાજે રાજ્યસત્તા મારે હાથ રાખવાની જે આજ્ઞા વાનપ્રસ્થ થતી વખતે મને કરી છે તેનું પાલન કરવા અને તેમ કરી તેમનાં મન વિષે શાંતા સ્થાપવા. પ્રધાનજીએ અને સેનાપતિએ મારા વિરૂધ્ધ લોકોને અનેક રીતે ઉશ્કેર્યાં, અને તેમ કરવામાં જો લોકોનું કાંઈ હિત ઇચ્છયું હોત તો તો ઠીક, પણ આતો પોતાનો સ્વાર્થ સાંધવા, એટલે, રાજ્યસત્તા પોતાને હાથ લેવા, લોકોને વિનાશને માર્ગે ચઢાવ્યા અને એ રીતે તો તેમનાં નિકંદનનો સમય લાવ્યા હોત. જુવો, એમણે રાજ્યનાં લોકોને એવો બોધ કર્યો કે તમારામાંથી પ્રત્યેક જન બુદ્ધિશાળી, સમજુ, સદગુણી, ન્યાયી અને સર્વગુણ સંપન્ન છો માટે તમારે સુતપા જેવા એક લંગોટીઆને રાજ્યસત્તા સોંપી તેને આધિન રહેવાની કાંઇ જરૂર નથી. હવે હું ના નથી કહેતો કે પ્રજાજન અનેક રીતે બુદ્ધિશાળી, ન્યાયી અને સદાચારી છે, પણ આવી રીતે પ્રજાજનની આંખે પોતાના વિષે મોહનો બુરખો નાખી, મોહના બુરખાથી ઉપજતા અંધકારમાં અનેક પ્રકારની અકળામણે અને અથડામણે ચઢાવી મારવાં એ કેવી ભૂલ છે? બાળને બુદ્ધિશાળી કહી કહી તેને ગર્વિષ્ટ કરવામાં સાર એટલોજ નીકળવાનો કે માતપિતા કે વડીલની આજ્ઞામાં ન રહેતાં, સ્વેચ્છાનુસાર વર્તન કરતાં, તેનો છેવટે નિકંદનનો સમય આવવાનો; અશ્વને પ્રેમથી પંપાળી પંપાળી પ્રમુદીત કરી, છૂટી લગામ મુકી દીધી, તો પરિણામ એ આવવાનું કે અશ્વ કયાંનો કયાં નાસી ખાડા ખડીઆમાં પડી પોતાનો અંત આણવાનો; સાગર જેમાં નિરવધિ

જળ સમાય તે પણ પોતામાંહે સકળ વિશ્વનું જળ લેવા જાએ તો પોતેજ ફાટી પોતાનાં અસ્તિત્વનો અંત લાવે. માટે વિશ્વમાં શ્રીપરમાત્મા વિના અન્ય એવું કોઈ છેજ નહિ કે સંપુર્ણ રીતે તે નિપુણ હોઈ શકે. માટે મનુષ્ય જે વનચર પશુ પછી તુરતનો અવતાર, એટલે એક રીતે પામર પ્રાણી છે, તેને સકળ સિદ્ધિરિદ્ધિનો સ્વામી તું છે એમ સમજાવ્યો, તો તેનાં પરિણામે તે આ ખોટી સમજણ ચઢી, અનેક રીતે દુખી થવાનો. અને જે હિતસ્વી બની આ ખોટી સમજણ આપે છે અને ખોટે રસ્તે ચઢાવે છે તેનું તો અનેક ભવ સત્યાનાશ જવાનું. વળી એમ ધારો કે પ્રધાનજી અને સેનાપતિજી પોતે એવા બુદ્ધિશાળી અને ગુણી હતા કે તેમનામાં સકળ ગુણો પરાકાષ્ટાએ પહોંચેલા હતા, અને એમ ધારો કે એટલે દરજ્જે નહી તો પણ લગભગ પરિપુર્ણતા સુધી પહોંચેલાં એવાં અન્ય થોડાંક જન રાજ્યમાં હોય, પણ તેથી શું એમ કોઈ કહેશે કે રાજ્યમાંનું પ્રત્યેક જન સદ્દગુણોની પરાકાષ્ટા સંપાદન કરી મુકયું છે? એવું તો કોઇજ નહી કહે કેમકે ખુની, ચોર, જુઠા, લંપટ એવા દુષ્ટ જનો રાજયમાં અસંખ્ય હોયછે. ત્યારે એ દુષ્ટજનો પણ પ્રધાનજીએ અને સેનાપતિએ પ્રજાજનનાં કરેલાં ગુણાનુવાદનાં વચનો સાંભળીને પોતાને પણ સર્વોત્તમ અને મહાગુણી સમજશેજ અને પોતાનાં પાપી કાર્યોમાં પ્રવર્ત રહેશે, તોપણ તે કાર્યોને પાપી નહી કહેવાના અને પોતાને પાપી ન ગણવાના. તેથી પરિણામ એ કે રાજયમાં અનીતિનું ઉન્મૂલન થવાને બદલે અનીતિની વૃદ્ધિ અહર્નિશ થવાની. માટે રાજયદ્વારી બોધ કરતાં મનુષ્યે સદૈવ વિચારવું જોઇએ કે એ બોધનું ફળ પરિણામ રૂપે શું આવશે. અને જો તે ઘડીનું કોઇ કિંચિત લાભકારી ફળ પ્રાપ્ત થતું હોય પણ તે સાથે ભવિષ્યનું હાનિયુક્ત ફળ પ્રાપ્ત થતું હોય તો તે બોધ ન કરવો.

અને હું તો કહું છું કે અજાણપણે એવો બોધ અને અનિષ્ટ ફળ ઉપજ્યું તો લજ્જીત બની કુવો તળાવ પુરવો જોઇએ જેથી બીજા કોઇ વગર વિચાર્યો બોધ કરતા અટકે. કદાચ કોઇ દેશાભિમાની પુરૂષ શુદ્ધ ભાવનાથી અને વિશિષ્ટ આશયથી લોકોને મન ઠસાવે કે તમે પ્રત્યેક જન રાજ્ય ચલાવવા માટે અનેક પ્રકારનું સામર્થ્ય ધરાવો છો, તો એવા બોધથી તે શું લોકોનું ભલું કરે છે?

જીવનનું સાર્થક જાણે સમજીએ છીએ અને પઇસો એજ અમારો ઇષ્ટદેવ માનીએ છીએ, તોપણ કોઇક પળે હરી ભગવાનનાં કીર્ત્તનના બે બોલ શાંતપણે સાંભળીએ છીએ ત્યારે તો મન વિષે એવો દ્રઢ નિશ્ચય થાય છે કે લાખોનાં દ્રવ્યના અધિકારી થવું એના કરતાં ભગવાનની અમ્રત કથાના એક બોલના અધિકારી થવું એ વધુ ઉત્તમ છે. ત્યારે તમારા જેવા જે સાક્ષાત બ્રહ્માંરૂપે છો તે અમારા ઉપર રાજ્ય કરો તો તો અમે સંસારીજન તમ જેવા પ્રતાપી શીરછત્ર દેખી શું આનંદ ના અનુભવીએ? માટે, સકળ પ્રજાજનની વિનંતિ માન્ય કરી રાજ્યસત્તા તમે ચલાવો.

સુતપા—જો સત્ય કહું તો આ પ્રસંગે પ્રજાજન મને રાજ્યસત્તા ન આપત તોપણ હું તે અનેક રીતે મારે હાથ લેવાનો અને રાખવાનો પ્રયત્ન કરત. અને તે કાંઇ રાજ્યસત્તાનાં સુખ વૈભવ ભોગવવા નહી પણ મને પાળીપોષી મોટો કરનાર મારા પૂજ્ય મહારાજાધિરાજે રાજ્યસત્તા મારે હાથ રાખવાની જે આજ્ઞા વાનપ્રસ્થ થતી વખતે મને કરી છે તેનું પાલન કરવા અને તેમ કરી તેમનાં મન વિષે શાંતા સ્થાપવા. પ્રધાનજીએ અને સેનાપતિએ મારા વિરૂધ્ધ લોકોને અનેક રીતે ઉશ્કેર્યાં, અને તેમ કરવામાં જો લોકોનું કાંઈ હિત ઇચ્છયું હોત તો તો ઠીક, પણ આતો પોતાનો સ્વાર્થ સાંધવા, એટલે, રાજ્યસત્તા પોતાને હાથ લેવા, લોકોને વિનાશને માર્ગે ચઢાવ્યા અને એ રીતે તો તેમનાં નિકંદનનો સમય લાવ્યા હોત. **જુવો, એમણે રાજ્યનાં લોકોને એવો બોધ કર્યો કે તમારામાંથી પ્રત્યેક જન બુદ્ધિશાળી, સમજુ, સદગુણી, ન્યાયી અને સર્વગુણ સંપન્ન છો માટે તમારે સુતપા જેવા એક લંગોટીઆને રાજ્યસત્તા સોંપી તેને આધિન રહેવાની કાંઇ જરૂર નથી. હવે હું ના નથી કહેતો કે પ્રજાજન અનેક રીતે બુદ્ધિશાળી, ન્યાયી અને સદાચારી છે, પણ આવી રીતે પ્રજાજનની આંખે પોતાના વિષે મોહનો બુરખો નાખી, મોહના બુરખાથી ઉપજતા અંધકારમાં અનેક પ્રકારની અકળામણે અને અથડામણે ચઢાવી મારવાં એ કેવી ભૂલ છે?** બાળને બુદ્ધિશાળી કહી કહી તેને ગર્વિષ્ટ કરવામાં સાર એટલોજ નીકળવાનો કે માતપિતા કે વડીલની આજ્ઞામાં ન રહેતાં, સ્વેચ્છાનુસાર વર્તન કરતાં, તેનો છેવટે નિકંદનનો સમય આવવાનો; અશ્વને પ્રેમથી પંપાળી પંપાળી પ્રમુદીત કરી, છૂટી લગામ મુકી દીધી, તો પરિણામ એ આવવાનું કે અશ્વ ક્યાંનો ક્યાં નાસી ખાડા ખડીઆમાં પડી પોતાનો અંત આણવાનો; સાગર જેમાં નિરવધિ

જળ સમાય તે પણ પોતામાંહે સકળ વિશ્વનું જળ લેવા જાએ તો પોતેજ ફાટી પોતાનાં અસ્તિત્વનો અંત લાવે. માટે વિશ્વમાં શ્રીપરમાત્મા વિના અન્ય એવું કોઈ છેજ નહિ કે સંપુર્ણ રીતે તે નિપુણ હોઇ શકે. માટે મનુષ્ય જે વનચર પશુ પછી તુરતનો અવતાર, એટલે એક રીતે પામર પ્રાણી છે, તેને સકળ સિદ્ધિરિદ્ધિનો સ્વામી તું છે એમ સમજાવ્યો, તો તેનાં પરિણામે તે આ ખોટી સમજણ ચઢી, અનેક રીતે દુખી થવાનો. અને જે હિતસ્વી બની આ ખોટી સમજણ આપે છે અને ખોટે રસ્તે ચઢાવે છે તેનું તો અનેક ભવ સત્યાનાશ જવાનું. વળી એમ ધારો કે પ્રધાનજી અને સેનાપતિજી પોતે એવા બુદ્ધિશાળી અને ગુણી હતા કે તેમનામાં સકળ ગુણો પરાકાષ્ટાએ પહોંચેલા હતા, અને એમ ધારો કે એટલે દરજ્જે નહી તો પણ લગભગ પરિપુર્ણતા સુધી પહોંચેલાં એવાં અન્ય થોડાંક જન રાજ્ય-માં હોય, પણ તેથી શું એમ કોઈ કહેશે કે રાજ્યમાંનું પ્રત્યેક જન સદગુણોની પરાકાષ્ટા સંપાદન કરી ચુક્યું છે? એવું તો કોઇજ નહી કહે કેમકે ખુની, ચોર, જુઠા, લંપટ એવા દુષ્ટ જનો રાજયમાં અસંખ્ય હોયછે. ત્યારે એ દુષ્ટજનો પણ પ્રધાનજીએ અને સેનાપતિએ પ્રજાજનનાં કરેલાં ગુણાનુવાદનાં વચનો સાંભળીને પોતાને પણ સર્વોત્તમ અને મહાગુણી સમજશેજ અને પોતાનાં પાપી કાર્યોમાં પ્રવર્ત રહેશે, તોપણ તે કાર્યોને પાપી નહી કહેવાના અને પોતાને પાપી ન ગણ-વાના. તેથી પરિણામ એ કે રાજયમાં અનીતિનું ઉન્મૂલન થવાને બદલે અનીતિની વૃદ્ધિ અહર્નિશ થવાની. માટે રાજ્યદ્વારી બોધ કરતાં મનુષ્યે સદૈવ વિચારવું જોઇએ કે એ બોધનું ફળ પરિણામ રૂપે શું આવશે. અને જો તે ઘડીનું કોઇ કિંચિત લાભકારી ફળ પ્રાપ્ત થતું હોય પણ તે સાથે ભવિષ્યનું હાનિયુક્ત ફળ પ્રાપ્ત થતું હોય તો તે બોધ ન કરવો.

અને હું તો કહું છું કે અજાણપણે એવો બોધ અને અનિષ્ટ ફળ ઉપજ્યું તો લજ્જીત બની કુવો તળાવ પુરવો જોઇએ જેથી બીજા કોઇ વગર વિચાર્યો બોધ કરતા અટકે. કદાચ કોઇ દેશાભિમાની પુરૂષ શુદ્ધ ભાવનાથી અને વિશિષ્ટ આશ-યથી લોકોને મન ઠસાવે કે તમે પ્રત્યેક જન રાજ્ય ચલાવવા માટે અનેક પ્રકારનું સામર્થ્ય ધરાવો છો, તો એવા બોધથી તે શું લોકોનું ભલું કરે છે?

સંસારી જન પોતાનાં ભરણુપોષણુ માટે આજીવિકા કમાવામાં સવારથી તે રાત્રિ સુધી રોકાયલો રહે છે તો તેને પોતાની આજીવિકા ઉપાર્જીત કરવાના કામ સિવાય બીજા કોઇ કામનું જ્ઞાન નથી હોતું, તો રાજ્યકારભારનું મહા તંત્ર જેમાં જગતના સમગ્ર કાર્યોનાં ચક્રો અતિ મામીંક રીતે ફરે છે તે શું તે સમજી શકશે કે ચલાવી શકશે ! બાળ જે લાકડાંની રમવાની ગાડી ગબડાવી જાણે તે શું હાથીનો રથ હાંકી જાણુશે ? બાળ જે ભૂમિ ઉપર ફસડીઆં મારી જાણે તે ગીરી ટોચે ચઢી શકશે ? બાળ પાસે હાથીનો રથ હંકાલાવવો હોય અને તેને ગીરી ટોચે ચડાવવો હોય તો તેને ધીમે ધીમે એ દુર્ઘટ કાર્યોમાં અભ્યાસ આપવો જોઇએ અને નહી કે તેનાં મુખ ઉપર તેનાં બળ અને પરાક્રમના ખોટા બોલો કહી તેને ભ્રમિત કરવું. કેમકે એતો, ચડ જા બેટા શૂળી ઉપર, તેના જેવું થાય છે. એવું તો કાંઇ છેજ નહી કે કોઇ કાર્ય હાથમાં લીધું તો તે પછી આપથી થઇ જશે ! જળ ભર્યો લોટો હાથમાં લીધો પણુ મુખ આગળ લઇ જઇ બરાબર વાંકો કરતાં આવડશે તો જળપાન થશે; દોરીની ગાંઠ વાળવી હશે તો માત્ર દોરીના બે છેડા હાથમાં ઝાલવે બસ નહી થાય, પણુ તે છેડાઓને અમુક રીતે પોરવતાં અને મેળવતાં આવડશે તો ગાંઠ વળશે. માટે રાજ્યસત્તા કોઇના હાથમાં મુકી તેથી તે રાજ્યસત્તા તે ચલાવી શકશે એમ નથીજ. પૂર્વે તો રાજ્યકુળમાં સદૈવ મહા જપતપના વિરલા નરો એવા રૂષિઓજ જન્મ લેતા, અને રાજા થઇ રાજ્ય કરતા. તેઓ ભગવાનનો બોધ લોકો સમક્ષ ઝાઝો કરી લોકોને ભગવત-પરાયણુ કરતા. પણ, આપણા સમયમાં તો પ્રધાનજી અને સેનાપતિજીના કહેવા પ્રમાણે ઘોર પાપી જેવો કે જુડો, લુચ્ચો, ખીસા કાતરૂ એવા મનુષ્ય પણુ રાજ્ય કરવા લાયક અને સમર્થ છે. આવું ઉચ્ચારણુ કરવાનું કારણુ એટલુંજ છે કે રાજ્ય-કારભાર તેને લોકો સ્વાર્થપરાયણુતાનાં સાધન અને માર્ગ સમજે છે. અને સ્વાર્થ માટે લોકો અનેક સાધનોનો ઉપયોગ કરે છે અને અનેક માર્ગે સંચરે છે તો રાજ્યકારભાર જે સ્વાર્થ સાધવાનું એક સર્વોત્તમ સાધન અને માર્ગ છે તે કેમ કામે ન લગાડે ! પરાધિન રહેવું અને દાસત્વ સહન કરવું એવું કાંઈ મારૂં કહેવું નથી. દાસત્વમાંથી મુકત થવા પોતાનું શારરીક, માનસિક, આત્મિક બળ વધારવા લોકોને નિરંતર બોધ દેવો જોઇએ. પણુ તે બોધ જુદો, અને લોકોને ભ્રમે ચઢાવનારો ઉપર વર્ણવેલો બોધ જુદો. વળી જનસમુહમાંથી પ્રત્યેક જને એટલો તો નિયમ પોતા માટે ઘડવો જોઇએ કે કોઇનો બોધ સાંભળ્યો તો તે ઉપર મનન

**કરવા વિના તેથી દોરાઇ ન જવું, અને પોતે જાતે અનુભવ લઇ પોતાના મનથી વિચાર કરી પોતાના અનુભવ પ્રમાણે જે યોગ્ય લાગે તે પ્રમાણે પગલું ભરવું જેથી જો અનુભવથી રાજ્યકર્ત્તા સુપાત્ર માલમ પડે તો તો સ્વાર્થી લોકોના કહેવાથી દોરાઇ તેના વિરૂદ્ધ ન થવું.** હવે, તમે પ્રજાજનને મારા પ્રણામ કહી કહેજો કે તમે મારા ઉપર જે કૃપા કરી છે, અને મારા વડીલની આજ્ઞા પાળવામાં મને જે સહાયતા કરી છે, તેને માટે હું એમનો આજ્ઞાંકિત દાસછું. તમો પરિશ્રમ લઇ પધાર્યા તે માટે તમને પણ નમન કરૂછું. હવે જે કાંઇ બીજી આજ્ઞા હોય તે દર્શાવો.

**નગરશેઠ**—આજ્ઞા તો હવે એટલીજ માગીએ છીએ કે જવાની આજ્ઞા આપો, કેમકે આપનો અમૂલ્ય વખત રોકવો અમને ઘટે નહી.

**સુતપા**—સિધારવું હોય તો ભલે સિધારો. ચાલો, હું પણ આવુછું. (સઘળા જાય છે).



## અંક ૨. પ્રવેશ ૧૦.

**શ્રીદેવા**—(સ્વગત) હરી ભગવાન! હરી ભગવાન! હત્યારાની હબકથી હવે તો હામ હારી ગઇછું! ગાવદી ગોઝારાની ગભરામણથી ગાભરી થવે ગાંડપણુ ઘુમી રહ્યું છે! ભૂંડાના ભ્રષ્ટાચારના ભાલાના ભયથી ભાન ભૂલી ગઇછું! ઉર ઉત્પાતના અગ્નિથી ઉકળી આકુળવ્યાકુળ બની ગયું છે! ધૈર્યની ધજા આ ધમરોળનાં ધનુષ્યથી ધ્રુજી નીચે પડી ધુળ ભેગી થઇ ગઇ છે! જયદત્તે મારાં મુખે કહ્યું કે શ્રીદેવા તારે જે ઘડી જવું હોય તે ઘડી જજે, અને જ્યારે જવા નીકળી ત્યારે કીલ્લાના પહેરેગીરોએ રોકી. અરેરે! હું તો ગયા ભવમાં કોણ પ્રપંચી પારધિ હઇશ કે પક્ષીઓને માળામાંથી ઝડપી ઝડપી લઇ જઇ પાંજરે પુરાવ્યાં હશે? અરેરે! હું તે ગયા ભવમાં કોણુ પીશાચણી હઇશ કે જે મનુષ્ય દ્રષ્ટિએ પડ્યો તેનાં રૂધિર અને માંસનો ભક્ષ કર્યો હશે! કે હું તે કેવી કાળી નાગણુ હઇશ કે રસ્તે ચાલનારને વિષ ડંસ દીધા હશે? કે ધુતારી વેશ્યા હઇશ કે નબળા મનનાને કપટ કારાગ્રહમાં ફસાવી દીધા હશે? કે સ્થળે સ્થળે કલેશ અને કુતુહળ કરનાર કોઈ કુલટા હઇશ? જેથી એ બધાં ઘોર પાપોની શિક્ષા માટે આ પળે આ દારૂણુ વિપત્તિમાં આવી પડી છું? લેખક લખેલા કાગળને મનમાં આવે ત્યાં સુધી સ્નેહથી, અને સાવધાનધણે સાચવી રાખી તેનું સંરક્ષણુ કરે, પણ મનમાં એ લખાણુ પ્રતિ કાંઈ અનાદર ઉદ્દભવતાં આડું અવળું ચીરી ઉરાડી મેલે અને તેનાં અસ્તિત્વનો અંત આણે. બરૂનો બંગલો બનાવનાર બાળ બાંધતાં બાંધતાં તે તુટી પડતાં પણુ બહુધા બેસી પુરો બાંધશે, પણુ જો બુદ્ધિ બગડી અને બળતરા કાંઇ થઇ તો બાહુબળે બાચકા ભરી બરૂના બંગલાનું બાંધકામ બારેવાટ કરી દેશે. તેમ, હરી ભગવાન! પળવાર પહેલાં તો તું પિતાને અને પુત્રીને પંપાળતો અને પ્રેમ બતાવી પ્રત્યેક આશ ઉમંગ પુરણુ કરતો, અને પલમાં જાણે પલટાઇ જઇ પરમપદથી પદચ્યુત કેમ કરી નાખ્યાં અને પરિતાપ પામતાં શાને કરી મુક્યાં? હરી ભગવાન! હુંતો ગાંડીઘેલી બનીછું તેથી જે મનમાં આવે તે લવુછું. પણુ કાંઇ અઘટિત લવતી હોવું તો કોપ રખે કરતા જો!

### ગાયન ૨૧.

સમર્થ છો શ્રી હરી સમાઇ તમમાં શક્તિ સકળ,
૧શેરી સંહાર કે વિશ્વ વિનાશ પુરતી તે કાજે તમને પળ.

---

૧ માત્ર શેરીનો નાશ કરવો કે આખાં વિશ્વનો નાશ કરવો હોય એ તમારે તો એક પળનુંજ કામ છે એવી તમારી શક્તિ છે.

યાચું છું આરાધી અંતર્યામી હું અબળા અબળ,
[1]ઉન્નતિ અર્થ કે ઉદ્ધાર કાજ, આણો એ અદભૂત કળ.
[2]તૃણ કેરો કરો મેરૂ, રખે મેરૂને દ્યો તૃણ તરળ,
[3]પૂંજના કમળ ભલે કરો, રખે કરતા પૂંજ જે કમળ.
રંકના કરોને રાય ઓ રઢીઆળા પ્રબળ,
રખેને થાવા દેતા રાયના રંક કોઇ છળ.
ગ્રહો જે ગગને જડયા હર્ષથી દીસે ઉજવળ
કદીને રખે લાવી વસાવતા આ સ્થળ જે ભુતળ.

( જયદ્રથ આવે છે ).

**જયદ્રથ**—શ્રીદેવા ! ક્ષમા કરજો. ત્રણ ચાર દિવસ રાજ્યનાં કામમાં એવો રોકાઇ ગયો કે તમારા ક્ષેમ કુશળના સમાચાર પુછવાને કે તમારી પરોણાચાકરી કરવા આવવાને કિંચિત નિવૃતિ ન મળી.

**શ્રીદેવા**—નિવૃતિ ન મળી એતો અત્યંત ઠીક થયું.

**જયદ્રથ**—કેમ વારૂ !

**શ્રીદેવા**—કેમકે શત્રુ શત્રુના ક્ષેમ કુશળ પુછે અને તેની પરોણાચાકરી કરે એતો મહા પાતકી મિથ્યા ડોળ અને પ્રપંચ.

**જયદ્રથ**—શ્રીદેવા ! હજુ, તમે મને તમારો શત્રુજ ગણો છો ? ભગવાન તમને એ ભ્રમમાંથી કયારે મુક્ત કરશે ?

**શ્રીદેવા**—જે ભ્રમ નથી એમાંથી મને મુક્ત થવા ઇચ્છો છો એવા તમે દયાવાન છો તો મને કહો કે આ જે સાક્ષાત બંદિખાનું મારે માટે છે તેમાંથી હવે કયારે મને મુક્ત કરવાના છો. હું જવા નીકળી ત્યારે તમારા સીપાઇઓ મને રોકી ઉભા રહ્યા અને કહેવા લાગ્યા કે જયદ્રથ મહારાજાનો હુકમ છે કે તમને આંહીથી જવા ન દેવાં.

**જયદ્રથ**—(આશ્ચર્યનો ડોળ કરી) આતે તમે શું સાચું બોલો છો ? મેં શું સીપાઇઓને એવો હુકમ કર્યો કે તમને આંહીથી જવા ન દેવાં ? તમેજ વિચાર કરોને કે મારે શા માટે એમ કરવું પડે ? શ્રીદેવા ! તમે પોતેજ જરી વિચાર કરી જુવો.

---

૧ લોકોની ઉન્નતિ કાજે કે લોકોને ઉગારવા તમારી શકિત વાપરો, ૨ તણખલાંને મહિમા ભરેલો મેરૂ કરજો પણ મેરૂની તણખલાં જેવી દશા કરશો નહી, ૩ કચરાના કમળ કરી કચરાની ચઢતી કરજો પણ કમળને કચરો કરી તેની માઠી દશા કરશો નહી.

**શ્રીદેવા**—**જયદ્રથ! આજ પર્યંત ધારેલી ધૈર્ય ગઈ. હવે તને ઘટતા શબ્દોમાં કહું છું કે તારાં ધુર્તની ધમણ ધમધોકાર ધમણ્યો જા, અને ધીંગાણું મચાવ્યો જા, પણ ધ્યાન ધરી જોજે કે ધર્મનાં ધનુષ્યનો ધક્કો લાગતાં તારી ધમણ ધુળધાણી થઇ જવાની અને તારા પણ તેવાજ હાલ થવાના. તારાં નયન નીચાં ઊંચા કરી નર્તન ભલે કર્યો જા, જીભ જેમ ફાવે તેમ હીલાવી જુદાણાં વધ્યો જા, હાથ આડા અને અવળા ઊછાળી આડંબર કર્યો જા; પગ પાછળ અને આગળ અને પહોળા ને સાંકડા પટકી પરાક્રમી પોતાને પ્રદર્શિત કર્યો જા, પણ તે કયાં સુધી કે જે ભૂમિ ઊપર તું આવું વર્તન કરે છે તે તને ટેકવી રાખે છે ત્યાં સુધી. અને જે ઘડી ભગવત તને જીવતો ભૂમિદાહ કરવા ભૂમિમાં ભુકંપ કરશે અને ભૂમિ તને ગળી જશે ત્યારે તને ભીતિ એવી લાગશે કે આ નર્તન મુકી દઇ પ્રભુ કીર્ત્તન કરતો, સત્યનું સેવન કરતો અને આપ્પલોચન કરતો થઇશ.**

જયદ્રથ—શ્રીદેવા! તમે પોતેજ જુવો કે મને તમારા ઉપર પ્રેમ ન હોત તો તમારાં આવાં કડવાં વચન હું સાંખી શકત,

**શ્રીદેવા**—ગીધ મ્રત્યુ પામેલાં પ્રાણીનાં માંસ, અસ્થિનું ભક્ષણ કરી પોતાના જીવને તૃપ્ત કરે અને મૃત્યુ પામેલાં પ્રાણીને કહેતું જાય કે તારા ઉપર મને જે પ્રેમ છે તેને લીધે તારો આહાર પ્રીતે કરૂં છું; શ્વાન પાછળથી આવી બચકું ભરે અને અને કહે કે મને અપ્રતિમ સ્નેહ છે તેથી પ્રેમે પુરણ ભેટવા તારા પગ મેં મોંહમાં લઇ દાંતથી દાબ્યા છે; એવાં ગીધ અને શ્વાન સમાન તારો સ્નેહ, પછી તું જે કડવાં વચન મારાં સાંખે તેમાં શું નવાઇ?

જયદ્રથ—તમારે મોંઢેથી બોલવું હોય તે બોલો. હું તો મોંઢેથી બોલનાર નથી.

શ્રીદેવા—તું મોંઢેથી શું કરવા બોલે? તું તારે પીઠ પાછળથી છળ કપટ કર અને પીડા દેને!

જયદ્રથ—ખરે! હું હીણભાગી કે આટલું તમારૂં માનપાન તેનો બદલો મને માનપાનથી તો કયાંથી આપો પણ આવી રીતે અપમાનથી આપો!

**શ્રીદેવા**—**ધુર્તતની ધાબળી ધુળમાં ફેંકી દે તો તને ધર્મભાઈ અને ધર્મગુરૂ ધારી તારા ધન્યવાદના ધ્વનિ ઉચ્ચરીશ, આ કપટની કોથળી કહાડી નાખી માથે ભલાઈની ભારી લે તો તને ભવતારણ ગણી તારી પાસે તારી ભલાઇની ભિક્ષા માગી તે મલવે ભવ પર્યંત તારી ભલા-**

ઇનાં યશોગાન ગાઇશ; દુરાચારની દોર છોડી સદાચારની સીઢીએ ચડીશ તો તારી સંગાથ સંગાથ સાત આસમાન સુધી સંચરીશ.

**જયદથ**—ત્યારે હું તો પાપી છું અને મારામાં કાંઈ સારા ગુણ છેજ નહી કેમ? (જતાં જતાં. ખાજુ) લાવ, જીમુતને મોકલું તે એને હંફાવશે એટલે ઠેકાણે આવશે. આડે લાકડે આડો વેહ. (જાયછે)

**શ્રીદેવા**—અરેરે! આ જયદથનો મારા ઉપરનો પ્રેમ તો જુવો!

ગાયન ૨૨

[1]પ્રેમ પ્રેમ પોકારે પુરૂષ પ્રીયા પામવા કાજે;
ભૂલ્યો આપ, ભૂલાવે પ્રીયા ભૂલી આપે જે.
[2]સુંઠ ગાંગડો લઇ સંચર્યો ગાંધી સુંઠ ગુણથી ગાજે,
ગાજ્યો નહી સુંઠ સ્નેહથી દાઝયો દ્રવ્ય કાજે.
[3]આશીષ દેતો આવ્યો અતિથી આંગણ તારે આજે,
આટા આશા અફળ થાતાં ગાળ ઉચરતાં ન લાજે.
[4]તૃષા ટાળવા કાજે આવ્યો પોપટ પાણી પાજે;
પાણી પૂજનાર્થ પધાર્યો, છળ એ શું છાજે?
[5]પુરૂષ પ્રેમ પ્રમાણો, કર્યો ધ્વનિ પખવાજે;
પખવાજ પોલંપોલ, તૂટે ઝુડતાં જોરથી ઝાઝે.

(જીમુત આવે છે).

**જીમુત**—મેં તમને ભોજન પાણીનું કયારે કષ્ટ પડવા દીધું કે મહારાજાને તમે કહ્યું કે જીમુત તો ભોજન પાણી પણ પુરૂં દેતો નથી?

**શ્રીદેવા**—મેં તો જયદથને એવું કાંઇ કહેલું નથી. એમણે પોતાની મેળે કહેલું હશે.

**જીમુત**—પોતાની મેળે જોડી કહાડયું હશે એમ ત્યારે? (ક્રોધના ડોળમાં)

---

૧. સ્ત્રીના ભોગી થવા પુરૂષ સ્ત્રીને કહે છે કે મને તારા ઉપર પ્રેમ છે અને આ રીતે પોતે ભૂલાવો ખાય છે અને સ્ત્રી જાતને ભૂલાવે છે. ૨ ગાંધી સુંઠ વેચવા નીકળે ત્યારે સુંઠના વખાણ કરે છે તે કાંઇ સુંઠ ઉપર પ્રેમ છે તેથી નહી પણ તે વેચી દ્રવ્ય પામવા. ૩ ભિક્ષુક આશીષ દેતો બારણે આવે છે તે કાંઇ આપણા ઉપર તેને પ્રેમ છે તેથી આશિષ નથી દેતો પણ ભિક્ષાની લાલચે ઠાલી લવે છે. ૪ પોપટ પાણી પાસે પાણી પીવા આવે ત્યારે કાંઇ પાણીનું પૂજન કરવા નથી આવતો પણ પોતાની તૃષા છીપાવવા આવે છે. ૫ પુરૂષનો પ્રેમ પખવાજ જેવો પોલો છે અને તેમાં સત્વ નથી. કેમકે પખવાજને ઝુડતાં ફાટી જાયછે, અર્થાત; પુરૂષનો પ્રેમ કસોટીમાં પોતાનું પાખંડ જણાવી દે છે.

**શ્રીદેવા**—એ મનુષ્ય જે જોડી કહાડવા માંગે તે જોડવા સમર્થ છે અને જે ન જોડી કહાડવા માંગે તે ન જોડવા પણું સમર્થ છે.

**જીમુત**—વાહ! વાહ! તમારાં મન જયદ્રથ મહારાજા તે રસ્તે જતો રાવળીઓ કે વને ઉગતો બાવળીઓ છે શું! રાજાનાં રક્ષણાર્થે લાખોને રૂધિરમાં રગદોળનાર હું તે શું આ રાજદ્રોહ દેખી કે સાંભળી શકીશ!

**શ્રીદેવા**—(તપી જોઇને) જો તું એવો પરાક્રમી વીર છે તો મારા રાજદ્રોહની શિક્ષા માટે આ મારૂં શીર તારી તલવારથી ઉડાવી દે એટલે તારો રાજા શત્રુથી મુક્ત થાએ. (જીમુત પાસે જઈ તેની તલવાર તેના હાથમાં આપે છે). (જીમુત સ્તબ્ધ બની જાય છે). કેમ? ખેંચને તલવાર. જોયા શું કરે છે? લડાઇમાં પણ આમ દસ કલાકે પણ તલવાર મ્યાનમાંથી ખેંચી નથી શકતો કે? પાખંડી રાજાના રક્ષક! રણભૂમિના રણવીર! તારી સામે ઉગામવા મારી પાસે હથિઆર નથી કે અબળા તરીકે બળવાન હાથ પગ નથી તે છતાં મારૂં શીર ઉડાવી દેવા તારો હાથ ઉપડતો નથી કે તારી હામ ચાલતી નથી તો રણભૂમિમાં જ્યાં બળીઆ સાથ બાથ ભીડવાની ત્યાં તો તું શું કરી શકતો હઈશ? અરે! પણ ભૂલી, રાજા પ્રેમનું પાખંડજ ચલાવી જાણે તો તેમના સાથી પરાક્રમનું પણ પાખંડજ ચલાવી જાણે તો!

**જીમુત**—તારા રાજદ્રોહની શિક્ષા અર્થે મેં તારૂં શીર ઉડાડી ન દીધું તેથી તને મારૂં પરાક્રમ પાખંડી જણાયું તે તો ઠીક, પણ જયદ્રથ રાજાનો પ્રેમ તને પાખંડી જણાયો તેનું કારણ શું!

**શ્રીદેવા**—તેનું કારણ તો મેં પાખંડી પ્રેમીને સમજાવ્યું.

**જીમુત**—અને જયદ્રથ મહારાજા સમજ્યા?

**શ્રીદેવા**—અરેરે! સારી વાત સમજવાનું તો જેનાં ભાગ્ય પાધરાં હોય તેને સુઝે. મારોજ દાખલો લેને. મારાં ભાગ્ય પાધરાં હોત તો સુતપાની સમજાવેલી હું સમજત નહી? અને આજે તો આ કેદખાનામાં પુરાવાને બદલે સુખમાં રાજ્ય ન કરતી હોત?

**જીમુત**—સુતપાની સમજાવેલી સમજી હોત તો સુખે રાજ્ય કરતી હોત, એ હું કાંઈ ન સમજ્યો.

**શ્રીદેવા**—એતો સઘળું તારે સમજવાની જરૂર જેવું નથી, પણ, ટુંકમાં એટલુંજ કે જ્યારે દી ઉઠયો હોય ત્યારે કોઈની સારી વાત ન સમજાય અને ખોટી સમજણુજ પડે, માટે નક્કી જાણજે કે તારા રાજાને ખોટી મતિ સુઝી છે તે વિનાશ કાળે વિપરિત બુદ્ધિજ છે.

જીમુત—હવે એતો બધું ઠીક છે. પણ હવે જયદથે મારી સાથે કહેવાડયું છે કે આ જવાહીર મારી સાથે મોકલ્યાં છે તે લાખોનાં મૂલ્યનાં છે અને તે જવાહીર-ખાનામાંથી કાંઈક વર્ષે આજેજ તારા માટે કહાડયાં છે તે આજે તને આપું છું તે તું લે અને હવે પત્નિ થઇ રહેવા કબુલ કર.

શ્રીદેવા—જવાહીર મોકલ્યાં તે તો જેમ તારા રાજાની ઇચ્છા, પણ મારે તને પુછવાનું કે રાજાએ પત્નિ તરીકે મને રહેવા કહેવાડયું તેમાં આ જવાહીરને શો સંબંધ તે તને કાંઇ ખબર હશેને ?

જીમુત—સંબંધ તો એ કે જવાહીરથી કાંઇ જીવ હરખાય.

શ્રીદેવા—એમ ! ત્યારે તો લાવો લાવો. ( લે છે ). અરે ! પણ આટલાંને શું કરું ? એટલાંથીતો જીવ નથી હરખાતો ! તારા રાજાને કહે કે એથી ઘણાં વધારે હોય તો મારો જીવતો હરખાય.

જીમુત—એમ તો તું કહેશે કે હીરાને મોતી ની કોથળીઓ નહી પણ મોટા કોથળા ભરીને આપો તો રાજા કોથળા કયાં લેવા જશે ?

શ્રીદેવા—(ક્રોધમાં) અરે ! મૂર્ખા ! તારૂં પારખું જોતી હતી. જા. જા. જવાહીરના કોથળા તો શું પણ પાતાળ ખાણો તારો રાજા આપવા સમર્થ હોય તોપણ શું થયું ? જે જવાહીરને તું અને તારો રાજા અત્યંત કીમતી ગણે છે તેને કાંકરા તૂલ્ય હું ગણી ફેંકી દેવું છું. (જવાહીર લાંબે હાથે ફેંકે છે તે ચારે તરફ વેરાતાં પડે છે ). જા. તારા રાજાને કહે જવાહીર તો આ પ્રમાણે ફેંકી દીધાં. તને ગરજ હોય તો વીણી લે. મૂર્ખા ! પ્રેમ અને જવાહીરને સંબંધ શો ? જો તને કહી સંભળાવું. પ્રેમ તો એવો કીમતી છે કે જવાહીરથી પણ તે મલિન થાય છે, માટે પ્રેમ અને જવાહીરને વૈરીનો સંબંધ. વળી જવાહીર તે તુચ્છ માટીની તુચ્છ ભૂમિમાંથી ઉત્પન્ન થાય છે, એટલે જવાહીર એ સ્થુળ અને તુચ્છ, અને પ્રેમ તે સુક્ષ્મ અને વિશિષ્ટ તેમજ પવિત્ર. તેથી પ્રેમ અને જવાહીર એ બે તો પરસ્પર વિરોધી થયાં. હજીએ સમજાવું કે એટલું બસ છે ? અને તને સમજણ પડી હોય તો જરા તારા રાજાને સમજાવજે એટલે એ પાછો અજાણ્યો થતો કદાચ આવે તો મારે એને સમજાવવાની માથાફોડી કરવી નહી પડે. પણ, વારૂં ! તારા રાજાએ મને છૂટી કરવા કાંઇ કહેલું છે. ?

જીમુત—હવે છૂટી બીજા ભવમાં થઇશ.

**શ્રીદેવા**—(તપી જઇને) તેનો મને ભો નથી. તેનો મને ભો નથી. પણ આતો તારો રાજા કહેતો હતો કે મેં કાંઇ તને કેદ રાખી નથી અને મારા જીમુત સરદારે કાંઇ ભૂલ કરી હશે, તેથીજ મેં તમે જરા પૂછી જોયું. જા, ત્યારે હવે, અને તારા રાજાને કહેજે કે જવાહીર તો ફેંકી દીધાં અને પ્રેમ શું અને જવાહીર સાથે પ્રેમને શું સબંધ તે પણ મેં સમજાવ્યું.

**જીમુત**—(જતાં જતાં ક્રોધમાં) ઠીક છે ઠીક. તનેજ "બાપજી" બોલાવું ત્યારે હું અને મારા રાજા ખરા. (જાયછે)

**શ્રીદેવા**—અરેરે! જગતમાં દુષ્ટને દુષ્ટ મળી રહે છે! પુણ્યશાળીને દુષ્ટ મળી રહે છે! પણ પુણ્યશાળીને પુણ્યશાળી નથી મળતા! દુષ્ટ જયદ્રથ તેના જેવો દુષ્ટ જીમુત તેને મળ્યો! પુણ્યશાળી સુતપાને દુષ્ટ સેનાપતિ અને પ્રધાન મળ્યા! પણ પ્રતાપી પુણ્યશાળી સુતપાને કોઇ પુણ્યશાળી ના મળ્યું! સુતપા! તમે મને આ બંદીખાનામાં યાદ આવી મારી આ ભયાનક સ્થિતિને વધુ ભયાનક કરો છો. અને વધુ ભયાનક એ રીતે કરો છો કે તમે મારૂં શુભ કર્યું અને મેં કૃતઘ્ની થઇ તમારૂં અશુભ કર્યું. અને બીજું એ કે તમારાં મૂનિ સમાન સુખ અને આચરણ ઉપર હું મોહિત થઇ તમને વરવા મનમાં ઇચ્છા રાખતી હતી તે ઇચ્છા દુષ્ટ પ્રધાન અને સેનાપતિનાં ખોટું ભમાવ્યાથી થોડોક કાળ જરા ઓછી થઇ હતી, પણ એ ઇચ્છા પાછી આ પળે તીવ્ર બળતરા રૂપે પ્રગટી રહી છે. ભગવાન! ભગવાન! તમે જે અંતર્યામી છો તે તો સારી પેઠે જાણતા હશો કે એ સુતપા માટે કાંઇક વર્ષોથી હું મનમાં મુંઝાઇ મુંઝાઇ મરતી હતી, પણ સુતપાએ સંન્યાસવ્રત ધારણ કરેલું તેથી મારી ઇચ્છા પરીપુર્ણ થવાનો લેશ સંભવ નહોતો તે નિરાશાએ કરીને, તેમજ જગત કદાચ નિંદે કે ઘરમાં રાખેલા જોગીરાજ સાથે લગ્ન કર્યાં એવી ભુંડી પુત્રી નીકળી અને તેથી પિતાનો જીવ દુખાય, એમ આ બે કારણોને લીધે મુખે તાળું દઇ બેસી રહી હતી. આ બંદીખાનામાંથી છુટવા જીવ તલપે છે તે બેજ કારણોને લીધે કે આંહીથી છૂટું તો જઇને સુતપા પાસે મારા અપરાધની ક્ષમા માગું અને એને પાયે પડી વિનવું કે ભગવાન લેખે તારૂં બ્રહ્મચર્યવૃત્ત તોડી મને તારી પત્નિ તરીકે સ્વીકાર (જયદ્રથ આવે છે). (જયદ્રથને) રાજ્યપાટના નિરંકુશ વિહાર મુકી તને પણ શું બંદીખાનામાં પુરાઇ રહેવા ગમે છે કે હમણા મારી પાસે આ બંદીખાનામાં આવી ગયો અને વળી પાછો આવ્યો?

**જયદ્રથ**—વિવેક ખાતર તમારી પાસે આવવું પડે છે.

**શ્રીદેવા**—અરેરે પાખંડી ! વળી વિવેકને ક્યાં વચમાં લાવ્યો ? ક્યાં શાસ્ત્રોમાં એવો વિવેક લખ્યો છે કે એક તરૂણી જેને માત કે તાત નથી કે ભાઇ કે ભાંડુ નથી, કે જેને શીર તેના પતિનું કે વડીલનું છત્ર નથી, એવી અનાથ તેમજ કુંવારી તેને પ્રપંચથી પકડાવી મંગાવી, પોતાના મહેલમાં પુરી, તેની પાસે એકાંતમાં આવી, તેની સાથે વ્યભિચારની વાતો કરવી અને તેમાં તેને હા કહેવડાવવા તેને ફોસલાવવી કે તેના ઉપર કાળો કેર વર્તાવવો ? તારા જેવા શઠના શાસ્ત્રોમાં એવો વિવેક લખ્યો હોય તો કોણ જાણે !

**જયદ્રથ**—મારો તો પ્રેમ ખોટો, મારો તો વિવેક ખોટો, મારૂં તો સર્વસ્વ ખોટું !

**શ્રીદેવ**—તારૂં સર્વસ્વ ખોટું નહી કારણ કે તારૂં એક સચું છે અને તે તારૂં પાખંડ. માત્ર તારૂં એક પાખંડ સાચું છે.

**જયદ્રથ**—પણ મારૂં એક પણ પાખંડ પુરવાર કરી આપને ?

**શ્રીદેવા**—**પાખંડ પોતાનેજ પુરવાર કરે છે, એટલે મારે તે પુરવાર કરવાની કશી જરૂર નથી.**

**જયદ્રથ**—એ તો જ્યારે પુરવાર ન થઇ શકે ત્યારે પછી બીજું શું કહે !

**શ્રીદેવા**—હા. તે પણ ખરૂં. ત્યારે હું તો ધારૂં છું કે હું હવે એમ કરૂં કે તારાં પાખંડ પુરવાર કરવા તારાં હજુ વધુ પાખંડ જોવું ! હા, એ પણ ઠીક છે. લે, ત્યારે હવે તારાં પાખંડ ચલાવ, જોવું. વારૂં, ત્યારે હું તને પ્રથમ એમ પુછું કે જીમુત સાથે તેં જવાહીર મોકલ્યાં ત્યારે તેં એવું મને કહેવડાવ્યું હતું કે એ જવાહીર તું લે અને હવે તો મને વરવા કબુલ કર ?

**જયદ્રથ**—( ખોટો ડોળ કરીને ) મેં તો એટલુંજ કહેવડાવ્યું હતું કે આપણા ખજાનાનાં ઘણાં અમૂલ્ય જવાહીરો છે અને આજેજ બહાર કહાડયાં છે માટે શ્રીદેવાને પણ દેખાડી આવ. ( બાજુ ). મેં પણ આ બધા સવાલના જવાબની પીડા હાથે કરી ક્યાં હોરી !

**શ્રીદેવા**—તારૂં પાંખંડ તનેજ પુરવાર નથી થતું કે તારા કહેવડાવ્યા વિના બે બદામનો નોકર મને કાંઇની કાંઇ વાત કહી શકે ! પણ, વારૂ, એ જવાહીર મેં ફેંકી દીધાં તે વિષે જીમુતે તને કહ્યું ?

**જયદ્રથ**—( બાજુ ) હવે આનો શું ઉત્તર આપું ? ( શ્રીદેવાને. જરા વિચાર કરીને ) જીમુતે તો મને એટલુંજ કહ્યું કે શ્રીદેવા કહે છે કે મારા જીવને હમણાં સુખ નથી તેથી જવાહીર કોરાણે મુકી જા પછી તે જવાહીર જોઇશ.

**શ્રીદેવા**—અરેરે પાખંડી ! તારા હાજર જવાબ તનેજ હરાવે છે. તારો તો જીમુતને હુકમ

હતો કે શ્રીદેવાને જવાહીર જોવા માટે આપી આવ, અને એ કહે છે કે મેં એને કહ્યું કે હમણાં આંહી રહેવા દે પછી જોઇશ, ત્યારે તારા આપી આવવાના હુકમ છતાં અને મારા મુકી જવાના હુકમ છતાં, એ જવાહીર પાછાં લઈ ગયો એ બની શકે તેમ છે? પાખંડી! તને મુખે બોલતાં લાજ આવે છે કે મેં તારાં જવાહીર ફેંકી દીધાં અને તેથી જીમુતે તે વીણી લઇ તારી પાસે પાછા લઇ આવ્યો. કેમ ખરૂં કે નહી? મૂર્ખા! તારા પાખંડથી હું દુખી થાવુંછું, પણ તેથી વધુ મને ખેદ એ થાય છે કે તું કેવો મતિહીન છે કે તું તારે મન ધારેછે કે તારાં પાખંડ કોઈ સામાવાળાં સમજતાંજ નથી! જયદ્રથ! **પાખંડ પરપોટો પળમાં ફુટતાં પાખંડનું પોકળ પ્રગટ થાય છે અને પ્રયત્ન કરી ઢાંકેલું સ્વરૂપ પ્રગટ થયા વિના રહેતુંજ નથી. જયદ્રથ! પાખંડના પાયા ઉપર બાંધેલાં પાણીઆરાનું પાણી પીવા જઇશ તો પાયા તારા ઉપર ધસી પડવાના અને તું પોતે પરિતાપ પામવાનો.**

**જયદ્રથ**—હવે, વેદ અને પુરાણોમાં સમજાવ્યા હોય એવા બોધ બધા જવાદે તેની મને અસર થતી નથી.

**શ્રીદેવા**—તું પોતે કબુલ કરે છે કે વેદ અને પુરાણોમાં સમજાવ્યા હોય એવા બોધની તને અસર નથી થતી તોતો આ પવિત્ર પ્રેમનું પાખંડ જે ચલાવી રહ્યો છે તે પડતું મુકી પાષાણ હૃદયનું તારૂં ખરૂં સ્વરૂપ તું પ્રગટ કરે છે. અને હવે તે તારૂં ખરૂં સ્વરૂપ બીજી રીતે દર્શાવવાની જરૂર તને નથી. વળી, જયદ્રથ! શું ધમકીની ધુળ ઉડાડી તારા મનોરથ સિદ્ધ કરવાની આશા રાખે છે? તો તો યાદ રાખજે કે આંખ મીંચીતો ધુળ ન નડે તેમ તારી ધમકીથી ન ડરતાં તારી ધમકીને ધિક્કારૂંછું.

**જયદ્રથ**—પણ મારી ધમકી એવી ધુળ જેવી નબળી હશે તોજ તું આંખ મીંચશે એટલે તે નહી નડે. પણ કરવતના ઘાવ જેવી હશે તો પછી આંખ મીંચવે કાંઇ કરવત વેદના જવાની છે?

**શ્રીદેવા**—તે પણ આંખ મીંચવેજ જવાની.

**જયદ્રથ**—(ઉત્સુક બની) એમકે! આંખ મીંચવે કેવી રીતે એ કરવતની વેદના જવાની વારૂં! તે સમજાવોને, જોવું?

**શ્રીદેવા**—કેવી રીતે તો આત્મઘાત કરી આ જીવનનો અંત લાવી આંખો મીંચી એટલે પછી તારા કરવતના ઘા કયાં વાગવાના?

**જયદ્રથ**—પણ આત્મઘાત પહેલાં તો વાગશેને?

શ્રીદેવા—તો વાગશે તેમાં શું થશે ? કાયાને ઘાવ વાગશે. પણ કાયાને એમે સળગાવી તો મુકવાની છેજને તો પછી એમાં બે ઘાવ પડયા હશે તો શું થઈ જવાનું ?

જયદ્રથ—શું વાત ઉપરથી શું વાત ઉપર ઉતરી ! હું કયાં નમ્રતાની વાત કરૂં છું. અને પોતે કયાં આત્મઘાતની વાત લાવી બેસે છે !

શ્રીદેવા—( વ્યાકુળ બની ) હું તો આત્મઘાતની પણ પેલી તરફની વાત ઉપર પણ આ પળે ઉતરી જાવું છું. સત્ય અને શીયળને કાજ પ્રાણ તજવામાં ભગવાન જે મોક્ષ આપે છે તે મોક્ષનું સુખ જાણે આ પળથી અનુભવતી થઈ ગઇ એમ મારાં મનને લાગે છે ! (સ્વપ્ન જેવી અવસ્થામાં) થોભ ! પાખંડી જયદ્રથ ! થોભ. જો એ સુખનું હું તને જરા વર્ણન કરી દેખાડું, અને વિના કારણ મારો પ્રાણ લેવા નીકળ્યો તેથી થતી તારી દુર્દશાનું પણ જરા વર્ણન કરૂં.

જયદ્રથ—(બાજુ) અરે આ તો સતી થવા નીકળેલી સ્ત્રી જેવી ભગવતનું ધ્યાન ધરતી થઇ ગઇ છે ! સતીના શ્રાપ નડે તેમ જો આ પણ શ્રાપ દેશે તો મને નક્કી નડવાનાજ !

શ્રીદેવા—( સ્વપ્નાવસ્થામાં ) પાખંડી જયદ્રથ ! કયાં ગયો ! જો, જો, શ્રીકૃષ્ણની ગોપીઓ કંકુ અને હાર લઈ મારી સામે મનેતો લેવા આવે છે, અને યમના દૂતો તનેતો સર્પના ચાબકા અને ડામ દેવા તપાવેલા લાલ ચોળ સળીઆ લઈ તારા સામા આવે છે ! નાસ, નાસ, પાખંડી નસાય તો નાસ.

જયદ્રથ—( બાજુ ). હવે પળવાર પણ આ પ્રેમની વાતમાં સાર નથી. (શ્રીદેવાને) શ્રીદેવા ! શ્રીદેવા ! શાંત થાવ ! શાંત થાવ ! આટલાં અકળાઇ કેમ જાવો છો ? શ્રીદેવા ! હોશીઆર થાવો. (શ્રીદેવા જયદ્રથના આ અવાજથી સ્વપ્નાવસ્થામાંથી સાવધ થાએ છે ).

શ્રીદેવા—( ધીમે ગદગદીત સ્વરે ) ( સ્વગત ) આહા ! શો ચમત્કાર ! શીયળ અને અને સત્ય સાચવનાર સ્ત્રીનાં આવાં માનપાન કે કૃષ્ણની ગોપીઓ હાર અને કંકુ લઈ આવી તેને વધાવી લે !

જયદ્રથ—મને એવી ખબર ન હતી કે વાતમાંને વાતમાં આટલાં ઉકળી જશો નહીતો હું લાંબી વાતો તમારાથી કરવા થોભતંજ નહી. તમે એમ ધારો છો કે મેં જે બોલ કહ્યા તે પ્રમાણે હું કાંઇ કરનાર હતો ? અને શું મારો દી ઉઠયો છે કે એવું કરીશ ? હવે તમે શાંત થાવો. તમે શાંત ન થાવો તો તમને બ્રહ્મહત્યાના સોગન્દ છે.

**શ્રીદેવા**—મૂર્ખા! બ્રહ્માનું નામ ન લે. તારાં મુખે એ પવિત્ર નામ અપવિત્ર થાય છે. ક્યાં પુણ્યશાળી પવિત્ર બ્રહ્મા અને ક્યાં તું પાપીષ્ટ પિશાચ?

**જયદ્રથ**—વારૂં! એમ તો એમ. પણ તું શાંત થા.

**શ્રીદેવા**—મને શાંત કરીને પાછાં તારાં પાખંડ સંભલાવવાં અને દેખાડવાં છે શું? આટલો વખત તને સામા જવાબ આપતી હતી તેથી તું સમજતો હઇશ કે હું મહા જબરી છું. પણ તેવું કાંઇ નથી. હું અંતઃકરણમાં ડરી ત્રાહે ત્રાહે પોકારી તરફડું છું અને બહારથી જ આ શૌર્યનો ડોળ આટલો વખત દેખાડ્યો હતો, અને જ્યારે એ ડોળ ઝાઝો વખત ન ટકાવી શકી ત્યારે ભગવાન કરે તે ખરૂં તેમ તેને આશરે મેં પોતાનેં કરી દીધી તો મને ભગવાને તુરત પોતાને ખોળે લઇ મારા સાંત્વન માટે શ્રીકૃષ્ણની ગોપીઓ મોકલી. (નોકર આવે છે).

**નોકર**—બાપુ! પ્રધાનજી એકદમ બોલાવે છે

**જયદ્રથ**—જા, કહે, આવું છું (બાજુ) આહા! કોઇ રીતે જવાનું કરતો હતો એટલે ઠીકજ થયું કે આ નિમિત્ત મળ્યું! (શ્રીદેવાને) હું જરા જઇ આવું છું. (જાયછે).

**શ્રીદેવા**—(સ્વગત) ધૂતારો! હજીએ મને જવા દેવાની વાત તો કહાડતોજ નથી. **વાઘરીએ પાંજરે પુરેલાં પક્ષીનો છુટકારો વાઘરીથી ન થાય પણ કોઈ પરોપકારી દયાવાન આવે ત્યારેજ. ટેકરાઓની વચ્ચે આવી પડેલાં જળનો છુટકારો આપથી કે ટેકરાઓના હાથેજ નહીથાય, પણ એ ટેકરાઓનો કોઇ વિનાશક જાગે ત્યારે. ભગવાન! હવે તો તમે સહાયતાએ આવો.** મારી સહનતા, મારી ધૈર્યતા, એ સઘળાંનો હવે તો અંત આવ્યો છે. મારી માઠી મતિએ આ માઠી દશાને પામી છું, અને એ માઠી દશાને પાત્ર છું પણ, પરમાત્મા! હવે આટલી શિક્ષા મને પુરતી થઇ છે. એટલી શિક્ષાથી મને પુરી સાન સદાને માટે વળી છે. હાથીને ત્રીશુળના પ્રહારથી સાન વળે છે; ગધેડાને દંડના પ્રહારથી સાન વળે છે અને અશ્વને ચાબુકના અણસારાથી સાન વળે છે. તમારે તો શુદ્ધ ભૂલેલાની શુદ્ધ ઠેકાણે લાવવી એ કાજેજ શિક્ષા કરવાનો હેતુ છે તો હવે મારી સાન ઠેકાણે આવી છે અને મારી શિક્ષાનો હવે અંત લાવો. આ વિપત્તિમાંથી છુટી થવાથી પાછી શુદ્ધ ભૂલું તો આથી દસઘણી શિક્ષા કરજો પણ હમણા તો મુક્ત કરો.

**પ્રધાન**—(દોડતા દોડતા જયદ્રથને મળવા માટે આવી) રાજાજી! તમે આ સમાચાર જાણ્યા કે? (શ્રીદેવાને જોઇને અને જયદ્રથને ન જોઇને! કોણ શ્રીદેવા! તમે આંહી!

શ્રીદેવા—(કરગરીને અને અશ્રુપાત કરીને) હા, પિતાના મહેલેથી આ દુષ્ટ ત્રાહિતનાં બંદીખાને, અને તે આજે આઠ દિવસ થયા.

પ્રધાન—આઠ દિવસ થયા તમે આંહી બંદીવાન! રાજ્યની કે રાજાની લેશ વાત મારાથી ઘડીભર છાની રહેવા ન પામે તે છતાં તમે આઠ દિવસથી આ દશામાં આંહી છો અને મને તેની ખબરજ નહી! વાહ! રાજા! તારો આ પ્રપંચ!

શ્રીદેવા—જયદ્રથ મને વેશ્યા તરીકે રાખવા માંગે છે. એટલે ઠાગો કરી મને મહેલેથી પકડાવી મંગાવી, અને મેં વેશ્યા તરીકે રહેવા ના કહી ત્યારે આંહી બંદીવાન કરી પુરી રાખી છે.

પ્રધાન—બહેન શ્રીદેવા! જયારે જયદ્રથ રાજા તારા પિતા ઉપર હલ્લો કરી તને બળાત્કારે લઇ આવવા નીકળ્યો ત્યારે મેં એને વાર્યો હતો, કેમકે, અનીતિયુક્ત પગલું રાજાને ભરવા ન દેવું એ પ્રધાન તરીકેનું મારૂં કર્તવ્ય હતું; અને બીજું તો એ કે તારા પિતાશ્રીને મારા પિતાશ્રી સમાન હું ગણતો હતો એટલે એમને દુખ આવે એવું હું ઇચ્છતો નહોતો. બહેન! તું જરાપણ અકળાઇશ નહી. હું સીપાઇઓને એકદમ હુકમ કરૂં છું કે તને જવા દે. જયદ્રથ મને કાંઇ કરી શકનાર નથી કેમકે ફક્ત મારે લીધેજ રાજ્યનાં લોકો એની સામા થતાં નથી અને જો મને રાજ્યમાંથી એક ઘડી ભર પણ અળગો કરે તો એનું પગમાં સત્યાનાશ વળી જાય. તને જવાદે એવો હું સીપાઇઓને એકદમ હુકમ કરૂં છું અને તું એકદમ ચાલી નીકળ કેમકે જો જયદ્રથ તને આંહીથી નીકળતાં દેખશે તો કદાચ ક્રોધનો માર્યો તને રોકશે પણ એક ફેરા તું ગાઉ એક નીકળી ગઇ પછી એનું કાંઇ ચાલનાર નથી કેમકે હું તારી પાછળજ મારાં માણસો મોકલું છું તે તને ત્યાંથી સહી સલામત તારા મહેલે લઇ જશે. બહેન! તું ઝટ અંદર જઇ આ વેશ બદલી બીજો કોઇ વેશ પહેર જેથી જયદ્રથ કે એનાં માણસો તને ઝટ ઓળખી ન શકે.

શ્રીદેવા—એ વિષે તો હું પુરતી સંભાળ લઇશ. પ્રધાનજી! આ ઘડીએ વધુ તો શું કહું પણ એટલુંજ કહું છું કે જેવું મને જીવતદાન દીધું છે તેવું કોટિ ભવ ભગવાન તમને અને તમારા વંશજોને દઇ ચીરકાળ સુખ વૈભવમાં તમે જીવન ગાળજો. (જાયછે).

પ્રધાન—ભગવાનેજ જાણે મને આ સ્થળે આવવાની સમજ પાડી! પ્રતાપી અધિરથ રાજાની પુત્રી તે આવી રીતે દુઃખી થાય! જયદ્રથ મને પુછશે કે મેં તો હુકમ આપ્યો નહોતો તે છતાં શ્રીદેવાને કેમ જવા દીધી તો કહીશ કે તેં હુકમ તો કર્યો હતો પણ નીશામાં કર્યો હતો એટલે તને યાદ નથી. શું કરૂં? જુઠું પણ બોલીશ: પણ લાવ, ઝટ શ્રીદેવાને નસાડું. વખત ખોવામાં સાર નથી. (જાયછે).

## અંક ૨. પ્રવેશ. ૧૧.

**વેલજી**—(હાથીભાઇને) વેલજી ! આપણે તે દિવસે વરસ દિવસના ભાડાંના રૂપીઆ પહોંચ્યાની પહોંચ કાળીદાસ પાસેથી લખાવી લીધી, પણ હવે મારો જીવ કહે છે કે આ કાળીદાસ આવો ગમાર છે ત્યારે આ એક ઓયડીમાં આપણને સંકડાશ પડે છે તો બીજી ઓયડી પણ મફત રહેવા મળે એવી તાલ કરીએ. અને મેં એનો રસ્તો આવો કાઢયો છે કે હું કાળીદાસને કહીશ કે આ ઓયડીમાં ભૂત છે અને હાથીભાઈને વળગ્યું છે માટે કયાંતો પહોંચમાં લખેલા રૂપીઆ પાછા આલો નહીતો બીજી જોડની ઓયડી અમને રહેવા ખાલી કરી આલો. હવે પહોંચનાં રૂપીઆ તો એણે લીધા નથી એટલે નવા રૂપીઆ તો કાંઈ પેટીમાંથી કાઢીને કાંઇ આપણને આલનાર નથી અને જો જરા ઝાઝો ડરાવીશું તો બીજી ઓયડી તો કદાચ રહેવા આલશે.

**હાથીભાઇ**—તમે આ રસ્તો ઠીક કાઢયો, પણ મેં તો એક ફેરાનો જબરો હાથ મારવાનો રસ્તો કાઢયો છે તે સાંભળો. કાલે બજારમાં જઇ પથ્થરની પાટી ઉપર એક લેખ હું કોતરાવી લાવ્યો છું કે આ સ્થળે ચારસો વર્ષ ઉપર જાજલી નામે એક મહાન રૂષી રહી ગયા છે. એ પાટી મને બાગમાં ખોદતાં મલી એમ કાળીદાસને કહીશું અને પછી ઉમેરીશું કે અમે આ વાત અમારા મિત્રોમાં જાણ કરી તો કેટલાક પઇસાવાળા છે તેઓ કહે છે કે કાળીદાસ શેઠ જે આ રૂષીના સ્થળે રહે છે તેમની પાસે એ રૂષીની કાંઇ પણ વસ્તુ હશે, પછી તે માટીનાં ઠીકરાં હોય કે સોના રૂપાની જણસો હોય, તે અમે હજારઘણું મૂલ આપી લેવા તૈઆર છીએ, આ રીતે કહેવાથી આ કાળીદાસ કેટલાંક ઘરેણાં પણ વેચવા કાઢશે તે આપણા મિત્રો ખરીદવાનો ડોળ કરશે, અને તે લઇ પોબારા ગણી હીંડતા થશે. અને આપણો એમાં ભાગ રાખીશું, એટલે આ રીતે કાંઇક જણશો આપણા હાથ આવશે અને આપણે તો જાણે અજાણાજ ગણાઇશું. (કમાડ ખખડેછે) આ કમાડ ખખડે છે તો કાળીદાસજ આવતો હશે.

**વેલજી**—આ ઘડી બીજું કોઇ તો આવનાર ન હતું માટે એજ હશે. ઇનો પણ જાણે કાળજ ઘેરે છે કે જે ઘડીએ ઇને સપાટામાં લેવા ધારીએ છીએ તે ઘડી આપથી આવી ઉભો રહે છે અને બોલાવવા જવાની આપણને જરૂર પડતી નથી ! લાવો. જતા રહીએ. એ ધાંટા કાઢશે પછી હું આવીશ અને કહીશ કે હાથીભાઇના જીવને સારૂં નથી, અને એ રીતે પેલા ભૂતની વાત કાઢીશ. (બેઉ જાય છે, કાળીદાસ તથા જીભાઇ આવે છે ).

**કાળીદાસ**-(જીભાઇને) જીભાઇ! રહો. હું હાંક પાડું છું. (હાંકો પાડે છે). વેલજીભાઇ! હાથીભાઇ! કોક ઘરમાં છો કે ચ્યમ? હું કાળીદાસ ઝરી આયો છું. (જીભાઇને) આતો ઝાંણે (જ્યારે) આઇએ તાંણે (ત્યારે) ઘાંટા કાઢીને મરી ઝઇએ તાંણે (ત્યારે) મારા હાળા હાંભળે છે.

**જીભાઈ**—પણ બાપા! મસ ઘોંટા શીદને કાઢીએ? ઇ ઝવાના છે ચ્યાં? ઘરમાંતો આપણાંઝ રહે છેને?

**કાળીદાસ**—હા. ઇ તમે કહો છો ઇએ ખરૂં છે, હોં! પણ, જીભાઇ! મારાથી અમે (હવે) ચ્યમે કરીને નહે ઝીવાતું. પેલા દન એકહો અને હવા હતરની વેંટી જઇ અને દકાળમાં અધિક માસ તીમ આ લોકે ભાડાંના રૂપીઆ આલ્યા નહે તોએ કહે છે કે આલ્યા છે તાંણે ઇ ભાડાંના નેવું રૂપીઆ પણ જ્યા કે ના? અમે (હવે) એકહો અને હવા હતર અને નેવું ઇ બે મળી બહે અને હવાહાત રૂપીઆની ખાધ આઇ તે ચ્યમ પુરાવાની? જીભાઈ! આ ઘડીએ ઝીવ એવું કહે છે કે ઝઇને કુવા કે નદીમાં પડી ઝીવ કાઢી નાખું, પણ આતો તમે મને આંહી લી આયા કે હીંડો હું આ લોક કનેથી પોંચના રૂપીઆ અલાવું, તે માટે ઝરા હોમ આઇ છે તે અમે (હવે) ઝોવું છું કે તમારા કહેવાથી કાંક વાત હધરે છે નીકર પછે નદી કુવા તો પુરવાના છેઝ તો. પણ જીભાઇ! જુવોને, આટલી હાંકો પાડી પણ હઝી આ લોકનો પત્તા છે! ઝાણે ઇમની માના પેટ ઇમણે અવતારઝ નહે લીધો! (હાંકો પાડે છે) અરે! વેલજીભાઇ! હાથીભાઇ! આ હું કાળીદાહ ઘરવાળો આયો છું. (જીભાઇને) અમે તો (હવે તો) ઘાંટા પાડવાનું ઝોર નહે બાપઝી! (વેલજી આવે છે)

**વેલજી**—(ઘાંઘલના ડોળથી આવતાં) બાપા! તમે હવે એક લગીર પણ ઘાંટો કાઢશો ના. આ આયો. હાથીભાઇના જીવને સારૂં નહોતું માટે ઇમની પાસે હતો.

**કાળીદાસ**—તે વળી હાથીભાઇને શું થઇ જ્યું છે?

**વેલજી**—ઇતો, બાપા! હમણા હું તમને કહું છું પણ તમે પહેલાં કહો કે શું હુકમ માટે તમારૂં પધારવું થીયું છે?

**કાળીદાસ**—હુકમ તો નહે પણ ઝરી અરઝી છે કે પેલી પોંચ (પહોંચ) મી લશી આલી છે ઇના રૂપીઆ આલવાનું કરો તો અમેતો (હવેતો) ઠીક થાય.

**વેલજી**—બાપા! ઇ રૂપીઆની વાત તો હમણા જરી યાદ ન દેવડાવો તો ઠીક કેમકે તાજા ઘાએ પાછી આ વાત યાદ આવે છે તો મને પહેલાની પેઠે હાથીભાઇ ઉપર મહા ક્રોધ ચઢી આવે છે, અને તમે જાણો છો કે મારો ક્રોધ એવો

ખોટા છે કે એક ફેરાનો ચઢે છે તો પછી ઝાલ્યો રહેતો નથી. જુવોને, તે દિવસેજ ભગવાને આપણી લાજ રાખી તો ઠીક થયું નહી તો આપણાં મોઢાં હસતાં આજ કયાંથી હોત ?

કાળીદાસ—(બાજુ. જીભાઈને) ઝોયું ! આંહી કને તો ઓમ વાત છે ! અમે (હવે) આપણને એક અખેર (અક્ષર) પણ બોલવા ઘડી રહી ?

જીભાઈ—(કાળીદાસને બાજુ) બંદુકના ગોળાનીઝ વાત લાઇને મેલે છે, ઇનાથી તો બાપા મારો ઝીવ પણ મહીંથી ધબક ધબક થઇ ઝાય છે.

કાળીદાસ(અનુમતિના સ્વરે) ઇમ તાંણે. હું કાંઇ તમને ખોટું કહેતો હતો કે આ ભાડાંના રૂપીઆ તો જ્યા !

જીભાઈ—પણ ઉભા તો રહો. મને ઇને એ બોલ કહેવા તો દો.

કાળીદાસ—તાંણે કહેને. કહેવા માટે તો તું એ આયો છે અને મને પણ ગહડી લાયો છું.

જીભાઇ—(વેલજીને) વેલજી શેઠ ! તમે કહો છો કે પોંચના રૂપીઆની વાત તમને એદ આવે છે તો તમને કરોધ (ક્રોધ) ચઢે છે ઇતો ઠીક, પણ તાંણે તમારે રૂપીઆ આલવા નહે કે ચ્યમ ? આવું તો પરથવીમાં (પૃથ્વિમાં) ચ્યાંએ ના બને ! માટે કરોધે (ક્રોધે) ભરાયા વના આ વાતનો નેકાલ આણો તો ઠીક.

વેલજી—( અતિ ક્રોધના સ્વરે ) જીભાઇ ! જીભાઇ ! અમારાં મોઢાં ઉપર આવાં અપમાનનાં વચન એક ફેરાના બોલ્યા છો તો ફીકર નહી પણ ફરીથી જો એક અક્ષર પણ એવો બોલ્યા તો જાણે હતાજ નહી એવા થઈ જશો તમે માત્ર નોકર માણુસ તે શેઠ શાહુકારોની રીત શું જાણો ? ( ઉગ્રસ્વરે. કાળીદાસને ) બાપા ! શું તમે આવું આવું શીખવાડીને આને લાવ્યા છો કે ? તેમ હોય તો કહી દો.

કાળીદાસ—( ગભરાઇ જઇ ) અરે ! ના ભાઇ ! આવું શીખવવાની હમંઝણ મને તે પડે ખરી ! રોમ રોમ કરો. ઇતો ઇણે કીધું કે હીંડો હું વેલજીભાઇને કહીશ.

વેલજી—અરે ! બાપા ! ઇતો તમારા શીખવ્યા બરાબરજ થાયું. બાપા ! અમે તમને "બાપા બાપા" કહી બોલાવ્યા તેનું આ ફળ આપો છો કે એક નોકર પાસે અમારી વગર કારણની ઇજત લેવડાવો છો ?( મહા ઉગ્ર સ્વરે જીભાઇને ) અલ્યા જીભાઇ ! કાળીદાસ બાપા જો આ ઘડીએ નાં હોત તો તારા ઘર જવા તું પામત ના. ( વધુ ક્રોધના સ્વરે ) જા. હરામખોર જા, એકદમ આંહીથી હીંડી જા. ( વધુ પ્રચંડ સ્વરે ) અરે ! કહું છું કે હીંડયો જા તોએ ઉભો રહી જોયા શું કરે છે ! કહું છું તે સંભળાય છે કે નહી ? ( કાળીદાસને વિનંતિના

સ્વરે ) બાપા ! તમારૂં અને મારૂં ભલું ઈચ્છતા હોવો તો આ ઘડીએ આ ગમારને આંહીથી વદાય ( વીદાય ) કરી દો.

**કાળીદાસ**—હા. લાવોને મોકલીદૂં. ( જીભાઇને. બાજુ ) જીભાઇ ! આ ઘડીએ એક અખેર બોલવામાં હાર ( સાર ) નહે. ઇ કહે છે ઈમ હીંડીઝા

**જીભાઈ**—( કાળીદાસને. બાજુ ) અરે ! ઓમ ડરોછો શીદને ! ઇના જેવા દહને બગલમાં દબાઇ નાશું ( નાખું ) એવો હું છું.

**કાળીદાસ**—( જીભાઇને ધીમા સ્વરે ) હોમ હોય તો કોક દન રહતામાં ઇ ભેગી થાય તાંણે ઈની હંગાથ બાધજે ( બાઝજે ). હમણા તો હીંડીઝા. લે, તું કહે તો હું પણ હંગાથે આવું. ( વેલજીને ) વેલજીભાઇ ! તાંણે હુંએ આ ઘડી તો ઝાવુંછું. અમસ્થોજ આયો હતો.

**વેલજી**—ના. બાપા તમે ઉભા રહો. તમારૂં તો મારે ખરેખરૂં કામ છે. ( ઠાલી ઉગ્ર સ્વરે. જીભાઇને ) અલ્યા ! જાય છે કે જોયા જેવો કરી મેલું ?

**કાળીદાસ**—ઝાય છે, ભાઇ ! ઝાય છે. ઝરી ધીમા પડો. ઇ કોક હમઝે છે કે કોકે કીધું કે ઝા (જા) તો ઝટ હીંડી ઝઇએ ? (જીભાઇને વિનંતિના સ્વરે. બાજુ) બાપઝી ! હીંડીઝા. હુંએ તારી વાંહેઝ ( પાછળજ ) આવુંછું. મારા ચ્યાં ભોગ લાગ્યા ( લાગ્યા ) હતા કે તારા કીધે ઓંહી આયો ? બાપઝી, ઝા.

**જીભાઈ**—( જતાં ) ઝવુંછું અમે ( હવે ), ઝવુંછું. ( જાય છે ).

**વેલજી**—( કાળીદાસને ) બાપા ! આ દુષ્ટ માણુસ છે અને તમારે રાખવાના કામનો છેજ નહી. પહોંચના રૂપીઆ તો કયારના આલી દીધા હોત, પણ આતો હાથીભાઇના જીવને આજ પંદર દિવસથી સારૂં નથી તેથી એ સારા થાય અને અમે બેઉ માંહો-માંહે સમજી લઇએ એટલીજ વાર છે. જુવોને, તમે ભાડાના રૂપીઆ રૂપીઆ કરો છો અને બાપડા હાથીભાઈ આ ઘરમાં રહેવા આવ્યા ત્યારથી એમને તો મરવા ઘડી આવી છે. આ ઓયડીમાં ભૂત છે તે એમને હરકત કરે છે, માટે અમને રહેવા બીજી ઓયડી ખાલી કરી આલો અને આમાં અમારો સામાન પડી રહેશે.

**કાળીદાસ**—( ભય પામી ) હેં ! આ ઓયડીમાં ભૂત ! આ ઓયડીમાં ભૂત અને હાથી-ભાઇને વળગ્યું ( વળગ્યું ) ?

**વેલજી**—આટલા દિવસ તમને વાત ના કરી પણ હવે અમારો ઇલાજ કાંઇ પહોંચતો નથી ત્યારે આ બીજી ઓયડીની વાત તમને આજે કરી છે.

**કાળીદાસ**—( આકળા સ્વરે ) અરે ! પણ બીજી ઓયડી તો ઇમ ખાલી સ્યમ કરી આલ-વાનું હાવે ?

**વેલજી**—ઇતો તમને ફાવે ઇમ કરો. અમે કાંઇ તમારા માટે અમારા લાખોના જીવથી જઇશું ? તમારી આંગળીમાં એક ફોલ્લી થઇ હતી તો કેટલી બૂમો પાડતા હતા ત્યારે આ ભૂત ડાકણુ અને શીકોતરાં ભેગી અમારાથી કેમ રહેવાય ? આતો હાથીભાઇએ કેટલા રૂપીઆ ખરચ કર્યાં ત્યારે કાંઈ ઠીક થીયું અને સારાં વાનાં થીયાં નીકર એમની આશાજ કયાં હતી ? ઇમણે તો આજ કેટલા દનથી ગામ સમાચાર પણ મોકલી દીવા છે કે મારૂં મોઢું જોવું હોય તો ઝટ આવો.

**કાળીદાસ**—પણ, હુંતો હાથીભાઇને નત ( નિત્ય ) મઝેમાં ( મજાહમાં ) ઝોવુંછું, તાંણે ભૂત વગીજ્યું ચેઇ ઘડી !

**વેલજી**—બાપા ! તમે કોઇ કેરા બાળક બુદ્ધિ વાપરો છો ! તમને એટલી ખબર નથી કે કેટલાંક ભૂત ડાકણુ એવાં હોય છે કે દન કે રાતના થોડો વખતજ માણસને વળગે, અને તે ઘડી તેનું લોહી પીએ, અને પછી બીજે વખત તે માણસને મેલીદે એટલે તે માણસને કાંઇ દુખજ નથી તેમ આપણને લાગે પણ રોજ થોડો વખત એ ભૂત ડાકણુ એને વળગી એનું લોહી પીએ તો પછી જતે દિવસે એ માણસની મોતની ઘડી ખરીજ કે નહી ? બાપા ! હવે તમે આજને આજ બીજી ઓયડી ખાલી કરાવી આલો.

**કાળીદાસ**—અરે ! વેલજીભાઇ ! બીજી ઓયડી વગર ભાડે આલવાની વાત કરૂં તો મગનીઆની માં મને વઢે અને ઇએ તમારા ઝેવી છે તે રીહે ( રીસે ) ભરાય તો વાંહણુ અને રોંધ્યા ધાન બધું પાધર (બહાર) ફેંકી દેછે.

**વેલજી**—બાપા ! આમ બધી વાત તો ના બને. તમારે બીજી ઓયડી ના આલવી હોય તો ભાડાના રૂપીઆની પહોંચ તમે લખી આપી છે તે રૂપીઆ આલી દો તો અમે બીજું ઘર ઢુંડી ત્યાં રહીશું.

**કાળીદાસ**—( બાજુ, ગદગદિત સ્વરે ) હાય ! બાપ ! આ તો બીજા નવડે મેંડે નેવું રૂપીઆ કઢાવવા તીઆર થયો ! ( વેલજીને ) વેલજીભાઇ ! તમે આ ઘડી તો બોલ્યા કે હાથીભાઇને શરીરે સારૂં થશે તો અમે એઉ હમઝીને પહોંચના રૂપીઆ આલીશું, તાંણે ઇનો અરથ ( અર્થ ) તો ઇજ થયો કે તમે રૂપીઆ મને આલ્યા નથી તાંણે વળી મારી કને ઇ રૂપીઆ માંગવા ચ્યાં નેકલ્યા ? અને હું ચ્યાંથી લાઇ આલું ?

**વેલજી**—( બે પરવાઇ તથા ક્રોધના ડોળથી ) ગમે તો શાહુકારની તીજોરી ફાડી અમારા ભાડાના રૂપીઆ લાવી આલો. અમારે બીજી કાંઇ વાતનો સંબંધ નથી અમે તો પહોંચમાં લખેલા રૂપીઆ પાછા લેવા એટલુંજ જાણીએ.

કાળીદાસ—( બાજુ ) સાળાનો મીજાજ ખસ્યો છે. બંદુક ગોળો લેવા ઘોડવાની (દોડવાની) તીઆરીમાં ઝણાય છે ! ( વેલજીને ) વેલજીભાઈ ! ઝરા ધીમા પડો.

વેલજી—( મિથ્યા ક્રોધના પ્રચંડ સ્વરે ) અરે શું ધીરા પડો ? તમે તમારા સ્વાર્થનીજ વાત દુંડો છો. અમને તો કહો છો કે ભૂત ડાકણથી મરો છો તો ભલે કાલે મરતા હોવ તો આજે મરો, અને વળી પાછા કહોછો શું કે વેલજીભાઇ ધીમા પડો ! વાહ ! વાહ ! કાંઇ બોલતાં અને સમજાવતાં તો તમનેજ આવડે છે કે શું ? આ ઓયડીમાં ભૂત ડાકણ છે તે છતાં અમને માથે મારી છે માટે વિશ્વાસઘાતની ફરીઆદી માંડીશું તો કોણ જાણે કેટલાં વરસની સજા ખાશો. તમને કોઇ વાતનો લગીર પણ વિચાર છે ? તમે એમ તો નથી કહેતા કે ભાઇ ઓયડીમાં અડચણ છે તો ભલે બીજી ઓયડી વધારાની લ્યો અને ગભરાવો નહી.

કાળીદાસ—( બાજુ ) અરે ! રામ ! ચ્યમ કરૂં !

વેલજી—[ ઉગ્ર સ્વરે ) હવે તમારો જે જવાબ હોય તે ઝટ કહી દો એટલે અમારે શું કરવું તેની અમને સમજણ પડે. તમે અમારી સાથે આડા થયા છો તો અમારે પણ આડા થવુંજ પડશે. ( હાથીભાઇ આવે છે. )

હાથીભાઈ-( કાળીદાસને ન જોયો હોય તેમ વેલજીને ) ભાઇ, વેલજી ! વકીલ પાસે જઇ આવ્યો તે કહે છે કે વિશ્વાસઘાત માટે કાળીદાસ શેઠને ત્રણ વરસની સખત સજા થશે.

વેલજી—( ડહાપણના મિથ્યા ડોળથી કાળીદાસને ) જુવો, બાપા ! આ હું કહેતો હતો ઇજ વાત ખરી નેકલી કે નહી ! (હાથીભાઇને ડહાપણના સ્વરે) હું બાપા સાથે બીજી ઓયડીનીજ વાત કરી રહ્યો છું.

કાળીદાસ—(બાજુ) તારો "બાપો" મરે ! મને મારી તો નાશ્યો અને "બાપો" શેનો કહી મરે છે ! લાયને, બીઝી ઓયડો ઇ કહે છે ઇમ હમણા તો ખાલી કરી આલું નીકર હજા ( સજા ) ખઇશ તો માહી દશા થશે. [ એઉને ) તમારે બીઝી ઓયડી ઝોઇતીઝ હોય તો લ્યો તાંણે.

વેલજી—અરે ! બાપા ! અમારે કાંઇ બીજી ઓયડીમાં ભુસકા મારવા છે કે ચોપટો ખેલવી છે ? આ તો દુખી આટલા થયા ત્યારે તમને કીધું.

કાળીદાસ—હાં, તે ઇ બરાબર છે. પણ મગનીઆની માં હમઝશે નહી તેનું ચ્યમ ?

વેલજી—અરે ! બાપા ! મગનભાઇનાં માતુશ્રી એક દન નહી સમજશે, બે દન નહી સમજશે, પણ તમે રોજ સમજાવશો તો વરસ દિવસે પણ સમજશે ખરાંને ?

કાળીદાસ-હા, ઇમતો વરહેક ( વરસેક ) દન ચેડે તો હમઝવાનીઝ.

**હાથીભાઇ**–બાપા! હું તમને બીજી જરૂરની વાત કહેવાનો હતો ઇતો ભૂલીજ જતો હતો હો! ઠીક થયું યાદ આવી.

**કાળીદાસ**—ના, બાપઝી, હમણા તો મારે કશુંએ નહે સાંભળવું. તમારી વાતો ઇ મને તો મહા ભારી થઇ ઝાય છે.

**હાથીભાઇ**—અરે! બાપા! આ તો તમારા લાભની વાત છે. હજારો રૂપીઆથી એક દિવસમાં ઘર ભરી નાખશો.

**કાળીદાસ**—અરે! રામ રામ કરો, આજ કાલ તો દિ ઉઠયો છે તે હઝારોની ખાધ રોઝની હીંડી આવે છે તો ઘર ક્યાંથો ભરાવાનાં?

**હાથીભાઇ**—( સમજણ પાડવાના સ્વરે ) બાપા! મારૂં કહેવું એમ છે કે કાલે હું બાગમાં ખોદતો હતો તે વખતે પથ્થરની પાટી મને હાથ લાગી છે અને તે ઉપર લખ્યું છે કે આ સ્થળે ચારસો વરસ ઉપર જાજલી રૂષી રહેતા હતા. હવે એ વાત મેં મારા મિત્રો આગળ કરી તો તેમાં જે પઇસાથી સુખી છે તે કહે છે કે એ રૂષીનો કાંઇપણ સામાન જો હજી કાળીદાસ શેઠ પાસે પડ્યો હશે તો તે પવિત્ર સામાન અમે હઝારઘણું મૂલ આપી લઇશું. માટે તમે કાંઇ જુનો વાંસ, કાંઇ ભાંગેલાં હાંલ્લાં, કાંઇ ખોદવાનાં ઓજાર, એવું શોધી કાઢો અને આપણે એ લોકોને વેચીશું. અને જુવોને, કાંઇ હજાર બારસો રૂપીઆની જણસો પણ કાઢશો તો આપણે કહીશું કે આ જણસો પણ રૂષીની છે તો હજાર બારસોની જણસોના કાંઇ બાર પંદર હઝાર રૂપીઆ ઉપજશે. જુવો. આ તમારા લાભની અને તમારાં ઘર ભરવાની વાત છે કે આમાં કાંઇ અમારા સ્વાર્થની વાત છે? બાપા! અમે તો તમારી ઓયડીમાં પડી રહીશું ત્યાં સુધી તમને સુખી કરીશું.

**વેલજી**—અને બાપા! મગનભાઇનાં માતુશ્રીને આ વિષે વાતજ ના કરશો કેમકે તમે કીધું કે એ ઝટ સમજે તેવાં નથી તો આ વાતમાં પણ સમજે ના અને ના પાડે તો જો તક ચુકી જઇએ તો પછી આવો લાગ ફેરવારકો ન આવે. બાપા! હવે તમે ઝટ જઇને પહેલાં અમારા માટે ઓયડી ખાલી કરો. અને પછી આ જણસો અને બીજું બધું કાઢો. મારા મિત્રો એ સઘળું ખરીદવા કાલેજ આવશે.

**કાળીદાસ**—લ્યોને, ઓયડી પણ હમણાઝ ખાલી કરી આલુંછું અને ઝણસો બણસો પણ મગનીઆની મા ન ઝુવે તીમ કાઢી રાખુંછું. ઈ લોક આવે તે ઘડીએ તો ઇ ના કાઢવા દે એવી છે. ચેતી ઝાય તો ભારે હંતાપ કરી નાશે ( નાખે ). લ્યો હું તો ઝાવુંછું, તાંણે.

**વેલજી**—( હાથીભાઇને ) ચાલો, બાપાને બાયણા સુધી વળાવી આઇએ. ( ત્રણે જાય છે ).

## અંક ૨. પ્રવેશ ૧૨.

અધિરથ—ઓહો ! માયા ! માયા ! તું મથન કરી મનુષ્યનાં મનને કેવું મનાવે છે કે આ ઘરબાર તે તારાં છે, પત્નિ અને પુત્ર પરિવાર તે તારાં છે, ધન દોલત તે તારાં છે, ઐશ્વર્ય અને યશ તે તારા છે! આ રીતે તું મનાવે છે તેથી મનુષ્યનું મનડું તે પ્રમાણે માને છે. અને જ્યારે આ પ્રમાણે અમુક લૌકિક ( આ જગતની ) વસ્તુઓને મનડું પોતાની માને છે, તેથી જ્યારે તે તેને પ્રાપ્ત થાય છે ત્યારે મનડું હર્ષિત થાય છે અને પ્રાપ્ત નથી થતી ત્યારે ખેદિત થાય છે. માયા ! આ રીતે મનડાંને શોક અને હર્ષના વમળમાં સદાને માટે તું નાખે છે ! પણ આત્મજ્ઞાન મનડાંને સમજાવે છે કે અમુક ઘરબાર, કે ધન દોલત, કે ઐશ્વર્ય અને યશ, કે પત્નિ અને પુત્ર પરિવાર, એતો શું પણ અખિલ વિશ્વમાં રહેલી સકળ સંપત્તિઓ તારી છે, કેમકે મનુષ્ય છે તે આત્મા છે, અને આત્મા દેવનો અંશ છે, અને દેવ અખિલ વિશ્વના અધિકારી છે, માટે આત્મા જે દેવનો અંશ છે તે પણ સકળ સંપત્તિઓનો સ્વામી અને અધિકારી છે, અને માયાએ અંધકારનું આવરણ (પડ) નાખ્યું છે તેથીજ સકળ વસ્તુઓનો સ્વામી તું પોતાને નથી ગણતો. વળી, વધુ સમજ આત્મજ્ઞાન મનડાંને આ રીતે પાડે છે કે મનુષ્ય છે તે આત્મા છે, અને આત્મા દૈવિક ( ઇશ્વરી ) છે, અને સાંસારિક સંપત્તિઓ તો સ્થુળ ( આ જગતની ) છે, માટે જે દૈવિક તેને લૌકિક અને સાંસારિક તેની સાથે શું સબંધ હોઇ શકે, માટે આત્મા જે દૈવિક છે તેણે લૌકિક સંપત્તિઓ જે સ્થુળ છે તેનો ભિન્નભાવ ( જુદાપણું ) ઓળખવો, તેનો સંગ ન કરવો કે તે પ્રતિ મનમાં પ્રીતિ ઉત્પન્ન ન થવા દેવી. મયુર કાગ સાથ સંગ કરવા જશે તો કહીશું કે મયુર મતિહીન થયો છે; ખેડુત પોતાનાં ફળદ્રુપ ખેતરો ખેડવાનાં પડતાં મુકી પથ્થરના ડુંગરે ખેતી કરવા સંચર્યો તો કહીશું કે ગમાર છે; વિદેશે જનાર વટેમાર્ગુ સૂર્યના પ્રકાશમાં પંથે પડવું મુકી અંધારી ઘોર રાત્રિના સમયે હીંડવાનું રાખશે તો કહીશું કે સમજ વિનાનો છે. પણ, મયુરની ભૂલ કરતાં, કે ખેડુતની ભૂલ કરતાં, કે વટેમાર્ગુની ભૂલ કરતાં, વધુ ત્રાસદાયક ભૂલ તો આ છે કે મનડું આત્માને દૈવિક નથી સમજતું કે લૌકિક સંપત્તિઓને સ્થુળ નથી સમજતું, ( એક યુવાન આવે છે ) !

**યુવાન**—(સ્વગત. બાજુ) લોકો કહે છે કે સંસારમાં જન્મ પામી લગ્ન ન કર્યાં અને પુત્ર પરિવાર ન પામ્યા તો તે સંસારનો લાહાવો ન લીધો અને સસારમાં કાંઇ સુખ ન જોયું. જગતની આ કહેણી ખરી હશે પણ મારાં મનને તો સિદ્ધ થયું છે કે એ લાહાવામાં કાંઇ ખરૂં સુખ નથી. કોટિ પરિશ્રમ લઇ તન મન તોડું છું તોપણ જોનું કે બે નાનકડાં બાળનું પોષણ હું સહેલાઇથી નથી કરી શકતો. અને આ રીતે જીવ ખેદ પામી કોઇક ફેરા તો કહે છે કે આત્મઘાત કરી મરૂં એટલે આ દુખ દેખવું પડે નહી અને આ ખેદ થાય નહી, અમે સ્ત્રી અને બાળનો રાખનાર તો શ્રીરામ છે તે એને ફાવશે તેમ એમની રક્ષા કરશે. (નિશ્વાસ નાખી બેસે છે).

**અધિરથ**—(બાજુ. સ્વગત) આહા! આ યુવાન આ તરૂણ વયમાં સંસારનાં કષ્ટથી ખેદિત બની ગયો છે! આત્મઘાત કરવાનું કહે છે તો કદાચ કોઇક પળનો કરશે ખરો. માટે જો આ પળે એને ધૈર્યનો બોધ કર્યો હોય તો કદાચ ભવિષ્યમાં આત્મઘાત ન કરે. (યુવાનને) ભાઇ તું કોણ છે? આ સંસારનાં કષ્ટોથી તને મહા ખેદ થાય છે એમ તારા બોલો ઉપરથી મને લાગે છે.

**યુવાન**—મહારાજ! ખેદ તો બહુ થાય છે, અને એ ખેદમાંજ કોઇક પળનો આત્મઘાત કરીશ એવું મારાં મનને આ પળે ભાસે છે.

**અધિરથ**—ભાઇ! તું કેવો ગાંડો છે! કષ્ટ પડયાં તેથી આત્મઘાત કરવા નીકળ્યો છે! ત્યારે તો આ પળેજ આત્મઘાત કરી નાખને. વાટ કોણની જુવે છે?

**યુવાન**—મહારાજ આ પળેજ જાણે આત્મઘાત કરૂં એમ મારો જીવ તો મને કહે છે, પણ તેમ નથી કરતો તેનું કારણ માત્ર એજ છે કે એક આશા રહે છે કે આવાં કષ્ટના દિવસ વહી જશે અને કદાચ સુખની ઘડી આવશે.

**અધિરથ**—વારૂ, હું ત્યારે તને એમ પુછું છું કે એવી આશા ઉપર તને શું કારણથી ભરોસો આવેછે?

**યુવાન**—આશા ઉપર ભરોસો આવવાનું કારણ એ છે કે જે આશા મન વિષે વસી છે તે પુરણ કરનાર ભગવાન છે.

**અધિરથ**—ત્યારે તો આશાના પુરણ કરનાર ભગવાન ઉપર તને ભરોસો છે કેમ?

**યુવાન**—મહારાજ! ભગવાન ઉપર ભરોસો તો ખરોજ તો.

**અધિરથ**—ભાઇ! આ રીતનો તને ભગવાન ઉપર પુર્ણ ભરોસો છે તે છતાં જાણે ભગવાન જે તારી આશાઓ પુરણ કરનાર તે નથી એમ માની આત્મઘાત કરવા તું નીકળ્યો છે એ કેવી ગાંડી વાત! બે અને બે ચાર ગણતાં આવડે, પણ બે અને બે ચાર લેવા હોય ત્યારે

એજ લે કે બે પણ નહી લે, એવી આતો તારી ટુંક સમજ થઇ ! મીઠાં જળથી તૃષા છીપાય છે એની તારા મનમાં તને ખાતરી છે પણ તૃષા લાગી તે ઘડી મીઠાં જળનું પાન કરતાં તું અચકાયો કે જળપાનથી તો તૃષા ના છીપે માટે હવે તૃષા લાગી છે તો આત્મઘાતજ કરવો, પણ જળ હોઠે ન અડાડવું, એવી તારી આતો ઉંધી સમજ થઇ ! ધરતી માતા ઉપર રહીએ તો સુવાય અને બેસાય અને ઉઠાય, અને દોડાય, તે તારૂં મન સત્ય માને છે. પણ સુવા બેસવા કે ઉઠવા કે દોડવા સમય આવ્યો તે વખતે તું ભડકયો અને ધરતી ઉપર કોઇક સ્થળે કાંઇક કંટક કે શૂળ પડયાં હોય તે થકી ધરતી માતાથી ત્રાસ પામ્યો અને આત્મઘાતની અધ્ધર હવામાં જઇ રહેવા તું આતુર થયો, એવી આતો વગર સમજની તારી વાત થઇ ! **ભાઈ ! તું યાદ રાખજે કે સંસારનાં જે કષ્ટો આપણા ઉપર આવી પડે છે તે માત્ર થોડા દિવસનાંજ છે અને ત્યાર પછી સુખનાજ દિવસ છે કેમકે જે પરમાત્માએ તને જન્મ દીધો છે તે તને સદા દુખમાં નહીજ રાખશે એ તું સત્ય માનજે.**

ગાયન. ૨૩.

[1]ગગન ઘનશ્યામ કર્યાં અતિ ભલે વાદળે,
સમજે તું જો રવી રૂડો ઢંકાયો છે આ પળે,
ઉગશે આવશ્યક એ, વળી આપદ ટળે,
ચિત્ત તુજ તો તો ચિંતાથી નવ ચળે.
[2]વન વગડા પણ ન્હોયે ભર્યાં બાવળે,
ઠાર ઠાર પુષ્પ જે ભરે વાસ વિમળે;
સંતાપ સકળ શું તુંજમાં આવી મળે?
ગોળ મેલી ઘાસ શીદ ઉતારે ગળે?
[3]વન વગડે ઉગ્યાં વૃક્ષ કીરતાર ફળે,

૧ ગગન વાદળાંથી ભયંકર ભલે થયાં હોય, પણ આપણે મનથી જાણીએ કે વાદળાં પછાડી સૂરજ છે તે પાછો પ્રગટશે, તો આપણને કાંઇ ડર લાગશે નહી.

૨ વન વગડામાં પણ સઘળે દુખરૂપી બાવળીઆ નથી, પણ સુખરૂપી પુષ્પો છે, ત્યારે મનુષ્ય જે ઉત્તમ અવતાર છે તેનું જીવન દુખથીજ ભરેલું નહી રહેશે, પણ સુખરૂપી પુલોથી સુખી થશે.

૩ વગડાનાં ઝાડોને પણ ફુલ ફળનાં સુખના લાહાવા પ્રભુ દેછે તો મનુષ્ય જે વૃક્ષ કરતાં ઉત્તમ અવતાર છે તેને સુખના લાહવા નક્કી દેશેજ.

પુષ્પ, પાન, ફળ ઝુલે તે તણાં ડાંખળે;
તુજ જીવન પણ ભરશે પ્રભુ શુભ ફળે,
રાખ શ્રદ્ધા શ્રીહરીમાં, રખે તું ટળવળે.

**યુવાન**—મહારાજ ! આ બોધથી મારા ઉપર પૂર્ણ અસર થઇ છે. પરમાત્માની કૃપા હું આ પળે આમાંજ જોવું છું કે મને આપની સમક્ષ લાવીને ઉભો કર્યો જેથી આ બોધનો ભાગ્યશાળી હું થયો અને કોઇક પળનો આત્મઘાત કરતો અટક્યો.

**અધિરથ**—ભાઇ ! મારૂં કહેવું તારી સમજણમાં યોગ્ય લાગેછે તે જોઇ હું અત્યંત રાજીછું, અને તને બે બોલ વધુ કહેવા મારો જીવ તલપે છે. માટે તને વિશેષમાં કહેવાનું મારે એ છે કે **જેમ પૂર્વનાં પાપ આ ભવમાં આપણને અણચિંત્યાં આવીને મળે છે તેમ જો પૂર્વનાં કાંઇક આપણાં પુણ્ય હશે તો તે** પણ નિ:સંદેહ **આપણને અણચિંત્યાં આવી મળવાનાંજ, માટે તને જે સુખ એની મેળે આવી ના મળે તેને માટે અત્યંત ઉત્સુક થવામાં કે અપરિમિત પરિશ્રમ લેવામાં કાંઈ ઝાઝો સાર નથી.**

**યુવાન**—મહારાજ ! જો પૂર્વનાં પુણ્ય હોય તોજ આ ભવમાં આપણને સુખ આવી મળે તો શું આ ભવમાં પ્રભુની પ્રાર્થના આપણાં સુખ માટે કરવાથી આ ભવમ તેનાં ફળરૂપે નવિન સુખ કાંઇ આપણને નહી મળે ?

**અધિરથ**—ભાઇ ! તારા પ્રશ્ન ઉપરથી મને લાગે છે કે તું પ્રાર્થના કરે છે, માટે મા તને પુછવાનું આજ છે કે તું પ્રાથના પ્રભુની કેવી રીતે કરે છે તે મને કહે

**યુવાન**—મહારાજ ! મહારાજ ! લ્યોને તે પણ કહું છું. પ્રથમ તો મારે કહેવાનું શુદ્ધ ઉગ્ર સ્વરે હું પ્રભુની પ્રાર્થના અથ ઇતિ કરૂં છું.

**અધિરથ**—ભાઇ ! ઉભો રહે. તારૂં પ્રથમ પગલુંજ ખોટું છે. કેમકે પ્રાર્થનામાં તું શુ અને ઉગ્ર શબ્દો વાપરે છે તેની આવશ્યકતા કે ઉપયોગીતા લેશ છેજ નહ કારણકે પ્રભુ આપણા વિચાર શુદ્ધ કે ઉગ્ર શબ્દ દ્વારા નથી સાંભળતા પણ આપ હૃદયની વિશુદ્ધતા દ્વારા આપણા વિચાર સમજે છે. જો, **ભાઇ, સાંભળ. ભગવાન આપણી પ્રાર્થના સાંભળે છે તે ક્યારે કે આપણા વિચારે અને ઈચ્છાઓ વિશિષ્ટ અને પુણ્યશાળી હોય ત્યારે, માટે જો વિશિષ્ટ અને પુણ્યશાળી વિચારો અને ઇચ્છાઓ તારામાં હોય, એટલે, પ્રાર્થનાદ્વારે તું મનુષ્યજાતિનું ભલું કરવા અને પરમાત્માન નિ:સ્વાર્થી ભક્તિ કરવા ઈચ્છતો હોય તો પરમાત્મા તારી પ્રાર્થ સાંભળવાના અને તને આ ભવમાં પણ સુખ આપશે પણ**

પ્રાર્થનાથી માત્ર તારાં સુખનીજ તું આશા રાખતો હોય તો જો કે તે પુરી ફળીભૂત થશે, પણ તે છતાં કાંઇક સમય વીત્યા પછી ફળીભૂત થશે.

યુવાન—મહારાજ! સંસારનાં સુખનું ખરૂં રહસ્ય આજે સમજ્યો.

અધિરથ—પરમાત્મા ઉપર શુદ્ધ પ્રેમ અને ભક્તિ અને મનુષ્યજાતિ પ્રતિ પરોપકાર વૃત્તિ એજ સુખનાં રહસ્યો છે. વળી વધુ ધ્યાનમાં રાખજે કે ભગવાન કોઇક પ્રસંગે જે થોડાં કે અપાર દુખ મનુષ્ય ઉપર મોકલે છે તે અમુક કારણ માટે મોકલે છે. અને એ કારણ જો મનુષ્યે પોતે સમજવું હોય તો જે પળે દુખ આવી પડયાં હોય તે પળે દુખથી ન અકળાતાં તેને શાંતાથી સહન કરવાં, તો તે દુખ પુરાં થવા પછી સમજાશે કે આ દુખો આવ્યાં તેનું છેવટનું પરિણામ અમુક આવ્યું, માટે આ દુખો આવ્યાં તે આ અમુક પરિણામ લાવવાને પરમાત્માએ મોકલ્યાં હશે. અને તું અનુભવથી જોઇશ કે દુખ તું શાંતાથી સહન કરીશ તો તેનું છેવટે ફળ સારૂંજ આવશે. તને જો અપાર નિર્ધનતાનું દુખ આવી પડયું હશે તો તે દુખમાંથી મુક્ત થવા તું અપાર પરિશ્રમ લઇશ તેથી તારાં તન તથા મનની શક્તિઓ પ્રફુલ્લિત થશે, અને આ રીતે તન તથા મનની તારી શક્તિઓને પ્રફુલ્લ કરવા પરમાત્માએ નિર્ધનતાનું દુખ તને દીધું હશે; તને નિજ સંતતિનાં મૃત્યુનું દુખ આવી પડયું હશે અને તે તું શાંતાથી સહન કરીશ તો તારી પોતાની સંતતિ પ્રતિ કે અન્ય જનની સંતતિ પ્રતિ તને વિશેષ પ્રેમ ઉત્પન્ન થશે. આ રીતે તને વધુ પ્રેમાળ કરવા પરમાત્માએ તારી અમુક સંતતિનાં મૃત્યુનું દુખ દીધું હશે. પણ દુખ શાંતાથી સહન કર્યું હોય તો છેવટે એ સઘળી સમજ આપણને પડે. કુવામાં ઉતરવા વખત આવ્યો તે પળે ધીમેથી, નીચી નજરથી, શાંત મનથી ન ઉતરતાં આડુંઅવળું જોવા જઇશું કે અકળાઈ જઇશું તો ઉંચેથી નીચે કુવા માંહી તુટી પડી નાશ પામવા આપણો વખત આવશે. સરિતાનાં ઉંડાં જળે જઇ ઘડો લાવવો હોય તો તે માંહે સ્થિરતાથી અને ધીમે ધીમે પગ મેલીને જઇએ તો તો બની શકે, અને આતુર બની ઝટ લઇ આવવા દોડીએ તો તો માંહેના ખાડા ખાબોચીઆમાં પડી કદાચ ડુબી જઇએ ભાઇ! ટુંકમાં સાર એટલોજ છે કે દુખ છે તે સહન કરવા અને નહી કે તેથી અકળાવા; શૂળો છે તે ધીમેથી ઉંચકી

કોરાણે નાખવાની, કાંઈ ઝપાટો મારી ઝડપી લેવાની નહી કેમકે તેમ તો હાથ લોહીલુહાણ થાશે; નાશ નાગ આડો આવે તો આપણે શાંતાથી બાજુએ ઉભા રહી જઈ તેને જવા દેવામાં સાર છે, અને નહી કે આપણે તેના માર્ગમાં જઈ પડવું જેથી તે ના ડંસતો હોય તોપણ આવીને આપણને ડંસે.

**ચુવાન**—મહારાજ! તમારાં સત્ય વચન સમજ્યો, તેમાંથી સમજણ લીધી છે, અને મને સાન વળી છે. પણ, એકજ પ્રશ્ન હવે મારે આ સંસારનાં દુખ સંબંધી પુછવાનો રહી ગયો છે અને તે એ છે કે જો કે દુખ સહન કરવામાં સાર છે તો પણ જે દુખ આપણને નડે તેને માટે આપણને ખેદ તો થવા દેવો કે નહી?

**અધિરથ**—ભાઈ! દુખ માટે ખેદ આપણે આ રીતે ઉત્પન્ન થવા દેવો કે પૂર્વનાં પાપ કરેલાં હશે તેથી આ દુખ આવ્યાં, અને તેથી પાપનું ફળ દુખ છે, તેથી હવે પાપ કરવામાં સાર નથી. પણ દુખને એક દુખ તરીકે રોઇએ તો તે ખેદ નિઃસાર છે! ભાઇ હવે તું શાંત મન રાખી રહેજે. અને અકળાઇશ ના. તું આ રસ્તે જતો હોય તો ચાલ હું પણ સાથેજ આવું છું.

**ચુવાન**—ચાલો, હું પણ આજ રસ્તે જાવું છું. પણ, મહારાજ! આ બોધ તમે મને દીધો છે એથી જીવતદાન તમે મને દીધું છે એટલો ઉપકાર મારે શીર ચડયો છે એટલુંજ કથન હું મારા આભારની લાગણીઓ દર્શાવવા આ પળે આપને કરીશ.

**અધિરથ**—ભાઇ! મેં તો માત્ર જીભ હલાવી છે. એમાં બીજો શો આભાર છે! ચાલ, ત્યારે. (બેઉ જાય છે.)



## અંક ૨. પ્રવેશ ૧૩.

**દેવરક્ષિતા**—વીરા સત્કર્મા! જરા હવે થોભ, મારાથી નથી ચલાતું.

**સત્કર્મા**—એતો રાજાના ત્યાં હિંડોળે બે દિવસ હાલ્યાં એટલે હવે શાનું ચાલી શકાય! બે દિવસ રાજાના ત્યાં રહ્યાં તેટલામાં આટલા દસ ગાઉ ચાલતાં થાકી જવાયું તો રાજાને ત્યાં જો બે માસ રહેવા વખત આવ્યો હોત તો તો કદાચ એક ડગલું સરખું પણ ભરતાં થાકી જવાત.

**દેવરક્ષિતા**—કોઇ બીજો ખોટાં મહેણાં મારે તો તેને સામી ઉત્તર પણ આપું, પણ તું માનો જણ્યો ભાઇ અને તે વળી મારા પોતાના પ્રાણથી વાહલો એટલે તને શું ઉત્તર આપું?

**સત્કર્મા**—કેમ, શું ઉત્તર આપે? તને ગમે તે આપને. તારા ઉત્તરનો પાછો ઉત્તર આપવા હું સમર્થ છું. નથી સમર્થ એમ ન સમજીશ.

**દેવરક્ષિતા**—કાંઇ સામા ઉત્તર વાળવામાં મોટાઇ કે ભલાઇ નથી, પણ દુખી બહેનની દયા ખાવામાં ખરી મોટાઇ અને ભલાઇ છે.

**સત્કર્મા**—બહેનની આટલાં વીસ વરસ દયા ખાધી તો આપણે તો મોટાઇ અને ભલાઇ આ પામ્યા કે બહેન શત્રુની સોડમાં જઇને વસ્યાં.

**દેવરક્ષિતા**—ભાઇ! તેં કદી એક અછડતો બોલ પણ મને કહ્યો હોત કે તું કોઇને પરણીશ નહી તો હું મરતાં તારી આજ્ઞા ઉલ્લંઘન કરતે નહી. મને સુતપા ભાઇએ લાચાર કરી ત્યારેજ મેં પરણવા હા પાડી. તું સુતપા ભાઇને સઘળી હકીકત પુછી તો જોજે.

**સત્કર્મા**—મારે એને પુછવાનું કંઇ કામ નથી. જે પ્રપંચી પ્રપંચ રચી તને પકડી ગયો તેને પુછવાનું હતું અને તેને મેં પુછ્યું છે અને તેણે જવાબ દીધો છે, અને તેં પણ વળી તેના તરફથી તેનો પક્ષ ખેંચી જવાબ દીધો છે, એટલે હવે મારે કોઇને કાંઇ કહેવાનું કે સાંભળવાનું હવે છે નહી; અને વળી મારા કહેવા પ્રમાણે તું પ્રપંચીને મુકીને મારી સાથે આપણા ઘર આવવા ચાલી નીકળી છે. એટલે હવે તો કાંઇ કોઇને પુછવાનું રહ્યુંજ નથી.

**દેવરક્ષિતા**—ભાઈ! તું જેને પ્રપંચી કહે છે તે મારા પતિ થયા છે માટે એમના માટે તિરસ્કારનાં ખોટાં વચનો સાંભળી મુગે મોંઢે બેસવામાં હું પાપી ઠરૂં છું. તેથી તને ગમે તે કડવાં વેણ મને કહે પણ, એમને ખોટા દોષ મારી સમક્ષ ન દે. ભાઇ! તને વધુ શું કહું?

**સત્કર્મા**—મૂર્ખ બહેન ! તું મને ભાઇ કહી બોલાવ નહી. પાખંડી પ્રપંચીના પડોશે બે દિવસ પડી તો પક્ષ પાખંડી પ્રપંચીનો ખેંચવા માંડયો અને મેં વીસ વરસ સેવા ચાકરી કરી તેની વિરૂદ્ધ થઈ તો તું મારી બહેન નહી અને હું તારો ભાઇ નહી.

**દેવરક્ષિતા**—તે તારે કહે એમ ના થઇ જશે ? ભગવાને આપણને ભાઇ બહેન નિર્માણ કર્યાં, અને માતપિતાએ જન્મ આપી આપણને ભાઇ બહેન સ્થાપ્યાં, તે ભાઇ બહેન મુખેથી ના કહેવાથી ના થશે ?

**સત્કર્મા**—ત્યારે મોંઢે બોલેલું તો તું વૃથા સમજે છે શું ? માંથે આકાશ તુટી પડે છે કે પગ તળે પાતાળ ફુટે છે, અને એ રીતે વિનાશ વખત આવે છે, તોપણ એક વચનનાં માણુસો પોતાના મોંઢામાંથી એક વખતનું વચન નીકળ્યું તે પાલેછેજ. તારાં મનતો મુખનાં વચનો તે મુખના વાયુ સમાન છે કે મુખમાંથી વાયુ નીકલ્યો એટલે ઉડી ગયો અને પછી થઇ ચુકયું ! ખરે ! પ્રપંચી પાખંડીના બોલ વાયુ જેવા ચળિત હોય છે. તેથી તું બધાના બોલ એવાજ સમજેછે.

**દેવરક્ષિતા**—ત્યારે શું તું ભાઇ મને હવે બહેન કહી નહી બોલાવે ?

**સત્કર્મા**—તેં મને ભાઇ ગણ્યો નહી, એટલે મારે તને બહેન કહી બોલાવવા વખત ન રહ્યો. એમ તારી કરણીએ કરી તું આવો વખત લાવી, નહીતો હુંતો "બહેન બહેન" બોલી, બહેન માટે બળાપાથી બળી બળી ભસ્મ થઇ જતો હતો.

**દેવરક્ષિતા**—પણ ભાઇ ! હું તને કયાં ના કહુંછું કે મુઇ આ પાપણી બહેન માટે તેં શ્રમ નથી લીધો ?

**સત્કર્મા**—( મહા વ્યાકુળ બની ) તુંતો બધુંએ કહે છે તો ! તુંતો મારો પણ ઉપકાર માને છે અને પક્ષ પણ ખેંચે છે ! પેલા પ્રપંચીનો પણ ઉપકાર માને છે અને પક્ષ પણ ખેંચે છે ! આમ, તુંતો એવી ડાહી બની ગઇ છે કે સર્વનો આભાર માને છે અને પક્ષ ખેંચે છે. દેવરક્ષિતા ! દેવરક્ષિતા ! હવે મારાથી નથી ખમી શકાતું. તારે વિશ્રામ લેવો હોય તો મુગે મોંઢે લે, પણ બોલીને મને વ્યાકુળ ના કર. ( બહેનથી દુર જઇ ઉભો રહેછે ).

**દેવરક્ષિતા**—લે, ભાઈ! લે, એમતો એમ. હુંતો જરી સુઇ જાવુંછું. જરી ઉંઘ આવે તો કાંઇ ઠીક થાય :( સુવે છે ). ( સુતાં, સુતાં સ્વગત ) અરે દશા ! આ તારા શા ખેલ ? વીસ વર્ષ સુધી નિર્ધનાવસ્થા રહી અને તેમાં વીસ વર્ષના દિવસ ગયા, અને પળમાં મહેલ માળીઆં મહાલવાનો દિન આવ્યો, અને પળમાં પાછો આ ઘાસની શૈયા ઉપર વનવગડે સુવા વખત આવ્યો ! અરેરે ! આ પ્રમાણે

તો ભાવિમાં કોણ જાણે શાશા અવનવા ખેલ લખ્યા હશે! દુખના અવનવા ખેલો કે તેમની અસંખ્ય સંખ્યાથી નથી ડરતી, પણ સ્વામીને કે ભાઇને કશો સંતાપ ન થાય એવાં દુખ હોય એટલુંજ ભગવાનને યાચુંછું. ભગવાન! ભગવાન! તમે આટલી વિનંતિ સ્વીકારજો. (નિદ્રાવશ થઇ જાય છે).

**સત્કર્મા**—(બાજુ. સ્વગત) આતો કળજુગનો વાંક કે મારાં હીણભાગ્યનો વાંક, કે જે બહેની માટે મારૂં તન મન તેણીની સેવામાં અર્પણ કર્યું, તે જોગીરાજે કહેલા પેલા પાખંડી પ્રપંચી ભાનુમાનને વરીને બેઠી અને તેના પક્ષમાં જઇ ભરાઈ! વળી, જેમ જેમ હું પેલા પ્રપંચીનો પ્રપંચ તેણીને સમજ પાડીને કહું છું તેમ તેમ ઉલટો વધારે વાંક મારો કહાડતી જાય છે! જોગીરાજે જે દિવસથી કહ્યુંછે કે ભાનુમાન પ્રપંચી છે અને શિક્ષાને પાત્ર છે, તે દિવસથી મારાં મનને તો સિદ્ધજ થઇ ગયું છે કે ભાનુમાન મહા પ્રપંચી પાખંડી છે અને શિક્ષાને પાત્ર છે. જોગીરાજના શબ્દો કાનમાં ઘુમ્યાં કરે છે અને જીવ કહે છે કે એ શબ્દો મેં પુરા કયારે પાળ્યા હોત કે એ ભાનુમાનને જીવથી માર્યો હોત તો. જોગીરાજ! તમે ભાનુમાન માટે જે કહ્યું છે તે સત્ય કહ્યું છે. તમારે અસત્ય કહેવાનું કારણ શું હોય? તમારે કયાં એ ભાનુમાન પાસેથી કે મારી પાસેથી રાજયપાટ લેવાનાં છે? અરે! પણ એ પાખંડી તો એનાં પાપે મરશે પણ આ મારી બહેન તે પણ કેવી પાખંડી થઇ ગઇ! મારો પક્ષ બહેન પળમાં ખેંચે છે! અને પળમાં પાછો પેલા ચંડાળનો પક્ષ ખેંચે છે! હવે બહેનનાં પાખંડની સીમા કયાં રહી! દેવરક્ષિતા! તું આવી પાખંડી અને પ્રપંચી થઇ તો હવે તું મારી બહેન નહી અને હું તારો ભાઈ નહી એ વચન મેં કહ્યાં છે તે પાળીશ. **મૂર્તી માની જેને પુજતો તે મૂર્તીત્વ ખોઇ પથ્થરો થઈ તો પછી મારે તેની સાથે સબંધ એટલોજ રહ્યો કે તેને લઈ જઇ નદીમાં નાખી આવવી જેથી નદીનો પાણકો કહેવાય. પુર્ણ પ્રીતીથી અને નીતિના નાદથી સાંત્વન કરનાર મેનાંને હડઅવા હાલ્યો તો તેને વનવગડે છોડી આવેલીજ ભલી. પ્રેમની પટારી જેમાં ભાતભાતનાં ભોજન મુકવાનાં તેમાં વિષડંસ નાગણ ભરાઈ રહેવા લાગી તો પેટીમાં પુળો મુકી તેને સળગાવી દીધેલીજ ભલી.** દેવરક્ષિતા! હું મારૂં વચન પાળીશજ. તું મારી બહેન નહી અને હું તારો ભાઈ નહી. બસ આ સ્થળે તને એકલી મુકી ચાલી જાવું. તને આપણા ત્યાં આવવાનો કે પેલા પાખંડીને ત્યાં જવાનો રસ્તો ખબર નથી તેમ આ શૂન્ય વગડે કોઇ હાલ તારી મદદે આવી ચડે તેમ નથી, તેથી તું કયાં તો ભુખ

તરસથી પીડાઇ મરીશ કે વિક્રાળ વાઘ વરૂ તારો વિનાશ કરશે. લાવ, એક કાગળીઆં ઉપર લખીને અંહી નાખતો જાવું. (લખે છે) દેવરક્ષિતા! તું પાખંડી પ્રપંચી થઇ તો તું મારી બહેન નહી અને હું તારો ભાઇ નહી એ મારાં મુખમાંથી વચનો નીકળ્યાં છે તે પાળવા તું હમણાં ઉંઘી ગઇ છે ત પડી તને મુકી હું મારે ઘેર ચાલ્યો ગયોછું. (સ્વગત) દેવરક્ષિતા! હવે તું સમજીશ કે ભાનુમાન જેવા પાખંડી અને પ્રપંચીનું વચન ખોટું પડે, પણ મારા જેવા સત્યવાનનું વચન ખોટું ન પડે. હવે તો પાખંડીનો પક્ષ મુકવા લગી કાંઇ સુમતિ ભગવાન આપે તો સારૂં. જોગીરાજ! તમે પાખંડી માટે જે શબ્દો કહ્યા છે તે સત્ય છે અને મારાં મનમાં તેથીજ ઘુમી રહ્યા છે અને ઘડીભર અલગ નથી થતા. (જાય છે જમણી બાજુએથી). (લાકડાં કાપવા ડોસો કુહાડી અને દોરી સહિત આવે છે ડાબી બાજુએથી)

**ડોસો**—હાય! રામ! ચાર ગઉથી હીંડતો આવ્યો છું તે થાકી જયો છું. જરી બેઠું પછે લાકડાં વાઢવા ચઢું. ભગવાને કાંઇ છોકરૂં પેટ આલ્યું હોત તો આ ઘડપણે આ વગડા વેઠવા શેના પડત! પણ, ઇતો કહેછે ને કે ભગવાનને ગમ્યું ઇ ખરૂં. (દેવરક્ષિતાને સુતેલી જોઇને) પણ, આ કુણ! કોક બયરૂં મોહન છે! આંહી કને ઉભા રહેવામાં હાર નહે, ચમકે બયરૂં મોહન છે અને કોક દેખે તો કહેશે આ ડોહો આની કને ચમ બેઠો હશે. કોંઇ જગતને મુંઢે તાળું દેવા જવાયછે? લાય, આઘે જઇ બેહું. (દુર જઇ બેસેછે). (દેવરક્ષિતા નિદ્રામાંથી જાગ્રત થાએ છે).

**દેવરક્ષિતા**—(સ્વગત) અરેરે! શું નિદ્રાનો ઝબકો આવી ગયો! પણુ જાણે આટલો વખત તો માથે આવેલું વિઘ્ન ભૂલી ગઇ હતી! અરે! પણ એમ પળવાર ભૂલાયું તેમાં શું દહાડો વળ્યો? એ તો જ્યારે સત્કર્મા ભાઇ ભૂલ ભરેલા વિચાર બદલશે ત્યારે સુખની ઘડી આવશે. પણુ, ભાઇ વિચાર બદલવાના કયારે અને સુખની ઘડી આવવાની કયારે? લાવને, જો કાંઈ સમજે તો એને પાછો જરી સમજાવી જોવું. (ઉભી થાય છે. ભાઇને હાંક પાડે છે) ભાઇ સત્કર્મા! તું કયાં છે? મને જવાબ દેને. આટલી હાંકો પાડું છું તોપણ હજી જવાબ નથી દેતો! આમ શું કરે છે, વીરા? (ઘણા ઉગ્ર સ્વરે) ભાઇ સત્કર્મા! વીરા સત્કર્મા! (ગદગદીત સ્વરે) અરેરે! વીરા! ટળવાવે છે! (મોટા સ્વરે) ભાઇ સત્કર્મા! (ગદગદીત સ્વરે) હાય! હાય! હવે શું કરૂં! કાંઇ મારી દયા ખાઇ મારા માટે ખાવાને કાંઇ કંદમૂળ આહાર લેવા કે પીવાને પાણી લેવા આમતેમ ગયો હશે કે અમસ્યો આમતેમ ફરતો હશે! (વ્યાકુળ બની ઉગ્ર સ્વરે) ભાઇ સત્કર્મા!

ઓ ભાઇ સત્કર્મા! સાંભળે છે કે? તું ક્યાં છે તે મને કહે. હું પણ ઉઠી છું તે તારી પાસે આવું. (ગદગદીત સ્વરે) હાય! હાય! બાપરે! ક્યાં શોધું! ક્યાં દોડું! ક્યાં જાવું! ક્યાં મરૂં! કોણને કહું! વીરા! જો મારી મજાક કરતો હોય તો હવે બસ કર. મારાથી ત્રાસથી નથી જીવાતું, હો. (કાગળની ચીઠી જે સત્કર્મા લખીને નાખી ગયો હતો તે ઉપર નજર પડે છે) અરે! પણ આ કાગળની કકડી શાની પડી છે! લાવ, જોવું. કાંઇક લખેલું પણ છેને! અરે! અક્ષર તો સત્કર્માના છે! શું લખ્યું છે! (વાંચે છે) "દેવરક્ષિતા! તું પાખંડી પ્રપંચી થઇ તો તું મારી બહેન નહી અને હું તારો ભાઇ નહી એ મારાં મુખમાંથી વચનો નીકળ્યાં છે તે પાલવા તું હમણાં ઉંઘી ગઇ છે તે ઘડી તને મુકી હું મારે ઘેર ચાલ્યો ગયો છું." (ત્રાસ પામી ભૂમિ ઉપર પડી ગદગદીત સ્વરે) હાય! બાપ! કોઇ આ પળે આવો. માતા, તને સ્મરૂં! કે પિતા તમને સ્મરૂં! કે ભગવાન તમને સ્મરૂં! ત્રણે અગોચર છો પણ ત્રણે મારો હાથ ઝાલો! માતા પિતા, તમે આ તમારી પુત્રીને જન્મ આપ્યો છે તેનું આ સંકટ કોઇ પેરે ટાળો, અને માતાપિતાપણું સફળ કરો. ભગવાન તમે માતાપિતાથી પણ વડીલ છો તો તેવું મહત્વ અને તેવો વહાલ આદરી મને ઉગારો. ભગવાન! સુતપાના આગ્રહથી એક સાચા ગુણી પતિને વરવામાં મારો કશો અપરાધ નથી, અને મને વિના વાંકે ના તરછોડો. અરેરે! નિદ્રા આવી ન હોત તો આવો વખત ન આવત!

ગાયન. ૨૪

નિદ્રા છે તું તો દેવી સુખસાતા,
વિસરાવે વિપત્તિ જાણે વહાલી માતા.
વૈરણ વેશ શીદ તુજથી સજાતા!
દુખી થઇશ દુભવતાં દીન દુહિતા.
માનવ સંસારી બને પળમાં મદમાતા,
ભટકતી મૂકે બહેનીને ભૂંડા ભ્રાતા.
દૈવી અવતાર તે સદા સુખ દેતા,
[1]મૃત્યુ ને દેવલોક એ પેરે પરખાતા,

૧ આ જગતનાં લોકમાં અને દેવ લોકમાં ભિન્નભાવ આ છે કે આ જગતનાં લોકો પરસ્પર પ્રેમથી નથી વર્તતાં, પણ દેવલોક સદા સ્નેહથી સઘળાંને નિરખે છે.

[1]તાણો નવ કોઇ તાપ તાંતા,
તાપ તાંત કામળથી ન હોય શાંતા.
પ્રેમી થાશો તો રીઝશે વિધાતા.
વિધાતા છે પ્રેમીનો સદાજ ત્રાતા.

(નિશ્વાસ નાખી બેસે છે)

(દેવરક્ષિતાના સાદથી દયા આવવાથી ડોસો પાસે આવે છે).

**ડોસો**—(સ્વગત) આ બાપડી કુણ જાણે શું લવી રહી છે !

**દેવરક્ષિતા**—[સ્વગત] અરેરે ! નિદ્રાદેવી તને શાને દોષ દેવું, કે ભાઇ ! તને શાને દોષ દેવું ! કાંઇ મારાં પૂર્વનાં પાપ હશે તે આવી નડયાં છે તેમાં નિદ્રાદેવી શું કરે અને ભાઈ પણ શું કરે ! (ડોસાને જોઇને) અરે ! પણ આ કોઇ ડોસો બાપડો કાંઇ લાકડાં પાડવા આવ્યોછે. જો મને એના ઘર લઇ જાય તો કોઈ ન જાણે તેમ એની ઝુંપડીમાં એકાંતમાં પડી રહી જીવનના દિવસ પુરા કરૂં, જેથી સતકર્મા મને દેખે નહી અને મારા ઉપર ક્રોધે ભરાય પણ નહી, અને સ્વામીનાથ પણ મને જતે દિવસે મુવેલી ગણી મને મનમાંથી વિસારી મુકે અને પ્રસન્ન ચિત્તથી રહે. (ડોસાને) અરે ! ભાઇ ડોસા ! આંહી લાકડાં પાડવા આવ્યા છો ?

**ડોસો**—હા લાકડાં પાડવા આવ્યો છું. તીનું ચ્યમ છે તે ?

**દેવરક્ષિતા**—ત્યારે લાકડાં પાડી રહ્યાછો કે હજી પાડવાનાં છે ?

**ડોસો**—અરે ! હજી તો પાડવાનાં છે, ખુન.

**દેવરક્ષિતા**—ભાઇ ડોસા ! કાંઇ છોકરાં છઇઆં નથી કે આ ઘડપણે ચલાતું નથી તે વખતે પણ આટલે દૂર વન વગડે આવવું પડે છે ?

**ડોસો**—છોરૂએ નહે ને છીયુંએ નહે, બયરૂંએ નહે, ને માંએ નહે ને બાપે નહે, કે ભાઇએ નહે કે ખુને નહે. આઘેના હગાં છે, પણ ઇતે કાંક કામ આવેછે ?

**દેવરક્ષિતા**—ત્યારે મને તમારે ત્યાં લઇ જાવો તો તમારી પુત્રી થઇ તમને રાંધી ખવડાવીસ અને તમારાં ઘરનું કામકાજ કરીશ અને તમને સુખમાં રાખીશ. મારે કાંઇ તમારી પાસેથી જોઈતું નથી.

**ડોસો**—તાંણે જો તારે કોઇ વાતની આશા ન હોય તો ભલે આય, ચમકે મારી કને તો ફુટી બદામે હોય તો આ મરતો મરતો આંહી લાકડાં વાઢવા આવું ખરો ?

**દેવરક્ષિતા**—તે હું કયાં નથી સમજતી ? લ્યો, તમે ત્યારે લાકડાં કાપીને નાખતા જાવો. હું આંહી નીચે ભારી બાંધું છું.
(ડોસો ઝાડ ઉપર ચઢે છે. ઝાડ ઉપર કુહાડા ચલાવે છે) પણ, તમારૂં ગામ કોણની હદમાં છે ?

---

૧ દુખનાં તાંત વણવામાં લ્યો નહી, કેમકે એવા તાંતથી વણાએલી કામળ સુખ નહી દેશે.

ડોસો—અધિરથ મહારાજાના રાજ્યની હદમાં છે ?

દેવરક્ષિતા—ઠીક.

( ડોસો કુહાડી મારે છે તો એ ઠેકાણેથી જવાહીર નીકળે છે ).

ડોસો—અરે ખુન ! ઓ ખુન ! આ જરી જોતો, આ તો કોઇ દન ના અને આજ ઓહી આ ઝાડની મહીંથી મોતીને હીરા જેવું કાંક નીકળ્યું છે, તને ઝાઝી હમજ હશે માટે જરી જો તો ખરી કે મોતી હીરા છે કે ઠાલા કાચના કકડા છે. મને તો ઇમ લાજે છે કે કાચના કકડા છે, કાચના કકડા. ઓહી કને તો હીરા મોતી ચમ કરીને આવે ? ( દેવરક્ષિતા તે જુવે છે )

દેવરક્ષિતા—( સ્વગત ) ઓહો ! આતો મૂલ્યવાન જવાહીર ! ( ડોસાને ) આ તો રાજાના ત્યાં ન હોય એવાં જવાહીર છે !

ડોસો—તાંણે હવે ઇનું ચમ કરવું છે ! થોડાંક લીએ કે રહેવા દીએ ! હરકારનાં હોય અને હરકાર જુએ તો આપણા ભોગ મળે.

દેવરક્ષિતા—પારકા ધણીનું દ્રવ્ય લેવું પાપ છે. પણ આ દ્રવ્ય તો રાજાનું ન હોઇ શકે કેમકે અધિરથ મહારાજા કંઇ એવા નહોતા કે આવી રીતે વગડામાં દ્રવ્ય મુકી રાખે. વળી આ દ્રવ્યનો ધણી હાલ કોઇ જીવતો પુરૂષ નહી હશે કેમકે આ દ્રવ્ય ઉપર જે ધુળ અને કાટ છે તે કાંઇ વરસોનાં હોય એમ લાગે છે અને જો આ જવાહીરનો કોઇ ધણી હોય તો વરસોના કાટ એના ઉપર ચડવા પામે નહી, માટે કાંઇક વરસોનું ધણી વિનાનું આ દ્રવ્ય છે, તેમાંથી થોડુંક લેવામાં હું તો કાંઇ અડચણ જોતી નથી.

ડોસો—તાંણે, ભલે. ઇમ કરીએ તાંણે. રોજ લાકડાંનો ભારો બાંધી જવું છું તો આજે જવાહીરનો ગાંહડો બાંધી જવું. ( જવાહીર વીણે છે. )

દેવરક્ષિતા—(સ્વગત) આ માંહેલું થોડું જવાહીર ભાઇ સત્કર્માં ઉપર મોકલાવું કેમકે મને લાગે છે કે નિર્ધનતાને લીધે એનાં ચિત્ત ઉપર માઠી અસર થઇ છે, અને આ ધનથી કદાચ એની ચિતવૃત્તિ જરા શાંત થશે, અને તેથી મારા સ્વામી પ્રતિનાં વિચારો પણ કદાચ બદલશે. (ડાસાને) આપણે એક નાની કોથળી જેટલુંજ જવાહીર લ્યો. આપણે કયાં વાપરવાં છે અને મહેલ માળીઆં બાંધી રહેવું છે કે ઝાઝાં લઇએ ?

ડોસો—હા, ઇએ ખરૂં. તાંણે ગાંહડો નહે બાંધતો.

દેવરક્ષિતા—ના. ના, થોડાંકજ લ્યો, અને એક લાકડાંનો ભારો પણ પાડો.

ડોસો—તાંણે હવે એ લાકડાંના ભારાને શું કરવો છે ! આ જવાહીર વેકીને લાકડાંનો ભારો વેકાતો નહે લેવાવાતો ?

**દેવરક્ષિતા**—રોજ વેચાતાં લઇશું અને આજનો દિવસજ લઇ લ્યો.

**ડે.સો**—ઓય તારી ! તાંણે રોજ અને આજમાં ફેર શો હશે ?

**દેવરક્ષિતા**—જુવો, આજે હું ભારો પાડવા કહું છું તે એમ કે એ ભારો લઇ તમે અધિ-રથ મહારાજાના રાજ્યકારભારી સુતપાના ભાઇ સત્કર્મા છે તેની પાસે જાવો. સુતપા સાધુજન તરીકે નિર્ધન અવસ્થા પ્રિય ગણે છે પણ એમનો ભાઇ સત્કર્મા બાળક હોવાને લીધે તેમજ સન્યાસ વૃત્ત ધારણ ન કરેલું હોવાને લીધે નિર્ધનાવસ્થથી કંટાળે છે અને બાવરો બની ગયો છે. માટે લાકડાંના ભારામાં જવાહીરની એક નાનકડી કોથળી મેલી લાકડાંનો ભારો વેચવાના નિમિત્તે ભારા માંહે એ જવાહીરની કોથળી સત્કર્માના ત્યાં નાખી આવો જેથી એ માંહેથી એ જવાહીર દેખીને રીઝશે. વળી એક બીજી વાત એને એ પ્રમાણે કહેજો કે મને કોઇ એક સ્ત્રી હમણા મળી તે મને કહેવા લાગી કે મારા ભાઇને ઓળખતા હોવો તો કહેજો કે આજથી પંદરમે દિવસે કળીચઉદશની રાત્રે બાર વાગતાં હું નદીએ પડી મારો પ્રાણ ત્યાગ કરીશ, અને તેની હત્યા તને લાગશે. પછી વળી તમે ઉમેરજો કે મેં એ સ્ત્રીને કહ્યું કે તું કોણ અને તારા ભાઇનું નામ શું તે કહે તો મને તારા ભાઇને ત્યાં જવાની અને કહેવાની સમજ પડે, પણ મને તો પોતાનું નામ પણ ના આપ્યું અને ભાઇનું નામ પણ ના આપ્યું. આ વાત તો જાણે અમસ્થી કરતા હોવો તેમ ભારાના પઇસા લેતી વખત ઉતાવળમાં કરી ચાલી આવજો, અને ગમે તેટલા સવાલ પુછે તોપણ બીજું કાંઇ વધારે કહેશો નહી.

**ડોસો**—ઠીક તાંણે; તું ઇમ કહે છે તો ઇમે બધું કરીશ, પણ આટલું બધું કરવાની તને જરૂર શી ઈ મને હમજણમાં નહે ઉતરતું. (ઝાડપર લાકડાં કાપવા ચડે છે.)

**દેવરક્ષિતા**—(સ્વગત) સત્કર્મા ઉપર આવો સંદેશો કહેવાડવે જોવું કે ભારામાંથી દ્રવ્ય મલ્યા પછી એને કાંઇ શાંતી વલે છે કે કેમ ! અને ભાનુમાન માટેના ખોટા વિચારો મનમાંથી દુર કરી, ડોસાએ કહેલી આપઘાત કરનાર બહેન મનેજ ગણી, પોતાની બહેનને મૃત્યુ પામતી અટકાવવા આવે છે કે કેમ ! અરે ! પણ સત્કર્મા ! તું તો લવી એમ રહ્યો હતો કે ભાનુમાન પ્રપંચી અને પાખંડી છે એમ તને જોગીરાજે સમજાવ્યો છે તો એ મુવો વૈરી જોગીરાજ કોણ હશે ! અને હું ધારૂં છું તેમ જવાહીર જે મોકલું છું તેથી તને શું તેની અસર થવાની ! અસર નહી થાય તો નહી, એક ફેરા મારા મનની વાત કરી તો જોવું.

ડાસો—( દેવરક્ષિતાને ) અરે ખુન ! એ ખુન ! આ લાકડાં મેં વાઢીને નાખ્યાં તીની તું મારી નોંધવાની હતી અને તું તો કોણ જાણે શા વચારમાં પડી છે? બાપુ ! મારા ઘર આવે તો તો જરી રોટલા પાણી કરવાની ચંતા રાખજે અને આમ વચારના વહેળીઆમાં તણાતી ના હીંડીશ, નીકર મારે તારી વેઠ કરના હામી ઘડી આવશે.

દેવરક્ષિતા—( લાકડાંનો ભારો બાંધતી ) ડોસા ! ગભરાવો નહી. તમે હજી મને નથી ઓળખતા તેથી આવા વિચાર મારે માટે તમને આવે છે.

ડાસો—તને ઓળખતો નહે. પણ હા કહો ના કહો તું તો હાહતરમાં લખ્યું હોય છે ઇવી કોક પદમણી અહતરી છે તે માટે ઓંહીં કને તેં પગ મેલ્યો કે અધધ ધન નેકળી પડયાં.

દેવરક્ષિતા—એવાં પગલાં હોય કે જ્યાં ગઇ ત્યાં સુખશાંતા થાય તો તે પગલાં સારાં, અને ધન નીકળ્યાં તેમાં તો હું કાંઇ મોટી વાત નથી જોતી.

ડાસો—લ્યો, તાંણે ઇમ. આપણુને તો વાત વાતના જવાબ દેતા નહે આવડતા. તાંણે હું ભારો નાશવા જવું છું તે તને મારાં ઘરની ક્યાં ખબર છે કે ત્યાં જઇશ?

દેવરક્ષિતા—ના, પહેલાં તો ઘર ચાલો, અને મને રોટલા માટે લોટ બોટ આપો પછી જજો એટલે તમે પાછા વળો ત્યાં સુધીમાં તમારા માટે રોટલા તૈયાર રાખું.

ડાસો—હા, તાંણે તો ઠીક. લ્યો, હીંડો તાંણે.

( ડોસો ભારો માથે લેછે બેઉ જાય છે. )

( જયદ્રથ જે શ્રીદેવાને નાસેલી સાંભળી તેણીને પકડવા તેણીની પાછળ નીકળ્યો છે તે આવી ચઢે છે. )

જયદ્રથ—( સ્વગત ) શો પરધાનીઓ ચઢી વાગ્યો છે ! શો પરધાનીઓ ચઢી વાગ્યો છે ! કહે છે શું કે શ્રીદેવાને જવા દેવા તમે મને આજ્ઞા કરી તેથી મેં એને જવા દેવા સીપાઇઓને આજ્ઞા કરી. હવે મેં તો એવી આજ્ઞા એને કરીજ નથી. અને વળી કહે છે શું કે તમે આજ્ઞા કરી તે તમને યાદ નથી કેમકે તમે નિશામાં હતા ! હવે હું એને એમ પુછું કે તેં તો પ્રધાનપણું આટલાં વર્ષ કર્યું છે કે હજામત કરીછે કે તને એટલી પણ સમજણ નથી કે નિશા હોય તે વખતે જો કદાચને મેં એવો હુકમ કર્યો હોય તોપણ તે તારે અમલમાં ના લાવવો જોઇએ કેમકે નિશાના હુકમો ઘણે ભાગે ખોટા હોય છે ! અરેરે ! કાંઇ કાંઇ યુક્તિઓ કરી આ શ્રીદેવાને પકડી લાવ્યો, અને આ પરધાનીઆએ એક પળમાં તેને જતી કરી મુકી ! શું કરૂં ! જાંણે આ પરધાનીઆને જીવથી મારૂં,

પણ રાજ્યમાં લોકો એનાથી રાજી છે એટલે એને મારૂં તો લોકો તુરત મારી સામે બંડ ઉઠાવ્યા વગર રહેજ નહી, અને મારે વળી એ બંડનું નવું તુફાન ઉભું થાય. નાસી ગઇ છે તો શું થયું ? એ શ્રીદેવાને તો કદી મુકીશ ? આશા શી. એના નાસવાની ખબર પડતાંજ પૂંઠે નીકળ્યો છું. ઇશ્વર છે તો હમણા પકડી પાડીશ. શું ઇશ્વર મારાં આટલાં આટલાં કષ્ટ સામું નહીજ જોશે ? (ખાડામાં પડે છે) અરેરે ! બાપ ! આ શું ! આ ખાડો તો દેખાયોજ નહી અરેરે ! પગ મોચકાઇ ગયો છે જો. હવે કેમ કરવું ? હવે તો મેહેલે પાછો જાવું, શું કરૂં ! પણ મહેલે પણ કેમ કરી જઇશ ! અરેરે ! કાંઇ મારો દિન ઉઠયો છે ! શ્રીદેવા તે તો હાથથી ગઇ અને પગમાં વળી મોચકામણ થઇ !

(સુતપા આવે છે.)

સુતપા—(બાજુ, સ્વગત) મારી બહેન સાથે લગ્ન કરનાર તે માત્ર નિર્ધન બ્રામણ નહી પણ મહાન પ્રતાપી રાજા ભાનુમાન, એ સમાચાર શ્રવણ થાતાં વારજ ઉરે અપરિમિત હર્ષ ઉભરાયો, અને બહેનીને ધન્યવાદ આપવા અને બહેનીનું સન્માન કરવા નીકળી પડયો છું. સાધુ તરીકે તો ધનને ધુળ તૂલ્ય ગણવાથી બહેનીને નિર્ધનાવસ્થામાંથી ધનાઢય સ્થિતિમાં જોઈ, કાંઈ તેણીનાં દ્રવ્યથી મારૂં ચિત્ત ચળિત નથી થતું. પણ બહેન ધનવાન થઇ તો ધનનો યોગ્ય ઉપયોગ કરવા તેણીને સમજણ આપવા જીવ ઝાઝો તલપ્યો, કેમકે ધન્ય અનેક સુકૃત્ય કરવાનું એક ઉત્તમ સાધન છે. (જયદથ્રને જોઇને) અરે ! પણ, આ કોણ ! આ તો જયદથ્ર ! (જયદથ્રને) જયદથ્ર ! તમે આ ખાડામાં કેમ પડયા ?

જયદથ્ર—અરે જરી આ ખાડો દેખાયો નહી એટલે તેમાં પડી ગયો અને પગ મોચકાઇ ગયો છે.

સુતપા—હાથ આપો. તમને બહાર કઢાડું.

જયદથ્ર—તો તો તમારી કૃપા. (જયદથ્ર હાથ આપે છે). (સુતપા તેને ખેંચીને બહાર કઢાડે છે.)

સુતપા—એમાં કૃપા શાની ? પ્રત્યેક મનુષ્યે દયા અને ભલાઈ આચરવાની છે તે પોતાની આત્મોન્નતિને કાજે, તેમાં કોઇ ઉપર ઉપકારનો બોજ તે ચડાવી શકતો નથી.

જયદથ્ર—તમે આવી ચડયા તે હું તો એમ સમજ્યો કે હવે મારી આવી બની, અને મને નિરાધાર દેખી તમે વૈર લેશો. પણ આતો તેથી ઉલટુંજ થયું.

સુતપા—વૈર લેવું અઘટિત છે. શત્રુ સામો થઇ આવે તો તે વખતે સંરક્ષણ અર્થે, કે કોઇ યોગ્ય કાર્યની સિદ્ધિને અર્થે, તેની સામા થવું પડે અને તેનો પ્રાણ પણ લેવો પડે. પણ જ્યારે શત્રુ અશક્ત હોય ત્યારે તેને મારવો એ જો કે સંસારી જનની યુક્તિ પુરસ્સર રીતી છે તોપણ સન્ન્યાસ વ્રત ધારણ કરનારના આચાર વિરૂદ્ધ તે છે.

જયદથ—તમે કહો છો તે ખરૂં છે. ( બાજુ ) આની વાતમાં હમણા તો હાએ હાજ પાડવી.

સુતપા—મારૂં કહેવું ખરૂં છે એમ તમે માન્ય કરો છો તો હવે તે પ્રમાણે ચાલજો. કેમકે, જયદથ ! તમે રાજા છો તો ભલે તમારી સત્તા ચાલતી હોય તો મારો શીરચ્છેદ કરાવજો, પણ તમારી અનીતિ હમણાની હદની બહાર છે તે એકદમ મુકશો એટલું હું તમને કહુંછું. શ્રીદેવાને પરણવા તમે એના પિતા ઉપર હલ્લો કર્યો તેમાં તમે ફાવ્યા નહી ત્યારે છેવટે તમે એ બીચારી ભોળીને છેતરવા જોગટાને મોકલ્યો અને મને ખબર મળી છે કે તમે તમારા મહેલમાં તેણીને પુરી રાખી છે. જુવો, જેનો રામ રાખનાર છે તેનો કોઈ મારતાર નથી, તેથી શ્રીદેવાને તમારા મહેલેથી તુરતા તુરત લઇ આવવા મેં કાંઇ પગલું હજી ભર્યું નથી. પણ, તમે મલ્યા છો તો ઠીકજ થયું અને કહુંછું કે તમે તમારા મહેલે એકદમ જાવો અને શ્રીદેવાને સહી સલામત મોકલી આપો. **તમે મનમાં કહેશો કે સુતપાએ કહ્યું અને જયદથ રાજાએ એક કાને સાંભળીને બીજે કાને કહાડી નાખ્યું, તો તેમાં સાર એટલોજ કે અનીતિના ઓટમાં તમે જઇ પડયા અને ભગવાનની ભરતીની ભો ભરી છોલ આવી તે છતાં ઓટ ઉપરથી ન હઠતાં ત્યાંજ રહ્યા અને તમારો અંત આવ્યો; અને શઠતાની શૈયા ઉપર અગ્નિ ચણગારી પડી તો તેથી તમે ન ચેતતાં આળસમાં તે ઉપર આળોટયા કર્યું અને તેથી તમારી શૈયા સળગી અને તમને ભસ્મ કરી નાખ્યા.**

જયદથ—તમારે આટલું બધું કહેવાની કાંઈ જરૂર નથી કેમકે શ્રીદેવા મારા મહેલે છેજ નહી. અને તેથી તમારી ધમકીથી ચેતવા કે બીહવાનું મારે પ્રયોજન નથી.

સુતપા—**જો શ્રીદેવાને સહી સલામત પાછાં મોકલ્યાં હશે તો તો ઠીક પણ કદાચને તમે એમ ધારતા હશો કે હવે તમને છુટા મુકયા છે એટલે હું જખ મારૂં છું, તો એમ જાણજો કે તમને છુટા મુકયા છે તે એમ સમજીને કે જેને ભગવાન શિક્ષા કરનાર છે તેને મારે શિક્ષા**

કરવાની કાંઇ જરૂર નથી, અને જે ભગવાને તમને મારી આગળ આ પળે લાચાર બનાવી મુકયા છે તે મારી ઉપર અન્ય પ્રસંગે તમને ફાવવા દેશેજ નહિ. ભગવાનના જે ભકત છે તે બળીઆમાં બળીઆ શત્રુથી કદી ડરનાર નથી. કેમકે ભકિતનું પ્રાબલ્ય એવું ઉગ્ર છે કે અગ્નિ આવો ઉષ્ણ તે પણ એની આગળ ઠંડા ગાર સમાન થઈ જાય છે; જળનિધિનાં ડુબાડી દેનાર જળ તે પણ જાણે ઘરમાં રત્ન જડિત સિંહાસન ઉપર આપણે બેઠા હોઈએ તેવું રૂપ ભકતની ભકિતના પ્રભાવ આગળ પકડી લઇ આપણને ડુભવતાં નથી; અને શસ્ત્રોના પ્રહાર શરીર ઉપર પડતા હોય તો તે પ્રહારો પુષ્પ વૃષ્ટિ સમાન મૃદુ ભકતની ભકિતના પ્રભાવ આગળ બની જાય છે. માટે ભકતને કોઇ પ્રકારની કાંઇ ભીતિ રાખવાની નથી. તમે તમારે મ્હેલે જતા હોવો તો મારે પણ એ રસ્તે થઇને થોડેક છેટે જવાનું છે તે માટે સાથે આવુંછું.

જયદ્રથ—ચાલો, જેમ તમારી ઇચ્છા.

( બેઉ જાય છે )



## અંક ૩. પ્રવેશ. ૧.

( દેવરક્ષિતા આવે છે. )

**દેવરક્ષિતા**—(સ્વગત) લાકડાંની ભારીમાં દ્રવ્યની કોથળી મુકી તે ભારી અને કોથળી ડોસા સાથે સત્કર્મા ભાઇ ઉપર મોકલાવી તે ભારી સત્કર્માએ હાથોહાથ લીધી એ સંજોગ સારો બની ગયો. હવે એ જવાહીરથી એનાં મનની મુંઝામણ જે હું નિર્ધનતાને લીધે અનુમાન કરૂં છું તે ટળે છે કે કેમ, અને મારા સ્વામી વિરૂદ્ધના વિચાર બદલાયા છે કે કેમ, અને વળી એક બ્હેન પોતાના ભાઇના સંતાપથી ખેદિત બની આજ કાળીચઉદશની રાત્રે નદી તીરે પોતાનો પ્રાણત્યાગ કરવાની છે એવા સમાચાર કહેવડાવ્યા તે પણ ડોસાએ એને કહેલા છે, તો હવે એ સમાચાર ઉપરથી એ દુખી બ્હેન એ મને ધારે છે કે કેમ, અને જો તેમ હોય તો મારા ઉપરનો ક્રોધ વિસારી મને ઉગારવા આવે છે કે કેમ, તે જોવા આ એના ઉપર કહેવડાવેલી રાત્રિએ અને ઘડીએ આવીછું. લાવ, હવે છુપાઇ ઉભી રહું. ( છુપાયછે ). ( જોગી ભૂત પીશાચની સાધના માટે ઘટિત સામગ્રીઓ સહિત આવે છે ).

**જોગી**—(સ્વગત) આ કાળીચઉદશની ઘોર રાત્રિએ ભૂત પીશાચની સાધના કરવા આંહી આવ્યોછું. અંધારી રાત્રિએ અને વળી તેના દારૂણ મધ્ય ભાગે, ભૂત પીશાચો આ અવનિ ઉપર ઉતરી તેમની સાધના કરનાર સાથે સમાગમમાં આવે છે. માટે આ પળે ભૂત પીશાચોને આરાધી એમની પાસેથી વરદાન માગી લેવું કે ભાનુમાન ઉપર વૈર લેવા સત્કર્મા સાધન રૂપી જે મળ્યો છે તે સત્કર્મા ઉપર સત્તા ચલાવી તેનું મન ચળિત કરી તેને મારા વશ કરવાની શકિત આપે. (ભૂત પીશાચોને આરાધે છે).

ગાયન ૨૫

ભૂત પીશાચ જેને આધિન [૧]પંચમહાભૂત
આરાધું તમને આદરી અતિ હેત.
[૨]ચિત્તહારી ! [૩]ચિરાયુ ! ચતુરા ભૂત ભલા ચેત,
[૪]દર્શન દોહેલાં તુજ તોએ મને તો દેત.
નહી મીઠાઇ મેવા પણ રૂધિર માંસના પ્રસાદ,
[૫]પૂષ્પાર્થે ખોપરી જડીત હાર એકાદ.

૧ પૃથ્વિ, પાણી, તેજ, વાયુ અને આકાશ. ૨ મનુષ્યનાં મન તમારાં પરાક્રમથી હરી લેનાર છો. ૩ લાંબાં આયુષ્યવાળા છો, ૪ તમારાં દર્શન સહેજે થતાં નથી તોપણ મને તો તમારાં દર્શન દોછો. ૫ ફુલોના હાર બદલે તને મનુષ્યની ખોપરીના હાર જોઇએ.

કંકુ કાજે કાજળ કાળી થાએ જેથી પ્રમાદ,
[1]આસન અર્થ અસ્થિ જેથી તને આલ્હાદ.
[2]ભૂલ્યો નથી લાવતાં ભોગ ભાવતા એકે પેર,
વરદાન [3]વાંચ્છિત વળી તું દે મુને આ વાર.
[4]સ્વાર્થથકી સેવે તને માનવ અવતાર,
અવર આશયે તુજ આરાધના નિઃસાર

ભૂત પીશાચો! તમને આરાધ્યા, અને પ્રસાદ તમારા મન માનતા લાવ્યો. હવે મારૂં વરદાન દઇ દો. કોઇ લોક ભગવત પાસે દ્રવ્યનું સુખ માગે છે, તો કોઇ પુત્ર પરિવારનું સુખ માગે છે, તો કોઇ યશ અને કીર્તીનું સુખ માગે છે, તો કોઇ સદાચારી જીવનનું સુખ માગે છે. પણ મારે તો વૈર તૃપ્ત કરવાનું સુખ માંગવું છે અને તે સુખ દેનાર તમે ભૂત પીશાચો છો. ઓહો! ભૂત પીશાચો! વૈરી ઉપર વૈર લેવાને શક્તિમાન કરવા તમેજ સમર્થ છો અને સહાયતાએ પણ તમેજ આવો છો તો તમારી સેવા કેમ ન કરૂં? આહા! વૈર! તને તૃપ્ત કરતાં મુનિ જેને મોક્ષ કહે છે તે પરમ સુખ જાણે હું પામુંછું, કે સાધુસંત જેને સિદ્ધિરિદ્ધિ કહે છે તે જાણે મને મળેછે, કે સંસારી જન જેને સુખ વૈભવ કહે તે આવી ભેટે છે! ભૂત પીશાચો! તમારી સહાયતાથી આ સત્કર્માને વશ કરી એના હાથે વૈરી ભાનુમાનને મરાવું એટલું વરદાન દો.

સત્કર્મા લાકડાં લેવા વગડે આવ્યો અને હું તે ઘડીએ ત્યાં જઇ ચઢયો, એ સંજોગ તમારો ગોઠવેલોજ આવી મળ્યો, તો આ પ્રમાણે મને સહાયતા કરીછે તો તે પૂરી એ રીતે કરો કે આ સત્કર્માને એવો વશ કરી લ્યો કે ભાનુમાનને જીવથી મારે ત્યારેજ જપે. (એક બાજુએ ભૂત પીશાચોનું ધ્યાન ધરવા બેસે છે).

( દેવરક્ષિતા છુપાએલી બહાર આવે છે, જોગીને સાંભળી લીધેલો છે ).

**દેવરક્ષિતા**—(સ્વગત) ઓહો! હવે સકળ મર્મ સમજી! સત્કર્મા ભાઇ જે સાચો, સુલક્ષણો, અને પ્રેમી તે આવો જુઠો, અનીતિવાન અને ક્રુર કેમ બની ગયો છે તે હવે સમજી. નહી કે ભાઇને દારિદ્રતાનું દુખ દાખવે છે, પણ આ ચંડાળ દુષ્ટ જોગટાએ એને વશ કરી લીધો છે. અરેરે! ચંડાળ! જોગટા! મારા ભાઇની આવી દશા

---

૧ તારૂં આસન મનુષ્યનાં હાડકાંનું જોઇએ અને તેથી તને આનંદ થાય છે ૨ જે જે ભોગ તને ગમે છે તે સઘળા લાવ્યોછું ૩ મારા મનમાં ધારેલું ૪ કાંઇ અમુક ઇચ્છા સફળ તું કરે તે માટે મનુષ્ય તને આરાધે છે, નહી તો કોઈ તને આરાધે નહી, અર્થાત, ભૂત પીશાચો! તમે દુષ્ટ ઇચ્છાઓ જો પૂરી ન કરો તો કોઇ તમને પુજે નહી.

કરી છે તો સાત ભવ તારા એવાજ જન્જો. ભૂત પીશાચોની સાધના કરનાર ચંડાળો! તમને ખબર નથી કે મૃત્યુ પછી તમારી ગતિ કેવી થાયછે. જે ભૂત પીશાચોને તમે પુજો છો અને જેને તમે પોતાને વશ ધારોછો તે તમારાં મૃત્યુ પછી તમને પોતાના વશ કરી લે છે અને એવાં ઘોર પાપી કૃત્યો તમારી પાસે કરાવે છે કે તે ઘડીએ તે ત્રાસદાયક સ્થિતિ તમને ભયાનક લાગે છે પણ તે ત્યારેજ સમજશો. ચંડાળ જોગટા! તેં મારા ભાઇને વશ કર્યો છે પણ હું એક પળમાં એનાં મન ઉપરથી તારી શકિત દુર કરૂં છું કેમકે ભગવાનનું નામ મારા ભાઇને મુખે ઉચ્ચરતું કર્યું એટલે તારા ભૂત પીશાચોની શકિતઓ રહેનાર નથી એટલુંજ નહી પણ તારા ભૂત પીશાચો પણ દૂઃ દખાર્વીને નાસશે. ભૂત પીશાચને અળગા કરવાનો રસ્તો સહેલો છે અને તે એજ કે ભગવાનનું નામે મુખે લેવું. અરે! પણ હું ખસી જાવું, સત્કર્મો હવે આવતો હશે ખરો. ( ખસી જાયછે )

(શ્રીદેવા આવે છે)

શ્રીદેવા—(સ્વગત) ભલા પ્રધાનજી! ભગવત તમારૂં ભલું કરજો. તમને તો જેટલા આશીષ દેવું તેટલા થોડા છે તોપણ એટલું તો હરપળે કહીશ કે મને પાપીએ દીધેલી વિપત્તિમાંથી છોડવી છે તો મારા આશીષ લઇ તમે જુગ જુગ જીવજો અને તમારાં શીર ઉપરથી અને તમારી સાત પેઢીની સંતતિના શીર ઉપરથી પ્રત્યેક વિપત્તિ અને વિઘ્નોનાં વાદળ જે કોઇ બળીઓ, છળીઓ, હડખાયો, કર્મફુટયો, પાપીઓ, ચંડાળીઓ લાવે તે પળમાં ટળજો. પ્રધાનજી ભલા! તમે મને ઉગારી તે વાત ચંડાળ જયદ્રથ જાણશે તો તમારા ઉપર કોપી તમને મહા ભયાનક શિક્ષા અને કદાચને દેહાંત દંડ પણ કરતાં ન અચકશે! આ પ્રમાણે, પોતાનો પ્રાણ મારા માટે આપ્યો એટલો ઉપકાર તમે મારા ઉપર કર્યો. પણ, તમે મને જે નિર્જીવ આજ્ઞા કરી કે મને મારા મહેલે લઇ જવા તમારાં મદદે મોકલેલાં માણસો આવી મળે ત્યાં સુધી જયદ્રથના મહેલથી ગઉ એક આઘે જઇ મારે થોભવું, તે આજ્ઞા મેં પાળી નથી અને મારી મરજી પ્રમાણ ચાલી નીકળી છું અને આ સ્થળે આવી પહોંચી છું, અને તમારાં માણસ આવવાની વાટ નથી જોઇ કે તમારા કહેવા પ્રમાણે મારે મહેલે નથી ગઇ અરેરે! મારા જેવી ચંડાળણી કોણ હશે? જેણે જેણે મને જીવતદાન દીધાં તેનાજ [1]જારણ

---

[1] દુઃખી થાય તેવા શ્રાપ દીધા.

**મેં જગાડયા! જેણે જેણે ઉગારાના ઊપવનમાં મને ઉંચકીને મુક્યો તેને મેં ઉકરડે ઉતાર્યા! જેણે જેણે જયતું પાન કરાવ્યું તેના જળાશયમાં જીઠનાં મેં જડીઆં ઝબોળયાં!** પણ, પ્રધાનજી! તમારી આજ્ઞા તોડી છે તે કાંઈ અનાદરથી નહી, કે સ્વેચ્છાથી મહાલવા નહી, પણ આ દુખી જીંદગીનો તમે કોઈ ન જાણો તેમ અંત લાવવા. કેમકે હવે પિતાજીનું શીરછત્ર ન રહ્યું, વડીલ સુતપાના આશ્રયની આશ રહી નહી, જગતની નિંદાએ ચડી, પોતાની જાતને પોતેજ હીણવા લાગી, તો જીવન શા અર્થનું? ભગવાન! હવે આ નદીમાં પડી મારી હીણમતિ અને અપકૃત્યનો અંત લાવું છું. (નદીના પાસેના ડુંગરા ઉપર ચડે છે જેથી ત્યાંથી કુદકો નદીમાં મારી પોતાનો પ્રાણ તજે).

ગાયન ૨૬૦

ચળિત[1] ચકલીને ચીરી ખાવા ચડયા ચોમેર કાગ,
કાગ કોળીઆ થવાથી ભલો નિજ હાથે પ્રાણ ત્યાગ
મ્યાન[2] મંદિરેથી મારી કહાડાઇ તલવાર જે તેજ અથાગ;
તેજ ટળી ચઢશે તિમિર કાટ, વધુ શું હીણભાગ?
માંથેની[3] મોટાઇ મહી મટુકડી તૂટી પડી થયા બે ભાગ,
ઢળી પડયાં મહી, મટુકડીથી માન્યો ન મનાય અનુરાગ.
વિશિષ્ટ[4] વિચાર વાંસળી વેહમાં પેઠો વિભ્રમ નાગ,
હાથ નવ કોઇ અડકાડતાં કહેશે મેલો એને આગ.
વિશ્વમાં[5] વિશુદ્ધિ વિના વિનાશ, જોઇ તે જીવડા જાગ;
આતમઘાતે હું પણ આણુ અંત; એજ ઉત્તમ માર્ગ.

(આતમઘાત પહેલાં ભગવાનનું ધ્યાન ધરવા બાજુએ ખસે છે). (સત્કર્મા આવે છે).

**સત્કર્મા**—(સ્વગત) ડોસો તો કૌતુક જબરો નીકળ્યો! ભારીમાં જવાહીરની કોથળી મુકી ગયો અને વળી એક બહેન પોતાના ભાઇથી સંતાપી પ્રાણત્યાગ કાળીચઉદશની અંધારી રાત્રિએ એટલે આજે શ્મશાન કાંઠે નદી તીરે કરવાની છે

---

૧. ચકલીથી ઉડી નહી શકાય એવી સ્થિતિ થાતાં કાગ તેનો ભક્ષ કરવા ઘેરે છે તે વખતે તે પોતેજ આતમઘાત કરી મરે તે વધારે સારૂં. ૨. તલવારને રહેવા મ્યાન ગયું તો કાટ ચડી તેનું મહત્વ જશે. ૩. મહી ભરેલી માથે મુકેલી મટકી પડી ગઇ અને ભાગી ગઇ તો મહીની આશા ગઈ. ૪. વાંસળી મનહર સ્વર ન કહાડે પણ તેમાં નાગ ભરાય તો સર્વ કોઇ કહેશે કે હવે એ વાંસળી વગાડાય નહી પણ એને બાળી મુકવી જોઇએ. ૫. પવિત્રાત્માનો જગતમાં જય છે, અને હું પાપીષ્ઠ છું તેથી મરવું એ મારે માટે ઉત્તમ માર્ગ છે.

એવી ભાગી તૂટી વાત કરતો ગયો ! એ વાતથી જીવને બસ એવીજ ધખના થાય છે કે હા કહો ના કહો પ્રાણત્યાગ કરવા નીકળનાર બ્હેન તે મારી બ્હેન દેવરક્ષિતાજ હશે. અને તેથી એ ડોસાએ કહ્યું તે પ્રમાણે આ કાળીચઉદશની રાત્રે સ્મશાન કાંઠે આવ્યો છું જેથી દેવરક્ષિતા બ્હેનીજ જો પ્રાણ ત્યાગ કરવાની હોય તો તેને ઉગારી લેવું અને એને ધમકી આપીશ કે જો તું મારૂં કહ્યું માની પ્રાણત્યાગ કરતી પાછી નહી હઠીશ તો તું પ્રાણ છોડશે કે તુરતજ હું પેલા ભાનુમાનના પ્રાણ છોડાવીશ, એટલે ભાનુમાનનો પ્રાણ બચાવવા એ પોતાનો પ્રાણ ત્યાગ કરવાનો સંકલ્પ તજવાનીજ.

**જોગી**—(ભૂતપીશાચોના ધ્યાનમાંથી નિવૃત્ત થઇ બાજુ સ્વગત) આતો મારો ભક્ષ સત્કર્મા ! ( ભૂતપીશાચોને ) ઓ ! ભૂત પીશાચો ! આ ભક્ષ તો મારે હાથ છે તો એને પૂરો વશ કરી લેવા શક્તિ દઇ દો. ( સત્કર્માને ) ઓહો ! સત્કર્મા ! આંહી ક્યાંથી ? ભાનુમાન આંહી આ પળે આવવાનો છે શું અને તેથી આંહી એ ચંડાળને લાગ જોઇ મારી નાખવા તું આવ્યો છે શું ? મને ખાતરી છે કે આ હું સાધ તેનો એણે તિરસ્કાર કર્યો છે તો એનો પ્રાણ લીધા વિના તું એને નહી મુકે. ( માનસિક સત્તા સત્કર્માના ઉપર ચલાવીને તથા એની આસપાસ ત્રણ ફેરા ક્રીયા અર્થે ફરીને ) પણ, સત્કર્મા ! તું સત્કર્માનાં નામને પાત્ર નથી કેમકે હજી તેં ચંડાળ ભાનુમાનનો પ્રાણ લીધો નથી એ હું જાણું છું.

**સત્કર્મા**—( વશ થઇને ) જોગીરાજ ! કોપાયમાન ન થાવો. તમે જે બોલો પ્રથમ દિવસેજ કહેલા છે તેને વશ હું એવો છું કે એ બોલો ઘડીભર વિસરાતા નથી અને હર પળે એજ વિચારમાં છું કે ભાનુમાનને મારૂં અને મરૂં. પણ, જોગીરાજ ! આ પળે તો તમારા બોલો એવું હૃદય વીંધી નાખે છે કે જાણે બસ આ પળેજ જાવું અને ભાનુમાન મહેલમાં સિંહાસન ઉપર બેઠો હોય તોપણ જઇને એનું ગળું દાબી એનો પ્રાણ કહાડી નાખું.

**જોગી**—તો બસ. ઝટ કર. ( બાજુ ) આજ પૂરણ વશ થયો છે. ( ભૂતોને. બાજુ) ભૂત પીશાચો ! આવો લાગ ફરી આવવાનો નથી. એ પુરો વશ તમારી મંત્રસિદ્ધિને થયો છે તો હવે વિકાર વંટોળીઆ એના ઉરમાં એવા જગાડો કે ભાનુમાનને મારે ત્યારેજ જપે. ( સત્કર્માને ) સત્કર્મા ! કાંઇ કામ ધાર્યું તો તે ફરી નાખેલું સારૂં એતો તું સમજે છે ને ! માટે, હવે ઢીલ કરીશ નહી.

**સત્કર્મા**—જોગીરાજ ! હવે મને નહી કહેવું પડે. ( ભૂત પીશાચોએ વિકાર ઉછાળા જગાડ્યા છે તેથી ). આ પળે મારાં મનમાં અને ઉરમાં એવા ઉદ્વેગના પ્રવાહ ઉછ-

જો છે કે એ ભાનુમાનને મારીશ ત્યારેજ તે ધીમા પડવાના ! (સ્વગત. બાજુ) હાય ! હાય ! આ ઉછાળા તો નથી ખમાતા !

**જોગી**—( બાજુ ) આજ મારી ઇચ્છા પુર્ણ થઇ. ભાનુમાનને સવાર સુધીમાં માર્યા વિના આ સત્કર્મા રહેશે નહી. ( સત્કર્માને ) સત્કર્મા ! એક માતપિતાનો પુત્ર હોય તો સાધનું વચન મિથ્યા થવા ન દઇશ, અને તું ઈંદ્રપુરીનું સુખ પામીશ. હું તો જાત્રાએ ગયો હતો તે રસ્તે આંહી રાત્રિનો વખત હતો તેથી વિશ્રામ માટે થોભ્યો હતો માટે હવે હું તો જાઉં છું ( જાય છે. )

**સત્કર્મા**—( સ્વગત ) આ શું હશે કે આ પળે આ જોગીની ભેગી થતાં ભાનુમાનને મારવા એવા ઉછાળા ઉછળી રહેલા છે કે એવા કોઇ દિવસ આ જોગીરાજનાં કહેવાથી ઉછળ્યા નથી ! ભાનુમાન ! હવે તો તને જીવથી મારવો પડશેજ. હું લાચાર છું. સાગરના ઉછાળા તણખલાંને ધસડી જાય તેમ જોગીરાજના વચનોથી જે ઉછાળા ઉછળ્યા છે તે તને મારવા મને ધસડે છે ! બહેનીના સ્વામીનો સંહાર કરનાર બહેનીનો ભાઇ ! કૃત્ય તો કુટિલ છે, પણ કરૂં કેમ ! પણ આંહી વિચાર કરવા કયાં ઉભો છું ? કદાચ દેવરક્ષિતા બહેનજ પ્રાણ ત્યાગ કરવા આવનાર હશે તો મને આંહી જોઈ બીજે ઠેકાણે આઘે જઈ પ્રાણ ત્યાગ કરશે તો મારૂં અહીં આવેલું વૃથા જશે. લાવ, છુપાઇ જાવું. ( છુપાય છે. )

( શ્રીદેવા પ્રાણ ત્યાગ કરવા આવે છે. )

**શ્રીદેવા**—( સ્વગત ) ભગવાન ! ભગવાન ! તમારૂં ધ્યાન ધરી રહી છું. હવે પ્રસન્ન ચિત્તથી મોત શરણ થાવું છું. તમારાં દ્વાર આવું છું તો મને હડસેલી મુકશો નહી પણ તમારે ખોળે લઇ લેજો ! ( નદીમાં પોતાને ઝીંપલાવવા વસ્ત્ર કહાડેછે. સત્કર્મા તેની પાસે જઇ અટકાવે છે. )

**સત્કર્મા**—માતુશ્રી શ્રીદેવા ! માતુશ્રી શ્રીદેવા ! આ શું કરો છો ! આ શું કરો છો !

**દેવરક્ષિતા**—( છુપાએલી નીકળી આવી, ક્રોધાવેશના ખોટા ડોળમાં સત્કર્માને ) અલ્યા, એ દુષ્ટ જન ! આ અબળાને એકલી જોઇ કાંઈ તારા પાપીષ્ટ વિચારમાં તું ફાવીશ એમ રખે ધારતો.

**સત્કર્મા**—( દેવરક્ષિતાને જોઇને સ્તબ્ધ બની ) કોણ ! બહેન દેવરક્ષિતા !

**દેવરક્ષિતા**—અરે બહેનના કહેનાર ! ચુપ.

**સત્કર્મા**—( ગાભરો બની ) દેવરક્ષિતા તું મને નથી ઓળખતી ? હુ તારો ભાઇ સત્કર્મા.

**દેવરક્ષિતા**—જો તું અહંકારી, અવિચારી સત્કર્મા હોય તો હું કહું છું કે આ પળે અંહીથી ચાલ્યો જા.

**સત્કર્મા**—કેમ વારૂં ?

**દેવરક્ષિતા**—કેમ ! તો તારે તો પેલા ભાનુમાનને મારવાનું કામ છે અને આંહી શીદને ઉભો રહેછે ? તારાં કામે તું તારે જા.

**શ્રીદેવા**—બ્હેન દેવરક્ષિતા ! ભાઇ સત્કર્મા ! આ તમે બેઉ શું વાત કરી રહેલાં છો તે હું સમજી શકતી નથી.

**દેવરક્ષિતા**—માતુશ્રી ! આ દુષ્ટને પ્રથમ અહીંથી જવાદો પછી હું તમને વિસ્તારીને કહીશ. અને વળી પ્રાણ ત્યાગ કરવા તો હું અહીં આવી હતી અને તમે ક્યાંથી આવી ચડયાં ! તમારાં ગમે તેવાં કષ્ટ હશે તોપણ નક્કી જાણજો કે તમારાં કષ્ટ તે ત્રાહિતના તાપના તણખલાંના બોજ સમાનજ છે, અને મારે શીર તો સ્નેહીની સંતાપની શૂળોથી શીરચ્છેદનું સંકટ છે; તમારા પગ તળે સબળ ભૂમિ ઉપર પાથરેલા ગાલીચામાં માત્ર જરા કષ્ટનો કાપ છે તો મારા પગ તળે તો જે ભૂમિ ઉપર ઉભું રહેવાય તે ભૂમિમાંજ પાતાળ સુધીની ફાટ પડી છે, અને હું તેમાં ગર્ક થઈ જવાની તૈયારીમાં છું; તમારાં વદન ઉપરથી અંગુઠી જેવું કાંઈ એકાદ ઘરેણું ગયું છે તો મારાં અંગેથી સર્વ ઘરેણાં ગયાં છે એટલુંજ નહિ પણ એક વસ્ત્ર સરખું પણ નથી રહ્યું જેથી નિંદાનું પાત્ર થવાથી હવે પોતાનું નિકંદન કરવા આવી છું.

**શ્રીદેવા**—બહેન ! હજી મને કાંઇ સમજ પડતી નથી.

**દેવરક્ષિતા**—માતુશ્રી ! સમજ શું પાડું ? (સત્કર્માને ક્રોધના ખોટા ડોળમાં) અલ્યા દુષ્ટ ! તારા માર્ગે ચાલ્યો જાને. આંહી કેમ ઉભો રહેલો છું !

**સત્કર્મા**—કેમ ઉભો ન રહેવું ? આ બાઈ મારાં માતુશ્રી મહારાણી છે અને તું મારી દેવરક્ષિતા બહેન છે, પછી મારે આંહી ઉભા રહેવામાં શું વાંધો છે ?

**દેવરક્ષિતા**—હું તારી બહેન ક્યારની થઇ ?

**સત્કર્મા**—મારી માતાએ તને મારી બહેન તરીકે જન્મ દીધો ત્યારથી.

**દેવરક્ષિતા**—મારી માતાએ મને જન્મ દીધો તેને તો વીસ વર્ષ થયાં છે તો શું ત્યારથી હું તારી બહેન છું !

**સત્કર્મા**—તેમાં શું સંદેહ !

**દેવરક્ષિતા**—કેમ સંદેહ નહી ?

**સત્કર્મા**—ત્યારે શું સંદેહ અને તે કેમ તે બતાવને.

**દેવરક્ષિતા**—સંદેહ એ કે હું તને ભાઇ તરીકે નથી ઓળખતી.

**સત્કર્મા**—તો નથી ઓળખતી તો કાંઇ તારી ડાગળી ખસેલી છે.

**દેવરક્ષિતા**—તને મારી ડાગળી શા ઉપરથી ખસેલી જણાઇ?

**સત્કર્મા**—માનાં જણ્યા ભાઇને ન ઓળખ્યો તે ઉપરથી.

**દેવરક્ષિતા**—તો તો તારી પણ ડાગળી ખસેલી છે.

**સત્કર્મા**—કેમ વારૂં!

**દેવરક્ષિતા**—કેમ તો એમ કે માની જણી બ્હેનને તેં ન ઓળખી.

**સત્કર્મા**—કેમ ન ઓળખી?

**દેવરક્ષિતા**—( વ્યાકુળ બની ) સત્કર્મા! તને કોઇ દિવસ અપમાનનાં વચનો નથી કહ્યાં પણ હવે આ પળે કહું છું. તેં માની જણી બ્હેનના ધણીને તારા હાથે મારવા ધાર્યો તો તેં માની જણી બ્હેનને કઈ પેરે ઓળખી! મૂર્ખ મતિહીન! હવે કહે કે ડાગળી તો તારી ખસી છે કે મારી? શ્વાનની પુંછડી વાંકી અને મોરને કહે કે તારી પુંછડી ખોટી કે કળા કરે ત્યારે બાર ગજનો ગોળ ઘેરો ઘાલી બેસે! કાકા કરતો કાગ કકળાટ કરે અને પરમાત્માના પાઠ ભણનાર પોપટને કહે પટપટારો તારો ખોટો! સત્કર્મા! મારા સ્વામીને તું શત્રુ શા માટે ગણતો હતો તે આજ પર્યંત નહોતી સમજી શકતી પણ આ પેલો જોગટો જે ભૂત પિશાચની સાધના કરે છે તે આંહી ભૂત પીશાચની સાધના કરવા આવ્યો, અને મારા સ્વામીને તારા હાથે મરાવવા મંત્રસિદ્ધિ સાધી, અને તે પછી તું આવી ચડતાં તે મંત્રસિદ્ધિનાં બળે મારા સ્વામીને તારા હાથે મારવા તને ઉશ્કેર્યો, એ સઘળું નજરો નજર જોયું, કાનો કાન સાંભળ્યું, ધ્યાન દઇ સમજી, અને ત્યારે સમજણ પડી. ભુંડા! જેવો તું થયો તેવી હવે હું તારી સાથે થઇશ. કહું છું તે સાંભળ. (ક્રોધના ડોળથી) તું ભૂત પીશાચને વશ થઇ મારા સ્વાને સંહારવા નીકળીશ તો સ્વામીનું સંરક્ષણ કરવાનો સ્ત્રીધર્મ સાચવવા અને તારા જેવા દુષ્ટને સંહારવા હું તને મારા હાથે જીવથી મારીશ. તું ભાઈ હતો ત્યાં સુધી હતો પણ ભૂત પીશાચની સંગતથી ભૂત પીશાચ થયો તો ભાઇ શાનો? હવે તું મારા સ્વામીને મારવા એક બોલ મુખે ઉચર કે એક પગલું ભર અને જોજે કે તારાં પાપી મસ્તકમાં આ બરછી ભોંકી તારા મસ્તકમાં પેઠેલા વિભ્રમો બહાર કહાડી નાખું છું કે નહી.

**શ્રીદેવા**—દેવરક્ષિતા! દેવરક્ષિતા! શાંત થા. મને જરી જરી હવે તમારા ભાઇ બહેનની વાતમાં સમજણ પડે છે. હું સત્કર્માને સમજાવું છું.

**દેવરક્ષિતા**—એને એનું નામ દઇને ન બોલાવો પણ ભૂત, પીશાચ, ભુંડા, ચંડાળ કહી બોલાવો. ( સત્કર્માને ) ભુંડા ! તું મને કહે કે તારા કયા બાપદાદા ભૂતપીશાચની સાધના કરનાર જોગટાઓની સંગતમાં ફરેલા છે ? ભુંડા ! તારા ભાઇ તેતો ભગવાનનાં ચરણ સેવનાર અને તેનો ભાઇ તું ભૂત પીશાચના ભક્તનો ભાગીઓ ? ભુંડા ! તારી મતિમાં મહત્વના મણિકાને બદલે આ મૂર્ખાઈનાં મડીઆં કયાંથી મઢાયાં ? અકર્મી ! તારાં અંતરમાં ઐશ્વર્યના આંબા ન ઉગતાં અધોગતિના અંગાર કયાંથી ઉઠયા ? તારાં ચિત્તે ચિદ્દઘનનાં ચિંત્વનનો ચરૂ ચડાવવાને બદલે ચંડાળપણાંનાં ચક્ર ચલાવી ચાલતાં લોકોને ચકડવા શાને ધાર્યું ?

**સત્કર્મા**—પણ, દેવરક્ષિતા ! તેં કેમ જાણ્યું કે એ જોગી ભૂત પીશાચ સાધનાર છે ?

**દેવરક્ષિતા**—( જોગટો જે માંસ રૂધિર, અસ્થિ વિગેરે સાધના માટે લાવ્યો હતો તે લઇ આવી સત્કર્માને દેખાડી ) એ ભૂત પીશાચ સાધનારો છે તે મેં કેમ જાણ્યું તો આ તારી આંખો ફાડી જો. આ માંસ, રૂધિર, અસ્થિ એ સર્વ સામગ્રીઓ ભૂત પીશાચ સાધવાની તે આ જોગટો લઇને આવ્યો હતો અને ભૂત પીશાચને એણે સાંધ્યા. એ જોગટાને મારા સ્વામી ઉપર વૈર છે તે વૈર પોતે જાતે લેવા ડરે છે તેથી તને મૂર્ખાને ઝાલ્યો છે એટલે એના બદલે તું મારા સ્વામીને મારે, અને તેમાં પકડાય તો તું મરે અને એ જોગટાને હરકત ન આવે. એટલે એ રીતે એને તો બે લાભ થાય કે એનું વૈર પણ વળે અને એને હરકત પણ ના આવે. અને એનાં તો એક પંથ અને બે કાજ થાય. અને તું મૂર્ખ ભગવાનનો અપરાધી થાય અને જીવથી પણ જાય, એમ બે રીતે કુટાઇ મરે. હવે તારો જોગીરાજ તે ભૂત પીશાચ સાધનાર જોગટો ખરો કે નહી ?

**સત્કર્મા**—પણ, હું એને એવો નહોતો ધારતો.

**દેવરક્ષિતા**—કેમ નહોતો ધારતો ?

**સત્કર્મા**—મને તો પ્રથમ મળ્યો ત્યારે મારાં સુખને માટે દ્રવ્ય આપ્યું એટલે હું સમજયો કે એ મહા પુણ્યશાળી દાતાર છે. અને પછી વાતો કહાડી કે ભાનુમાન અપમાન કરનાર અનીતિવાન પુરૂષ છે, ત્યારે ભાનુમાન પ્રતિ મને મનમાં તિરસ્કાર ઉત્પન્ન થયો; પછી મારાં મન વિષે એ જોગટાએ શ્રદ્ધા સ્થાપી કે એ ભાનુમાનનો અહંકાર ટાળવા એને શિક્ષા કરી હોય તો સારી. અને છેવટે એ વિચાર એવા પ્રબળ થયા કે ભાનુમાનને છેવટે જીવથી મારવાનો સંકલ્પ કર્યો. હવે એણે મારાં

ઉપર અદૃષ્ય શકિત ચલાવી અને મારાં મનમાં આવા વિકારો ઉત્પન્ન કર્યા તેને હું કેમ કરૂં ?

દેવરક્ષિતા—તારે માંથે ભારથી ભીચડી નાખે એવી ભેખડ તુટી પડતી હોય તો આઘા જતા રહેવાની તને સમજણ પડશે અને કોઇ પુષ્પ વૃષ્ટિ કરે તો હાથ લાંબા કરી તે લેવા જવાની સમજણ તને પડશે, પણ પુણ્યનાં પુષ્પ શું અને ભુંડાશની ભેખડ શું તેની તને સમજણ પડી નહી એ તારૂં કહેવું કેવું વિચિત્ર છે ? **વળી, જેને ઉર ભગવાનમાં પ્રીતિ છે તે તો ભલા વિચારોનેજ પોતાના મનમાં આવવા દે છે અને ભુંડા વિચારો પોતાના મનમાં આવતાંજ તુરત સમજી જાય છે કે કોઇ દુષ્ટ શક્તિ એ ભુંડા વિચારો પ્રેરે છે; અને તે દૂર કરવા તુરત ભગવાનનું સ્મરણ અને તેના નામનું રટણ કરે છે, એટલે એ દુષ્ટ વિચારો જતા રહે છે અને તેઓની અસર માત્ર રહેતી નથી. માટે તારાં ઉરે ભગવાન વિષે પ્રીતી નહી એ તારો વાંક અને એ વાંક મહા પાપીષ્ટ આ માનુષી અવતારમાં ગણાય છે**

સત્કર્મા—તું કહે છે એ સઘળું હું સમજતો હતો પણ આ જોગટાએ એવી ભુરકી નાખી દીધી કે એ સર્વે હું વિસરી ગયો.

દેવરક્ષિતા—વિસરી ગયો તો ઝાઝી ફકર નહી. પાછું પ્રભુનું સ્મરણ કર તો બસ છે. સત્કર્મા ! હવે તું મારૂં કહેવું સમજ્યો છે અને જોગટાનું પ્રપંચ જાણી તેનો તું અનાદર કરે છે તો તને મારો ભાઇ કહી પાછો બોલાવું છું. **વીરા ! કદી અનીતિના વિચાર મનમાં આવવા દઇશ નહી, પછી ભલે તે વિચાર મન ભાવતા હોય. મનને યોગ્ય લાગ્યા અને ગમ્યા તેથી અનીતિના વિચાર તે કાંઇ નીતિના વિચાર થવાના ? વીરા ! ભગવત ભાવનાના આ થોડા બોલો કહું છું તે રોજ સ્મરણ કરજે.**

**ગાયન. ૨૭.**

[1]ભગવત ભાવાર્થ ભાઈ શીખ શીર નામી,
ભાનુથી ભવ્ય ભાવાર્થ એ, નવ જોવાય ભાનુ સામી;
[2]ચિતા ધગધગતી માંહે ભલે નાખે તને કો હરામી,

---

૧ ભગવાનનાં નામનો પ્રતાપ તું સાંભળ. સૂર્ય કરતાં એ પ્રતાપ બળવાન છે અને સૂર્ય સામી તો આપણાથી જોઇ નથી શકાતું તો ભગવાનના પ્રતાપ પ્રતિ કેમ જોઇ શકાય ?
૨ આપણો શત્રુ આપણને બળતી ચિતામાં નાખે, પણ જો ભગવાનનાં નામની ભસ્મ તે આગમાંહી નાખી તો તે આગ ઠંડી ગાર થઇ આપણને દુઃખ નહી દેશે.

ગાર ઠંડી થાશે, તે જો ભગવત ભાવ ભસ્મ મૂકી હોમી.
[1]સિંહ સંગાથે પૂર્યો શત્રુએ, રખે તને ભીતિ જામી,
ભક્ષ ન કરતાં ભાઇઆળી કરશે, આરાધે જો તું અંતર્યામી.
[2]ડુંગરાના દળ તળે દટાતાં ભક્તને ભીતિ શાની ?
અણુ અણુ થશે ડુંગરા, થયો જો તું ધાતા ધ્યાની.
[3]સાગરજળે સંહાર થવા આવ્યો સમય સંતાપકારી,
સાગર સપાટી થાશે ભૂમિ માટી, જો લે તું હરી સ્મરી.
[4]કોટયાવધિ કષ્ટ કુતુહળ ભલે નિશદિન જાગે,
ટળે તે જો વ્યાપ્યો તને વિભુ વહાલ ઉરે અંગે.

**શ્રીદેવા**—આહો ! દેવરક્ષિતા ! તારા ભાઇ સુતપા ભગવાનમાં શ્રદ્ધાવાનછે તેવી તું પણ છે ! મને આ પળે એવો વિચાર થાય છે કે આત્મઘાત ન કરતાં તારા પડખે રહી ભગવાનની અમૃત કથા રોજ સાંભળું અને તે રીતે મારાં પાપનું નિવારણ કરૂં કેમકે શાસ્ત્રોમાં લખ્યું છે કે શાસ્ત્ર વચનોનું શ્રદ્ધાયુક્ત શ્રવણ કરવાથી પણ પાપ કપાય છે.

**દેવરક્ષિતા**—માતુશ્રી મહારાણી ! હું તો તમારી દાસી છું. પણ ભગવંત જે ભકતજનને સદા તારે છે તેણે આપણને સર્વેને સુખની ઘડી પાછી આપી છે તો ચાલો આપણે આપણાં ધામે પાછાં ફરીએ. (સઘળાં જાય છે).



૧ સિંહના પાંજરામાં આપણે પુરાએલા હોઇએ પણ પ્રભુને યાદ કરીશું તો તેના પ્રતાપે સિંહ આપણી સાથે ભાઇ પેઠે પ્રેમથી વર્તશે, ૨ ડુંગરા તળે દબાઇ જવા વખત આવે પણ જો ભગવતને સ્મરે તો ડુંગરાની રજકણો થઇ જશે અને તું સહીસલામત રહી જશે, ૩ સાગરમાં ડુબી જવા વખત આવે પણ ઇશ્વરને યાદ કર્યા તો સાગર તે ભૂમિ બની જશે અને તું ડુબી જઇશ નહી, ૪ ગમે તે સંકટો આવે પણ પ્રભુ ઉપર વહાલ સદા મનમાં રાખ્યો હશે તો તે સંકટોથી આપણે કદી દુખી થનાર નથી.

## અંક ૩. પ્રવેશ ૨.

ગંગાબા—(કાળીદાસને) તમારે આવાજ ધંધા કરવા છે અને ભાડવતે કીધું કે બીજી ઓયડી મફત રહેવા આલો તો તે આલી બેઠા ઇમ ભાડવતનું કીધુંજ કરવું છે તો ભલે એમનું કીધું કરો અને બાયડી છોકરાંનું કીધું કરવાની તમને કાંઇ જરૂર નહે રહી. અને બાયડી છોકરાંને અમે (હવે) તમારા ઘરનું પોંણી પણ પીવું ના ઘટે. હું તો મારી માંને ત્યાં જઇને રહીશ એટલે બળ્યું દેખવું પણ ના અને દાઝવું પણ ના. (જાય છે).

કાળીદાસ—(ગંગાબાને થોભાવીને વિનંતિના સ્વરે) અરે! ભલી મોણુસ! ઝરા હું કહું છું ઇ સાંભળતો ખરી. મીતો ભાડવતને મસ પેરે હમઝાવ્યું કે તમે બીઝી ઓયડી માગો છો તે મારે આલવા ના નથી પણ ભગતીઆની મા નહે હમઝવાની અને વઢશે. તાંણે ઇ મને કહે કે ભગતીઆની મા એક દન ના હમઝશે, બે દન ના હમઝશે, ત્રયણ દન ના હમઝશે પણ વરહના ત્રયણહેને પાંહઠ દન હમઝાવશો તાંણે તો હમઝશેને. એમ મને ઇમણે આવી હમઝણ્યુ પાડી તાંણે અમે (હવે) તુંઝ બોલને કે મારે ઇમને હામી ઝવાબ આલવા ધડી રહી?

ગંગાબા—(ક્રોધમાં) ના, ના. જવાબ આલવાની ઘડી શેની રહે! તાંણે અમેતો (હવે તો) ભાડવત કહે કે આખું ઘર ખાલી કરી આલો તો તીની તીજ ઘડીએ ખાલી કરી આલજો. ઇમાં શું છે? ઇતો ભાડવતે કીધું તે પછી તમે કરો ના ઇમ તો બને! આ ઘયડા થવા આવ્યા પણ તમને જરી હમજણ છે કે હલકાં મોણુસનું કીધું કોઇ દન કરવું ના?

કાળીદાસ—તું કહે છે ઇ ખરૂં છે. પણ, ઝો, તાંણે, અમે (હવે) ભાડવત ઝીવ પટકી મરી ઝહે તોએ બીજી ઓયડીઓ ખાલી નહે કરી આલવાનો. આતો ઇમણે મસ હઠ ઝાલી તી મારે મી ઝાણ્યું કે લાવોને એક ઓયડી ખાલી કરી આલું, અને ભાડવતને આપેલી ભગવાનનાં ઘર પુણ્ય લાજશે. અમે (હવે) તું, ભાઇશાએબ, છોની રહે અને ઘરમાં ઝા. ઝો, જઇ વાતની ઝાઝી પરડ ના કરેલી હારી. તને બાર ગાડાં ઝેટલી હમઝ તોએ જઇ તમને હંભાળ હંભાળ કરે છે ઇ મને મસ ખોટું લાજે છે. અને આ તને છેવટનું કહુંછું કે તારા કીધા વના અમે (હવે) પોંણી પણ પીવું તો તારી માનાં ઘર હીંડી ઝજે પણ આ ઘડી તો થોભી ઝા.

ગંગાબા—તમને ફાવે ઇમ કરો. મારે શી છે! લોકોએ જીમ કીધું તીમ કરો છો તો તમે દખી થશો. (જાય છે).

કાળીદાસે—(સ્વગત) સાળાઓને મીતો પરથમથીઝ (પ્રથમથીજ) કીધું હતું કે મગનીઆની માં વઢશે અને ઓયડી ખાલી કરી નહી આલવા દે પણ ઇમની હા ત્યાં મારી ના ચાલે? અને મગનીઆની માંએ ગોંડી તો ખરીઝ તો કે આટલી વાતમાં પોંચ દન થીયાં કલેશ (કલેશ) લઇ બેઠી છે! ઇ કહે છે કે બાઉવત ખોટાં માનવી છે અને હું કહું છું કે ઇતો બાપડા ભગવત અવતાર ઝેવા ભોળા અને પેટમાં પાપ વનાના છે! ઇમને દગો હોય તો ઇમના ભાઇબંધ કનેથી મને રૂપીઆ અલાવી મારાં ઘર ભરવા નેકળે ખરા! પણ, આ વાત મગનીઆની માંને કરી નહે ઇ ઠીકજ થીયું છે નીકર આ કંદોરો અને વેઢો (ગુંજામાંથી જણસો કહાડે છે) મને વેકવા દે પણ ખરી? અરે! પણ, જીભાઇને ચ્યારનું કીધું છે કે કોંઇ ભાંગેલા વાંહ અને ઠીકરાં કે કુહાડી ઇવો શેમાન (સામાન) લઇને આય તે ચ્યમ હજી ટળ્યો નહે? (હાંક પાડે છે) જીભાઇ! જીભાઇ! (સ્વગત) ઇએ હદાએનો ધીરોજ રીયો (રહ્યો). ઇનો બાપ મરે ઝો ઇ ઝટ પગ ઉપાડે તો. (જીભાઈ આવે છે).

જીભાઇ—શાએબ! મગનભાઇનાં માં પાહે (પાસે) ઉભાં હતાં તી ઇ ખહે તાંણે લાવુંને? તી માટે વાર થઇ જઇ.

કાળીદાસ—તાંણે તને મગનીઆની માએ ભાળ્યો તો નહેજને? અતારમાં (અત્યારે) પણ ઇની માનાં તંહી ઝતી રહેવા નેકળી હતી તે ચેવી ચેવી મી હમઝ પાડી તાંણે થોભી. ઇનો હભાવ (સ્વભાવ) મસ આકળો છે, બાપઝી, મસ આકળો. બીઝો કોક ભાયડો હોત તો બે દનમાં મરી ઝાત. પણ, જીભાઇ! તું તારા બાપના હોગન (સોગન્દ) ખઇને કહે કે આ બાઉવત કહે છે ઇમ આપણાં ઘર મફતમ લચ્છમીથી ભરાતાં હોય તો ઇમાં શું ખોટું અને આપણે શીદને ના પાડવી? (વેલજી ધાંધલ કરતો આવે છે)

વેલજી—(કાળીદાસને) બાપા! સામાન તો સઘળો તીઆર [તૈઆર] છેને? મારા મિત્રો આવી પહોંચ્યા છે.

કાળીદાસ—શેમાન તો બધો તીઆરઝ (તૈઆરજ) છે. (જીભાઇને) જીભાઇ! વેલજીભાઇને બધો શેમાન દેખાડો. (વેલજીને) જુવો. શેમાન આ રીયો (રહ્યો). આ વાંહ (વાંસ) આ વળી, આ કુહાડો, આ કડછો. ચ્યમ આવો શેમાનજ તમે કીધો છેને?

**વેલજી**—આ બધો સામાન તો બરાબર છે, પણ, બાપા ! મેં જણસો કહી હતી તે લાવ્યા છો કે નહી ?

**કાળીદાસ**—(ત્વરીત સ્વરે) હોવે ! હોવે ! [ગુંજામાંથી જણસો કહાડીને] આ એક કંદોરો અઢીહોની કેમતનો (કીમતનો) છે, અને આ ચાર વેઢ બહેં બહેંની (બસોની) કેમતના છે, ઇમ પોંચ ઝણસો આણી છે. અઢીહો કંદોરાના અને આઠહે ચાર વેઢના ઇમ એક હઝાર અને પાનછેનો માલ લી આયો છું.

**વેલજી**—જણસો તો જરી મસ લાવ્યા હોત તો ઠીક. પણ, હશે, એટલી તો એટલી. એટલીના પણ કાંઇ પનર હઝારથી ઓછા ઉપજવાના નથી.

**કાળીદાસ**—(હર્ષિત થઇ) પનર હઝાર આવે તાંણે તો હારૂંઝ તો. ઇનાથી આ બધી પેલી ખાધો મને આઇ છે ઇએ પુરાઇ જહે.

**વેલજી**—બાપા ! તમારી કરણી સારી છે તે માટે ભગવાન સદા તમારી તો લીલા લહેરજ કરવાના. (હાથીભાઇ લુચ્ચા માણસોને લઇને આવે છે) બાપા ! આ હાથીભાઇ અમારા મિત્રોને લઇને આવ્યા. તમે ભગવાનનું નામ લઇ ઉભા રહો અને હું સઘળું વેચું તે જોયા કરજો.

**કાળીદાસ**—હા. હા. હું તો કોરાણેજ ઉભો રહું છું. ( કોરાણે ઉભો રહે છે. સ્વગત. ) શીવ ! શીવ ! તારોજ પ્રતાપ. બાપલીઆ ! શીવ ! શીવ ! રામ રામ ! રામ-કૃષ્ણ ગોવિંદ ! રામકૃષ્ણ ગોવિંદ ! સીતારામ ! સીતારામ !

**વેલજી**—( મિત્રોને ) મિત્રો ! પધારો. આ ( કાળીદાસ તરફ આંગલી કરી બતાવે છે ) અમારાં ઘરના મોટા શ્રીમંત શેઠ. પૂર્વે જાજલી રૂષીનો જે આશ્રમ હતો તે સ્થળે આ શેઠજીના દાદાના દાદા અને તેમના દાદાઓએ હવેલીઓ બંધાવી હતી અને તે રૂષીનો સામાન પણ જાળવી રાખ્યો છે. આપણે જગતમાં જોઇએ છીએ કે સો પુત્ર પુત્રીનાં પરિવારવાળાં કુટુંબનો પણ પચાસ કે સો કે બસો વર્ષમાં વિનાશ થઇ જાય છે અને તેઓમાંનું કોઇ જીવતું હોતું નથી કે તેની લાખોની પુંજી હોય છે તોપણ તેમાંની પાઇ પણ રહેવા પામતી નથી. પણ આ અમારા શેઠનું કુટુંબ પાંચસો વર્ષથી વંશપરંપરા ઉતરી આવ્યું છે, અને અમારા શેઠજી તેમના વંશજ છે અને એ પણ સ્ત્રી સંતતિ સર્વના ભાગ્યશાળી છે અને દ્રવ્ય તો રોજનું વધ્યુંજ જાય છે એટલુંજ કહેવું બસ છે. આ સઘળું તમને સમજ પાડવાનો મારો હેતુ એ છે કે મારે તમારાં મનમાં દ્રઢ ઠસાવવાનું છે કે અમારા શેઠજીનાં કુટુંબમાં પુત્ર પરિવાર તથા દ્રવ્યનું જે અખંડ સુખ છે તેમાં પ્રતાપ આ જાજલી રૂષીનો જે સામાન ઘરમાં છે તેનો છે. રહો, તમને

સામાન દેખાડું. (સામાન મિત્રોને દેખાડતાં ધીમા સ્વરે. મિત્રોને બાજુ). આંહીથી જાણુસો ઉપાડી ભાગી જવાનો બંદોબસ્ત બરાબર કર્યો છે ને ? ઉંટ ઉપર સવાર થઇ પચીસ પચાસ ગાઉ ઝટ નીકળી પડજો.

કાળીદાસ—(બાજુ) ધન (ધન્ય) છે વેલજી તને ! તારી માએ તનેજ જણ્યો છે ! શી હરળ (સરળ) વાત કરી કે કોઇક શેમાન ના લેતો હોય ઇ પણ લીધા વના ઘર પાછો ના વળે !

વેલજી—(કાળીદાસ સાંભળે તેમ મોટા સ્વરે. મિત્રોને), કેમ ! સામાન રાખવા જેવો છે ને ! પણ, જુવો, હું તમને કહેતાં ભૂલી ગયો. કદાચ તમે મને સવાલ કરશો કે જે સામાનના આવા પ્રતાપ તે સામાન શેઠજી વેચવા કેમ નીકળ્યા છે, તો તેની જવાબમાં એટલુંજ કહેવાનું કે શેઠજી અને શેઠાણી વૃદ્ધ થયાં છે, અને એ સામાન ઘરમાં રહે છે ત્યારે તેની અમુક ક્રીયાઓ કરવી પડે છે તે સઘળી ક્રીયાઓ વૃદ્ધાવસ્થામાં એમનાથી થાય તેમ નથી, અને એમના ચીરણજીવી જેમ આપણામાં કહેણી છે કે ડાહ્યો દીકરો પરદેશ ખેડે તેમ એમના ચીરણજીવી વિદેશે રહે છે, એટલે આ સામાનની ક્રીયાઓ આ શેઠજી પછી કોઇ કરનાર નથી, તેથી શેઠજીએ એવો નિશ્ચય કર્યોછે કે આ સામાન કોઈ કુળવાન ગુણીજનોને વેચી નાખવો જેથી તેની યોગ્ય ક્રીયાઓ તેના હાથે નિરંતર થયા કરે. એ સઘળી ક્રીયાઓ હું તમને સમજાવીશ. તમને ફાવે તે સામાન લ્યો. (સામાન આગળ મુકે છે).

કાળીદાસ—(બાજુ) આ શેમાનની કરીયાવડની (ક્રીયાની) બાતતો વળી આ ઘડીજ હાંભળી ! વેલજી તો મસ પરવીણ (પ્રવીણ) ! મસ પરવીણ ! કહે છે કે બધાં હાહતર વાંચ્યાં છે તી ખરૂં છે, નીકર આમ ક્યાંની વાત ક્યાં લાવી મેલતાં આવડેઝ ક્યમ ?

૧ મિત્ર—(વાંસ લઇને) (વેલજીને) આ વાંસ રૂષીનો કે ?

વેલજી—હા. એ વાંસ રૂષીનો. અને એ રૂષી સાતસો અને સાત વર્ષ જીવ્યા ત્યાં સુધી એ વાંસ એમણે પોતાની સાથેજ રાખ્યો હતો. અને વાંસ રાખવાનું પ્રયોજન એ હતું કે આ રૂષી ભૂમિ ઉપર બેસીને સમાધિ ચઢાવતા નહી, કેમકે ભૂમિ ઉપર બેસે તો તો અનેક જીવો નીચે કચડાઇ જાય અને હિંસા થાય. તેથી આ વાંસને ભૂમિ ઉપર ઉભો કરતા એટલે વગર દાટવે કે ખીલા જડવે કે રસીથી બાંધવે તે સ્થંભની માફક સ્થિર ભૂમિ ઉપર ઉભો રહેતો અને તેની ટોચે ચઢી રૂષી સમાધિ ચઢાવતા. જેમ પારસમણીના સંગમાં જે વસ્તુ આવે તે સોનું થાય તેમ આ રૂષીનાં સાતસો અને સાત વર્ષ પર્યંતના સ્પર્શથી આ

વાંસ અદભુત શકિતઓ ધરાવે છે . જેમકે, એ વાંસને વચમાં દાટી કોઇ માંદો હોય અને મરવાની તૈઆરીમાં હોય તેને તેની આસપાસ ફેરા ફેરવ્યા હોય તો તેનું દુખ દુર થઇ તે તેજ ઘડી સાજો થઇ જાય. વળી કોઇ શત્રુ એકલો અથવા અનેક માણસો લઇ આપણા ઉપર ધા કરવા આવે તો તે વખતે જો આપણે આ વાંસ તેની સામો ઉભો કરી દઇએ તો શત્રુઓના હાથમાંથી હથિઆર એની મેળે ભૂમિ ઉપર પડી જાય અને શત્રુને નાસવાની મતિ સુઝે.

**૧ મિત્ર**—તમે કહો છો તે સત્ય છે. એની કીમતના રૂપીઆ સો આપું છું.

**વેલજી**—મિત્ર ! માફ કરો. તમે મારા મિત્ર ખરા, પણ તેથી કાંઇ મિત્રાચારીનો લાભ આ રીતે ના લેવાય. બસો રૂપીઆ હોય તો આ વાંસ મળશે.

**૧ મિત્ર**—હશે ત્યારે, બસો રૂપીઆ કબુલ છે.

**વેલજી**—ત્યારે, ઠીક. લ્યો આ વાંસ તમારો થયો. રૂપીઆ લાવ્યા હોવો તો આલી દો.

**૧ મિત્ર**—તમારો માણસ મારી સંગાથ મોકલો તેની સાથે રૂપીઆ હમણા હાલ મોકલાવી દેવું છું.

**વેલજી**—હમણા રૂપીઆ આલવા ના હોય તો થોભો. શેઠજીને પુછવા દો. (કાળીદાસને ધીમા ડહાપણના સ્વરે બાજુ) બાપા ! રૂપીઆ તો ઘર જઇ મોકલવા કહે છે. કેમ વાંસ આલું કે ના ? શું હુકમ છે ?

**કાળીદાસ**—વેલજીભાઇ ! આલો. આલો. વાંસ તો આલો.

**વેલજી**—જેમ આપની આજ્ઞા. (૧ મિત્રને) અમારા શેઠજી કહે છે કે એમને રૂપીઆની અધિરાઇ નથી. વાંસ લઇ જાવો.

**૨ મિત્ર**—વેલજીભાઇ ! આ કુહાડો મને તો ગમેછે, પણ હું એમ પુછુંછું કે રૂપીને કુહાડાનું શું કામ પડયું હશે.

**વેલજી**—અરે ! ભાઇ ! આતો કેવો સવાલ પુછો છો ? આખી પૃથ્વિ જાણે છે અને શું તમેજ અજાણ્યા છો કે આજ કુહાડાથી એ રૂષી પોતાનાં શરીર ઉપર લાખો પ્રહાર કરતા અને આ કુહાડો ફુલની માફક એમના ઉપર પડી એમનાં શરીરને લેશ ઇજા તો શું કરે પણ વધુ શોભાયમાન કરતો. હું તો ધારૂંછું કે આ કુહાડાના પ્રતાપથીતો મનુષ્ય જ્યાં ખોદે ત્યાં ધનના ઢગલા નીકળે. એના ત્રણસો રૂપીઆ પડશે.

**૨ મિત્ર**—ભાઇ ! તમે ત્રણસો રૂપીઆ કહો છો તો ત્રણસો મારે કબુલ છે. ત્રણસો રૂપીઆ તો કમાઇશું તો મલશે પણ આવો પરમ પવિત્ર કુહાડો કયાં મલનાર છે ?

**વેલજી**—લ્યો, ત્યારે. (કુહાડો આપે છે) રૂપીઆ લાવ્યા છો કે આમની [૧ મિત્ર] પેઠે

ઘર જઇને મોકલશો ? (કાળીદાસને) બાપા ! આ બધા લોકો રૂપીઆ ના લાવ્યા હોય તો બધા ઘેર જઇને મોકલે એવો બંદોબસ્તજ રાખીએ કે કેમ ?

**કાળીદાસ**—હા, હા, ઇવો બંદોબશ રાશવો. (બાજુ, સ્વગત) વાંહના બહેં અને કુહાડાના ત્રયણુહે ઇમ પાનકે તો થીઆ !

**વેલજી**—(૨ મિત્રને) અમારા શેઠજી જેવા પોતે શાહુકાર છે તેવા સઘળાને ગણે છે, માટે તમારામાંથી કોઇપણ જો રૂપીઆ તુરત ના લાવ્યા હોવો તો તેની અડચણ નહી, ઘર જઇને મોકલી આપજો. અમારા મુનિમ જીભાઇને તમારી સંગાથે મોકલીશું. (ત્રીજા મિત્રને) કેમ ભાઇ ! તમે શું લેવા ધારો છો ?

**૩ મિત્ર**—હું તો આ ભાંગેલી હાંલ્લી લઇશ કેમકે મારી ગુંજાસ ઝાઝી નથી તેથી બહુ બહુ તો આ હાંલ્લીના સો રૂપીઆ આલવા તૈયારછું.

**વેલજી**—ઠીક. હાંલ્લીના સો રૂપીયા આલજો, લ્યો. (આપે છે) આ હાંલ્લીમાં રૂપી બાળવયનાં ત્રીસ વર્ષ સુધી રાંધતા હતા તેથી આ હાંલ્લીનો પ્રતાપ એવો છે કે એ તમારા ઘર જે દિવસથી લઈ જશો તે દિવસથી તમારી કોઠારેથી જાર ખુટનાર નથી એ નક્કી સત્ય માનજો. (ચોથા મિત્રને) ભાઇ ! તમને શું જોઇએ છે ?

**૪ મિત્ર**—મારે તો રૂપીનાં કાંઇ ઘરેણાં જોઇએ છે. વેપારમાં દોઢ લાખ રૂપીઆનો લાભ મળ્યો છે માટે પાંચ પચીસ હઝાર રૂપીઆ રૂપીની જણુસો વેચાતી લેવામાં ખરચવા પુર્ણ સંકલ્પ કરી આવ્યોછું.

**વેલજી**—તો ભલે જણુસો તૈયાર છે. (કાળીદાસને) બાપા ! જણુસો લાવો.

**કાળીદાસ**—લ્યો ભાઇ. જણુસો આ રહી. (આપે છે). (સ્વગત). બહે અને ત્રણુપહે અને હો, ઇમ છહે તો થીઆ !

**વેલજી**—(૪ મિત્રને) ભાઈ ! આ કંદોરો રૂપીનો છે તે બાળવયમાં ત્રીસ વર્ષ સુધી એમણે કમ્મરે બાંધ્યો હતો. એ કંદોરાના પ્રતાપથી પહેરનારને તાવતડીઓ ના ચઢે, કે મરકી ના લાગુ પડે, કે ભૂત પીશાચ ના વળગે. અને આ ચાર વેઢા છે તે પણ રૂપીએ બાળવયનાં ત્રીસ વર્ષ પહેર્યાં હતા. એ સઘળાંની કીમત પંદર હઝાર રૂપીઆ છે. એટલું તો સત્ય જાણજો કે આ જણુસો લેનારના ઘર સદા લીલાલહેર અને રાજ્યપાટ લખી આપ્યાં છે.

**કાળીદાસ**—(બાજુ સ્વગત) આતો કહેતો હતો ઇમ પનર હઝારનીઝ કેમત કહી ! પનર હઝાર ઇ આવે તો પછે (પછી) પનરહઝાર અને છહે રૂપીઆની મુડી થાય ! શીવ ! શીવ ! રામ ! સીતારામ ! રામકૃષ્ણ ગોવિંદ !

૪ મિત્ર—( વિચાર કરી રહેવાના ડોળે ) વેલજીભાઇ ! તમારો બોલ હું પાછો ઠેલનાર નથી. પંદર હઝાર કબુલ છે: લાવો જણુસો.

વેલજી—પંદરહઝાર કબુલ છે તો જણુસો લ્યો. ( આપે છે ). ( જીભાઈને ) જીભાઇ ! તમે બધાઓના ત્યાં જઈ હવે ઝટ રૂપીઆ લઇ આવો.

કાળીદાસ—( બાજુ ) પણ, જણુસોવાળો ભાગી ઝાય તો ! પનર હઝાર આડા નેકલી ઝાય ! બાપલીઆ ! ( વેલજીને ) વેલજીભાઇ ! ઝરી વાત પુછ્વી છે. ( વેલજી પાસે આવે છે ). ( ધીમા સ્વરે વેલજીને ) વેલજીભાઇ ! હું ઇમ કહુંછું કે આ વાંહ વાળો અને હાંલ્લીવાળો અને કુહાડાવાળો, ઇ ઘર ઝઇને રૂપીઆ મોકલવે તીનો વેંધો નહે, પણ આ ઝણુસોવાળો તો રૂપીઆ ઓંહી કને આલી ઝાય અને પછે ( પછી ) ઝણુસો લઇ ઝાય ઇમ બંધ બેહે તો ઠીક.

વેલજી—(મિથ્યા ક્રોધના સ્વરે) અરે ! બાપા ! તમેતો મારી લાજ લેવા બેઠા છો કે શું ? જે ધણી પંદર હઝાર રૂપીઆ આલવા તૈઆર થયો છે તેને કહીએ કે રૂપીઆ આલીને જણુસો લઇ જા તો તો બળ્યું આપણું મોઢું. અને આવી વાત હતી તો પહેલાંથી કહ્યું શા માટે કે બધા ઘર જઇને પઇસા મોકલે તેની અડચણ નથી ?

કાળીદાસ—(ધીમા સ્વરે) પણ, તાંણે જણુસો લઇ જાય અને વાંહેથી રૂપીઆ ના આલે તો ચ્યમ કરવું ?

વેલજી—પણ, ત્યારે પ્રથમથી કહેવું હતું કે જણુસોવાળો રૂપીઆ પહેલાં આલશે તો જણુસો આલીશું. જણુસોવાળાને હવે આવી વાત કહેવા જઇશું તો એને મહા ખોટું લાગશે,

કાળીદાસ—પણ, તાંણે હું મારી ઝણુસો ઝતી કરૂં ? મારે તો રૂપીઆ લીધા વના ઝણુસો નહેં આલવી.

વેલજી—(મહા ક્રોધના મિથ્યા ડોળથી) બાપા ! આ પળે તમે ખોટી વાત બોલો છો. આ જણુસો લેનારને હું કહીશ કે રૂપીઆ આલીને જણુસો લઇ જા તો હું લજવાઇ મરીશ, અને લાજમો માર્યો ગળે ફાંસો ખાઇ આજ ઘડીએ મરીશ કેમકે મને મારી આબરૂ વહાલી છે અને નહી કે મારો જીવ.

કાળીદાસ—પણ, તાંણે તમારી ઝામીનગરી ઉપર ઇને લઇ ઝવા દોછો ?

વેલજી—બાપા ! તમારાં ઘર ભરી આલ્યાં તોએ તમે હજી કહેતા નથી કે તેં ઠીક કર્યું અને સામા મનેજ વળગતા આવો છો !

**કાળીદાસ**—(બાજુ) ખરૂં કહેછે. હુંએ કરૂં છું તો ખોરુંજ તો! (વેલજીને) તમારી ઝામીનગરી હું ઇમ માગું છું કે આ બધાયનાં ઘરબાર તો તમને ખબ્બર છેને અને કામ પડે તો મને ત્યાં લઇ ઝાવ ખરાને?

**વેલજી**—અરે! બાપા! આ લોકનાં ઘરબારની કયાં વાત કરો છો? એક પાઇ પણ લઇને ભાગી જાય તો બારનાં બાર ચોવીસ વર્ષ આખી પૃથ્વિ ઉપર આથડી એમનો પત્તો મેલવું અને માગતું લહેણું વસુલ કરૂં ત્યારે કોળીઓ અન્ન ખાવું કે ઘુંટડો પાણી પીવું.

**કાળીદાસ**—તાંણે, એટલી બધી હામ હોય તો થીયું (થયું)

**વેલજી**—હામ પુરી છે. બાપા! હામ મને પુરી છે. હામ વિના આવાં કામ કરતો હઇશ? (મિત્રોને) મિત્રો! હવે તમે ઝટ ઘર જઇ રૂપીઆ પહોંચાડી અમને તે વાતના વિચારમાંથી મુક્ત કરો. અમારા શેઠ તમને બધાઓને જોઇને અત્યંત રાજી થયા છે એમ મને હમણા જ્યારે હું એમની સાથ વાત કરતો હતો તે વખતે કેહેતા હતા. (જીભાઇને) જીભાઇ! તમે સંગાથે જાવો.

**૧ મિત્ર**—ભાઇ! અમે જઇએ છીએ! (કાળીદાસને) બાપા! જઇને રૂપીઆ મોકલી દીએ છીએ. જઇએ એટલી વાર છે. [જાય છે].

**વેલજી**—બાપા! આપણે રૂપીઆ માંગવા જાત તો એ લોક પોતાનું અપમાન થએલું સમજી આપણી ચીજો ના લેત અને ચાલ્યા જાત તો આપણે કયાં વળી આવા બીજાઓને ઢુંડવા જાત? અને આવા ગમાર જેવા આપણુને કાંઇ ઝટ હાથ આવત?

**કાળીદાસ**—હા. ઇએ ખરૂં. મને ઇ વાતનો તો વચાર ના આયો.

**વેલજી**—બાપા! હું તો તમારાં સારાંમાં રાજી છું, પણ, બાપા! આજ તમે મારે ત્યાં પધારી ભોજન કરો.

**કાળીદાસ**—અરે! ના! ભાઇ! હમણા મને ભૂખ ચ્યાં બળી છે? આ જણસોના રૂપીઆ આવશે તાંણે ભૂખ લાગશે. અને બીઝું તો ઇ કે મગનીઆની માં વઢે. ઇનો હભાવ ઇવો ખોરો છે કે તમને તીની શી વાત કહું!

**વેલજી**—ત્યારે તો બાપા? હું કાઇ તમને ઝાઝો આગ્રહ કરી શકતો નથી. ભલે સિધારો.

**કાળીદાસ**—પણ, જીભાઇ એંહી પહેલો આવે તો મારી પાહેજ મોકલજો. (જાયછે).

**વેલજી**—હા. હા, તમારી પાસેજ મોકલીશ. (સ્વગત) તમે અને જીભાઇ પછી એઉ

એક-એકનાં માથાં ફોડજો. (હાથીભાઇને) હાથીભાઇ! કેમ તમે તો એક અક્ષર પણ બોલ્યાજ નહી?

**હાથીભાઈ**—અરે! ભાઇ! તમે સપાટો લગાવ્યો એટલે મારે અક્ષર બોલવાની જરૂરજ ક્યાં હતી! પણ, હવે ચાલો, હું તો જરા ઉંઘી જઇશ.

**વેલજી**—ચાલો? હું પણ ઉંઘી જવાજ ધારૂં છું. (બેઉ જાય છે).





## અંક ૩. પ્રવેશ. ૩.

**જયદ્રથ**—(વારાંગનાને) વારાંગના ! તારાં ગાનથી મારૂં મન સદા રીઝયું છે, પણ આ મારો પગ મોચકાયો છે તેની વ્યાધિ છે અને વળી બીજી પણ કેટલીક વેદનાઓ આજે છે માટે એ વ્યાધિ અને વેદનાઓ ટળે એવું કાંઇ સર્વોત્તમ ગાન આજ તું ચલાવે તો તો ઠીક.

**વારાંગના**—છત્રપતિ રાજન ! તમારાં દુખડાં ન ટાળું તો ધિક્ છે મને.

**ગાયન ૨૮.**

રાજન ! છત્રપતિ રાજન ! શાને નહી આજ સાંત્વન ?
[1]નાચ નચાવો નિશદિન, તપશ્ચર્યા તણાં શાં તુથન ?
[2]મયુર મહત્વ નૃત્ય મથન,
[3]સરિતા સાર વેગે વહન,
[4]ગ્રહ ધાટ ઘુમવું ગગન,
[5]લવશે શું કો લાગી સકળને એથી લાંચ્છન ?
[6]ચક્રવર્તી ચતુરા ચોક ચંદન,
[7]આંગણ વળી ખાણો રતન,
[8]બળતરા બાવળ વૈરીને વન,
[9]કુટશે કપાળ એ શકયાં દેખી જો ન નયન.

**જયદ્રથ**—વારાંગનાં ! મારૂં ધારવું અને તારૂં ધારવું ભૂલ ભરેલું થઇ પડયું છે. હું ધારતો હતો કે તારાં ગાનથી મારૂં મન રીઝશે અને તું પણ તેમજ ધારતી હતી, પણ મારૂં મન કોઇ રીતે આજ રીઝતું નથી.

**વારાંગના**—મહારાજાના પગને ઇજા થઇ છે તેને માટે તો ઉપચારો લીધા છે તો એતો ઇશ્વર છે તો કાલે મટી જશે માટે તમારા જીવને આટલો ખેદ તેનો તો નાજ

---

૧ તમે મોજમજાહમાં રહો, અને કોઇ રીતની દીલગીરી દીલમાં ન ધરો, ૨ મોરનું કર્તવ્ય સદા નાચવું છે, ૩ નદીનું કર્તવ્ય સદા વહેવુંજ છે. ૪ગ્રહોની નીતિ સદા ઘુમવું છે. પણ મોર કે નદી કે ગ્રહોને તે માટે કોઇ નિંદશે નહી. તેમ રાજાનું કર્તવ્ય મોજમજાહ છે તે માટે તેને કાંઇ લાંચ્છન નથી, ૬ રાજાના ત્યાં ખુશીના ચોક છે, ૭ રાજાના આંગણ રત્નોની ખાણ છે, ૮ વૈરી જે દેખી ના શકે તેને આંગણે બળતરાના બાવળ છે, ૯ જેની આંખે તમારૂં સુખ દેખી ના શકાય તે છો કપાળ કુટતો.

હોઇ શકે અને નક્કી તમને બીજી કાંઇ વેદનાઓ દુભવતી હશે. મુખમાંથી માત્ર તમારો એક શબ્દ નીકળે તો હઝારો માણસો તે બજાવવા દોડે, એટલે મારા જેવીની તો કાંઈ જરૂરજ ન રહી. પણ છત્રપતિ રાજન! એટલુંજ કહુંછું કે મારા લાયકનું કામ હોય તે મને કહો અને શું વેદનાથી જીવ મુંઝાય છે તે જણાવો. પ્રધાનજી રાજ્યમાં પોતાની ઇચ્છા પ્રમાણે સત્તા ચલાવે છે તે શું તમને દુભવે છે?

**જયદ્રથ**—અરે! પ્રધાન તરફનો તો મને ઝાઝો સંતાપ નથી, પણ આતો મેં હાથે કરી એક એવો શત્રુ ઉભો કર્યો છે કે તેના બોલેલા બોલ યાદ આવતાં હું જે પળમાં હઝારોને શુળીએ ચડાવનાર તે ત્રાસ પામી જાવુંછું.

**વારાંગના**—રાજન! ઠીક થયું તમે મને આ વાત કહી! પણ એ શત્રુ કોણ અને એ શું બોલો બોલ્યો છે તે મને કહો.

**જયદ્રથ**—વારાંગના! એના એ બોલોની તને શું વાત કહું! એ બોલો એવા હતા કે એક રીતે જોતાં જાણે નમ્ર પુષ્પ સમાન, પણ બીજી રીતે જોઇએ તો કુહાડાના ઘાવ જેવા; વળી, એક રીતે જોતાં મુખના માત્ર નિરાકાર વાયુ જેવા પણ બીજી રીતે જોતાં બાળી ભસ્મ કરી નાખે એવા અગ્નિ જેવા અને ધસડી જાય તેવા સાગરનાં નિરવધિ જળ સમાન. અને એ શબ્દો ઉચ્ચરનાર તે પેલો સુતપા.

**વારાંગના**—રાજન! ધૈર્ય ધરો. હવે હું તમને કહું તે સાંભળો. તમારૂં ધારવું એવું છે કે કદાચ બળથી આ શત્રુ વશ કરાય તેમ નથી. પણ તમે વિસરી કેમ જાવો છો કે બળથી ન થાય તે કળથી થાય!

**જયદ્રથ**—અરે! હા! એ સમજ તો આ ઘડી જાણે મેં વિસારીજ દીધી હતી! (જીમુત આવે છે).

**જીમુત**—(જયદ્રથને) કંસવતિ તમને મળવા માંગે છે.

**જયદ્રથ**—જ્યારે હોય ત્યારે એ નડતી આવવાનીજ. (વારાંગનાને) એને ના કહેવડાવું કે હમણા મારે કામ છે તેથી મળાય તેમ નથી?

**વારાંગના**—ના. તમે એમને આવવા દો. અને હું હાલ જઇને એ સુતપાને મારાં નૃત્ય અને ગાનથી મોહજાળમાં પકડી એનો ગાંસડો અને પોટલો બાંધી તમારી આગળ બે દિવસમાં લાવુંછું.

**જયદ્રથ**—તો તો હું તારો ઉપકાર કઇ પેરે વાળી શકીશ?

**વારાંગના**—ઉપકારની વાત પછી. હમણા જાવું છું. (જાયછે).

**જયદ્રથ**—(જીમુતને) ત્યારે હવે એને (કંસવતિને) આવવું છે તો આવવા દે. (જીમુત

જાય છે). (સ્વગત) શ્રીદેવા ! શ્રીદેવા ! તારા પ્રેમમાં મારૂં રાત દિવસનું સુખ ઉડી ગયુ પણ તારા કશા લેખામાંજ નહી ? તું નાસી તો ગઇ છે પણ નાસીને જવાની કયાં છે ? આ સુતપા એક ફેરા મારા સપાટામાં સપડાય અને લાચાર બને તો બીજો કયો તારો બાપ તારૂં ઉપરાણું લઇ મારી સામે આવનાર છે ? (કંસવતિને આવતી જોઇને) ચંડાળ તો પેલી આવી ! જીવતો કહે છે કે કોઇક ફેરા એને કાંઇ ખવાડી મને નડતી દૂર કરી દીધી હોય તો જન્મ પર્યંતનું દુખ ટળે. (કંસવતિ આવે છે).

કંસવતિ—સ્વામીનાથ ! આજ દસ વરસથી તમે મને પરણ્યા છો ત્યારથી લગનના એક બે પ્રથમ માસજ મારી સાથે પ્રેમથી હસ્યા બોલ્યા છો અને ત્યાર પછી મને સદાને માટે કેમ આટલી બધી વિસારી મુકી છે ?

જયદ્રથ—આજતો કાંઇ આવી બોલીમાં મને બાંધી લેવા આવ્યાં હોવો એવું લાગે છે ! માંએ એવી મતિ આપી છે કે બાપાએ બોધ દઇ મોકલ્યાં છે કે કોઇ સાહેલીએ સમજણ પાડીને મોકલ્યાં છે !

કંસવતિ—જેણે શીખામણ અને સમજણ એવી દીધી હશે તેણે ખરી, પણ તમારે શું તેનું નામ જાણવું છે ?

જયદ્રથ—હા, હું ધારૂંછું કે મારે તેનું નામ જાણવુ જોઇએ જેથી મને ખબર તો પડેકે મારી પીઠ પાછળ મારૂં આવું ખોટું બોલનાર કોણ છે અને તેની મને સમજ પણ પડે.

કંસવતિ—અને, શું નામ જાણી તેને શિક્ષા કરશો ? અને, શિક્ષા કરશો તો શું કરશો ? શૂળીએ ચડાવશો ? કે હાથીના પગ તળે ગુંદાવી નાખશો ? કે ભરદરીએ ડુબાડી દેવાડશો ?

જયદ્રથ—( બાજુ ) આતો જાણે આજે મારી મજાક કરે છે ? ( કંસવતિને ) તું શું એમ જાણે છે કે મારા વૈરીને શૂળીએ ચડાવવા કે પગ તળે ગુંદાવી નખાવવા કે ભરદરીએ ડુબાડી દેવડાવવા હું સમર્થ નથી ?

કંસવતિ—સ્વામીનાથ ! હું ખરૂં કહુછુ કે તમારા વૈરીને સંહારવા તમે કોઇ રીતે સમર્થ નથી.

જયદ્રથ—( ક્રોધમાં ) તું મને તેનું નામ તો પ્રથમ દે, પછી તને જણાશે કે તેનો નાશ કરવા હું સમર્થછું કે કેમ.

કંસવતિ—હુંતો નામ કયારે દેવું કે તમે સમર્થ ન હોવો તોપણ એ તમારા વૈરીનો વિનાશ કરવા વચન આપોતો.

જયદ્રથ—( બાજુ ) આતો ચંડાળે કાંઇ નક્કી બીજો પક્ષિ શોધી કહાડયો છે શું ! નક્કી એમજ હશે ત્યાં વિના આટલું બોલે નહી. ( કંસવતિને ) તું મારા વૈરીનો વિનાશ કરવાનું વચન માગે છે તો હું વચન આપીને કહું છું કે મારા એ

વૈરીનો વિનાશ તો હું એવો કરીશ કે રાત્રિએ ભાણું ખાઇને સુતો હશે બીજે દિવસે સવારે ભાણું ખાવાને નહી પામશે; અને દિવસનું ભાણું ' હશે તો તે દિવસની રાત્રિનું વાળુ લેવા નહી પામશે.

**કંસવતિ**—પણ તમારો એ વૈરી અને મારો સ્નેહી દિવસના કે રાત્રિનાં ભોજન કોઇ વ કરતોજ નથી તો તમે ધારો છો તેમ ટુંક સમયમાં તમે એને કેમ મારી શક

**જયદથ**—( મહા તપી જઇને ) મારા વૈરીને અને તારા સ્નેહીને કેમ મારીશ એનું છે તો તેના જવાબમાં કહેવાનું કે આ મારા હાથે, આ મારી તલવારે, યોદ્ધાઓના બળે, અને તું ઝાઝું બોલાવે તો કોટિ છળ કરી એને માર ( બાજુ) મારા વૈરીને આ ચંડાળણી પોતાનો સ્નેહી મારાં મુખ ઉપરજ વાની હામ ધરે છે ! આહા ! શું કરૂં ?

**કંસવતિ**—સ્વામીનાથ ! તમે બોલી રહ્યા ? હવે સાંભળો તમારો એ વૈરી અને સ્નેહી તમે ધારો છો તેમ બળે કે કળે કે છળે મરે તેમ નથી.

**જયદથ**—( ઉગ્ર સ્વરે ) એમ ? ત્યારે તો રાવણથી પણ બળીઓ હશે કેમ ?

**કંસવતિ**—ત્યારે તે વિના હું કહું છું કે એ તમારા હાથે કોઇ પેરે મરે તેવા નથી ?

**જયદથ**—પણ, એ એવો બળીઓ છે તે તેં લોકોનાં મોંઢે સાંભળ્યું છે કે એણે તારાં મુખે કહ્યું છે ?

**કંસવતિ**—લોકોનાં મુખે તો એ વિષે ઘણા વખતથી સાંભળ્યું હતું, પણ હમણા : દિવસથી તો............................................................. .....

**જયદથ**—( ઉગ્ર પ્રચંડ સ્વરે ) થોડા દિવસથી તો...શું ? અચકી કેમ ગઇ ? શું ? દિવસથી એ શત્રુનાં મોંઢે તેં એનું શૌર્ય સાંભળ્યું છે ? અરે ! ચંડાળ તારાં પાપેજ તને ખાધી છે ! અને જે તું છાનું રાખવા માગતી હતી તારાં મોંહમાંથી નીકળી ગયું છે. તું શું એમ કહેવા માગે છે કે મારા દુષ્ટ વૈરીની પાસે તું ગઇ અને મારા વિરૂધ્ધ તેણે વાતો કહી તે તેં વહાલ સાંભળી, અને તે વિષે પાછી મારી આગળ વાત કરતી આવી છે ? ચંડાળ તું આવી વંઠેલ નીકળી તો તને કાચી ખાઇ જનાર આ તારો પતિ હું એમ તું શું સમજે છે ?

**કંસવતિ**—સ્વામીનાથ ! તમે મારા પતિ છો, પણ તમે મને પત્નિ તરીકે ન ગણો પછી હું શું કરૂં ?

**જયદથ**—( બાજુ ) આતો વેસ્યા કરતાં પણ વધુ નિર્લજ જવાબ આપે છે ! ( કંસ ને ) અરે ! ગમાર ! મતિહીન મૂર્ખિ ! આ તું શું લવે છે તેનું તને કાંઇ ભાન

**કંસવતિ**—લવતી નથી, પણ સત્ય વચન ઉચરૂં છું અને તેનું મને પૂર્ણ ભાન છે.

**જયદ્રથ**—( મહા ક્રોધમાં )ત્યરે તું શું એમ કહેવા માંગેછે કે તારે હવેથી મારા વૈરીને ઘર જઈ બેસવું છે ?

**કંસવતિ**—હજુ હવે જઇને બેસવાનો સવાલ ક્યાં પુછોછો ? હું તો આજ કેટલા દિવસથી તમારા એ વૈરી પણ મારા સ્નેહીને ત્યાં જઇ બેઠી છું.

**જયદ્રથ**—( બાજુ ) હું રાત્રે વેશ્યાઓના સંગે જાવું છું તેથી એનાથી અલગો રહું છું માટે નક્કી એ મારા કોઇ વૈરીને પતિ કરી બેઠી હશે ! ( કંસવતિને ) અરે ! કુતરી ! ઠીકજ થયું કે તારાં પાપ તેં પોતેજ પ્રગટ કર્યાં નહી તો મને તો ખબરજ નહોતી ! ( તલવાર ખેંચીને ) તારૂં શીર નીચું નમાવ કે આ પળેજ આ તલવારથી ઉડાવી દેવું.

**કંસવતિ**—( શીર નમાવીને ) લ્યોને, શીર નમાવું છું. પણ જુવો, તમારા જે વૈરી અને મારા સ્નેહી છે તે મારી પાસેજ ઉભા છે, અને હું તેને પ્રીય છું. તેથી તમે જો મારૂં શીર ઉડાવી નાખશો તો એ તમારૂં શીર પણ તમને ખબર નહી પડે તેવી રીતે ઉડાવી નાખશેજ.

**જયદ્રથ**—( સ્તબ્ધ બની પાછો હઠી. બાજુ ) આ ચંડાળે તો મારા વૈરીને મારા મહેલમાં-જ રાખ્યો છે શું ? ( કંસવતિને ) જો મારો વૈરી મહેલમાંજ છે તો તો તું મને એને પ્રથમ બતાવ એટલે પ્રથમ એને મારૂં.

**કંસવતિ**—આંખો ખોલીને જુવો; એ તો આ રહ્યા.

**જયદ્રથ** (શત્રુને જોવા જયદ્રથ આસપાસ નજર કરે છે. બાજુ ) અરે આ શું ! મને તો એ ચંડાળ કાંઇ દેખાતો નથી ! આ ચંડાળણી બોલી હતી તેમ એ શત્રુ બળે કે કળે કે છળે મરે નહિ તેવો છે તો શું એ મહેલમાં પાસે હશે અને તે છતાં મને આંખોથી દેખાતો નહી હશે એવો હશે ? ( કંસવતિને ) અરે ! પાપીણી ! મારો વૈરી પણ તારો સ્નેહી મને તો આંહી કાંઇ દેખાતો નથી. મને તો લાગે છે કે મારા ત્રાસનો માર્યો કયાંએ ભરાઇ બેઠો છે. મને તું કહે છે તેમ એ એવો કળે કે બળે કે છળે મરે નહી એવો પરાક્રમી હોય તો તું એક ફેરા મારી આગળ એને લાવીને ઉભો કર.

**કંસવતિ**—હું એમને તમારી આગળ લાવીને ઉભા કરૂં પણ તમે ડરી જશો અને પછી મને કહેશો કે આવા વૈરીને મારી આગળ લાવીને શા માટે તેં ઉભા કર્યાં તો પછી હું તમને શું ઉત્તર આપીશ ?

**જયદ્રથ**—( વ્યાકુળ બની જઇ ) નક્કી આ કુલટાને કોઇ ચંડાળનો જબરો ટેકો છે! ( કંસવતિને ) ગમે તેવો જબરો મારો વૈરી હોય પણ તું મારી સમક્ષ તેને લાવીને ઉભો કર અને હું તને કોલ આપું છું ( કોલ આપવા હાથ ઉંચો કરે છે ) કે હું તને કોઇ દિવસ કહીશ નહી કે આવો વૈરી મારી સામા શામાટે લાવી, કેમકે તારા વૈરીનાં આયુષ્યની તેમજ તારાં આયુષ્યની હવે પળ બે પળજ રહેલી છે તો પછી તું કહે છે તેવો સવાલ હું તને કયાંથી પુછીશ અને જવાબ આપવા તું જીવતી પણ કયાંથી હઇશ?

**કંસવતિ**—અમારા બેઉનાં આયુષ્યની પળ બે પળજ રહેલી છે તો તો તમારા વૈરીને એકદમ લાવીને તમારી સમક્ષ ઉભા રાખીજ દેવું.

**જયદ્રથ**—( મહા ક્રોધમાં ) અરે બોલ બોલ શું કરે છે? વૈરીને લાવ, દોડ. ( પોતાના હાથના ઝપાટે તેણીને ભૂમિ ઉપર પાડી નાખી તલવારથી તેણીનું શીર ઉડાવવા તલવાર ઉગામે છે ).

**કંસવતિ**—( ગદગદિત સ્વરે ) ભગવાન! ભગવાન!

**જયદ્રથ**—અરે! હવે ભગવાનને કયાં યાદ કરે છે? તારા પેલા સ્નેહી અને મારા વૈરીને બોલાવ, કે તને સહાયતા કરે અને મારી સામો થાય.

**કંસવતિ**—( મૃદુ સ્વરે ) ભગવાન! ભગવાન!

**જયદ્રથ**—અરે ચંડાળ! તને કહું છું તે સાંભળે છે કે નહી? ભગવાનને ના બોલાવ. પણ મારા પેલા વૈરી અને તારા સ્નેહીને બોલાવ.

**કંસવતિ**—સ્વામીનાથ! તમારા વૈરી અને મારા સ્નેહીનેજ બોલાવું છું.

**જયદ્રથ**—પણ તું તો ભગવાનને બોલાવે છે ને? ( બાજુ ) એ શત્રુનું નામ ભગવાન ઉપર હશે શું?

**કંસવતિ**—સ્વામીનાથ! મારો સ્નેહી અને તમારો વૈરી એ ત્રિભુવન નાથ ભગવાન છે અને તમે ધારોછો તેમ કોઇ પરપુરૂષ નથી. સ્વામીનાથ તમારા વૈરી અને મારા સ્નેહી ત્રિભુવનનાથ ભગવાનને તમે જોઇ રહ્યા, અને એમની સામે તમે થઇ રહ્યા? હવે મને મારવી હોય તો મારો. [ શીર વધુ નમાવે છે. )

**જયદ્રથ**—(હાથમાંથી ઉગામેલી તલવાર ફેંકી દઇ સ્તબ્ધ બની જઇ) તું ત્રિભુવનનાથ ભગવાન માટે આ રીતે બોલી રહેલી છે? (બાજુ) આ તો હું ફોકટ કુટાઇ મુવો? (કંસવતીને) તું શું ખરૂજ કહે છે કે મારો વરી અને તારો સ્નેહી તે શું ત્રિભુવનનાથજ છે, અને કોઇ અવર પુરૂષ નથી?

કંસવતિ—સ્વામીનાથ ! તમારા વૈરી અને મારા સ્નેહી માટે બોલતી હતી તે ત્રિભુવનનાથ માટેજ. પણ, સ્વામીનાથ ! તમે મને કહો કે તમે મ્હેણું મારતા હતા કે તારા સ્નેહી અને મારા વૈરીને બોલાવ કે તને ઉગારી લે તો હવે તમેજ કહો કે તમારા વૈરી અને મારા સ્નેહી ત્રિભુવનનાથે મને ઉગારી લીધી કે નહી ?

જયદ્રથ—(બાજુ) ખરી વાતને ખોટી વાત કહેવા આ પળે જીભ ઉપડતી નથી.

કંસવતિ—(ઉભી થઇ નમ્ર સ્વરે) સ્વામીનાથ ! મુગા કેમ થઇ ગયા ? ક્રોધ કયાં જતો રહ્યો ? તલવાર હાથમાંથી કેમ પડી ગઇ ?

જયદ્રથ—(બાજુ) શું ઉત્તર આપું !

કંસવતિ—સ્વામીનાથ ! ત્રિભુવનનાથ છેજ નહી એમ કાંઇ ઉત્તર આપવાનો વિચાર કરોછો શું ?

જયદ્રથ—( બાજુ ) ત્રિભુવનનાથનો આ ટેકો ખરો જબરો કે મારી સામા એક અક્ષર બોલતાં બીહે તે આજ મારી મજાક કરી રહી છે ! ( કંસવતિને ) તું ત્રિભુવનનાથનો ટેકો આટલો જબરો માને છે તો એ ટેકો તને સદા મળશેજ એમ તું ધારેછે ?

કંસવતિ—ત્રિભુવનનાથને હજારો અને લાખો અને કરોડો હાથો અને પગો, એટલે એમના કોઇ પણ હાથ કે પગને આપણે વળગી જઇએ તો આપણને તેનો ટેકો મળી જાય.

જયદ્રથ—પણ ત્રિભુવનનાથ કરોડો હાથ પગવાળા છે તે તો શાસ્ત્રોમાં લખ્યું છે તે ઉપરથીજ તું કહેછેને !

કંસવતિ—ત્યારે હું તમને એમ પુછુંછું કે તમે શું એમ કહેવા માગો છો કે બે અને બે ચાર એ કાગળ ઉપર લખવેજ તમને સમજ પડે છે તેથી બે અને બે ચાર માનો છો, કે કાગળ ઉપર લખ્યા વિના તમે માનો છો કે બે અને બે ચાર થાય ?

જયદ્રથ—પણ, બે અને બે ચાર તેની ખાતરી કાગળ ઉપર લખ્યા વિના થાય છે તેનું કારણ એ કે તેની ખાતરી તો નાની વયમાં પ્રથમ કાગળ ઉપર લખીને મહેનત લઇને કરેલી હોય છે તેથી.

કંસવતિ—ત્યારે તો તમારા સવાલનો ઉત્તર તમેજ આપ્યો કાળજાંના કાગળ ઉપર, પ્રેમની પેનથી અને શ્રદ્ધાની શાહીથી ત્રિભુવનનાથનાં નામના આંકડા માંડો, અર્થાત, પ્રત્યેક કાર્યમાં ત્રિભુવનનાથનું નામ ઉચરી તેના ઉપર પ્રેમ અને શ્રદ્ધા રાખી તેનો આરંભ કરો અને જુવો કે તમારાં પ્રત્યેક કાર્યોમાં તમે વિજયી થાવો છે કે નહી. અને જેમ બે અને બે ચારની ખાતરી થવાથી તે કોઇ દિવસ ભૂલશો નહી તેમ ત્રિભુવનનાથની ખાતરી એક વખત થયા પછી તે પ્રતિ અભાવ કે અશ્રદ્ધા તમે કદી લાવશોજ નહી. પણ, જુવો, જેમ

કાગળ ઉપર પ્રથમ ભૂલો પડે અને ખરા આંકડા મળે નહી તેમ ત્રિભુવનનાથના આંકડામાં પણ પ્રથમ તો ભૂલો એટલે અડચણો નડશે તેથી અકળાશો નહી, કેમકે જો અકળાયા તો જેમ હિસાબના આંકડા ગણતાં પછી જન્મ પર્યંત આવડશે નહી તેમ ત્રિભુવનનાથને પણ જન્મ પર્યંત ઓળખી શકશો નહી. માટે પ્રયત્ન કરશો તો જરી જરી દર્શન પ્રથમ તો પામવા માંડશો.

ગાયમ ૨૯

[1]રવી રૂડું રૂપ પ્રગટાવે કેમ, વિચાર માનવ તું આપે.
[2]મધ્યાહને મહત્વ મહિમા, પરોઢીએ તો પડછાયા રૂપે;
[3]કુવા, તળાવ અપરિમિત જળ શી પેરે આપે ?
પ્રથમતો પરિશ્રમ છતાં લોટા ઝરણાંના માપે.
[4]પુર્ણીમા ચંદ્ર પ્રગટે, ભરી માસ એક પૃથ્વિ વિલાપે,
મંગળ મહા એ, હીણશું શું વિલાપ સંતાપે ?
[5]હેતે હરખી અતિ, જવ, મઠ, ખેડુત છેવટ કાપે,
પ્રથમ હતાં એ ડાલી ડુંડા, ખેદિત થયો શું એ પરિતાપે ?
[6]લાખો ગાઉના પ્રદેશ પહોંચવા, ન જવાય એક તડાપે,
તોએ પહોંચાશે નક્કી ચાર ચાર ગાઉ તો કાપે.

---

૧ રવી કેવી રીતે દર્શન દેછે તે તું પોતેજ વિચાર કરી જો. ૨ પુરા મહિમામાં તો બપોરના એટલે સવાર પછી એટલે આરંભ પછી ઘણે વખતે દેખાવ દેછે, અને પરોઢીઆમાં એટલે આરંભમાં તો પડછાયા રૂપેજ. ૩ કુવા તળાવ અખૂટ જળ આપે છે પણ ખોદતી વખતે તો પ્રથમ લોટા જેટલુંજ આપે છે. ૪ પુર્ણીમાનો ચંદ્ર એટલે ચંદ્ર તેના પુરા મહિમામાં મહિનામાં એક વખતજ પ્રગટશે. પણ આ રીતે લાંબા વખતે દેખાય તેથી શું આપણે તેને તજી દેવો ? ૫ જે મઠ જવનાં ખેતર ખેડુત પ્રેમથી કાપે છે તે મઠ જવ પહેલાં ડુંડાં રૂપેજ હતા. ૬ લાખો ગાઉના પ્રદેશે જવું હોય તો એક કુદકામાં ન જવાય પણ ચાર ચાર ગાઉ કાપે નક્કી જવાય.

## અંક ૩. પ્રવેશ ૪.

( કુમાર હરણની પાછળ દોડતો અને તે હાથ ન આવવાથી શોકાતુર થએલો, અત્યંત થાકી ગએલી સ્થિતિમાં આવીને બેસે છે. )

**કુમાર**—(સ્વગત) આહા ! હરણાંએ મને આટલો હંફાવ્યો ! અને તે છતાં પણ છેવટે હાથ તો નજ આવ્યું ? એક સાધારણ સીપાઇ તે આવાં હરણાંને મારી શકે ત્યારે હું રાજકુમાર થઇ હરણાંને મારી ન શક્યો ! ખરે ! ત્યારે તો હું એક તુચ્છ સીપાઇથી પણ ગયો ! પણ, હું આ પ્રમાણે એક તુચ્છ સીપાઈથી પણ ગયો તેનું કારણ શું !

( વિચાર કરવા નીચી દ્રષ્ટિ ભૂમિ ઉપર કરે છે ). ( અધિરથ આવી પહોંચે છે. કુમારને જુવે છે ).

**અધિરથ**—( સ્વગત. બાજુ ) ઓહો ! આતો કોઈ રાજકુમાર છે ! મૃગયાનો એને અત્યંત પ્રેમ હશે તેથી મૃગયા રમતાં રમતાં આંહી આવી ચડ્યો હશે. લાવ, બાજુએ ઉભો રહી એને સાંભળું. ( બાજુ ઉભા રહે છે )

**કુમાર**—( વિચારમાંથી સાવધ થઇ સ્વગત ) એક તુચ્છ સીપાઇથી પણ હું ગયો તેનું કારણ મને કાંઈ સમજાતું નથી ! અને જો કાંઇ પણ કારણ સમજ પડે છે તો એ છે કે હું રાજકુમાર છું તે છતાં મારાં ભાગ્યમાં એક તુચ્છ સીપાઇનાં શૌર્યનું સુખ પણ નથી લખ્યું ! અરે ! પણ હું રાજકુમાર છતાં જે સુખ સીપાઇનાં ભાગ્યમાં તે સુખ મારાં ભાગ્યમાં નહી તો પછી રાજકુમાર તરીકેનો મારો જન્મ શા અર્થનો, અને રાજાના ઘર જન્મ મળવામાં મને લ્હાવો શું મળ્યો ! પણ, વધુ દુખ તો મને એ થાય છે કે હું રાજ્યગાદી ઉપર બેસીશ ત્યારે રાજ્યકારભારીઓ, પ્રજાજન, અને સર્વ મને તો " પ્રતાપી;" શૂરવીર," " વીરલા," એવાં ગુણાનુવાદનાં વચનો કહેવાનાં, અને તે પ્રસંશાને પાત્ર હુંતો હઈશ નહી તે છતાં હું મુંગે મોંઢે સાંભળ્યા કરીશ તો મારો જીવ મને અંદરથી કેવો પરિતાપ દેશે ! અને વળી કેટલાંક જન તો એવાં હશે કે મને મોંઢા ઉપર સ્તુતિના બોલો ઉચરશે પણ તેને પાત્ર હું ન હોવાને લીધે મારી પીઠ પાછળ મારી મજાક કરશે, એ-ટલે એવાંઓને મન તો હું એક મફતનું હાસ્યનું પાત્ર થઇ પડીશ ! હુંતો ધારૂંછું કે રાજ્યગાદી ઉપર આવ્યો નથી તેટલા સમયમાં શૌર્ય, નીતિ, વિવેક,

એ સર્વને લગતા સકળ સદ્ગુણો અને પરાક્રમો સંપાદન કરવાનો પ્રયત્ન કરૂં તો તો ઠીક. પણ પ્રયત્ન કરવા છતાં તે સંપત્તિઓ પ્રાપ્ત ન કરી શક્યો તો તો હું ધારૂં છું કે રાજ્યગાદી બીજા કોઇને સોંપી હું મારે વનવગડે આથડી મારાં જીવનના દિવસ પુરા કરીશ. ત્યારે બીજું કરૂં શુ? (વિચાર કરે છે).

આધિરથ—(બાજુ. સ્વગત) સંસારમાં પ્રત્યેક જન કાંઇને કાંઇ વિના કારણનું સંતાપનું શૂળ ઉભું કરે છે એ કેવું આશ્ચર્યકારક છે! તે દિવસે પેલો નિર્ધનાવસ્થામાં આવી પડેલો યુવાન મલ્યો તો તે ધનની ન્યૂનતાને લીધે આત્મઘાત કરવા નીકળ્યો હતો, ત્યારે વળી આ કુમાર એનામાં કાંઇ શારરીક ગુણો ના હોવાને લીધે રાજ્યપાટ છોડી વનવગડા વેઠવાનો વિચાર કરી રહ્યો છે! લાવ, એને કાંઇક સમજણ પાડું. (કુમારને) કુમાર! તારા બોલો મારા કાને પડયા છે તેથી તે વિષે તને બે બોલ મારે કહેવાના છે માટે જો તારી ખુશી હોય તો તને કહું.

કુમાર—(વિસ્મિત બની) મુનિરાજ! મારી ખુશીની વાત કયાં પુછોછો? હું તો મનમાં આજ ઇચ્છી રહ્યોછું કે મારાં મનમાં જે વિચારો ઉદ્દભવી રહ્યા છે તેનું સાંત્વન કોઇ આ પળે કરે તો સારૂં.

અધિરથ—ભાઇ! ત્યારે તો તું શાંત મનથી સાંભળ. ભાઇ! અમુક શારરીક ગુણો તારામાં હાલ નથી અને તેની તને ભીતિ થાય છે કે પરિશ્રમ લેતાં પણ તું તે સંપાદન ન કરી શકીશ, તો મારે તને એટલુંજ કહેવાનું છે કે એ ભીતિનું કાંઈ પ્રયોજન નથી. જો, ભાઈ! તું શું એમ સમજે છે કે નરત્વ કાંઈ શારરીક બળમાં કે કૌશલ્યમાં રહેલું છે? નરત્વ એ છે કે ભુખ્યાંને ભોજન દેવાં, તૃષિતને જળપાન કરાવવું, નગ્નને વસ્ત્રાલંકાર દેવાં, ખેદિતના ખેદ ટાળવા, દુખીનાં દુખ દુર કરવાં, ગુણીના ગુણ ગાવા. વળી શૂરવીરપણું તું શું બાહુ બળમાં સમજે છે? બાહુબળે બળીઓ તે શૂરવીર નથી પણ જેણે પોતાનામાં વસેલા ષડરિપુ, કામ, ક્રોધ, મોહ ઈત્યાદિને વશ કરેલા છે તે ખરો શૂરવીર છે. ભાઇ! તું પોતેજ જો કે હાથી સમાન બળવાન કે સિંહ સમાન કોઈ શૂરવીર નથી તો તે થકી શું તેઓ પશુ પ્રાણી વર્ગમાં સર્વોત્તમ મનાય છે? તું જાણે છે કે એમનાં કરતાં તો એક દુર્બળ શ્વાન જેને મનુષ્યનું રક્ષણ કરવાનું જ્ઞાન છે અને એક નાનકડો પોપટ જેને પ્રભુના પાઠ પઠવાની સમજ છે તેઓ ઉત્તમ ગણાય છે. આ રીતે પશુ પ્રાણીઓમાં શારરીક બળનું મહત્વ

તુચ્છ ગણાય છે ત્યારે મનુષ્યમાં તે સર્વોત્તમ કેમ ગણાશે? માટે મનુષ્યને જે ગ્રહણ કરવાનાં છે તે માનસિક અને નીતિનાં બળ છે, અને તે બળો તેનામાં હોય તોજ તે પ્રતાપી અને શૂરવીર ગણાય. વળી, ભાઇ! તારે લક્ષમાં તો આ રાખવાનું છે કે શારરીક બળ તો જન્મપ્રાપ્ત જે હોય તેજ બહુધા હોય છે પણ માનસિક અને નીતિનાં બળ તો પ્રયત્ને વધારી શકાય છે માટે તેમાં તું પ્રવર્ત થા તો સર્વ સારાં વાનાંજ થશે.

યુવાન—પણ, મુનિરાજ! રાજા એટલે એક ઉત્તમ નર, માટે એનામાં શારરીક બળ અને કૌશલ્ય હોય તો સારૂં તો ખરૂંજ તો.

અધિરથ—ભાઇ! તને રાજ્યપદનો અહંકાર ઝાઝો છે એમ લાગે છે. ભાઇ! અહંકાર તજવા બે બોલ સાંભળ. પૂર્વે એક મહાન રૂષી થઇ ગયા તે ઇશ્વર સ્તવનમાં એટલા પ્રવર્ત રહેતા કે એમનાં માથાંના વાળ સ્વચ્છ કરાયા વિના વર્ષો પર્યંત રહેવાથી તે વાળ એક ઝાડી સમાન થઇ ગયા હતા. એક સમયે સમાધિગ્રસ્ત થોડા દિવસ હતા ત્યારે કોઇક પક્ષીઓ ત્યાં આવી ચડયાં અને રૂષીનાં માથાંના વાળને ઝાડી સમજી તે માંહે માળો બાંધ્યો. જ્યારે કેટલેક દિવસે સમાધિમાંથી જાગૃત થયા ત્યારે જાણ્યું કે પક્ષીઓએ એમના વાળમાં માળો બાંધ્યો છે અને ત્યાં સુખમાં રહ્યાં છે, અને પોતે જો તે સ્થળથી હાલશે તો પક્ષી ભય પામી નાસી જશે અને તેથી હિંસા થશે. તેથી તે રૂષી તેજ સ્થળે સ્થિર દિવસોના દિવસ સુધી ઉભા રહ્યા, અને છેવટે જ્યારે એ પક્ષીઓ પોતાની મેળે અન્ય સ્થળે માળો બાંધી રહ્યાં ત્યારે તે રૂષી તે સ્થળથી ખસ્યા. પણ જ્યારે આ પ્રમાણે પક્ષીઓને સુખ દીધું ત્યારે એમનાં મનમાં સહેજ વિચાર ઉદભવ્યો કે મારા થકી આ પક્ષીઓ દુખ ન પામ્યાં એટલે તુરત આકાશવાણી થઇ કે "રૂષી! તું અહંકાર ન કર કે તારા થકી આ પક્ષીઓ સુખી થયાં છે." ભાઇ! આ વાત ઉપરથી આપણે સમજવાનું છે કે આવા પ્રતાપી રૂષી જે ભગવાનનાં ચરણકમળ સદા સેવે છે તેને જો લેશ અહંકાર થાય છે તો ભગવાનને ગમતો નથી તો આપણે સંસારી જન અહંકાર કરીએ તો ભગવાનને કેમ ગમતો હશે?

યુવાન—મહારાજ! અહંકાર સદાનો મારાં મનમાંથી ગયો છે એ હું કહુંછું તે સત્ય માનજો.

અધિરથ—ભાઇ! મારો અભિપ્રાય પુછે તો હું તો ધારૂંછું કે ખરો પ્રતાપી અને શૂરવીર નર તો એ છે કે પ્રભુનાં અસ્તિત્વને ઓળખે, તેને માન્ય કરે, પોતાને તે

પ્રભુનો દાસ ગણે, પ્રભુની સેવા સદૈવ કરે અને સંસાર જે પ્રભુનો રચ્યોએલો છે. તેમાં જે દુખી જીવો હોય તેનાં દુખ ટાળે.

**કુમાર**—મહારાજ! મુનિરાજ! સમજ્યો! સમજ્યો! આ પળે તમે મારી સમક્ષ નહોત અને આ બોધ ન દીધા હોત તો કોણ જાણે ભવિષ્યમાં મેં શું અવિચારી પગલાં ભર્યાં હોત અને કેવો પોતે દુખી થયો હોત અને બીજાને પણ દુખી કર્યાં હોત! **ગગનમાંથી જળનું ઝાપટું વરસી ગયું પણ તે નિર્ધન ખેડુતનાં સુકાએલાં ખેતરમાં લીલા લહેર કરતું ગયું; વિજ્ઞાન વિજ ઘડી ભરનો ચમકારો કરી ગઇ, પણ અજ્ઞાનનાં અંધારામાં આથડતા હિણભાગીને ખરા પંથનાં દર્શન કરાવી તે માર્ગે તેને ચડાવી તેને ઉગારી લીધો; કોયલ મનહર ટહુકો ઉડતી ઉડતી ગગનમાં કરી ગઇ, પણ કુમતિના કાગના કંઠમાં જે પ્રીતિ હિણભાગ્યે મનુષ્યને થઈ હતી, તે કોયલના મધુર ટહુકા થકી વિનાશ પામી અને કોયલના વિશિષ્ટ ટહુકામાં પ્રીતિ જામી; તેમ તમારાં મુખેથી બોધના આ બોલો નીકળી ગયા પણ તે થકી મારા મનમાંથી તો અંધકાર દુર થઈ ગયો છે, મૂર્ખાઈ પ્રતિની પ્રીતિ દુર થઇ ગઇ છે.** પણ, મહારાજ! મારી અજ્ઞાનતાને લીધે મારે એક પ્રશ્ન પુછવાનો છે. તમે બોલ્યા કે પ્રતાપી પુરૂષ એ છે જે ભગવાનનો ભક્ત છે. પણ ભગવાન વિષે તો શાસ્ત્રોમાં લખેલું છે તેથીજ ભગવાનમાં આપણને શ્રદ્ધા ઉત્પન્ન થાય છેને?

**અભિરથ**—ભાઇ! ભગવાનને આપણે આંખોથી જોઇ નથી શકતા તેથી તને શું ભગવાન ઉપર શ્રદ્ધા નથી? પણ, તું પોતેજ કહેને કે આપણે સંસારની અસંખ્ય વસ્તુઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ તે શું તેને બરોબર આંખે જોઈ હોય છે તોજ?

**ગાયન ૩૦.**

[1]જાણી જાણીને જીવડો આજ જાણે;
[2]દુધ દહીં તે મોળાં કે પુષ્ટિ આણે,
[3]પુષ્પ તે કોમળ સુવાસિત પ્રમાણે,
[4]હીરા તે પ્રભા થકી વેચાય વધુ નાણે,

---

૧. આપણે કોઇ પણ વસ્તુનાં રહસ્ય ઝાઝાં જાણતાં નથી. ૨ દુધ દહીં માટે એટલુંજ જાણીએ છીએ કે તે મોળાં સ્વાદમાં છે અને શક્તિ લાવે છે. ૩. ફુલ માટે એટલુંજ જાણીએ છિએ કે તે કોમળ અને મનહર વાસવાળાં છે. ૪. હીરા માટે એટલુંજ જાણીએ છીએ કે તેમાં તેજ વિશેષ છે તેથી ભારી કીમતે વેચાય છે.

[1]પુષ્પ, હીરા, દુધ રહસ્ય અવર, જાણે તું પરાણે.
[2]ભરે દુધ તોએ તું પ્રીતથી ભાણે,
[3]પુષ્પ કાજે પડે પંથે અજાણે,
[4]ખોદે હીરા કાજે ઉંડી ખાણે.
[5]ભગવાન ભલાનેજ ત્યારે તો તેં મુકયા કોરાણે ?
[6]જીવડા ! હરીને તુંજ વખાણે,
સ્મરણ તેનું કરે સુખ દુખ ટાંણે
[7]પ્રસંશા એની ગાઇ વેદ પુરાણે,
[8]કહે હવે આવી ના હજી તને શ્રધ્ધા શાને ?

**કુમાર**—મહારાજ ! શીર ઝુકાવી ભગવાન મહત્વ શ્રદ્ધાપૂર્વક સ્વીકારૂં છું.

**અધિરથ**—ભાઇ ! આ શ્રદ્ધા ભગવાન પ્રતિ કદી ઓછી થવા દઇશ નહી. હવે તું તારા મહેલે જા. આ રસ્તેથી (જે રસ્તેથી અધિરથ જવાના છે.) જતો હોય તો ચાલ સાથેજ આવું છું.

**કુમાર**—મુનિરાજ ! એજ રસ્તે જવું છે. ચાલો (બેઉ જાય છે).



૧. એ સિવાય બીજાં રહસ્યો ફુલ, હીરા કે દુધનાં આપણે જાણતાં નથી. ૨. તોપણ દુધ તો ભાણામાં પુરતું લઇએ છીએ. ૩. પુષ્પ વીણવા વગડે પણ જઇએ છીએ. ૪ હીરા માટે ઉંડી ખાંણો પણ ખોદીએ છીએ. ૫. ત્યારે આ બધો પરિશ્રમ આ વસ્તુઓનાં રહસ્ય પુરાં ન જાણવા છતાં લઇએ છીએ, ત્યારે ભગવાનનાં રહસ્ય પુરાં ન જાણ્યાં તો શું તેમને કોરાણે મુકવા ? ૬. આપણો જીવજ હરીના વખાણ અજાણપણે કરે છે. ૭. વળી વેદપુરાણો પણ પ્રસંશા ભગવાનનીજ ગાય છે. ૮. આ રીતે ભગવાનને આપણે અનેક રીતે ઓળખીએ છીએ તે છતાં ભગવાનમાં પછી આપણને શ્રધા કેમ ન હોવી જોઇએ ?

## અંક ૪. પ્રવેશ ૫.

**સુતપા**—(સ્વગત) મારી બ્હેન દેવરક્ષિતા એના પતિનાં ઘર ગઇ અને ત્યાર પછી મને એવા સમાચાર મળ્યા કે એના પતિ તો ભાનુમાન કુમાર છે એ સાંભળી મને હર્ષ થયો, પણ મને તો લેશ એવો વહેમ નહોતો કે સતકર્મા એ દેવરક્ષિતાને ડુભવવા નીકળશે અને તેણીને વિના કારણની સંતાપશે! વળી, શ્રીદેવા, પાપી જયદથના પંજામાંથી છૂટવે પ્રાણત્યાગ કરવા નીકળશે એવાં દુખી થયાં હશે, એની પણ મને બ્રાંતિ સરખી નહોતી! આતો જ્યારે દેવરક્ષિતા ઘર પાછી આવી અને શ્રીદેવા પણ મહેલે પાછાં આવ્યાં ત્યારે બધી વાતો એમનાં મોંઢે સાંભળી ત્યારે જાણી! હશે, ભાગ્યના લેખ હશે તે પુરા થયા અને ભગવાને સર્વે સારાં વાનાં કર્યાં એટલે બસ છે. ભગવાન! તમારા જેટલા ગુણ ગાવું તેટલા થોડા છે. ભગવાન! તમેજ કર્તાહર્તા છો. પણ મતિહીન મનુષ્ય જોઇ શકતાં નથી કે કર્તા હર્તા તમેજ છો. મનુષ્ય એવું વિપરિત પ્રાણી છે અને એવું વિપરિત કથન કરે છે કે ભગવાન આંખે દેખાતા હોય તો અમને શ્રદ્ધા બેસે. અને જો આંખે દર્શન કોઈ રીતે થઇ શકતાં હોય તો આંખોની શકિત વધારવા કહો તો એક એક ઉપર કહો તેટલા કાચના કટકાના ચસમા ચડાવે, અને આંખે જુવેજ તોજ શ્રદ્ધા બેસે. પણ કહ્યું હોય કે ફલાણા શ્રીમંત લોકોને માગ્યું દાન આપે છે માટે એની પાસે ધન લેવા ગયા હોઈએ તો સારૂં, તો તે ઘડી તે શ્રીમંતને જોવા બે આંખોની શકિતનો ઉપયોગ કરવાને બદલે કે એ આંખો ની શકિત ચસમા ઉપર ચસમા ચડાવીને વધારવાને બદલે એવો શ્રીમંત હશેજ, હોવો જોઇએ, એવું મનવિષે સિદ્ધાંત કરી, તેનું અસ્તિત્વ માન્ય કરી તેની પાસે ધન માટે દોડે છે વળી મતિહીન મનુષ્યને કહીએ કે પરમાત્મા સાક્ષાત આપણા કાનમાં નીતિ, ધૈર્ય શૌર્ય એમ અનેક સદગુણોના મનહર નાદ કરે છે તો તે કહે છે કે અમને તો કાંઇ કાને સંભળાતા નથી તે માટે કેમ માની શકીએ અને જો કાને સાંભળી શકાય તેમ હોય તો કહો તેટલાં સાંભળવાનાં ભૂગળાં કાને ઘાલીએ. પણ મનુષ્યને કદાચ કહ્યું હોય કે ફલાણો બળીઓ નાગી તલવાર લઈ સર્વને વાઢતો પીડતો આવે છે તો તે ઘડી એ બળીઆનાં અસ્તિત્વ વિષે સંદેહ ન લાવતાં તેનું અસ્તિત્વ માન્ય કરી તેના વઢવાના બોલો

કાને શ્રવણ કરવા ન થોભતાં, ખુણે ખોંચરે ભરાવા માંડે છે. આ પ્રમાણે મનુષ્ય પોતાનાં સ્થુળ હિતને સમયે સમજે છે કે આંખે જોયું અને કાને સાંભળ્યું તેજ અસ્તિત્વ ધરાવે છે અને બીજું નહી એ અસત્ય છે, પણ પરમાત્મા વખતે મનુષ્ય આંખ અને કાન અને એ પ્રમાણે નાક અને જીભ અને જે ફાવે તે વચમાં લાવી મૂકે છે. કહેવત ખરીજ છે કે 'નાચવું નહી ત્યાં આંગણું વાંકું'.

(જયદદ્રે સુતપાનું મન ચળિત કરવા વારંગના મોકલી છે તે આવી છે તેની ખબર નોકર લાવે છે.)

**નોકર**—બાપુ ! એક વારાંગના દર્શન માટે વિનવે છે.

**સુતપા**—(નોકરને) મોકલ. (નોકર જાય છે). (સ્વગત) રાજ્યમાં કોઇને પણ અન્યાય થાય તો મારી પાસે આવવાની છુટ છે તેથી આ વારંગનાને કોઇ રીતનો અન્યાય થયો હશે તેથી મારી પાસે આવી હશે. અરે ! પણ આ તો ભૂલીજ ગયો ! પેલા મારા ન્યાયાધિશે બાપડા ગરીબ મોતીલાલની જમીન લાંચ ખાઇ પેલા શ્રીમંત સોમાભાઇને આપી તે માટે એને એકદમ રજા આપવાની છે તે હુકમ લખવાનો છે. લાવ લખી નાખું. (બાજુએ લખે છે). (વારંગના આવે છે).

**વારાંગના**—(સુતપા બાજુએ લખે છે તેથી સ્વગત બાજુ) જયદદ્રે આ સુતપાને મારી મોહની જાળમાં ફસાવવા અને એના રાજ્યકારભાર ઉપર લક્ષ ન આપે એવું એનું મન પ્રેમવશ કરવા મને મોકલી છે. આ છે તો સાધુ વેશમાં પણ હું તો ધારૂં છું કે બીજા સાધુઓની પેઠે બહારથી જોગીનો વેશ અને માંહેથી ભોગીનો વેશ હશેજ. (સુતપા પેલો હુકમ લખી રહે છે).

**સુતપા**—(સ્વગત) હુકમ તો લખી રહ્યો. આ વારાંગના પણ આવી છે દેખું. (વારાંગનાને) કેમ બાઈ! કેમ આવવું થયું છે? તને જે કાંઇ અન્યાય થયો હોય તે કહે.

**વારાંગના**—મહારાજ ! અન્યાય થવાનું કયાં પુછો છો ?

**સુતપા**—બાઇ ! તું ગભરા નહી. તને ગમે તેવો અન્યાય થયો હશે તોપણ હું તે દુર કરીશ અને ન્યાયથી તારૂં દુખ ટાળીશ. લે, હવે, ઝટ ટુંકમાં વિસ્તારીને તને થએલો અન્યાય વર્ણવ. (સુતપા પેલો હુમક પાછો જરી વાંચી જુવે છે).

**વારાંગના**—(બાજુ) આતો સમજે છે કે કાંઈ ન્યાય માટે એની પાસે આવીછું, માટે ગાન કે નૃત્ય કરવાની વાત એકદમ કહીશ તો તો નાજ કહેશે. (સુતપાને) મહારાજા ! જાતે હું વારાંગના છું એટલે અધમ ગણી ન્યાય નહી કરશો તો !

**સુતપા**—જ્યાં ન્યાય છે ત્યાં સિંહ અને બકરી એક આરે પાણી પીએ છે, અને બળીઓ સિંહ તેનાં બાહુબળે મોટો ગણાતો નથી કે બળહીન બકરી અબળ હોવાથી

તુચ્છ ગણાતી નથી. તો પછી વારાંગના હશે કે મહારાણી હશે તોપણ ન્યાય આગળ તે બેઉ એક સમાન ગણાશે. ( પાછો પેલો હુકમ વાંચે છે ).

**વારાંગના**—( બાજુ ) આનો ન્યાય આવો ભારી હશે તો પછી કાંઇ મારા ફંદામાં ફસશે કે કેમ ? લાવને અન્યાય ગાનમાં કહેવાને નિમિત્તે ગાનતાનની તાંત તાણવી શરૂ કરૂં ! (સુતપાને) ત્યારે અન્યાય સાંભળશો ?

**સુતપા**—મેં કહ્યું તો ખરૂં કે અન્યાય સાંભળીશ અને અન્યાય ટાળીશ.

**વારાંગના**—પણ હું અન્યાય કઇ પેરે વર્ણવું ?

**સુતપા**—તમને ફાવે તે રીતે.

**વારાંગના**—પણ, અમે વારાંગનાઓ તો ગાનમાંજ બોલીએ તો અમારે જે કહેવું હોય તે સ્પષ્ટ કહી શકાય.

**સુતપા**—એતો મેં આજેજ સાંભળ્યું. પણ ભલે એમ કરો.

**વારાંગના**—(ગાયનમાં કહે છે).

### ગાયન ૩૧.

[1]ફોકટ ફેરા, રખે થાતા મારા, જો જો તમે ન્યાયના કરનારા,
હાંકી જો મેલી, કરી નિરાશે ઘેલી, થશે તમ દશા એવી મોડી વહેલી;

[2]ન્યાય કહ્યો પર પીડા હરણ,
[3]વસી હોય તે તન મન ધન;
[4]સહુ કોને મન સહેલ છે એ સમજણ,
[5]કર્તવ્ય તોએ તદનુસાર કઠણ.

કહું હું કોને, લૂંટે રાજન સુને, લૂંટારા શું ધરે વાત કાને ?
વદું છું તોએ, ડરૂં નવ ભોએ, આમે દુખે નવ જીવાએ;

લાગી છે રાજન તુજથી લગન,
અર્પું તને મુજ તન મન ધન;
આવી છું તે સમર્પણ કારણ,
શુણ શાણા, આજ તુજ બારણ.

---

૧ ન્યાયના કરનારા તમે છો તેથી મારો ફેરો ફોગટ થવા દેશો નહી, ૨ ન્યાય એટલે કોઇનાં દુખ ટાળવાં, ૩ તે દુખ તન મન કે ધનનું હોય, ૪ સર્વ એ સમજે છે, ૫ પણ કોઇ તે પ્રમાણે વર્તતું નથી.

**સુતપા**—ન્યાયાધિશ તરીકે તમારો જે મુદ્દો મારે સમજવો જોઇએ તે સમજાતો નથી. માટે, હવે તો આ ગાન મુકી ભાષણમાં એ બોલો ઝટ કહી દો કેમકે રાજ્યનાં બીજાં કામો મારે હજી જોવાનાં છે.

**વારાંગના**—ત્યારે શું આ મારૂં કામ પડતું મુકવું ધાર્યું છે?

**સુતપા**—તેમ હું કહેતો નથી. પણ તમે તમારો મુદ્દો સ્પષ્ટ રીતે ઝટ કહો.

**વારાંગના**—ગાયનમાં મેં કહ્યું કે ન્યાય તે પર પીડા હરણ છે.

**સુતપા**—તે તો હું સમજ્યો.

**વારાંગના**—ત્યારે મારી પીડા દુર કરી નાખો.

**સુતપા**—પણ તમારી પીડા હજુ સમજ્યો નથી ને.

**વારાંગના**—કેમ વારૂં નથી સમજ્યા? મેં ગાયનમાં કહ્યું "લાગી છે રાજન તુજથી લગન"

**સુતપા**—બાઇ કોઈ રાજન ઉપર તને પ્રીત લાગી અને તેણે તારી પ્રીત ન સ્વીકારી એમ કહેવા તું માંગે છે તો મારે એટલુંજ કહેવાનું કે પર પુરૂષને પરાણે કોઇ સ્ત્રી સાથ પ્રીત ગાંઠમાં બાંધવાની સત્તા કાયદા કે ન્યાયમાં છે નહી.

**વારાંગના**—કાયદા કે ન્યાયમાં તેવી સત્તા નથી પણ તેનાં મનને તે રાજન તે સ્ત્રીના પ્રેમમાં પ્રેરે તો તેનાં મનને તેવી સત્તા છે ને?

**સુતપા**—તે રાજન પોતે મન કરીને પ્રીતમાં જોડાવા માંગતા હોય તો તેનાં મનને તે સત્તા પૂરણ છેજ.

**વારાંગના**—ત્યારે જે કાયદા કે ન્યાયથી ન થાય તે મનથી કરીને કરો.

**સુતપા**—પણ તે તો તારા જે રાજન સાથ તને પ્રીત લાગી હોય તે રાજનને કરવાનું રહ્યું.

**વારાંગના**—પણ, તે રાજનનેજ કહું છું તો.

**સુતપા**—પણ તું તો મને કહે છે તે માટે કહું છું.

**વારાંગના**—ત્યારે તમને ન કહું તો કોને કહું?

**સુતપા**—અરે ભલી બાઇ! હમણાં તો તું તારે મોંઢે બોલી કે જે રાજન સાથ તને પ્રીત લાગી તેને તારે કહેવાનું રહ્યું અને તેને કરવાનું રહ્યું.

**વારાંગના**—પણ તેથીજ તમને કહું છું.

**સુતપા**—જા બાઇ, જા. તું જે વાત સમજે છે તે સમજતી ન હોય તેમ કરે છે ત્યારે હું શું કરૂં? આમાં મારે ન્યાય કરવાનો કાંઇ છેજ નહી માટે હું તો જાવું છું.

**વારાંગના**—વાહ! રાજન! ન્યાય કરી રહ્યા? આવોજ ન્યાય?

**સુતપા**—ત્યારે. તુંજ કહે કે આમાં બીજો ન્યાય શું?

**વારાંગના**—ન્યાય તો એ કે તમારે રાજ્ય સત્તા ધારણ કરવાનું મુકી, આ મહેલમાં રહેવું

તજી, મારી સાથે મારી ઝુંપડીએ આવો. પણ કોઈપણ રીતે પ્રેમ મારો સ્વીકારો અને મારી કામના પૂરણ કરો.

સુતપા—ઓહો ! આવું કહેવા શું આવી હતી ?

વારાંગના—તેમાં ખોટું શું કહ્યું છે ?

સુતપા—ખોટું શું કહ્યું છે તેની સમજણ તો ઘર જઇ નિરાંતે વિચાર કરજે એટલે એની મેળે પડશે. મારે સમજણ પાડવાની જરૂર નથી.

વારાંગના—રાજન ! વધુ બોલાવો નહી. સ્ત્રીનાં સુખ સમાન સુખ નથી અને મારા જેવી સ્ત્રી જેણે મહાન રાજાધિરાજોને પગે પડતા કર્યા છે તે તમને પગે પડતી આવી છે ત્યારે આવો અનાદર ન કરો. તમને શું મારૂં રૂપ લેખામાં ન આવ્યું ?

સુતપા—બાઇ ! તું બસ કર. સ્ત્રીનું સ્વરૂપ તે ભગવાનની અપાર લીલાનું એક રૂપ છે. હવે, ભગવાનની લીલા તો અણુ અણુ સૌંદર્યથી ભરેલી છે. ઘાંસની તણખલી એક ઉંચકી જો તો શું કોમળ અને પ્રીય તે દીસે છે ! ભૂમિ ઉપર પેટ ઘસી ચાલતી એક તુચ્છ કાળી કીડી પણ ઉપાડી જો કે કેવી કોમળ વદનની અને મોહક ચંચળતા ભરી છે. તો પછી સ્ત્રી જે આ અવનિ ઉપર સર્વોત્તમ અવતાર છે તે મનહર કાંતિથી ભરી હોય તેમાં શું નવાઇ ! પણ સ્ત્રીની કાંતિથી ચળિત થઈ પુરૂષે સ્ત્રી સાથ વ્યભિચાર કરવાનો નથી, પણ એ કાંતિના ઉત્પન્ન કરનાર પરમાત્માનું સ્તવન કરવું તેને ઘટે છે. વળી, રસ્તે કોઈનાં જવાહીર કાંકરાની પેઠે વેરાએલાં પડ્યાં હોય તોપણ જે એ જવાહીરનો ધણી નહી તેને તે જવાહીર ઉંચકવાનો અધિકાર નહી તેમ ભગવાનની લીલા તો સર્વત્ર પથરાયલી છે પણ તેથી અઘટિત રીતે તેના ભોગી થવા મનુષ્યને અધિકાર નથી. વળી, કોઇએ આપણને દ્રવ્ય આપ્યું તો તે દ્રવ્ય આપનારનાં સન્માન તથા પૂજન અર્થે તે દ્રવ્યનો ઉપયોગ કરીએ તો દ્રવ્યનો આપનાર અત્યંત પ્રસન્ન થઈ એથી અધિક દ્રવ્ય અન્ય પ્રસંગે આપે, તેમ પરમાત્માએ દ્રવ્યરૂપી કાંતિ તને આપી છે તો તે પરમાત્માને અર્પણ કર જેથી આ રૂપ તો શું પણ સૂર્ય ચંદ્ર અને તારાઓના તેજથી વધુ દેદીપ્યમાન કાંતિથી સ્વરૂપવાન થઈશ.

ભલી બાઇ ! રૂપના મદમાં તણાવું તને ઘટે ? મદની ભરી હજારો ગાઉ ઉપર ઉભરાઇ જતી સરિતાના મદ કરતાં તો તારો મદ ઓછો ખરોને ? હજારો

ગાડાં ફળથી ભરે એવી રૂતુએ આવેલી આમલીના મદ કરતાં તો તારો મદ ઓછો ખરોને? તો જ્યારે સરિતાનો મદ ચાર કલાકનો અને આમલીનો મદ ચાર દિનનો એ તું જાણે છે. તો તારો મદ કેટલી પળનો તેનો તુંજ વિચાર કર.

વારાંગના—પણ સરિતાની ભરતીનાં જળ અને આમલીનાં રૂતુનાં ફળ, એ સર્વ પડી રહી સડવા માટે નહી પણ મનુષ્ય તેમનો ભોગી થાય તે માટે છે, તો પછી તમને મારાં જોબનના ભોગી થવામાં શું વાંધો છે?

**સુતપા—ખરે! સરિતાનાં જળ અને આમલીનાં ફળ, અને આ શ્રષ્ટિની એવી અનેક ઉત્પત્તિ મનુષ્યનાં સુખ માટે પરમાત્માએ ઉત્પન્ન કરી છે, પણ તેનો અર્થ શું કાંઈ એવો થાય છે કે મનુષ્યે જ્યાં ફળ દેખ્યાં ત્યાં ખાવા માંડવાં, અને જળ દેખ્યાં ત્યાં પીવા માંડવાં? ભગવતનાં લીલારૂપી જળ ફળ અને એવી ઉત્પત્તિઓ તો ડગલે અને પગલે છે તે જો દેખાતાં વાર ખાવા અને પીવાજ માંડીએ તો પછી એક દિવસમાંજ આપણું પેટ ફાટી આપણો વિનાશ વખત આવે. માટે આપણું પેટ જેટલું હજમ કરી શકે, જેટલું આપણાં દ્રવ્યથી વેચાતું લઇ શકીએ, અને જે ઉપયોગમાં લેવાને આપણને અધિકાર હોય, તેટલુંજ અને માત્ર તેજ ખાવું, પીવું કે લેવું, નહી કે જ્યાં મન દોડ્યું ત્યાંથી મનને ભાવ્યું તે ગમે તેટલું ચીલ ઝપટ કરી જવું.**

વારાંગના—પણ, ત્યારે લીલારૂપી સુખનાં સાધનોનો થોડો ઘણો પણ ઉપયોગ તો કરવોને?

સુતપા—જેને એ સુખનાં સાધનોમાં મોહ અને પ્રીતી અને જરૂર હોય તે તેમ ભલે કરે.

વારાંગના—ત્યારે શું એ સુખમાં મોહ કે પ્રીતી કે જરૂર ન હોય એવાં મનુષ્ય હશે?

સુતપા—તુંજ જોતી હઇશ કે અમુક સુખ પ્રાપ્ત થતાં તે પ્રતિની પ્રીતી ઓછી થઇ જાય છે એટલુંજ નહી પણ તે પ્રતિ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે માટે કોઇક દિવસ તને એવો આવેછે કે અમુક મોહની વસ્તુ પ્રતિ મોહ નથી થતો. તે પ્રમાણે એવાં મનુષ્ય હોય કે જેને કોઇ પણ વસ્તુ પ્રતિ મોહ થાયજ નહી અને વૈરાગ્યજ ઉત્પન્ન થાય.

વારાંગના—પણ, મોહની ન્યૂનતા અને વૈરાગ્ય એ તો એક ફેરા સુખનો લાહાવો લઇએ, અને તેથી તૃપ્તી થાય ત્યારે, અને કાંઇ પ્રથમથીજ નહી, માટે એક ફેરા પણ તમે પ્રથમ તો મારા પ્રેમનો લ્હાવો લ્યો.

**સુતપા—બાઈ! તને વિનય પૂર્વક સમજણ પાડી તો ન સમજી માટે હવે કઠોરતાથી કહેવું પડે છે. તારા પ્રેમને તું પ્રેમ ભલે કહે. પણ જેમ**

કાગનો કાકા કોયલનું મીઠું ગાન નહી; જેમ કરેણનું શીરને સંતાપ દેનાર પુષ્પ ભાત ભાતના રંગથી રંગીલું બની રાચે, પણ ગુલાબની મનહર વાસનું તેમાં નામ નહીં; જેમ ગંદકીનું ભર્યું ખાબોચીયું પોતાને સરોવર કે સાગર સમજે પણ નિર્મળ જળ ભર્યું અગાધ વિસ્તારનું સરોવર કયાં અને મલિન ખાબોચીયું કયાં; તેમ, બાઈ, તારો વારાંગનાનો રક્તપિતનો ભર્યો પ્રેમ કયાં અને શુશીલ શીયળ સાચવનાર સ્ત્રીનો સાગરથી વધુ વિશાળ અને નિ-ર્મળ પ્રેમ કયાં ?

વારાંગના—(ક્રોધ પામી) રાજન! હું તો જાવું છું પણ યાદ રાખજે કે આટલો અભિમાન છે તો તે કોઈક પળનો ટળશે. રાજા રાવણનો અભિમાન નથી રહ્યો તો તમારો નહીજ રહેશે.

સુતપા—ઘુવડને સૂર્યના પ્રકાશે ખેદ દીધો તો ઘુવડે સૂર્યના પ્રકાશને ગર્વિષ્ટ ગણ્યો; ખઈ રોગવાળાને સાકરથી સંતાપ થયો તો સાકરને સંડાસની વિષ્ટા ભરેલી કહી; તેમ સત્યનું કથન કર્યું તે અનીતિવાનને અભિ-માન ભર્યું લાગ્યું; પણ જેમ સૂર્યમાં ગર્વ નથી, સાકરમાં સંડાસની વિષ્ટા નથી, તેમ સત્યનાં કથનમાં અભિમાનનો અંશ નથી.

વારાંગના—ત્યારે છેવટે પણ મારો અનાદરજ છે અને મારો પ્રેમ નથીજ સ્વીકારવો ?

સુતપા—તાડને જઈ પુછ કે તારે ઉંચાને ઉંચાજ વધવું છે અને નીચું વળ-વુંજ નથી; સરિતાને જઈ પુછ કે તારે તારા ઈશ્વરે નિર્માણ કરેલાં વહન કાર્યમાંજ પ્રવર્ત રહી વહ્યાજ કરવું છે અને ઉભું નથીજ રહેવું; વૃક્ષલતાએ મહાલનાર પક્ષીને જઈ પૂછ કે તારે નોળના દરમાં જઇ વાસ નથીજ કરવો. તાડ ઉંચું ઉગ્યુંજ જશે, સરિતા વહન કાર્યમાંજ આયુષ્ય ગાળશે, પક્ષી વૃક્ષલતામાંજ મહાલશે, તેમ ભગવાનનો ભકત ઉન્નતિનાજ માર્ગે સંચરશે, ભગવત ભકિતમાંજ લીન રહેશે, અને નીતિની લતાજમાં આશ્રમ કરશે. (નોકર આવેછે)

નોકર—માતુશ્રી શ્રીદેવા પધારવા માગે છે.

સુતપા—(નોકરને) ભલે! આવવા દે. (વારાંગનાને) બાઈ! તારે આથી વધુ સમ-જણ આ વિષે જોઇતી હોય અને તારા વિચાર બદલવા હોય તો વળી અન્ય પ્રસંગે આવજે. પણ જો આવા દુષ્ટ વિચાર મનમાં રાખવાજ હોય તો ન આવીશ.

વારાંગના—ઠીક છે ઠીક. (જતાં. બાજુ) આ તો મારો ફેરો ફોકટ ગયો. (શ્રીદેવા આવેછે)

**શ્રીદેવા**—બુદ્ધિશાળી, પુણ્યશાળી સુતપા! આજે મારા પિતાના મહેલે પાછી ફરવા પામી છું. આપમતિમાં તણાઇ અને આપમતિથી શું સાર નીકળ્યો, ને અપામતિથી ઉપજતાં કષ્ટ પડવે સમજી. પણ, મને પડેલાં કષ્ટનો મને ઝાઝો ખેદ થતો નથી. પણ ખેદ તો બહુધા એજ છે કે તમારા જેવા ઉપકારીનો બદલો અપકારથી વાળ્યો. **તમો શીરછત્રે પોતાની નિઃસ્વાર્થી સમજણનું છત્ર મને માથે ઓઢાડયું તો મેં મૂર્ખીએ તેને છાણના ઓજની છાબડી ગણી ફેંકી દીધું; દયાવાન માળીએ દયા લાવી સુખપ્રદ પુષ્પ આપ્યું તો તે પુષ્પના કાંટાથી કંટાળી મેં મૂર્ખીએ ફેંકી દીધું.** અરેરે! હુંતો કહુંછું કે તમારા ઉપકારનો બદલો મેં આ રીતે અપકારથી વાળ્યો છે તો ભગવાન મને રોજના સાંફ ડંસાવે તોપણ તે શિક્ષા થોડી છે.

**સુતપા**—તમે જે ખેદ કરો છો તે નકામો છે. સમજણ ધીમે ધીમેજ આવે છે અને વળી તે પણ અનેક દુખ વેઠવે. વળી પ્રારબ્ધમાં દુખ હોય છે તો માઠી મત્તિ સુઝે છે. માટે જે બનવાકાળ બની ગયું તેના ઉપર સતત ખેદ કરવો અહિતકારી છે, કેમકે તેથી અમૂલ્ય વખત નિરૂપયોગી રીતે જાય છે અને વૃતિઓને ઉત્તમ કાર્યોમાં પ્રવર્તાવતાં અટકાવાય છે.

**શ્રીદેવ**—હુંતો ધારૂં છું કે મારાં જેવાં અપકારી કૃત્યો માટે શબ્દોથી ખેદ કરવો તો શું મોટી વાત છે પણ દારૂણ વને જઇ પોતાને વાઘ વરૂ કે અજગરના મોહમાં ઝીપલાવવી, કે કુવા નદીમાં પડી પોતાનો અંત લાવવો, કે અન્ન જળ ન લેવાનું વૃત લઇ આહાર વિના રીબાઇ રીબાઇ મરવું, એવાં ઉગ્ર તપ આચર્યાં હોય, તો તે સઘળાં પણ થોડાં છે.

**સુતપા**—જે અપરાધ આપણાં પૂર્વનાં હીણભાગ્યે કરીને આપણા અણધાર્યાં આપણાથી થયા તેને માટે તમે કહો છો તેવાં ઉગ્ર વૃત અને પગલાં અનુચિત છે.

**શ્રીદેવા**—અપરાધ તે તો અપરાધજ પછી તે ગમે તેમ થયો. પથ્થરો તે પછી નાનો કે મોટો પણ તેમાં પથ્થરત્વ રહ્યું તેથી પથ્થરોજ. કંટક પછી તે નાની ફાંસ હોય કે પ્રચંડ શૂળ હોય, પણ તે માંહી કંટકત્વ એટલે કંટકજ. સુતપા! હવે હું તમને ટુંકમાં એટલુંજ કહું છું કે પ્રથમ તમે તમારાં મુખેથી કહો કે મારી કૃતઘ્નતા અને મારા અપરાધ માફ કરોછો, તોજ હું આંહી મહેલે રહીશ નહીતો પાછી વન વગડે ચાલી મને ફાવશે તેમ મારો અંત લાવીશ.

**સુતપા**—વન વગડે જઇ વૈરાગ્ય વૃત આચરનાર એવો હુ તે તો તમારા પિતાના બોલ પાળવા વનવગડે જતાં અટકયો તો પછી તમે જે મહેલમાં વીરાજનાર તેને વનવગડે જવાનું શું પ્રયોજન છે? મારે તમને કાંઇ પણ ક્ષમા કરવાનું છે નહી, અને

તે છતાં તમને કહું કે તમારા અપરાધ ક્ષમા કરૂં છું તો તે અસત્ય વચન થશે, અને ભગવાન કૃપાથી કોઇ સમયે અસત્ય વચન ઉચ્ચર્યો નથી. તે છતાં આ પળે અસત્ય વચનનું કથન કરૂં છું કે તમારા અપરાધ ક્ષમા કરૂં છું. હવે તો તમારે એ વાતનો છેડો લાવવો પડશે, અને ન લાવો તો ભલે તમે બોલ્યા કરો હું કાંઇ સાંભળનાર નથી અને ચાલી જઇશ.

**શ્રીદેવા**—થોડા દિવસ ઉપર હું તમને કહેવા નીકળી હતી કે તમે ચાલી જાવો અને તમે ચાલી ગયા નહી, પણ હવે તમે કહો છો કે હું ચાલી જઇશ તો હું તમને હવે ચાલી જવા દેનાર નથી.

**સુતપા**—એમ તો હું હજુએ કહું છું કે તમે મને કહેશો કે ચાલી જાવો તો હું ચાલી જનાર નથી કેમકે તમારા પિતાની મને આજ્ઞા છે કે રાજ્યસત્તા તારે ચલાવવી તે આજ્ઞા મારે પાળવી છે.

**શ્રીદેવા**—પણ વારૂં ! સુતપા ! મારા પિતાએ તમને બીજી કાંઇ પણ આજ્ઞા કરી છે !

**સુતપા**—(બાજુ) બીજી આજ્ઞા તો આની સાથે લગ્ન કરવાની છે પણ આ પ્રશ્ન એણે પૂછયો કેમ ? (શ્રીદેવાને) આજ્ઞા તો હોય પણ તે પાળવામાં મારી સત્તા ન હોય, મારૂં ચલણ ન હોય, તો તે આજ્ઞાનું ઉલ્લંઘન લાચારીએ મારાથી થાય તેમાં હું શું કરૂં ?

**શ્રીદેવા**—પણ, સુતપા ! મેં તો મારી સર્વ સત્તા હવે તમને સોંપી છે એટલે હું જે મારૂં ચલણ ચલાવી તમને પ્રથમ નડતી તે તો હવે નડનારી રહી નહી. અને અને રાજ્યમાં બીજું કોઇપણ હવે તમને કોઇ રીતે નડનાર નથી તો કઇ રીતે તમારૂં ચલણ અને સત્તા હવે નથી જેથી મારા પિતાની આજ્ઞા પાળતાં તમે અશક્ત થાવો છો ?

**સુતપા**—શ્રીદેવા ! તમે કહો છો તેમ સકળ સત્તા તો હજુ આ ઘડી તમે મને સોંપી છે અને તેથી તમે કહો છો તેમ જો હું સત્તાવાન થયો હોવું તો તે હજી આ પળેજ, માટે જે જે આજ્ઞાઓ તમારા વિરોધ ભાવને લીધે મારાથી પાળી શકાઇ નથી તે હવે પાળવા પ્રયત્ન કરીશ.

**શ્રીદેવા**—(અતિ ઉત્સક બની બાજુ) પણ એવી આજ્ઞાઓનું પાલન આ પળેથીજ કરી દેખાડો. આ પળેજ બ્રહ્મચર્ય વ્રત તોડી ગ્રહસ્થાશ્રમ માંડો. (સુતપાને) શું એ આજ્ઞાઓ એવી છે કે આ પળે તેનું પાલન કરવું આરંભાયે તેમ નથી ?

**સુતપા**—આ પળે આરંભવા જતાં કદાચ તમે તમારૂં ચલણ ચલાવવાની સત્તા પાછી લઈ લેશો અને હું વળી લજ્જીત બનીશ. ( નોકર આવે છે ).

**નોકર**—બાપુ ! નરસઘ નગરીના પ્રધાન મળવા માટે આવ્યા છે.

સુતપા—( નોકરને ) પ્રધાનને બેસાડ. આવું છું. (નોકર જાયછે). (શ્રીદેવાને) મેં આ પ્રધાનને રાજ્યદ્વારી કામ સંબંધી બોલાવ્યા છે માટે હું તો જઇશ. (જાયછે).

**શ્રીદેવા--( સ્વગત ) આ નરવીરની આજ્ઞામાં રહી હોત તો કેવાં સુખમાં રહી હોત અને અત્યાર સુધીમાં આ સુતપાની પત્નિ થઇ કદાચ મહાલતી પણ હોત ! પણ અકર્મીનાં ઉનાં પાણી. આંધળું ઘુવડ હજાર ઠેકાણે અથડાય અને પટકાય ત્યારેજ તેને કોઇ ડાળ જડે અને તેને જપી બેસવા ઘડીક વખત આવે, પણ દેખતું પક્ષી ઇચ્છિત જગ્યા ઉપર એક તડાપે જઈ બેસે. વજન વિનાનું તણખલું સમીર સપાટામાં સતર ઠેકાણે જઇ પડે ત્યારે એક ઠેકાણે જપી પડી રહેવા વખત આવે, પણ પોતાનો ટેક સાચવનાર મહત્વયુક્ત ડુંગર તેને સમીર હણનાર નથી અને એકજ સ્થાને પ્રૌઢ રૂપે વિરાજે છે. માટે, જે કોઈ વિચારથી અને ટેકથી રહે તેને સદા સુખનીજ ઘડી છે, નહી તો દુખના દિવસ પછી દિવસ છે.**

પણ, સુતપા મને કાંઈ સમજ પડતી નથી કે તમે શું કહેવા માંગો છો કે તમારૂં બ્રહ્મચર્ય તોડશો કે નહી તોડશો ! તમારાં મનના વિચાર તો રામ જાણે, પણ મને તમારી ઉપરનો પ્રેમ તો મહા ઉગ્ર સંતાપ દે છે!

ધાયન ૩૨

[1]પરમાત્મા તણો એકજ જે પુત,
[2]તે તો પ્રેમ જેના રંગ ઢંગ અદભૂત.
[3]પળમાં પ્રફુલ્લતા પ્રકાશ પૂરે, જાણે વિદ્યુત,
[4]અન્ય પળે નિરાશ, જાણે હાર્યાં રમતાં દ્યૂત.
[5]કોઇકિ પળે સમજાવે, પામ્યા અચ્યૂત,
[6]ઘડીકમાં ગાડે, જાણે ગણી પતિત.

---

૧ પ્રભુનો એકજ પુત્ર છે, ૨ તે પ્રેમ છે અને તેની રીતીઓ વિચિત્ર છે, ૩ પળમાં આપણાં શરીરમાં વિજળીના પ્રકાશની માફક આનંદ ભરે છે, ૪ પળમાં પાછી એવી નિરાશા આપણાં મનમાં ભરે છે કે જાણે જુગટું રમવામાં સર્વસ્વ આપણે હારી ગયાં હોઇએ. ૫ કોઇ પળે એવું સુખ દેખાડે છે કે જાણે સ્વર્ગનું સુખ પામ્યાં, ૬ પણ, ઘડીકમાં એવું દુખ દેછે કે જાણે નર્કમાં આપણને નાખી દુખ પામતાં કર્યાં છે.

## અંક ૩. પ્રવેશ ૬.

**દેવરક્ષિતા**—(સત્કર્માને) ભાઇ સત્કર્મા! કેમ કાંઇ બ્હેનનો ઉપકાર માનવા જીવ થાય છે કે બસ નગુણા સદાના થઇ ફરવું છે?

**સત્કર્મા**—બ્હેની! શા માટેનો ઉપકાર મારી પાસે મનાવે છે?

**દેવરક્ષિતા**—આવો સવાલ પુછે તો હવે ફરીથી મારૂં કામ પડશે તે ઘડી હું પણ આજ અજાણીજ થઈ જવાની.

**સત્કર્મા**—એતો હવે તારે અજાણાં થવું હશે અને આ ગરીબડા ભાઇને ભૂલી જવો હશે એટલે તું પછી એમ ન કહે તો શું કહે?

**દેવરક્ષિતા**—એમતો એમ. તું નગુણો થયો તો મારે પણ થવું. એતો વડીલોની કહેવત છે ને કે આડે લાકડે આડો વેહ?

**સત્કર્મા**—(મૃદુ લાચારીના સ્વરે) પણ, ભલી માણસ! આટલી લાંબી લાંબી પરડ કરે છે તેના બદલે ટુંકમાં એટલુંજ કહેને કે કઇ વાતનો તારો ઉપકાર માનવો મારાથી રહી ગયો છે.

**દેવરક્ષિતા**—કઇ વાતનો તો વળી પેલા ભૂતપીશાચના સાધનાર ધુતારાના ફંદામાંથી તને છોડાવ્યો, અને ભગવાનની ભકિતમાં તારૂં ધ્યાન દોરી, તારૂં આ ભવનું અને ભવોભવનું કલ્યાણ કર્યું તેનો ઉપકાર. અને તારે તે ઉપકાર માનવો હજી રહી ગયો છે.

**સત્કર્મા**—ખરે! એ સર્વ તારી કૃપાનો ઉપકાર તો મારે માનવોજ જોઇએ પણ મેં અત્યાર સુધી નથી માન્યો એ મોટી ભૂલ થઇ.

**દેવરક્ષિતા**—ભૂલ થઇ તો તેને સુધારવી હોય તો હજી કાંઇ વહી નથી ગયું.

**સત્કર્મા**—ત્યારે તો બ્હેની હું તો કહું છું કે પેલા જે જોગટાએ એની સાધનાના બળે મારૂં મન વશ કરી લીધું હતું અને મારાં મનમાં અમુક પ્રકારના દુષ્ટ વિચાર ભાનુમાનને મારવા માટે પ્રેર્યા હતા, તે આ તારી શીખામણથી અને ભગવતનાં પ્રતાપી નામનું ઉચ્ચારણ અને સ્મરણ કરવાથી અદૃષ્ય થઇ ગયા છે. **જેમ સમર્થ સિંહથી શિયાળવું નાસે; શિતળ વૃક્ષની વિમળ લહેરી આવતાં વદને વસતી વિટંબણા વિનાશ પામી વદન વૈભવ અનુભવતું થાય; રવી જ્યોતિ આવી પહોંચતાં ત્રાસજનક તિમિર ત્રાસ પામી નાસે; ત્રાતાની તપ તલવારથી કષ્ટિના કરોળીઆનાં કુપટ જાળાંનાં તાંત તૂટી જતાં વાર ન લાગે; તેમ ભગવાનનાં ભલાં ભજ્ઞતર આગળ ભૂત પિશાચના સાધનારની સત્તા શૂન્ય થઇ ગઇ છે.**

**દેવરક્ષિતા**—ત્યારે શું તું મારા સ્વામીને હવે પ્રીતથી નિહાળીશ?

**સત્કર્મા**—પ્રીતથી નિહાળવાનું શું પુછેછે? હવે તો એની ક્ષમા માગીશ, અને ગળે ભેટીશ અને એને પાયે પડીશ.

**દેવરક્ષિતા**—પણ કદાચને પાછો પેલો જોગટો વહાલો લાગ્યો અને ભગવાન અને ભગવાનનાં ભક્તજનો અલખામણાં થયાં તો?

**સત્કર્મા**—**અરે! દેવરક્ષિતા! ગુલાબ પુષ્પની વિમળ વાસથી એક વેળાના જાણીતા થવા પછી ગંદકીની દુર્ગંધને અડાસે કોઇ જશે? સરિતાનાં અમૃત જળથી એક વખતની તૃષા છીપી પછી ખારા કુવાનાં ખારાં પાણી તરફ કોઈ દોડશે? વિપત્તિને સમયે સહાય કરનાર અમૂલ્ય તલવાર હાથ આવી પછી બે બદામનો દંડુકો લેવા કોઈ દોડશે?** હું પણ હવે એજ વિચાર કરૂં છું કે ભાઇ સુતપા તેમજ અન્ય બુદ્ધિશાળી લોકો રાત દિવસ ભગવાન ભગવાન કરતા તેમને હું હસી કહાડતો તે મહા ખોટું અને પાતકી કૃત્ય હતું, કેમકે ભગવાનની સેવામાં હું પણ હવે રાત દિવસ નિમગ્ન રહું એમ મારો જીવ કહે છે.

**દેવરક્ષિતા**—બસ. ભાઇ. તેં મારો પુરતો ઉપકાર માન્યો છે. મેં પ્રથમ તારી સાથે જરા કઠોર સ્વર વાપર્યો તે કાંઇ ખરો નહોતો પણ તારાં મુખેથી જાણવા માંગતી હતી કે ભગવત શીક્ષણની શું અસર થએલી તું પોતે તારાં મુખે કહે છે, નહીતો બહેન સુઇ ભાઇ માટે પોતાનો પ્રાણ આપે તોપણુ ભાઇને ઉપકાર કરેલો નહી કહેવાય અને ભાઇને કહેવાય નહી કે મારો ઉપકાર માન. વીરા વૃક્ષને આધારે રહેલી વેલ શું વીરા વૃક્ષને કહેશે કે તું મારો ઉપકાર માન! જે સાગર નાવને પોતાની સપાટી ઉપર સાચવી રાખે તે સાગરને નાવડી કહેશે કે તું મારો ઉપકાર માન?

**સત્કર્મા**—પણ બહેની! તેજ પ્રમાણે ભાઈ બહેની ઉપર ગમે તેટલો ઉપકાર કરે તોપણુ ભાઇએ બહેનને કહેવું ન જોઇએ કે મેં તારા ઉપર ઉપકાર કર્યો છે. એટલું તારે ઉમેરવું જોઇએ.

**દેવરક્ષિતા**—ના. એવું ના ઉમેરાય.

**સત્કર્મા**—કેમ વારૂં! ભાઇનો બહેનીનો ઉપર ઉપકાર કહેવાય અને બહેનીનો ભાઇ ઉપર ઉપકાર નહી કહેવાય એવું કારણુ?

**દેવરક્ષિતા**—કારણુ એટલુંજ કે શ્વાન શેઠનું સંરક્ષણ કરે તેમાં શ્વાનનો શેઠ ઉપર ઉપકાર નહી; મનુષ્યે તેજોમય રવીનું પૂજન કર્યું તેમાં મનુષ્યનો રવી ઉપર ઉપકાર

નહી. કેમકે શ્વાનને શેઠે પોતાના પડખે રાખી તેનું પોષણ કર્યું એ ઉપકાર એટલો અગાધ છે કે શ્વાન શેઠનું સંરક્ષણ કરે છે તે શ્વાનનો ઉપકાર કશા લેખામાં નથી; વળી રવીના પ્રતાપથી મનુષ્ય કોટયાવધિ સુખ વૈભવને પામે છે, માટે તેના આભારના બદલામાં એક પગે ઉભો રહી અનંત કાળ તેની તપ કરે તો તે પણ થોડી છે તો ઘડી બે ઘડીનું પૂજન તો શા લેખામાં ?

**સત્કર્મા**—પણ તું ભાઇને શેઠનાં અને રવીનાં સ્થાને સ્થાપે છે અને બ્હેનીને શ્વાનનાં અને મનુષ્યનાં સ્થાને સ્થાપે છે તેના બદલે તું ભાઇને શ્વાનનાં અને મનુષ્યનાં સ્થાને સ્થાપે અને બ્હેનીને રવીનું અને શેઠનું પદ આપે તો પછી એમ પણ સિધ્ધ થાય છે ને કે ભાઇ બ્હેની ઉપર ગમે તેટલો ઉપકાર કરે તોપણ ભાઇનો ઉપકાર કશા લેખામાં નહી ?

**દેવરક્ષિતા**—પણ, તે કેમ બને ! રવી અને શેઠ તો જે કહેવાતા હોય તેજ કહેવાય. (નોકર આવે છે.)

**નોકર**—ભાનુમાન મહારાજા પધાર્યાં છે.

**સત્કર્મા**—(વિસ્મિત બની) (નોકરને) કોણ ? ભાનુમાન મહારાજા પોતે કે એમના કોઇ નોકર માણસ ? જા. જા. આ આવીએ છીએ. (દેવરક્ષિતાને) દેવરક્ષિતા ! આપણાં ઘરમાં તો કોઇ રીતનું ઠેકાણું નથી ! મહા ખોટું લાગશે હોં કે કેવાં સુઘડાઇ વિનાનાં જંગલી માણસ છે. જોને, આ ખાટલો પણ કેવો પડયો છે ! (સરખો પાંથરે છે.) અરે ! હાલ્લાં પણ રસોડામાં બાજ્યાં નથી અને આંહીજ પડયાં રહેવા દીધાં છે ! (એક ખુણામાં મુકે છે.) વળી આ ચીજો તો વચમાં પડી છે તો ! કોઇ સારાં માણસનો પગ ભરાઇ જાય તો પડીને દાંત કે જડબું ભાંગી જવા વખત આવે. (ઉંચકીને ફેંકી દેછે.)

**વરક્ષિતા**—ભાઇ ! તું બધું એમને એમ રહેવા દે. એમને નિર્ધનતા પ્રતિ તિરસ્કાર હોત તો વળી આપણું નિર્ધન ઘર પ્રથમજ ઢુંડવા આવત ખરા ?

**સત્કર્મા**—અરે ! પણ તોએ મોટા લોકનું સન્માન તો યોગ્ય રીતે કરવું જોઇએ કે આપણે નિર્ધન થયાં એટલે તો ભાઇ આવ્યા તો કહે નાખો વખારમાં એવીજ જંગલી વાત રાખવી ! (ભાનુમાન એની બ્હેન સતરૂપા સહિત આવી પહોંચેછે.) (ભાનુમાનને) વડીલ ભાઇ ભાનુમાન ! પધારો. મહાન રાજન અનેક સામગ્રીઓ કાંઇક દિવસથી કરી રાખે તો તમારૂં યોગ્ય સન્માન થાએ માટે અમે નિર્ધન તો તમને ઘટિત સન્માન કોઇ કાળે કેમજ કરી શકીએ ?

**ભાનુમાન**—ભાઈ! રાજન અને નિર્ધન એ એમાં તમે ભેદભાવ જુવો છો. પણ ખરૂં જોતાં એ ભેદભાવ માત્ર શબ્દનોજ છે. રાજન તે પણ મનુષ્ય છે અને નિર્ધન તે પણ મનુષ્ય છે, અને બહુધા નિર્ધન એ રાજન કરતાં ઉત્તમ મનુષ્ય છે.

**દેવરક્ષિતા**—(સતરૂપાને) મારાં મોટાં બહેન સતરૂપા! તમે પણ આજે પધારી મારૂં ઘર પાવન કર્યું છે તે માટે તમારો આભાર માનું છું.

**સતરૂપા**—ભાનુમાન કહે કે તારી ભાભીને બોલાવવા જવું છે માટે તું મારી સાથે ચાલ તેથી હું પણ આવી.

**સત્કર્મા**—(સતરૂપાને) તમને તો હું આદરસત્કાર દેતાંજ વિસરી ગયો! ક્ષમા કરજો.

**સતરૂપા**—કાંઇ સતર જણ સાથે આવ્યાં હોય તો કાંઇ સતર જણને જુદો આવકાર ન હોય. એ તો સતરનો સામટોજ આવકાર થાય, તેથી તમે મારા ભાઇ ભાનુમાનનો આદરસત્કાર કર્યો તેમાં મારો પણ થયો.

**ભાનુમાન**—અને, ભાઇ સત્કર્મા, અમે ક્યાં ત્રાહિત જન છીએ કે તેનું પૂર્ણ સન્માન ન થતાં તેને ખોટું લાગવાનું?

**સત્કર્મા**—ભાઇ ભાનુમાન! જ્યારે મેં તમને ખોટું લગાડવામાં કાંઇ બાકી નથી રાખ્યું તે વખતે તમે ખોટું નથી લગાડયું તો હમણા તો મારી અલ્પમતિ અનુસાર મેં સહેજ પણ સન્માન કર્યું છે તો તમે ખોટું નહીજ લાવશો એ ખરૂં છે. પણ ભાઇ! મારા અપરાધ ક્ષમા તો કરશોને? મને તો એક ચંડાળ જોગટાએ પ્રથમ દ્રવ્યથી મારૂં મન રીઝવી એની સાધનાનાં બળથી મારાં ચળિત મનને વશ કરી લીધું. હવે એ જોગટાને તમારા ઉપર વૈર હતું એટલે મને કાંઇ એવું ચિત્તભ્રમ કરી મુકયું કે મારાં મન કાંઇ મહા દુષ્ટ મનુષ્ય તમે દેખાવા લાગ્યા તે એટલી હદે કે જાણે તમે મારા વૈરી હોવો તેમ તમારા ઉપર વૈર લેવા મારો જીવ તલપી રહ્યો અને જીવ રોકયો રહ્યો નહી. એ જોગટાને તમે ઓળખી શકશો. અધિરથ મહારાજા પાસે સોના મોહોર લેવા આવેલો તે વખતે તમે કાંઇ એના વિરૂદ્ધ બોલ્યા હશો તે જોગટો એ છે.

**ભાનુમાન**—હા, ભાઇ! તમે કહો છો તે ઉપરથી હવે મેં એને ઓળખ્યો. પણ ભાઇ! એને વૈર હતું તે છતાં મારા ઉપર એની સાધનાની શકિત ન ચલાવી શકયો અને તમારા ઉપર તે શક્તિ ચલાવી શકયો એનું કારણ શું?

**દેવરક્ષિતા**—કારણ એજ કે, **આ સંસારમાં ભગવાન નિયંતા છે એમ માની તમે જે દુખ પડે તે શાંતાથી સહન કરવું સમજો છો**, પણ **મારા ભાઇ સત્કર્માને સંસારમાં સુખ દુખનો આપનાર ભગવાન સમજમાં**

આવ્યા નહી, અને નિર્ધનતાનાં દુખથી તાપ પામી નિર્ધનતાનાં દુખમાંથી મુકત થવા ભગવાનને આરાધ્યા નહી પણ ભૂત પીશાચના સાધનારાને મોટા માન્યા, તેથી એ ભૂત પીશાચની સત્તામાં સપડાયા. છાપરે નેવાં ન હોવાને લીધે સૂર્યનો તાપ ઘરમાં અસહ્ય થવાથી ઘર સળગાવી મુકયું એટલે પછી ઘરની ચાર ભીંતોનો આશરો હુતો તે પણ ખોયો; રાંધેલાં અન્નના એક કોળીઆમાંથી માંખી નીકળી તો વગર રાંધેલાં ધાન્યની ભરેલી કોડીઓ ઉકરડે જઇને ઉંધી વાળી આવ્યા અને રાત દિવસના ભુખે મરતા થયા. એવી સમજણ ભાઈ સત્કર્માએ વાપરી.

**સત્કર્મા**—ભાઇ ભાનુમાન ! દેવરક્ષિતા જે કહે છે તે અક્ષરશ સત્ય છે. હું તો કહું છું કે હું આડે રસ્તે ચડયો તે એક રીતે ઠીકજ થયું કેમકે એ રસ્તે ચડવાથી એનાં સંકટો સમજ્યો અને ભગવાનના રસ્તાનાં સુખ સમજ્યો. અને હવેતો ઠાર ઠાર હું આ સમજણ સઘળાને પાડીશ. પણ ભાઇ ! કદાચ તમે જાણતાં નહી હશો કે આ અનીતિમાંથી મને નીતિમાં લાવનાર તે આ મારી બ્હેન દેવરક્ષિતા છે. ભાઇ ભાનુમાન ! દેવરક્ષિતાએ મને આવું ઉત્તમ શિક્ષણ દીધું છે અને જે શિક્ષણુના પ્રતાપે હું પશુત્વમાંથી મનુષ્યત્વમાં પળમાં આવ્યો છું, તે શિક્ષણ આ દેવરક્ષિતા જન્મથી પામી છે અને જન્મથી તેનો સદઉપયોગ કરતી આવી છે તો કોઇ દિવસ તમને પણ સંતાપ કે શોક ઉત્પન્ન કરનાર નહી થઇ પડશે એ મારાં વચનો સત્ય માનજો.

**દેવરક્ષિતા**—ભાઇ ! ઝવેરીને જવાહીર આપી કહીએ કે આ જવાહીર છે તો તે નિરર્થક, કેમકે જવાહીરનું મૂલ્ય જો ઝવેરી ન કરશે તો બીજું કોણ કરી જાણશે ! સાગરમાં તરવા નિપુણ તેને તૂમડી આપી કહીએ કે આ તુમડી તરનારને ઉપયોગી છે તો તે અયુકત કથન છે, કેમકે જેણે તરવામાં નિપુણતા પ્રાપ્ત કરી છે તે તરવામાં તૂમડીની સહાયતાથી અજાણ ન હોઇ શકે. શાસ્ત્રોનું અધ્યયન જેણે બાળવયથી કર્યું હોય તેને કહીએ કે શાસ્ત્રોમાં પાંચ પાંડવોની વાર્તા આવે છે, તો એ કથન ઉચિત નથી કેમકે જેણે શાસ્ત્રો વાંચ્યાં છે તેણે પાંડવોનાં પરાક્રમ અનેક ગ્રંથમાં અનેક સ્થળે વાંચ્યાજ હશે.

**સત્કર્મા**—બ્હેન ! તું મને ખોલ ખોલમાં તોડી પાડે છે તે મને નથી ગમતું. મારામાં અક્કલ કમ છે અને તારામાં અક્કલ વિશેપ છે તેથી શું તારે મને વાત વાતમાં તોડી પાડવો એ શું તારો ધર્મ છે? એ તો એવું થયું કે કોઈ

પાસે હીરા મોતી હાથમાં અને પગમાં હોય તો રૂપીઓ રસ્તે પડ્યો હોય તેને તે લાત મારીને ચાલે, પણ એમ મનથી વિચાર ના કરે કે રૂપીઓ પણ અમૂલ્ય છે અને બાપડાં ગરીબને હીરા મોતીનાં તોલનો છે; પોતાનાં ભાણે રોજના લાડવા લાપસી તેથી કોઇ દાળભાત જો પ્રેમથી ખાતો હોય તો તેને કહેવું કે દાળ અને ભાતના સડુકા મારવામાં તને શું સ્વાદ છે કે મારતો હઇશ, અને ભાણું તો ખાવું કયારે કે લાડવા અને લાપસી ભાણામાં હોય તોજ નહી તો પડતું મુકવું. પણ આ કથનમાં સાર આટલોજ કે ઉચરનારને લગીર પણ સમજ નથી કે સઘળાંનાં ભાણે લાડવા ને લાપસી તો કયાંથી હોય !

**ભાનુમાન**--ભાઇ ! એ તમારૂં કહેવું ખરૂં છે. તમારી બહેનને હું પોતે પણ એ વિષે સમજ પાડીશ.

**દેવરક્ષિતા**—અને નહી સમજું તો ઘરની બહાર કહાડી મુકશો કે ! તો તો પછી આ મારા ડાહ્યા ડમરા સત્કર્મા ભાઈની ચડતી થશે કે લોકોની ખોડ કહાડવાની તારી ટેવ ખોટી હતી તે મુકવા મેં કહ્યું પણ તેં ના મુકી તો દુખી થવા વખત આવ્યો. કેમ ભાઇ સત્કર્મા ! ખરૂં કહુંછુંને ?

**સત્કર્મા**--કહ્યું ખરૂં હવે, છાની રહે છાની. હું તો તને રીતની એક વાત કહેતો હતો.

**દેવરક્ષિતા**—ઓહો ! ભૂત પીશાચની સાધના કરનારના સાથી અને સ્નેહી તે તો ભૂત પીશાચની પેઠે મનમાં ફાવે તે ધીંગાણું કરે. અને તારી પેઠે આવી રીતની વાત તેતો તેમને કેમ ઘટે ?

**સત્કર્મા**—દેવરક્ષિતા ! તું મને ઠાલી મહેણાં ના માર. હો.

**દેવરક્ષિતા**—અરે મેહણાં તો શું પણ દહ્ણાં મારીશ. હવે મારો દાવ છે. મને કાંઇ ઓછી વીતાડી છે !

**સત્કર્મા**—પણ, મેં તને વીતાડી તેના બદલામાં તારે પણ મને વીતાડવીજ જોઇએ !

**દેવરક્ષિતા**—ના, તેમ તો નહી. કોઇ વીતાડે તો તે વિસારી તેના ઉપર ઉપકાર કરવો જોઇએ. અને તેજ પ્રમાણે તેં મને દુખ દીધું તોપણ મેંતો ભગવત બોધ તને દઇ તને ઉગારી તારા ઉપર ઉપકાર કર્યો છે.

**સત્કર્મા**—ત્યારે એ બધા ઉપકારમાં ધૂળ નાખવા હવે વિતાડવા શું કરવા નીકળી છે ?

**દેવરક્ષિતા**—તે તો એમ કે વસ્ત્રને પાણીથી ધોઈ સ્વચ્છ કર્યું તો તેને તડકો તાપ દેખાડયો હોય તોજ વસ્ત્ર શુશોભીત થાએ; પાયો ઇંટ ચુનાનો બાંધી તેના ઉપર મજબુતીનું જળ સીંચી તેમાં તેને બુડાડયો હોય તોજ તે મજબુત થાએ; તેમ અપકાર કરનાર ઉપર પ્રથમ ઉપકાર કરી પછી જરા પાછો ઠાલો બહારનો અપકાર દેખાડયો હોય તો

સારો, જેથી તે ડરતો રહે કે આ પણ માંથાનો મળ્યો છે અને ફરીથી ચળિત બુદ્ધિ થતાં અને અપકાર કરતાં અટકે.

**સત્કર્મા**—દેવરક્ષિતા! તારૂં ડહાપણ, તારી સમજ, તારી સુનીતિ, એ સઘળું ભગવાન મને ક્યારે આપશે!

**દેવરક્ષિતા**—તેતો તું જ્યારે ભગવાન પાસે માગીશ ત્યારેજતો. કહેવત છે કે માંગ્યા વિના તો મા પણ ના પીરશે.

**સત્કર્મા**—ત્યારે તું તો આ બધું પ્રભુ પાસ માંગવા ગઇ હઇશ અને માગીને લાવી હઇશ કેમ?

**દેવરક્ષિતા**—એક વખત નહી પણ લાખો વખત. ભાઈ સુતપા ભગવાનને ભજે છે તે જોઈ હું હર પળે મારાં મન વિષે ભગવાનને ભજતી અને સુમતિ, સુનીતિનું દાન માંગતી તો ભગવાનના પ્રતાપે તે મને કાંઈક પ્રાપ્ત થયું છે. તું પણ ખરાં અંતઃકરણથી માગ તો તને પણ તારૂં માગ્યું મળશે.

**ભાનુમાન**—ભગવાન તો સુમતિ આપનાર અને તે સુમતિ તો એવી કે અખિલ વિશ્વના મર્મો તેનાથી સમજાય. પણ સંસારી જનને ઉપયોગી એવી સુમતિ પામવાનો એક ટુંકો રસ્તો, ભાઇ સત્કર્મા, તમે કહો તો હું તમને દેખાડું.

**સત્કર્મા**—દેખાડોને ભાઈ, તમારો ઉપકાર.

**ભાનુમાન**—હું તો ઘડી ઘડી એ માર્ગ દેખાડવા ક્યાંથી આવીશ, માટે તમે કહો તો હર પળે તમારી સાથે રહી તમને એ માર્ગ દેખાડે એવો સાથી તમને મેળવી આપું. પણ, કદાચને તમને એ સાથી ન ગમે તેટલા માટે ડરૂંછું.

**સત્કર્મા**—મારૂં અનેક રીતે હિત ઇચ્છે એવો સાથી તમે મને આપો અને તે છતાં તે સાથી મને નહી ગમે ત્યારે તો હું મતિહીન પૂરોજ.

**ભાનુમાન**—લ્યોને, ત્યારે હું તો તે સાથી હમણા હાલ મેળવી આપું. પણ જોજો પછી મુખ ના ફેરવતા. જુવો, એ સાથી તે આ મારી બહેન સતરૂપા છે. એનો હાથ તમે ગ્રહણ કરો જેથી જોકે એ તમારાં બહેનના લક્ષાંસે પણ નથી તોપણ અનેક સુખનું સાધન તમને થઈ પડશેજ.

**સત્કર્મા**—મેં તમને જે અપકાર કર્યો છે તેના બદલામાં આ ઉપકાર! મનુષ્ય જાતમાં તો અપકાર પ્રતિ આ ઉપકાર બીજું કોઇ મારા ધારવા પ્રમાણે ન કરશે.

**ભાનુમાન**—પશુ, પ્રાણી, વનસ્પતિ અને જડ પદાર્થો અપકારનો બદલો ઉપકારથી વાળે છે ત્યારે મનુષ્ય તેમ કરે તેમાં નવાઇ નથી. જુવો, ફળથી ભરપુર વૃક્ષને પથ્થરો મારો તો તે તમને ફળ દેશે; અશ્વને વાહન ખેંચવાનું શીખવવા આપકાના પ્રહારનું

દુખ દો તો એ અપકારના બદલામાં છેવટે એ તમારાં વાહન બની તમને સુખમાં એક સ્થળેથી બીજે સ્થળે લઇ જશે.

**સત્કર્મા**—કોણ જાણે મારામાં સમજજ નથી બળી કે શું કે તમે કે આ દેવરક્ષિતા જે કાંઇ કહો છો તેનો સામો એક ઉત્તર પણ આપવાની મને સમજ નથી પડતી.

**દેવરક્ષિતા**—એક ઉત્તરને બદલે સતર ઉત્તર આપવાની તને સમજ પડશે. માત્ર તું ભગવાનનું મહત્વ સમજે અને તેમને આરાધે એટલી વાર છે.

**ભાનુમાન**—(સત્કર્માને) ત્યારે, લાવો ભાઇ, તમારો હાથ અને મારી બહેનનો કર ગ્રહો.
(સત્કર્મા પોતાનો હાથ ભાનુમાનને આપે છે અને ભાનુમાન એ હાથ સુરૂપાના હાથમાં જોડે છે.)

**દેવરક્ષિતા**—(સત્કર્માને) ભાઇ! તારા પૂર્વના સંસ્કાર મહા પુણ્યશાળી અને ભગવાન છે જેથી આ મારાં નણંદ જેને જે બે દિવસ હું એમની સાથે રહેવા પામી હતી તેટલામાં સાક્ષાત દેવી અને લક્ષ્મી અવતાર મેં જોયાં છે તે તને પ્રાપ્ત થયાં. વીરા! ભગવાનના આશ્રયે અને આ દેવીના પ્રતાપે સદા સુખી રહેજે એજ મારા આશીષ છે.

**ભાનુમાન**—આજથી નવમે દિવસે શુભ મહુર્ત છે માટે તે પ્રસંગે અત્યંત ધામધુમથી લગ્ન કરી ભાઇ સત્કર્મા સુખમાં રહેજો, અને ભાઇ, હું આ તમારાં બહેનને બોલાવવા આવ્યો છું માટે તમે હવે મોકલો છો કે કેમ?

**સત્કર્મા**—ભાઇ ભાનુમાન! મારી બહેનના સ્વામી તમે છો, તમને મારાં બહેન ઉપર સત્તા છે તે મને નથી. સુખેથી લઇ જાઓ. શુદ્ધ રાગ કહાડનાર વાંસળીમાંથી એકાદ ફેરા અનાયાસે કચરો ભરાવે કઠોર અવાજ નીકળ્યો તો તે કચરો કહાડી નાખ્યા પછી તો શુદ્ધ અવાજજ નીકળશે. માટીની મટકી નવી હોય તો એકાદ ફેરાનું અંદરનું જળ અસ્વચ્છ ઝરી નીકળે પણ જ્યાં ધોવાઇને સ્વચ્છ થઇ તો પછી એ માંહેનું જળ સ્વચ્છ નીકળશે એટલુંજ નહી પણ શીતળ અને સુખપ્રદ થશે. માટે મારામાં મલિનતા અને અસ્વચ્છતા હતાં ત્યાં સુધી હું દોષગ્રસ્ત હતો પણ હવે ભગવત ભાવનાથી સ્વચ્છ થવે દોષથી મુક્ત છું એ નક્કી જાણજો.

**દેવરક્ષિતા**—તેમાં તેં નવું શું કહ્યું! જ્યાં ભગવત ભાવના ત્યાં સદા અસ્વચ્છતા, વિઘ્ન, ક્લેશ એ સર્વેનો વિનાશજ છે.

**ભાનુમાન**—અને ભાઇ, તમે પણ અમારી સાથે ચોથ દિવસ મારા ત્યાં આવો.

**સત્કર્મા**—પણ હું તો આવીને શું કરીશ?

**ભાનુમાન**—આંહી તમારે ઘર જે હતો તે મારા ત્યાં પણ સમજો કેમકે મારૂં ઘર એ પણ તમારૂંજ છે.

**દેવરક્ષિતા**—પણ આંહી તો સત્કર્મા ભાઇ એમના પોતાના ઘરમાં માથે પાણી ભરી લાવે છે, અને ઘરનું વાસીદું કહાડે છે, અને દેવતા ઉપર હાંલ્લી ચડાવે છે, તો એ બધું તમે તમારા ત્યાં મારા ભાઇને કરવા દેશો?

સત્કર્મા—દેવરક્ષિતા! તું મારી ટઠ્ઠાર કરવી નહી મુકે?

દેવરક્ષિતા—ભાઇ! મેં તને કહ્યું છે કે મારો દાવ આવ્યો છે તો હવે હું તને અનેક રીતે દુભવીશ. તારામાં શક્તિ હોય તો મને સામો ઉત્તર આપ, પણ હું તો તને હંફાવવાનીજ. (ભાનુમાનને) આપણે કાલે સવારે જઈશું. ચાલો ભાઇ સુતપા પાસે.

(સઘળાં જાય છે.)



## અંક ૩. પ્રવેશ ૭.

શ્રીદેવા—( સ્વગત ) સુતપા ! સુતપા ! તમારી આજ્ઞામાં ન રહેતાં તમારી સામી થઇ એટલુંજ નહી પણ તમને દુર કરવા તમારા શત્રુઓ સાથે ભળી એટલે કેવી મતિહીન, મૂર્ખી તમે મને ગણતા હશો ! વળી જયદથ્ર પ્રપંચથી મને એના મહેલે ધસડી ગયો અને ત્યાં મને રાખી તેથી શીયળ ભંગ થવાનો કે અની- તિને પંથે ચઢવાનો શંશય તમારાં મનમાં કેવો દ્રઢ થયો હશે ? ત્યારે, જે વીર પુરૂષ અમુક સ્ત્રીને મતિહીન મૂર્ખી ધારે, અને વળી તે સ્ત્રીના શીયળ સબંધી શંકાશીલ થાય તે સ્ત્રીની સામી પણ ન જુવે તે વીરપુરૂષ તેવીને વરવા કદી હા પાડે ! આશા શી ! અરેરે ! સુતપા ! તમે મારી સાથે વિનયથી વર્તો છો તે માત્ર એક સજ્જન પુરૂષ તરીકે નીચને પણ સન્માનથી બોલાવવાના સદ્દગુણ પરત્વે, અને અંતરથી તો તમે મને એવી ધિક્કારતા હશો કે મારી દ્રષ્ટિએ પડતાં પણ તમે પોતાને પતીત થએલા ગણતા હશો. તમે આ હીણભાગીના ભાગ્યમાં નહી, અને મારે આ દુખે પીડાવાનું નિર્મીત, તેથી મને માઠી મતિ સુઝી કે પ્રધાન અને સેનાપતિના સમજાવવાથી હું તમને મારા શત્રુ સમજી. મૂર્ખમાં મૂર્ખ મનુષ્ય કદાચને કાચના કકડાને હીરો સમજી કોઈક પળે ઉપાડી લે તો તેને પછી કાચનો કડકો પારખ્યા પછી ફેંકી દેશે, અને હીરો ફરીથી તેને માની ફરીથી તેને લેવા જશે નહી; પથ્થરના ટુકડાને રોટલો સમજી શ્વાન તેને એક વાર લેવા જતાં, પથ્થર માલમ પડવે, ફરીથી તે પથ્થરની પાસે નહી જશે; બાળ ધોળું ગરમ દુધ પીતાં એક ફેરા દાઝ્યું તો પછીથી ધોળી ઠંડી છાશ પીવા જતાં પણ અચકીને તેને ફુંક મારી મારીને પીશે; આ પ્રમાણે મૂર્ખ શું, કે બાળ શું, કે પશુ શું, સર્વ એક વાર અમુક વસ્તુના નિઃસારત્વ સમજ્યા પછી તે પ્રતિ ધિક્કાર અને ડરથી જોશે. ત્યારે સુતપા તમે જે મહા બુદ્ધિશાળી, નિતિમાન અને બહુ- શ્રુત, તે આ હીણભાગી શ્રીદેવાને મલિનતાનો કુપ પારખવે તેની કને જઇ બેસશો ખરા ! ( દેવરક્ષિતા આવે છે, છુપાઇને સાંભળે છે.)

ગાયન. ૩૩

જુગ્તિથી જરા જોજો આ ઝંખવાતા જીવડા,
હીણભાગ્યે હાનિ આગળ, ફોકટ તુજ પછાડા.

ચાર ગઉથી લાવી રામા, સ્વામી કાજે દુધના ઘડા,
આંગણુ આવતાં ફુટયા, પીયુ નવ પામ્યા રસ ઘૂંટડા.
દીપિકા દેખી દોડતાં જઇ મહી પડે ફુદડાં,
વૈર નવ દીપિકાથી તોએ લખ્યાં એ પેરે મોતડાં
માતા હેતે હીંચોળે જોરથી બાળને ગાઇ હાલરડાં,
હીંચોળા હીર તૂટયાં, અફળાયાં ભીંતે બાળડાં.
દ્રવ્ય આશે ખોદ્યાં ખંડેર ખંતથી લઈ પાવડા,
દ્રવ્ય દર્શન નવ થયાં, દેખાયા સર્પના રાફડા.
મુખ લાલ કરવા જતાં, ચાવ્યાં પાન પાંદડાં,
કંઠ તો કથળી ગયો કુટિલ વધુ થયાં મુખડાં.

**દેવરક્ષિતા**—( બાજુ ) સુતપા સાથે લગ્ન ન થશે એવી કાંઇ નક્કી નિરાશામાં છે. સારૂં જ થયું કે મહારાજા અધિરથના મુખમાંથી સુતપાને વચન નીકળી ગયું કે શ્રી- દેવા સાથે સુતપા તું પરણજે, અને તેથી એ વડીલનું વચન પાળવા સુતપાને વડીલની એ આજ્ઞાનું પાલન કરવા શ્રીદેવા સાથે લગ્ન કર્યાં વિના છૂટકો નથી, નહીતો સુતપા બ્રહ્મચર્ય વ્રત આકાશની અપ્સરા માટે તોડત નહી એવો દ્રઢાગ્રહી છે. પણ, લાવને, જોવું કે આ શ્રીદેવાને સુતપાના પ્રેમ ઊપર પૂર્ણ વિશ્વાસ છે. ( શ્રીદેવાને ) માતુશ્રી! હું કાલે મારે સાસરીએ જવાની છું માટે કાંઇ આજ્ઞા હોય તો હમણાં પણ ફરમાવો અને મારા અહીંથી ગયા પછી પણ કાંઇ આજ્ઞા મને હોય તો તેની જાણ કરશો.

**શ્રીદેવા**—બહેન દેવરક્ષિતા! મારે તો કાંઇ તને શ્રમ આપવાનો નથી અને તે છતાં જો શ્રમ લેતાં અચકાય નહી તો આટલો મારે તને ખાસ શ્રમ આપવાનો છે કે તું સૌભાગ્યવંતી હવે થએલી છે માટે રાત દિન આશીષ દે કે ભગવાન સર્વ સ્ત્રીઓને શાણા, સમજુ, શૂરવીર, સદાચારી સ્વામી મેળવી, તેમને સૌભાગ્યવંતી કરી તેમને સુખમાં સ્થાપે.

**શ્રીદેવા**—માતુશ્રી! હું તો પાપણી છું. મારા આશીષમાં તો શું મહત્વ! તમે રાજપુત્રી છો. તમે આશીષ દેવા સમર્થ છો.

**દેવરક્ષિતા**—પણ હું તો સૌભાગ્યવંતી હજુ નથી એટલે મને ખાતરી પડતી નથી કે મારાં ભાગ્યમાં સૌભાગ્યવંતીનું સુખ લખ્યું હોય.

**દેવરક્ષિતા**—કેમ! સુતપા તમને દુખ દેશે એમ તમને લાગે છે? રાજયનાં અધિકારી તમે છો પછી તમને દુખ દેવાની સત્તા સુતપાને શું છે? પણ, હું તો ધારૂં છું

કે એક દિવસે પેલી વારાંગના એના ઉપર મોહિત થઇ આવી હતી તે ઉપરથી તમને સુતપા ઉપર વહેમ આવ્યો હશે. મને પણ તે ઉપરથી ભ્રાંતિ ઉદ્દભવે છે કે સુતપાનું મન તે વેશ્યા તરફ ચળિત થયું હોય.

**શ્રીદેવા**—**અરે! દેવરક્ષિતા! આતે તું શું બોલે છે? કમળ પુષ્પને વર્ષો પર્યંત જળમાં ડુબાડો અને બહાર કહાડો તો તેનાં એકે પાંદડાંને જળનું ટીપું સરખું પણ સપર્શ કરી રહેવા પામશે નહી; હીરાને અંધારાંની ગુહામાં લઇ જઇ વર્ષો પર્યંત દાટવે તે પોતાનું તેજ તજી ગુહાની તિમિરતા ધારણ કરશે નહી; સોનું ગાળતાં રાખોડીમાં જઈ પડ્યું તો તે રાખોડીથી મળી રાખોડી થઇ જશે નહી.**

**દેવરક્ષિતા**—પણ જો સુતપા એ વારાંગનાની વિરૂદ્ધ હોય તો જેમ નોળ પાસે નાગણ નેહથી દોડે નહી, બળીઆ સિંહ પાસે બકરી જઇ બેસે નહી, મધ્યાહ્નનો તડકો તપતો હોય તે વખતે રવીની તપશ્ચર્યા કરવા તાવમાં તરફડતો તડકે જઇ ઉભો રહે નહી, તેમ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનાર જોગી પાસે ભોગી ગુણિકા જઇ બેસે નહી.

**શ્રીદેવા**—તું ભૂલે છે. પળમાં ડુબાડી દે તેવાં પાતાળ પાણી સરિતાનાં ભલે હોય પણ તૃષાથી પ્રાણ જવા વખત આવે તો પશુ શું કે મનુષ્ય, સાચવી સાચવીને હળવે હળવે સરિતા તીરે તૃષા તૃપ્ત કરવા જાય છે. અને તૃષા તેની છીપે છે તો સરિતાનાં ઉંડાં જળનું તેમાં કાંઇ નથી જતું કે તૃષિતનું નથી કાંઇ જતું. અંધારી ઘોર રાત્રિએ નીકળતાં પ્રાણઘાતક પ્રાણીઓના ડરથી વિના કારણે ઘરની બહાર પગ મુકવા કોઇ હામ ન ધરે, પણ અમૂલ્ય મણી ખોવાતાં મનુષ્ય અંધારી રાત્રિથી કે તે સમયનાં હિંસક પ્રાણીઓથી ન ડરતાં હળવે હળવે બહાર નીકળે છે. તાડ ટોચે પાઇની પતંગડી ભરાઇ હોય તો તે હાથ આવવી દોહેલી તોપણ બાળ થોડે સુધી પણ તાડપર ચડી, જો પતંગડી હાથ આવે તો તે લાવવાની હામ ધરે છે. માટે શત્રુ સાથે સંગ કરવાને પણ સંજોગે કરી જરૂર પડે છે પણ તેથી કાંઇ શત્રુ સાથ સ્નેહ થયો એવું કાંઇ છેજ નહી.

**દેવરક્ષિતા**—પણ, વારૂં, ગુણિકા કાંઇ એના સ્વાર્થ માટે સુતપા પાસે ગઇ, તો તેણીને ઝટ વિદાએ કરી દેવી જોઇએને? તેના બદલે લોકો કહે છે કે સુતપાએ તો તેની સાથે કાંઇ કલાક બે કલાક ચાર કલાક પાંચ કલાક વાતો કરી.

**શ્રીદેવા**—બે, અને ચાર, અને પાંચ કલાક ગુણિકા મુનિ પાસે રહી તેમાં શું થયું? પાંચ કલાકને બદલે પાંચ વર્ષ શું કે પચીસ વર્ષ તેણી મુનિ પાસે રહી હોત તો તેમાં શું થઇ જાત? **વૃષાની ૠતુમાં કાળાં વાદળાં સૂર્યને ચાર માસ સુધી**

ઘેરે છે. તેથી શું સૂર્યનાં પ્રભા અને ઐશ્વર્ય લેશ ઘટયાં? ચંપા વૃક્ષની સમીપમાં જઇ પીળા નાગે રહેઠાણ આખો ભવ કર્યું પણ તેથી શું ચંપાનું ફુલ કે વૃક્ષ વિષથી દુષિત થયું? શહેરની ગંદકી ધોઈ મેલાં થએલાં નાળીઆનાં પાણી સરિતામાં જઇ ભળયાં પણ તેથી શું સરિતાનાં અમાપ જળ ગંદાં થયાં? માટે ઝાઝો વખત ગુણિકા સુતપા પાસે થોભી કે તેણીના ક્ષુલ્લક પ્રેમનું કથન તેના કાને અત્યંત રેડયું તેથી શું મુનિવર સુતપા કદી ચળે?

**દેવરક્ષિતા**—પણ ખરા મુનિવર તો એ કહેવાય કે જે કોઇ દુષ્ટ પાત્ર આવે તેને બીજા પાસે મોકલી દે જેથી પોતાને તેના દાવમાં કદી સપડાવાનો ભોજ નહી.

**શ્રીદેવા**—દેવરક્ષિતા! દેવરક્ષિતા! જે મુનિજનને જો નભોમંડળ માથે તૂટી પડે તો તેને એક હાથે હઠાવી નાખવા હામ અને બળ, જે મુનિજનને સાગરનાં જળ ઉછળી તેને બારણે વિનાશ કરવા આવતાં હોય તો તેને એક ફુંકથી શુષ્ક કરી નાખવા કે મુખ પહોળું કરી એક ઘુંટડામાં એ અમાપ જળને ગળી જવાની શકિત, તે મુનિજન એક તણખલાં જેવી બળહિન, મૂર્ખ, ગમાર ગુણિકાનાં બળ આગળ શું લાચાર થઈ જવાના?

**દેવરક્ષિતા**—ત્યારે શાસ્ત્રોમાં લખ્યું છે કે હજારો વર્ષનાં વૃત આચરનાર મુનિવરો લંપટ સ્ત્રીઓનાં ચરિત્રથી ચળ્યા છે તો તે શું ખોટું હશે? અને તેઓ મુનિઓ નહી પણ માંકડાં હશે.? અને સુતપાજ માત્ર એક ખરા મુનિ જગતમાં જનમ્યા છે?

**શ્રીદેવા**—હજારો વર્ષના વૃતવાળા મુનિઓ વૃતના માર્ગથી અન્ય માર્ગે ચડયા છે એમાં કાંઇ આશ્ચર્યજનક નથી. વન વગડાના વિકટ વાટે વિચરતાં ખાઇ આવતાં બળીઆ હાથી તે ઓળંગતા અશકત થઈ જશે પણ કળવાળી કીડી તે ખાઇ ઓળંગી પેલે પાર જશે; રસ્તો ભૂલતાં બે વર્ષનું બાળ ભગવાનનું દોરેલું દોરાતાં સીધે રસ્તે ચડી પોતાના ઘર જઈ પહોંચશે, અને મોટી વયે પુગેલો પુરૂષ વિચાર કરી કરીને હીંડતાં અથડાઇ મરશે પણ કદાચ સીધે રસ્તે નહી જઇ ચડશે. માટે કોઈ હાથીથી જે ખાઈ ન ઓળંગાઇ તે હાથીથી ઉતરતું પ્રાણી ન ઓળંગશે, કે વૃદ્ધ વયે પુગેલાને જે રસ્તો ન જડયો તે બાળને ન જડશે, એવું કાંઇ છેજ નહી.

દેવરક્ષિતા—પણ એ તો ત્યારે જગતમાં એક વિપરિત વાત થઇને ?

શ્રીદેવા—એમાં વિપરિત કાંઇ નથી. એનું રહસ્ય એટલુંજ છે કે, જેને શ્રીરામચંદ્રજી રાખનાર છે, જેથી શ્રીરામચંદ્રજી રીઝ્યા છે, તેને કોટિ વિઘ્નો વિપત્તિઓ પીડી શકનાર નથી.

દેવરક્ષિતા—પણ તમે કહેવત કેમ વિસરી જાવો છો કે જે ભર દરિઓ તરે તે ખાબો-ચીઆમાં ડુબે.

શ્રીદેવા—પણ જે ખાબોચીઆંથી અળગા રહે છે તેને ખાબોચીઆમાં ડુબવાનો સવાલ ક્યાં છે? જે સ્ત્રી જાતથી અળગા પ્રથમથી અને છેવટ સુધી છે તેને સ્ત્રી જાળમાં પડવાનોજ સંભવ ક્યાં છે ?

દેવરક્ષિતા—પણ, વારૂં એમ ધારીએ કે સુતપા એ વેશ્યાને સંગે નહી ચડયો હશે તો પણ ગમે તેમ કરો પણ સુતપા પુરૂષ છે. અને પુરૂષનો પ્રેમ તો કદી સ્ત્રી પ્રતિ સાચો હોતોજ નથી.

શ્રીદેવા—એમ તો સ્ત્રીજાતને શાસ્ત્રોમાં પણ નર્કનું દ્વાર, કાળી નાગણુ, અને સંતાપનું શૂળ કહી છે. તેથી શું સઘળી સ્ત્રીઓ તેવીજ છે? અને કોઇ સુખ દેનાર, ગુણી સતી સ્ત્રી નથીજ થઈ?

દેવરક્ષિતા—હું તો એટલુંજ જાણું કે પુરૂષ પ્રેમ વિનાના છે. એટલે જેમ માટીના હીરા થાય નહી તેમ પુરૂષ તે પ્રેમી થાય નહી.

શ્રીદેવા—તું ભૂલે છે. માટી તે હીરો ન થાય તે ખરૂં, પણ હીરા હોયછે તો માટી ભેગી ભળેલાજને? અને જેને હીરા જોઇએ છે તેને એ માટીજ આંખો ઉઘાડી રાખી ઢુંડવી પડે છેને અને ત્યારેજ છેવટે માટીમાંથી હીરા મળેછેને!

દેવરક્ષિતા—તમે આટલું સુતપાનું ઉપરાણું ખેંચો છો તો તમને ખાતરી છે કે તમારૂં ઉપરાણું પણ એ આ રીતે ખેંચશે!

શ્રીદેવા—મારૂં ઉપરાણું સુતપા શાનું ખેંચે? ક્યાં એમના રવી સમાન તેજસ્વી રૂપગુણ જેનાં વંદન સર્વ કોઇને કરવાં ઘટિત છે અને ક્યાં હું મતિહીન માખી જેને સર્વ કોઇ ઝપાટા મારી દુર કરી નાખે!

દેવરક્ષિતા—ત્યારે જો સુતપા તમારા સદ્દગુણો ગાય તો સુતપાના બોલોને ઠાલી ખુશામદ સમજશો ! તો તો સુતપાનાં મુનિપદને મહા દુષણ થશે ?

શ્રીદેવા—સુતપા જો મારા ગુણ ગાય તો તેમના બોલોને હું ખુશામદ નહીજ કહું કેમકે ગીરીનાં શિખરથી જે ઝરણું તે સત્યનાં મીઠાં જળનુંજ; સૂર્યમાંથી નીકળતો પ્રકાશ તે સત્યનાંજ તેજનો,

દેવરક્ષિતા—હુંતો તમારાથી હારી. તમે ભલે સુતપાનું ઉપરાણું ખેંચ્યાં જાવો પણ જોજો કે કોઇ પળ કદી એવી ના આવે કે તમારા આ વિચારો સુતપા માટે ના બદલાઇ જાય.

શ્રીદેવા—કીડી ભલાઈની ભૂમિ ઉપર ન સંચરતાં પાપની પાંખો પહેરી ઉંચી ઉડી તો તેના વિનાશનો માર્ગ તેણે લીધો; શ્વાન શેઠે પીરસેલો સ્વચ્છ સ્વાદિષ્ટ આહાર મુકી ઉધ્ધતાઇની ઉધાઈનો આહાર કરવા ગયો તો તે પોતે હડખાયો થઈ મરવાનો; તેમ સુતપા મુનિને હું પાપી ગણીશ તો મારો પોતાનો વિનાશનો સમય આવવાનો.

( સુતપા સત્કર્માને લઇને આવે છે )

સુતપા—(સત્કર્માને દિલાસાના સ્વરે) ભાઇ ! સત્કર્મા શાંત થા. આ રીતે અકળાવે શું સાર? સતરૂપાના જીવને હાલ સારૂં નથી તો એમને બે દિવસમાં સારૂં થશે. અને બે દિવસ પછી તારાં લગ્ન થશે માટે બે દિવસમાં મોટું વહી શું જાય છે. ? જો, શ્રીદેવા પણ તને એવીજ સમજ આપશે. (શ્રીદેવાને) સત્કર્માનાં લગ્ન બે દિવસ બંધ રાખવામાં આવ્યાં છે કેમકે સતરૂપાના જીવને જરા હાલ સારૂં નથી, પણ તેથી સત્કર્મા અકળાઇ ગયો છે. તમે એને સમજાવો તે માટે એને હું આંહી લાવ્યો છું.

સત્કર્મા—(વ્યાકુળ સ્વરે) પણ હું એમ પુછું કે આટલાં વર્ષ મંદવાડ કાંઇ ન આવ્યો અને લગ્ન ટાંકણેજ આવ્યો એનું કારણ શું ?

શ્રીદેવા—ભાઇ ! ત્યારે તમે મને જવાબ આપો કે લગ્ન આટલાં વર્ષ કેમ ન ઠર્યાં ? અને જરા મોડાં કેમ ના ઠર્યાં અને આજ મુહુર્તે ઠર્યાં તેનું કારણ શું ?

સત્કર્મા—પણ, હું તો કહું છું કે લગ્ન ના ઠર્યાં હોત તો ધૂળ નાખી કે તેનો આ ઘડી આટલો સંતાપજ ના થાત.

શ્રીદેવા—ભાઇ ! સત્કર્મા ! એતો આપણે મનુષ્યજાત આમે બોલવાનાં અને આમે બોલવાનાં! ગરજનો ગોળો જેમ ફાવશે એમ આપણે ગબડાવવાનાં.

સત્કર્મા—પણ, હુંતો કહુછું કે લગન ઠર્યાંજ ન હોત તો સારૂં, ત્યારે મારા કહેવામાં મારી ગરજ શું રહી ?

શ્રીદેવા—પણ, ભાઇ ! આપણું કહેલું શું અર્થનું ! કહેવત છે ને કે કર્તા હર્તા તો ભગવાનજ છે.

સત્કર્મા—પણ, હુંતો ધારૂંછું કે ભગવાનના ત્યાં પુરો ન્યાયજ નથી.

શ્રીદેવા—ભગવાનના ત્યાં પુરો ન્યાય નથી તે કેમ ? પુરો ન્યાયજ છે, અને એ ન્યાય દેખાડવાજ જાણે આ પ્રસંગે આ સતરૂપાને મંદવાડ દઇ તમારાં લગ્ન બે દિવસ બંધ પાડયાં છે.

**સત્કર્મા**—વાહ! ભગવાન વિના કારણે મનુષ્યને કનડે તો ભગવાન એમાં ન્યાય કરે છે એવું મનુષ્યે સમજવું?

**શ્રીદેવા**—ભાઇ! ખોટું લગાડશો નહી, પણ ભગવાનનો ન્યાય પુરો છો એ હું તમારાં મુખથીજ કબુલ કરાવું છું. બીચારી દેવરક્ષિતા તમારાં હાંલ્લાં ઘસતી ઘસતી ત્રીસ વર્ષની થઇ ત્યારે ભગવાને તેણીનાં ધૈર્યથી પ્રસન્ન થઇ તેનાં લગ્ન સમર્થ રાજન સાથે કરાવ્યાં, અને દેવરક્ષિતા બીચારી રાણીપદમાં એક બે દિવસ પણ પુરી મહાલી નહોતી તેટલામાં તમે કોઇ ભવના વૈરી બની તેણીને તેના મહેલેથી ઘસડી લાવ્યા, અને વગડામાં પશુનો ભોગ થવા તેણીને મુકી ચાલી નીકળ્યા. એ સઘળો કેર એક અબળા અને તે તમારી બહેન તેના ઉપર તમે વર્તાવ્યો અને તેની આશાઓને નિરાશાઓ કરી નાખી, તો આ તમારી ભૂલનું ફળ તમને દેખાડવા અને એવી ભૂલ ફરીથી કરતા અટકાવવા તમારી આશાઓનો ભંગ ભગવાન આ ઘડી કરે છે તે નક્કી જાણજો.

**સત્કર્મા**—માતુશ્રી! હવે હું સમજ્યો અને ભગવાનના ન્યાયને કદી અન્યાય કહેનાર નથી. પણ, બહેનને વિના કારણે દારૂણ કષ્ટ દેવાનાં મારાં ઘોર પાપના પ્રમાણમાં તો મારી આશાઓ કદી ભગવાન પુરણ કરશેજ નહી.

**શ્રીદેવા**—ભાઇ! ભગવાન માત્ર મનુષ્યને સમજણ પાડવાજ શિક્ષા કરે છે અને મનુષ્યને તેની સમજ પડતાં ભગવાન વધુ શિક્ષા મનુષ્યને દેતા નથી. માટે તમારી આશાઓ ભગવાન પળમાં પુરણ કરશેજ.

**સત્કર્મા**—માતુશ્રી! મારા મનનું સાંત્વન થયું. હવે હું જાવું છું

**શ્રીદેવા**—ભાઇ! તમારા મનનું સાંત્વન થયું એ જોઇ હું અતિ ખુશી છું. ભલે સિધારો (જાય છે).

**દેવરક્ષિતા**—માતુશ્રી હું પણ જાવું છું. (જાયછે).

**સુતપા**—(શ્રીદેવાને) સત્કર્મા મારો સમજાવેલો કોઇ રીતે ન સમજ્યો પણ તમારો સમજાવેલો સમજી ગયો એ ઠીકજ થયું.

**શ્રીદેવા**—મારે તમને આ પળે એટલીજ વિનંતિ છે કે હવે તમને સિદ્ધ થયું હશે કે હું તમને કોઇ રીતે વિરૂદ્ધ થનાર નથી માટે મને કહો કે મારા પિતાની તમને એવી કઇ આજ્ઞા છે જે મારી વિરૂદ્ધતાના શંશયથી તમે તે પાળવા નથી નીકળ્યા.

**સુતપા**—એક આજ્ઞા તમારા પિતાશ્રીની અને મારા પૂજ્ય વડીલની મેં હજી નથી પાળી અને તે આજ્ઞા તમને સંભળાવવામાં હું સાર નથી જોતો તે છતાં કહું છું કે એમની આજ્ઞા મને એ હતી કે શ્રીદેવાનો કર તું ગ્રહણ કરજે.

**શ્રીદેવા**—સાંભળો. તાતજીએ તમને આજ્ઞા કરી કે શ્રીદેવાનો. કર ગ્રહણ કરજો. પણ એ એમણે કાંઇ વિચાર કરીને કે સમજીને કરી છે એમ ન ધારશો પણ ભગવાને

એ આજ્ઞા એમનાં મુખથી ઉચરાવી છે એ સત્ય માનજો અને એ આજ્ઞાનું પાલન કરવાથી તમે તમારા વડીલની આજ્ઞાનું પાલન કરશો એટલુંજ નહી પણ આ એક રંક અબળાની અભિલાષા (ઉમંગ) પણ પુરણ કરશો. સુતપા ! આજે તમને હૃદયની વાત કહુંછું કે પ્રથમથી મને તમારા ઉપર પ્રેમ ઉત્પન્ન થયો હતો, પણ લોકાચારનાં મર્યાદાનાં અને વિવેકનાં કારણોને લીધે મારી એ પ્રીત તમને જણાવી નહી હતી અને મનમાંજ સમાવી રાખી હતી. અને પ્રધાનજી અને સેનાપતિના કહેવાથી મેં તમને વૈરી ગણ્યા તે મારાં હીણભાગ્યેજ. હવે મને કહો કે મારા પિતાની આજ્ઞા પાળી એમનાં મનને શાંતા દેશો અને મારી પણ આશા પુરણ કરશો કે નહી? ભિક્ષુક રાજન પાસે દાન માગતાં ડરે; પાંગળો ડુંગર ઉપર ચડવા પગ મુકતાં ડરે; બાળ સાગર જળે સ્નાન કરવા જતાં અચકાય; તેમ હું પ્રીત દાન માટે તમારી પાસે બોલતાં કે આવતાં કે માગતાં અચકાવું છું. કેમકે હું જાણું છું કે તમારી પ્રીતનાં દાન માટે હું યોગ્ય પાત્ર નથી પણ એટલું તો નકકી જાણજો કે તમારો સ્પર્શ થયા પછી તો હું સુપાત્ર થઇશજ, કેમકે, અમૃત ગળે રેડાયું અને અમરત્વ પ્રાપ્ત ન થાય, અગ્નિની ઝાળ લાગી અને ભુંડાઇની ભીનાશ નહી ગઈ, ચંદનનું લેપન વદને કર્યું અને વદન સુવાસિત ન થયું; એ સઘળું અશકય છે. હવે ત્યારે તમે કહોને કે તમે મારા પિતાની આ આજ્ઞા પાળશો?

સુતપા—તમારા પિતાશ્રીની આજ્ઞા પાળીશ અને તે મારા ધર્મને માટે, કેમકે ધર્મ એજ છે કે મનુષ્યે પોતાની ફરજ બજાવવી અને મારૂં કર્તવ્ય એ છે કે જેણે મને પાળી પોષી મોટો કર્યો તેની આજ્ઞા પાળું.

દેવરક્ષિતા—નિજ ( પોતાના ) ધર્મનાં પાલનાર્થે ( પાળવા માટે ), કે આ દાસીની આશ પુરણ કરવા કાજે, કે મારા પિતાનું ચિત્ત શાંત કરવા માટે, એ ત્રણમાંથી ત્રણે કે ગમે તે કારણને લીધે, પણ ગમે તેમ કરીને આ દાસીને પતિ તરીકે સ્વીકારો. સુતપા! મારી સાથ લગ્નમાં જોડાવાથી જેમ સંસારી જન કહે છે તેમ લગ્નથી તમે કાંઇ દુખી થશો એમ કદી ન સમજશો. તમારાં મુખમાંથી હવા રૂપી અદૃશ્ય જે શબ્દો નીકળશે તેને સાક્ષાત દેખાતા હીરા મોતી અને અમૃતના વરસાદ ગણી અધર ઉંચકી લઈ મારા કાળજાંની કોટડીમાં સાચવી રાખીશ અને તેની સેવા કરીશ; તમારાં દુખના દરીઆ હશે તો ડાલે ડાલે તે દરીઆ

ખાલી કરોશ ત્યારેજ જપીશ, અને તે કાંઈ મારાથી ખાલી ન થશે એમ ન સમજશો કેમકે ત્રિભુવનનાથ જે મારો સહાયક છે તે મારી ડોલને એવી બનાવશે કે એક પળમાં મારી ડોલથી સઘળાં દુખ બહાર કહાડી નાખીશ; વળી તમને સતત સુખમાં રાખવા સુખના સાથીઆ તમારાં આંગણે સદા પુરીશ, અને સાથીઆ પુરવાથી શું થાય એવું મને ન પુછશો કેમકે એ સાથીઆ શ્રી પરમાત્માની સહાયતાના પુરીશ, અને જ્યાં પરમાત્માની સહાયતા પુરાય છે ત્યાં સદા સુખનુંજ સ્થાન છે.

**સુતપા**—શ્રીદેવા ! તમારાં વચનો સત્ય છે.

**શ્રીદેવા**—ત્યારે તો તમારા ભાઇ સત્કર્માનાં લગ્ન જે દિવસે ઠરે તે દિવસે તમારાં લગ્ન પણ આ દીન દાસી સાથ ટુંક વખતમાં ઠરે તો સારૂં.

**સુતપા**—તમને ફાવે તે દિવસ નક્કી કરજો. પણ, મને આજ કાલ મનમાં મહા ઉત્સાહ થઇ રહ્યો છે કે મારા પૂજ્ય વડીલનાં એક ફેરાનાં દર્શન પામું, અને એમનાં મનને શાંતા દેવું કે મેં એમની આજ્ઞાઓ પાળી છે. હું તો જાવુંછું.

**શ્રીદેવા**—ચાલો, હું પણ સાથેજ આવું છું ( બેઉ જાય છે. )



## અંક ૩. પ્રવેશ ૮

અધિરથ—(સ્વગત) સંસાર! સંસાર! તને ત્યાગ કરતાં પ્રથમ તો મોહજનક વસ્તુઓ પદાર્થો, મહેલો, બાગ બગીચાઓ, સ્વાદીષ્ટ ભોજનો, જવાંહીર, વસ્ત્રાલંકાર એ સર્વનો ત્યાગ કર્યો; ત્યાર પછી સંસારી જનને પીડતા ક્રોધ ઈર્ષા એવા રિપુઓને વશ કર્યા; ત્યાર પછી માયાની જે મહા દુસ્તર જાળ તે પણ કાપી નાખી આ "મારૂં" એ રીતનો મમત્વ મનમાંથી કહાડી નાખ્યો; ત્યાર પછી સંસારની સર્વ અભિલાષાઓ, અનુરાગ એ સર્વનું પણ ઉન્મૂલન કર્યું. આ રીતે સંસાર સાથે બાંધનારાં અનેક બંધનો તોડયાં અને પરમાત્માનાં ચરણકમળમાં ચિત્ત ચોંટાડયું તો તેના પ્રતાપે હવે સંસારના સુખની ન્યુનતા લેશ દુભવતી નથી! વળી ભગવાનનાં એ ચરણકમળનું ધ્યાન નિશદિન ધરતાં હવે તો મુજ ઉરમાં કાંઇ નવિન તેજ પ્રગટે છે અને જાણે સૂર્ય ચંદ્રનાં તેજ તો એની આગળ ઝાંખાં હોય એવી શ્રદ્ધા થાય છે.

વળી વિશેષ તો એ કે સૂર્ય ચંદ્રનું તેજ તો વસ્તુઓનું માત્ર બાહ્ય સ્વરૂપ દૃષ્યમાન કરાવે છે, પણ આ ભગવાનનાં ચરણકમળનું તેજ તો જાણે પ્રત્યેક વસ્તુની આંતરની સ્થિતિનો સાક્ષાત્કાર કરાવે છે અને જાણે વાચાવડે તે સાક્ષાત્કાર આપણને સમજાવતું હોય તેમ વિના વાચાએ મનને સમજણ પાડે છે. વળી સૂર્યનો પ્રકાશ તો ઉષ્ણતા ભર્યો છે. પણ આ તેજ તો શિતળતા એવી પ્રસરાવે છે કે જાણે ઉરે અંગે ભવોભવ રહે એવી શાંતા થાએ છે. આ તેજની પ્રભા અને તેની સમજણ જેણે તે દીઠું નથી તેને કોઈ કાળે પાડી નજ શકાય. અને વળી જો સમજ પાડવા જઈએ તો તુરત જવાબ એ મળવાનો કે તારૂં ચિત્ત વ્યગ્ર બની ગયું છે, તેથી જેમ ભ્રમિત ચિત્તવાળાને અનેક સ્વપ્નાં દેખાય તેમ એવું તને કાંઇ તેજ દેખાતું હશે, અને એવું તેજ કાંઇ છે નહી કેમકે તે હોય તો બીજા લોકોને દેખાયા વિના રહે નહી. સંસારી જન આવો ઉત્તર આપે પછી તેને વધુ સમજ પાડવામાં શું સાર! વળી જ્યારે બ્રહ્મજ્ઞાનની અને ચરણ કમળની સેવાની વાત આવે છે એટલે સંસારી જન તુરત કહેવા લાગે છે કે એક ળોલમાં અને કમ્મરમાંથી વાંકા વળવાનાં કષ્ટ વિના જો બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતું હોય અને ચરણકમળનાં દર્શન થતાં હોય તો તે જાણવા અમને જીજ્ઞાસા થાએ અને અમને શ્રદ્ધા પણ બેસે. મતિહીન મનુષ્ય! તું પોતાને દેખતિ આંખોવાળો ભલે ધારે; તું

પોતાને સાંભળતા કાનો વાળો ભલે કહે; તું પોતાને સમગ્ર સમજણની સ્થળભૂમિ ભલે સમજે; તું પોતાને બુદ્ધિબળથી બળવાન બહુશ્રુત ભલે ગણે; પણ, નક્કી જાણજે કે જો ભગવાનને ન ઓળખ્યા તો તેં છતી આંખે પાટા બાંધ્યા છે, છતે કાને તેમાં ડુચા ઘાલ્યા છે, અને સમજ છતાં તેમાં ધુળ નાખી છે.

મૂર્ખ મનુષ્ય! જો તારો એવો નિયમ છે કે પળમાં જે સમજાય અને જોવાય તેજ માન્ય કરવું, અને બીજું નહી, તો તારો એ ટેક ખરો કયારે કે તારૂં ઉદર ભરવા માટે આહારને કહે કે "આવ" અને તુરત ન આવે તો પછી આહાર વિના પોતાનો પ્રાણ જવા દે પણ આહારને ન અડકે. પણ તે વખતે તો તું બીજા નિયમો લાવવાનો કે પરસેવો વળે એટલો પરિશ્રમ લીધો ના હોય તો રાતી બદામ દેખવા ના પામીએ, અને સુખનાં સાધનો મેળવવા રાત દિન શ્રમ મનુષ્યે લેવો જોઇએ. માનવ! તને કયારે સમજણ પડશે! સંસારનો ખરો સાર તું કયારે સમજીશ! (સિંહની ગર્જના થાયછે).

(ત્રાસ પામી) અરે! આ સિંહની બૂમ આ બાજુએથી આવી! પણ, આટલો વખત વનવગડામાં આથડયો છું તો કોઇ પળે ભગવાને વિકાળ પ્રાણીને મારી પાસે આવવા નથી દીધાં તો આ પળે પણ આવવા નહીંજ દેશે. પણ, લાવ, સામેનાં ઝાડ ઉપર થોડો વખત ચડી તો જાવું. (ઝાડ ઉપર ચડવા જાય છે. એક મહાત્માને જુવે છે. સ્તબ્ધ બની જાય છે).

મહાત્મા—રાજન! તું ભગવાનકા ભક્ત ઓર તેરેકો એ ભીતિ સિંહકી ગર્જનાસે? (સિંહ સામો આવે છે).

અધિરથ—(અત્યંત ગભરાઈ જઈ). અરે! સિંહ આવ્યો! કયાં નાસું!

મહાત્મા—(સિંહને) બચ્ચા! બેઠ જા. (સિંહ મહાત્મા આગળ બેસી પડી શીર ઝુકાવે છે) (અધિરથને) રાજન! જો ભગવાનકા પુરા ભકત હુએ ઉસકા વિકાળ સિંહ પ્રેમી બાળ હુએ. (સિંહને) બેટા! જાવ. (સિંહ જાયછે).

અધિરથ—(સ્તબ્ધ બની જઇ) મહર્ષી! પાએ પડી વંદન કરૂં છું. (પગે પડે છે).

મહાત્મા—રાજન! નમન ભગવાનકો કર.

અધિરથ—મહર્ષી! કેટલાક વખતથી મહાત્માનાં પ્રતાપી દર્શનની આશા મનમાં વશી રહી હતી તે આ પળે પુરણ થઇ! જય. જય.

મહાત્મા—તેરી આશ ભગવાનને પુરણ કીયા. ભગવાનકો જય બોલ. રાજન! મનુષ્યકે ઉરમેં પ્રત્યેક અભિલાષા સ્ફુરતી હુએ વો શ્રી ભગવાનકો

જા મીલતી હએ. મહાત્મા દર્શનકી અભિલાષા તેરે ઉર પ્રદીપ્ત હુવા; વો આશ શ્રીભગવાનકો જા મીલા; શ્રીભગવાનકો ઉસકા જ્ઞાન હુવા; શ્રીભગવાનને તેરી અભિલાષા દ્રઢ દેખા; તેરી આશ પુરણ કરના ઉચિત ધારા; મેરેકુ આજ્ઞા દીઆ કે એ પર્વત ઉપર આશ્રમ કર; શ્રીભગવાન અગોચર રહે કર તેરેકુ એ સ્થળ ઉપર લાએ; એ અનેક રીતસે તેરી આશ પુરણ હુવા. અબ સદા સમજ કે સકળ આશ પુરણ કરનેવાલા ભગવાન હએ.

**અધિરથ**—મહર્ષી! વધુ બોધવૃષ્ટિ કરો. શાંત મનથી શ્રવણ કરૂં છું.

**મહાત્મા**—રાજન! તુંને દેખા કે સિંહ જીસસે બળવાન કોઈ નહી વો નિજ હિંસત્વ (પ્રાણ લેવાનો સ્વભાવ) ભૂલ ગયા. પ્રયોજન? પ્રયોજન એ હએ કે જો ભકતજન હોતા હએ ઔર ભગવાન સેવામાં લીન રહેતા હએ, ઉસકો હિંસક પ્રાણી દુખ નહી દેતા ઔર પ્રેમી બાળ બનકર ઉસકી પાસ બેઠતા હએ. **પ્રભુ ચરણકમળકા દર્શન કાજ સર્વોત્તમ માર્ગ એ હએ કે માનવ કયા, પશુ કયા, પંખી કયા, કોઈ જીવકો, હિંસા ન કરના, ઔર પ્રેમી બનકર પ્રેમપાન સર્વકો કરાના.** રહસ્ય એ હએ કે જીસને હિંસા બોયા ઉસને હિંસા લણા. ઔર, જીસને પ્રેમ બોયા ઉસને પ્રેમ લણા. સકળ જીવ પ્રતિ પ્રેમ આચર. વોહી મોક્ષ દેગા. દેખ, ભગવાનકા પ્રેમ દેખ. રૂતુ રૂતુકા કોટિ મેવા દીઆ; રૂતુ રૂતુકા અનેક અન્ન દીઆ. મૂર્ખ માનવ ઉચરતા હએ કે બળવાન પશુપ્રાણી બળહીણ પશુ પ્રાણીકા ભક્ષ કરતા હએ તો મનુષ્ય જો બળવાન હએ વો પશુ જો બળહીન ઉસકા ભક્ષ કરે તો પાપ નહી હુવા.

**મૂર્ખ માનવ સમજતા નહી હએ કે પશુ પ્રાણીકો નિર્વાહકા અન્ય સાધન નહી હએ, ઔર ઉદર પોષણ કે કાજ દ્રવ્ય ઉપાર્જીત કરનેકા સાધન પશુ પ્રાણીકો નહી દીઆ, ઉસકે લીએ સંહારકા માર્ગ પશુ પ્રાણી લેતા હએ, ઔર ભગવાનને એ ન્યાય પશુ પ્રાણીકો દીઆ હએ. પરંતુ મનુષ્યકો અન્ય ન્યાયકી આજ્ઞા હએ કે પ્રમાણીક રીતસે દ્રવ્ય ઉપાર્જીત કરો ઔર ઉસસે પેટ ભરો. ધિક્ક મનુષ્યકો કે પ્રાણીઓમે શ્રેષ્ટ આપકો માના ઔર પ્રાણીઓકે નિયમ આપકુ લાગુ પાડે! મૂર્ખ માનવ! પ્રાણીકે પાલન કાજ તેરેકુ માનવ અવતાર ભગવાનને દીઆ હએ પરંતુ તુંતો પ્રાણીકા સંહારકા કાર્ય હાથ લે બેઠા હએ!**

અશ્વિરથ—મહર્ષી ! આ બોધથી કૃતાર્થ થયો છું. આપની આજ્ઞા લઇ પુછુછું કે આપ કોણ છો અને કેટલાં વર્ષથી આ તપ કરો છો?

મહાત્મા—રાજન ! મેં ચારસો વર્ષસે એ તપ આચરતા હું ઓર તપસે શ્રી રામચંદ્રજીકી કૃપા પાયાહું. રાજન ! જો મહાન ગુરૂ પૃથ્વિ ઉપર માનુષી અવતારમેં જન્મ લેતા હુએ ઓર લોકકો અમુક ધર્મકા બોધ કર જાતા હુએ, વોહ ગુરૂ જો સમય સુધી વો ધર્મકા એક પણ મનુષ્યકા પૃથ્વિ ઉપર જીવન હુએ વો સમય સુધી વો ગુરૂ પૃથ્વિ સાથ આપકા સબંધ રખતા હુએ, ઓર જો મનુષ્ય ઉસકા પુરા ભક્ત હુએ ઉસકો વો ગુરૂ દર્શન દેતા હુએ. ગુરૂને પ્રસાર કીએલા ધર્મકા અંતકા સમય આતા હુએ વોહ સમયકુ વો ગુરૂ અન્ય શ્રૃષ્ટિમેં જાના પાતા હુએ ઓર નિજ ઉન્નતિ કે કાર્યમેં પ્રવર્ત હો શકતા હુએ, નહીતો જો ધર્મકા બોધ કીઆ વોહ ધર્મ આચરનાર મનુષ્યકી રક્ષા કરનેકા કામ હાથ લે કર ઉસકો આ કાર્યમાં પ્રવર્ત રહેના પડતા હુએ.

ધર્મગુરૂકા દર્શન, ધર્મગુરૂકા સેવન, વોહી મનુષ્ય દેહ ઓર અવતારકા સાર્થક હુએ. ધર્મગુરૂ સંસારી જનકી આત્મોન્નતિ કરનેકી પ્રીતસે પૃથ્વિ ઉપર ધર્મ બોધ દેતા હુએ ઓર લોકકી આત્મોન્નતિ કરને વાસ્તે સદા તત્પર રહેતા હુએ, ઓર નિજ ધર્મબંધુકો હરપળ સહાયતા કરતા હુએ.

ધર્મ ગુરૂકે સેવનસે કોણ મનુષ્યકી પ્રત્યેક આશા પુરણ હોતા નહી હુએ ! ધર્મ ગુરૂકી આરાધનાસે કોણ મનુષ્યકી આપત્તિ ટળતી નહી હુએ ! ધર્મ ગુરૂ પ્રતિ ભાવકે પ્રતાપસે કોણ મનુષ્ય ઇચ્છિત કાર્યમેં વિજયી નહી હોતા હુએ ?

ધર્મગુરૂકા ધ્યાન નિશદિન ધરા તો કોઇ પળ વોહ—નિઃસંદેહ દર્શન દેતા હુએ ઓર વોહ દર્શનસે મોક્ષ પ્રાપ્તીકા દ્વાર ઉઘડ જાતા હુએ. ધર્મગુરૂ અગોચર હુએ લેકીન નિજબંધુકી સેવામેં ઓર સહાયતામેં અહર્નિશ પ્રવર્ત હુએ. રાજન ! શ્રવણ કર. શ્રીરામચંદ્રજી જો તેરા ધર્મગુરૂ હુએ ઓર જીસકા મેં દાસ હું ઉસને તેરી શુદ્ધ ભગવત ભાવના દેખા હુએ, તેરે ઉપર પ્રસન્ન હુવા હુએ, તેરેકુ દર્શન કોઇક વર્ષ પીછે દઇંગે. એ સમયકો મેરે મુખસે તેરેકો શ્રીરામચંદ્રજીકી આજ્ઞા હુએ કે તેરી પુત્રી શ્રીદેવાકા લગ્ન છ માસકા સમય પછી સુતપા સાથ હુએ, વોહ સમય તું તેરી નગરી જા કયું કે સુતપા

તેરેકુ દેખને ઉત્સુક હો રહ્યા હુએ ઓર શ્રીરામચંદ્રજી સુતપાકી ઉત્સાહ પુરણુ કરનેકો ઉચિત ધારતે હુએ. રાજન ! દો દિન જાવો. ઓર પીછા ચલ આવો. રાજન ! જાવો. શ્રીરામચંદ્રજીકા અસ્તિત્વકા રહસ્ય લગ્ન પ્રસંગમેં અન્ય જનકો સમજાવો. ( મહાત્મા અદૃષ્ય થઇ જાય છે. )

અધિરથ—( સ્તબ્ધ બની જઈ. સ્વગત ) આહા ! આતો સ્વપ્નું કે સાક્ષાત ખરી હકીકત ! મહાત્માનાં દર્શન ? વળી એ મહાત્માદ્વારા શ્રી રામચંદ્રજીનાં અસ્તિત્વનો જાણે સાક્ષાત્કાર ! જય જય શ્રી રામચંદ્રજી. જય જય શ્રી રામચંદ્રજીના ભક્ત મહર્ષિ. શ્રી રામચંદ્રજીની આજ્ઞા છે કે મારા મહેલે બે દિવસ જાવું તો ચાલ નીકળી પડું. છ મહિના જતાં થશે, અને છ મહિના પછી લગ્ન ઘડી આવે છે તે શ્રી રામચંદ્રજીની નિર્ધારેલીજ આવતી હશે, કેમકે લગ્ન દિવસ વહેલો હોય તો લગ્ન પ્રસંગે હું જઇ પહોંચું કેમ ! ( જાય છે. )



## અંક ૩. પ્રવેશ ૯.

**વેલજી**—(હાથીભાઇને) હાથીભાઇ! આપણા મિત્રોના હાથે આ કાળીદાસનાં ઘરેણાં આપણે પચાવી પાડયાં છે એ તો ઠીક પણ હું ધારૂં છું કે આખું ભેળું શાક કરવા જઇશું તો આપણે ફસી જઇશું માટે કાળીદાસને હમણા જરી ઠંડો પાડવા આ હું ત્રણસો રૂપીઆ અંજે આલવા ધારૂં છું અને કહીશું કે માલ ખરીદનાર આશામીઓએ આ રૂપીઆ હમણા મોકલ્યા છે અને બીજા એક બે દનમાં મોકલશે. આમ કરવાથી એ કાંઇક ચાંત પડશે, નહી તો બૂમો પાડી મેલશે અને બધી જાણ થઇ જશે તો આંહીથી ભાગી જતાં પણ આપણો છુટકો નહી થાય.

**હાથીભાઈ**—વેલજી! તમે કહો છો એ બરાબર છે અને આજે એમને ત્રણસેં રૂપીઆ આપીએ, અને તેઓ આપણી પાસે સાતસો ઉપરનો માલ લેશે, પણ હું ધારૂં છું કે હવે આ ઘરમાં ઝાઝો વખત રહેવામાં સાર નથી અને તે માટે છેવટનો હાથ મારી નીકળી પડવું. જુઓ, મેં આ પ્રમાણેનો ઘાટ ઘડ્યો છે. મેં આપણા મિત્ર લાલભાઇને કહ્યું છે કે તું મારો કાકો થનો ગામથી આવજે એટલે હું કાળીદાસને કહીશ કે મને જે વખતે ભૂત વળગ્યું હતું તે વખતે મને મારી આશા નહોતી તેથી મેં મારા આ કાકાને મારૂં મોંહ જોવા બોલાવ્યા હતા તે આવ્યા છે અને એમનું નામ રૂગનાથદાસ છે. પછી એ કાકા જાણે મોટા શ્રીમંત શાહુકાર હોય તેમ એમને નાણાં ભરનાર બે દેવાદારોને આપણા મિત્રોમાંથી ખોટા ઉભા કરીશું તેઓ મોઢેથી કહેતા આવશે કે અમે રૂગનાથદાસ શાહને રૂપીઆ ભરવા આવ્યા છીએ અને તેઓ પાસે તો પાઇ પણ નહી હશે. અને કાળીદાસને આપણે કહીશું કે રૂગનાથદાસનું નામ લઇ રૂપીઆ મારા કાકને ભરવા આવ્યા છે તો કાળીદાસ તમારૂં નામ છે માટે જમે કરી લ્યો, અને મારા કાકા તો પુનો પાટલો રહેતા. અને આપણા ત્રીજા એક મિત્રને એ રીતે ઉભો કરવો કે જાણે એણે મારી જણસ ગીરો મુકી છે તે પાછી લેવા રૂપીઆ લઇને આવ્યો છે. પછી કાળીદાસને આપણે કહેવું કે એના ઘરેણાંની જણસ કંઇ ઘરમાંથી લાવી આ ત્રણ હજાર રૂપીઆ ભરવા આવ્યો છે તે રૂ પીઆ લઇ લ્યો, એટલે કાળીદાસ જણસ લઇ આવે તે આપણા હાથ આવે કે [illegible] આપણા [illegible] [illegible] હું [illegible] આપણા મિત્રને [illegible]

રાત્રે કહેતો આવ્યો છું, અને કાળીદાસને પણ આવવા કહી આવ્યો છું. કાળીદાસ તો આવ્યા. (કાળીદાસ આવે છે) (કાળીદાસને) બાપા! પધારો. પધારો.

**કાળીદાસ**—અરે! ભાઇશાએબ! "પધારો" "પધારો" અમેતો (હવે તો) ના કરો, પણ "આમ મરો," "આમ મરો" "કાલ મરતા હોવ તો આજ મરો" ઇમ અમેતો (હવે તો) મને કહો એટલે ભગવાન કાંક મને મોત આલે તો અમેતો (હવે તો) ઠીક થાય, ચમ કે ભાડાંના નેવું રૂપીઆની ખાધ, અને વેંટીની એકહો અને હવાહતરની ખાધ ઇતો મી મારા મનને હમઝાઇ હમઝાઈ ઝમ તમ વેઠી, પણ આ તે દન તમારા કીધે એક કંદોરો અને ચાર વેઢો કાઢીને આલ્યા અને તે જયા તે દનથી મારો જીવ મારા ખોળીઆમાં નહે એવો હું થઇ જયો છું. તમે હાચું ના માનો તો તમને તમારા બાપના હોગન (સોગન્દ) છે.

**વેલજી**--અરે! બાપા! ગભરાવો છો શું! એ રૂપીઆ તો આવી ગયા.

**કાળીદાસ**—(હર્ષિત બની જઇ) ખરૂં કહો છો! રૂપીઆ આઇ જયા! રૂપીઆ આઇ જયા! તાંણે તો ઠીક.

**વેલજી**—બાપા! તમને અમે તે દિવસ તો કીધું હતું કે એ લોકમાંથી એક પણ એક પાઇ પણ આલ્યા વિના રહે તો ચોખંડ ધરતી ઉપરથી એને પકડી પાડી એની પાસે રહેલી આપણી પાઇ લઈએ ત્યારે અમે જપી બેસીએ. લ્યો, આ પેલા વાંસ, હાંલ્લાં અને કુહાડાવાળાઓએ અડધા રૂપીઆ મોકલ્યા છે એટલે ત્રણસો રૂપીઆ મોકલ્યા છે. (રૂપીઆ આપે છે).

**કાળીદાસ**—(રૂપીઆ લેતાં) લાવો, ભાઇશાએબ, લાવો. ભગવાન તમારૂં ભલું થજો. આ મારા બાપના હોગન (સોગન્દ) ખઇને કહુંછું કે ત્રયણસો રૂપીઆ તો શું પણ ત્રણ પાઇ પણ મીતો પાછી ઝોવાની આશા મેલી હતી ચમ કે આપણા જીભાઇને તે દન એ આશામીઓ સાથે પઈસા આ લેવા મોકલ્યો તે જીભાઇ તો રોતો રોતો આવ્યો કે એ આશામીઓ તો કોઈ ચીઆ રહતે અને કોઇ ચીઆ રહતે ઇમ ખબર ના પડે તીમ ફંટાઇ જયા અને ઇતો બાપડો ચઉટામાં એકલોજ પડી જયો અને કશી ગતાગમ પડી ના કે ચ્યાં ઝવું. તે માટે મીતો ઝાણ્યું રૂપીઆ તો જયા અને મારા ભોગ મળી જયા. પણ આ-પેલા જણસોવાળાએ અડધા મોકલ્યા હોત તો ઠીક થાત. હાઠીહાત હજાર રૂપીઆ આઇ જાત. ખરો સુદ્દાનો તો ઇ આશામીજ છે. હોં!

**હાથીભાઈ**—એ આશામીના રૂપીઆ તો તમારી પેટીમાંજ પડયા છે એમ જાણજો, એના રૂપીઆ તો આલવા હું બંધાવુંછું કેમકે એ દોઢ લાખ રૂપીઆ સટામાં કમાયલો છે. ( લાભભાઇ આવે છે. લાભભાઇને કાકા કાળીદાસનાં નામથી બોલાવે છે ) કાકા ! કાળીદાસ ! આવો આવો. મોટી મહેરબાની કરી આવ્યા તે બહુ સારૂંજ કર્યું. તમારાં લાખો રૂપીઆનાં કામ પડતાં મુકાવી તમને આંહી બોલાવત તો નહી, પણ મને ભૂત એવું વળગ્યું હતું કે મને મારા જીવની આશા લગીર નહોતી. ( કાળીદાસને ) બાપા ! આ ( લાભભાઇ ) મારા કાળીદાસ કાકા થાય છે. બાપા ! તમારૂં ભાગ્યશાળી નામ કાળીદાસ તેજ આ મારા કાકાનું પણ નામ છે. ( લાભભાઇને ) કાકા ! આ અમારાં ઘરવાળા મોટા શ્રીમંત શેઠ કાળીદાસ.

**લાભભાઈ**—( કાળીદાસને ) કાળીદાસ શેઠ ! તમને જોઇને મને અત્યંત આનંદ થયો છે. મારો ભત્રિજો હાથીભાઇ મને ઘણા દિવસથી લખ્યા કરતો હતો કે કાકા મારી પાસે આવો, પણ કામનાં રોકાણને લીધે નીકળાયું નહી, પછી જ્યારે એનો છેલ્લો કાગળ તાકીદનો આવ્યો ત્યારે તો સો કામ પડતાં મુકી નીકળી પડયો, કેમકે મારે તો કાંઇ સંતતિ છે નહી એટલે મારે મન દીકરો તો એજ છે.

**વેલજી**—( હાથીભાઇને ) વેલજી ! હવે કાકાને મહ્ની લઇ જઇ જરા આરામ આપો.

**લાભભાઈ**—હા, ભાઇ, જરા મને સુવાદો તો ઠીક. થાકી ગયો છું. પણ, જુવોને. જરા એ ત્રણ માણસો હમણા મને રૂપીઆ ભરી જવા આવનાર છે માટે તે રૂપીયા જરી લઈ લેજો.

**હાથીભાઇ**—( વેલજીને ) વેલજી ! આ મારા કાકા કહેછે એ રૂપીઆ લઈ લેજો. હું કાકાને લઇને અંદર જાવુંછું. ચાલો કાકા. ( હાથીભાઈ અને લાભભાઈ જાય છે ).

**વેલજી**—મને કાંઇ કહેવું નહી પડે. જરૂર રૂપીઆ લઇ લઇશ. ( કાળીદાસને ) બાપા ! આમાં તમને કાંઇ સમજ પડે છે ?

**કાળીદાસ**—હોવે, અ્યમ હમઝ ના પડે, હું કાંઇ મોનવો નહે ! આ હાથીભાઈના કાકા કોક મોટા હરાફ છે ઇની હમઝ માટેઝ મને પુછોછોને ?

**વેલજી**—ના, બાપા, ના, એ હું નથી પુછતો. હુંતો એમ કહુંછું કે આ હાથીભાઈના કાકાનું નામ કાળીદાસ છે માટે આ હાથીભાઇના કાકા કાળીદાસને રૂપીઆ ભરવા આશામીઓ આવે તે ઘડી તમારૂં નામ કાળીદાસ છે તે માટે તમે ઇ રૂપીઆ લઈ લેજો.

**કાળીદાસ**—અરે ! રામ રામ કરો. ઇતો હરકારમાં ઝાણ થાય તો હાથે અને પગે ઝાંઝરીઆં પહેરવા ઘડી આઈ ઝાએ.

**વેલજી**—બાપા ! તમે પુરૂં સાંભળતા નથી. આતો હાથીભાઇએ પોતેજ કીધું છે કે મારા કાકા લાખોપતિ છે તેને બે ચાર હઝાર રૂપીઆની કાંઈ મોટી વાત નથી માટે એમનાં માણસો રૂપીઆ ભરવા આવે તો કાળીદાસ બાપાને એ રૂપીઆ આલી દેવા. હાથીભાઇ એમના કાકાને કહેશે કે આશામીઓ રૂપીઆ તો આલી ગયા હતા પણ મારા ઘરમાંથી ચોરાઈ ગયા. એટલે પછી હાથીભાઈના કાકા કાંઇ એમને કહેનાર નથી.

**કાળીદાસ**—તાંણે આઈ તરાનો (તરેહનો) બંદોબશ થીઓ હોય તો તો મારી હોંમ પોંકે.

**વેલજી**—પણ, જુવો એક આશામી એની જણુસ પેટે ત્રણ હઝાર રૂપીઆ લઇ ગયો છે તે પણ રૂપીઆ ભરવા આવનાર છે માટે તમે પાનછે સાતસેની કાંઇ જણુસ લઇ આવો તો ઝટ તે પાનછે સાતસેની જણુસ આલી દઇશું અને ત્રણ હઝાર રૂપીઆ લઈ લઇશું. એ આશામી કહેશે કે આ જણુસ મારી ના હોય તો એનો જવાબ હું એને આપીશ.

**કાળીદાસ**—તાંણે આઇ તરે ( આવી રીતે ) તમારી હોમ પોંકતી હોય તો આ વાત કરવા મારી પણ હોમ પોંકે છે તાંણે ઝણુસો લી આવું ?

**વેલજી**—હા, બાપા, હા. દોડો ઝટ જણુસો લઇને આવો. ( કાળીદાસ જાય છે )

( સ્વગત ) કાળીદાસ ! કાળીદાસ ! મારાં અને હાથીભાઇનાં ભાગ્ય હમણા તો કાંઇ જબરાં છે ખરાં કે તું અમારા હાથ ચડયો છે અને અમે કહીએ તેમ કરે છે ! ( હાથીભાઇ ત્રણ ઠગ મિત્રોને લઇને આવેછે ).

**હાથીભાઇ**—( વેલજીને ) આ લોકોને ( ત્રણ ઠગ મિત્રોને ) મેં બધી સમજ પાડેલી છે. તમે પણ હોંશીઆરીથી કામ કરજો.

**વેલજી**—અરે ! હોંશીઆરી તો કયારની મેં એવી ચલાવી છે કે કહેતાંને વાર કાળીદાસ જણુસ લેવા દોડયો છે અને કાંઇ ચાપચીપ કરવા ઉભોજ નથી રહ્યો. તમે ખસી જાવો, આ કાળીદાસ તો આવ્યો. ( હાથીભાઇ જતો રહે છે ).

**કાળીદાસ**—( આવતાં બાજુ ) આ આંહડી ( હાંસડી ) હવા પાનછેની છે ઇ લી આયો. હારૂ થીયું કે કાલ્લ હોનીને ધોવા આલવા માટે બહાર કાઢી મેલી હતી તે માટે મગનીઆની માં ન જુવે તીમ લઇ આવવાનો બંધ બેઠો. હવા પાનછે ના ત્રયણ હઝાર આવે ઇ શા ખોટા ? ( વેલજીને ) વેલજીભાઇ ! આ જણુસ લી આયો

**વેલજી**—( સમજણ પાડવાના નમ્ર સ્વરે ) બાપા ! ધીમે બોલો. આ પેલા લોકો (ઠગો) રૂપીઆ ભરવા આઇ ગએલા છે. ( મોટા સ્વરે જાણે ઠગોને સંભળાવવા અને કાળીદાસને મોટા મનાવવા ) બાપા ! આ જણુસ તો પેલા ત્રણ હઝારવાળા

રૂપીઆવાળાને આપવાની છેને? બાપા! આ ચોપડીમાં જરા જુવોને કે પેલા નગરશેઠને ત્યાં તમારા સીતેર હઝાર રૂપીઆ લેહણાછે તેની મુદત કયે દન પાકેછે. (પોતાનાં ગુંજામાંથી ચોપડી આપેછે. આપતાં નમ્ર સ્વરે કાળીદાસને) બાપા! અમસ્થા અમસ્થા આ ચોપડીનાં પાનાં ઉથલાવ્યા કરજો, અને હું આ લોક સાથે વાત કરૂં તેમાં એક અક્ષર બોલશો ના.

**કાળીદાસ**—(નમ્ર સ્વરે) અરે! હું તે કાંઇ ગાંડો છું? હું તે કોઈ એવો હોંશીઆર ટળ્યો છું કે વળી ડહાપણ કરવા જઇશ! (બાજુ ઉભા રહી ચોપડીનાં પાનાં ઠાલી ઉથલાવે છે). (બાજુ) નગરશેઠના ત્યાં મારા સીતેર હઝાર રૂપીઆ નેકળે! ભગવાન કરે અને કોઇ દન એવી ઘડી આવે તો મહા દુખ થઇ ઝાય.

**વેલજી**—(૧. ઠગને) કેમ ભાઇ! તમારૂં કેમ આવવું થયું છે?

**૧. ઠગ**—મોરબીના કાળીદાસ શેઠે અમારા ઉપર તાકીદનો સંદેશો મોકલ્યો છે કે અમારે આંહી આવી એમના માંગતા ત્રણસો રૂપીઆ ભરી જવા તેથી રૂપીઆ ભરી જવા આવ્યો છું.

**વેલજી**—ઠીક. બેસો. કાળીદાસ શેઠ તે આ (કાળીદાસ તરફ આંગળી કરીને) મોટા તેજ. તમે તો એમના મુનિમ પાસેથી રૂપીઆ લીધા હશે એટલે એમને શેઠને ઓળખતા નહી હશો! (૨. ઠગને) કેમ ભાઇ? તમે કેમ આવ્યા છો!

**૨. ઠગ**—મારા ઉપર પણ સંદેશો આવ્યો હતો કે બસો રૂપીઆ ભરી જવા તેથી બસો રૂપીઆ ભરવા આવ્યો છું.

**વેલજી**—ઠીક. બેસો. તમારા રૂપીઆની ઉતાવળ તો કાંઇ નહોતી પણ શેઠ ઉપર કોઇએ નનામો કાગળ લખ્યો કે તમે આશામી ઠીક નથી, તેથી શેઠને વહેમ પડયો અને તુરત રૂપીઆ ભરી જવા સંદેશો મોકલ્યો. (૩ ઠગને) કેમ ભાઈ? તમે પણ કાંઈ રૂપીઆ ભરવાજ આવ્યા છો? જણસ મુકી ત્રણ હજાર રૂપીઆ લઇ ગયા છો એ તમેજ?

**૩. ઠગ**—હા. એ. હુંજ. ત્રણ હઝાર રૂપીઆ લાવ્યો છું. માટે મારી હાંસડી આપો. અને રૂપીઆ લ્યો (ઠાલી પથ્થરા ભરેલી કોથળીઓ આગળ મુકે છે.)

**વેલજી**—(હાંસડી આપતાં) લ્યો. ભાઇ. હાંસડી લ્યો. રૂપીઆ આંહીજ રહેવા દો. હું મુનિમ સંગાથે ઘરમાં મોકલાવીશ.

**૩. ઠગ**—(હાંસડી જોવાનો ડોળ કરીને) આ હાંસડી મારી નથી.

**વેલજી**—અરે! કાંઇ ગાંડા થયા છો શું!

૩. ઠગ—શેઠને પુછી જુવો કે મારી હાંસડી સાડાચાર હઝારની હતી કે નહી. આ હાંસડી ( કાળીદાસની હાંસડી ) તો પાનસો છસોનો માલ છે.

વેલજી—ત્યારે તો શેઠ ઉતાવળમાં બીજી હાંસડી લઇ આવ્યા હશે. હશે, ચાલો, મોરબી જઇને શેઠ તમારી હાંસડી મોકલી આપશે.

૩. ઠગ—ત્યારે આ રૂપીઆ તો હમણા પાછા લઇ જાવું છું.

વેલજી—તમે તો ભલા માણસ છો. હાં ! શું અમારા શેઠ તમારી હાંસડી પચાવી પાડનાર છે એમ સમજો છો ? તમારી હાંસડી અમારા શેઠને તો એક તણુખલાંનાં તોલની નથી.

૩. ઠગ—તેતો ખરૂં, પણ અમે તો ગરીબ માણુસ માર્યા જઇએ ને !

વેલજી—અરે ! માર્યા શાના જાવો ? કાળી રાતે પચા હજાર જોઇએ તો લઇ જજોને.

૧. ઠગ—( ખાંસવાનો ડોળ કરે છે ) વેલજીભાઈ ! ખાંસી ચડી આવી છે તે જરી થુંકી આવું. ( જાય છે ).

૩. ઠગ—ત્યારે લ્યોને રૂપીઆ મેલી જાવું છું. તમને ભગવાન વહાલા હોય તો મારી હાંસડી યાદ રાખી મોકલાવજો.

૨. ઠગ—( વેલજીને ) આ મને કોક હાંક પાડતું બહાર સંભળાય છે તે જોઈ આવું કે કોણ છે. (જાય છે).

વેલજી—( ૩ ઠગને ) તમને ભરોસો ના પડતો હોય તો મેં તમને આલી છે એ હાંસડી લઇ જાવો અને તમારી હાંસડી અમે મોકલી આપીએ ત્યારે આ હાંસડી અમારા ઉપર મોકલી આપજો. હવે તો જીવને કાંઇ ધીરજ આવે છે ને ? જાવ, હવે.

૩. ઠગ—આ, હીંડયો. ( જાય છે ).

વેલજી—( કાળીદાસને ) બાપા ! કેમ ! હું કહેતો હતો એમજ બધું થયુંને ? કાંઇ લગીરે વાંધો પડયો ?

કાળીદાસ—પણ આતો તમારાથીજ બને. હુંતો છેટે ઉભો રહી સાંભળતો હતો તોએ કાળજું મહીંથી ફડક ફડક થઇ ઝતું હતું.

વેલજી—બાપા ! અમે તમારૂં ઘર એક ફેરાનું ભરી આલવા બેઠા છીએ તો અમારૂં ધડ જશે તોપણ પાછા નહી હઠીશું. હું જઇને જીભાઇને મોકલું છું. એની પાસે આ ત્રણ હજારની કોથળીઓ લઇ જઇ તમારી તીજોરીમાં મુકાવી દો. ( જાય છે ).

કાળીદાસ—(સ્વગત) લાયને, કોથળીઓ હુંજ ઉંચકી ઝાવું. આતો કોઇને જાણ પડવા દેવામાં હાર નહે. ચોરીનો માલ કહેવાય ! પણ મને મગનીઆની મા કોથળીઓ ઉપાડીને

ઘરમાં જતો દેખશે તો પુછશે તો શું જવાબ આલીશ? ઇનાથી તો આ વાત છાની રાખવાની છે. જીભાઇને આવવા દ્યુ. (જીભાઇ આવે છે).

જીભાઇ—બાપા! કોથળીઓ ચ્યાં છે? લાવો ઉપાડી ઝાવું.

કાળીદાસ—અમે (હવે) ઝરી હળવેથી બોલ. મગનીઆની મા ઝાણે ના તીમ લઇ ઝવાની છે. તને પણ વારે ઘડીએ હમઝ આલવી પડે છે, ચ્યમ?

જીભાઇ—અરે! બાપા! ઇતો હું હંભાળીને લઇ ઝઇશ. તમે ઝોયા કરો. (કોથળીઓ ઉપાડે છે ઢેફાં માલમ પડે છે). (કાળીદાસને) બાપા! બાપા! આમ તો ઝુવો. આમ તો ઝુવો. આતો મહીં તો માટીનાં ઢેફાં અને પથ્થરા ઝણાય છે!

કાળીદાસ—(સ્તબ્ધ બની જઇ) હેં? હેં? ઢેફાં અને પથરા! બોલાય, વેલજીને તાંણે તો દોડ.

જીભાઇ—અરે! બાપા! બોલાવવાની ચ્યાં વાત કરો છો? તમે હીંડો. અને દોડો.

કાળીદાસ—લે, તાંણે હું પણ દોડું. હીંડ (બેઉ જાય છે).






## અંક ૩. પ્રવેશ ૧૦.

જયદશ્ર—( સ્વગત ) તે દિવસે કંસવતિ ભગવતનો બોધ કરી ગઈ તે મનમાં એવો જબરો ઘુમી રહ્યો છે કે જાણે ભગવતનો ડર રાખી વર્તવાનો નિયમ લઇ બેસું. અરે! પણ એ પંથે પડવું મને કેમ પાલવશે! હુંતો ધારૂંછું કે એ પંથે પડવા જઇશ તો એ પંથે તો મારાથી છેવટ સુધી ચડાવાતુંજ નથી અને વળી ભગવતના ડર વિનાનાં આચરણના જે પંથે છું તેમાં પણ પાછળ પડી જઇશ, તો બેઉ પંથમાં કુટાઈ મરીશ. આપણે તો જે રીતે ચાલતા આવ્યા છીએ તે રીતેજ ચાલવામાં સાર જોઇએ છીએ. પેલી વારાંગના સુતપાને વશ કરવા ગઈ હતી તે સમાચાર લઇને હમણાં આવવાની છે. એ સુતપાને વશ કરી શકી હશે તો તો ઠીક નહીતો એ સુતપાને વશ કરવા મારે બીજા અનેક પછાડા મારવાજ પડશે, કેમકે એ સુતપા જ્યાં સુધી બળવાન છે ત્યાં સુધી શ્રીદેવા આપણા હાથ આવવી અશકય છે

ગાયન ૩૪.

[1]હાર્યો જુવારી બેસે બમણું રમી.
[2]કપટીની નવ ટળે કુટાગણ કારમી.
[3]તરણી તાપ તૃષા ઘુંટડા જળે સમી,
[4]જારકર્મ ઝલંદર ઝંખના મોતે વિરમી.
દુખડાં દોહેલાં દિનરાત રહ્યાં છે દમી,
ઔષધિ અશકય, રહું તે થકી ખમી.
[5]ગ્લાનિ ગળતાં, ગઈ ગલહુતી પેઠે ગમી,
[6]એઠો આહાર અકર્મી જાએ પ્રીતથી જમી.
[7]રિપુ રૂધિરથી રાજ રોગ થાશે કમી,
લાવો કોઇ ઔષધિ વિનવું હું નમી.

( પ્રધાન આવે છે )

---

૧ જુવારી શાંત બેસે કયારે કે બમણું હારે ત્યારે. ૨ કપટી માણસ સદા કુટાઇ મરે ૩ સૂર્યના તાપની તૃષા તે ઘુંટડા જળથી સમે ૪ વ્યભિચાર ઝલંદર જેને થયું તેની વ્યભિચારની તૃષા કદી ન છીમી ૫ દુખ વેઠતાં વેઠતાં હવે જીવને દુખ નવાં ઉત્પન્ન કરવામાંજ આનંદ થાય છે. ૭ જેનાં ભાગ્ય ખોટાં છે તેને એઠાં અન્ન પ્રીતથી ભાવે છે. ૭ મારો પ્રેમનો ખઇ તે શત્રુનું લોહી પીવાથી મટશે.

**પ્રધાન**—જયદ્રથ મહારાજા! હવે તો તમારે કોઇ પણ પ્રકારે રાજ્ય કારભારનાં કાર્યમાં વધારે ધ્યાન આપવું પડશેજ અને શ્રમ લેવો પડશેજ.

**જયદ્રથ**—તમે શું એમ કહેવા માગો છો કે તમે જે કહો તે મારે કરવું? જાવ, હું હવે રાજ્યનાં કાંઇ પણ કામમાં લક્ષ આપવાનોજ નથી.

**પ્રધાન**—કારણ!

**જયદ્રથ**—કારણ એ કે મારા જીવને સુખ નથી.

**પ્રધાન**—ત્યારે જીવને સુખ આપો.

**જયદ્રથ**—ત્યારે જીવને સુખ આપવાનીજ આ મુંઝામણમાં મરૂં છું તો.

**પ્રધાન**—મુંઝામણથી તો દુખમાં વધારો થાય અને મુંઝામણથી તમે દુખમાં ઘટાડો કરવા ધારો છો એ કેવી વિપરિત વાત?

**જયદ્રથ**—ત્યારે અમુક દુખની ઔષધિ નહી તે છતાં તે ઔષધિ કોઇ પેરે ઉત્પન્ન કરવીજ જોઇએ એ વિચાર મુંઝામણ નહી; તો બીજું શું? અને એ મુંઝામણને લીધે તમે કહો છો તેમ શું ઔષધિનો વિચાર ન કરૂં?

**પ્રધાન**—જે ઔષધિ પ્રાપ્ત થાય તેમ ન હોય તે ઔષધિ માટે વિચાર કરવાથી તે ઔષધિ પ્રાપ્ત કેમ થવાની?

**જયદ્રથ**—ત્યારે શું તમે એમ કહેવા માગોછો કે હવે મારે ઔષધિ શોધવીજ નહી અને મોતને કહું કે કાલ આવતું હોય તો આજ આવ અને મને લઇ જવો હોય તો લઇ જા.

**પ્રધાન**—મારૂં કહેવું એવું છે કે દુખની ઔષધિ ન મળે તો મુંઝાવું શું કરવા કે મોતને આમંત્રણ દેવું શા માટે! શું ઔષધિ મળે તોજ દુખ ટળે છે નહી તો ત્રિભુવનનાથ દુખ ટાળનાર નથી? ત્રિભુવનનાથની ઇચ્છા હશે તો પળમાં તમારાં દુખ ટળી તમને સુખ થશે.

**જયદ્રથ**—પ્રધાનજી! આ વાત તમે ઠીક લાવ્યા! તમે કહો છો તેમ ભગવાનની ઇચ્છા હશે તો પળમાં મારૂં દુખ ટળી જશે તે ખરૂં. પણ કદાચને ભગવાનની એવી ઇચ્છા ન હોય તો તો પછી તેના ઉપર આધાર રાખવે દુખ ટળે નહી અને સુખની ઘડી આવે નહીજને?

**પ્રધાન**—પણ આપણાં દુખ ટાળવા ભગવાનની ઇચ્છા કરાવવી તે આપણા હાથમાં છે.

**જયદ્રથ**—આતો વળી બીજી વિપરિત વાત સાંભળી!

**પ્રધાન**—વિપરિત વાત નથી. સત્ય વાત છે. અને તે આ રીતે કે આ પ્રમાણે તમે ભગવાનને રોજ પ્રેમથી વિનવો! ઓહ! પરમકૃપાળ પરમાત્મા! જગ-

નિયંતા ! અંતર્યામી ! વિશ્વવ્યાપક ! કરૂણાસાગરા ! આ દીન દાસ નમન કરી તમને વિનવે છે કે મારાં મનના સકળ વિકારો, મારાં તનના સકળ તાપ તમારા પ્રભાવથી દુર કરો. મનોવિકાર અને તનના તાપનો હું ભોગ થઈ પડતાં તેમાંથી મુક્ત થવા નિજ બળે અશક્ત છું માટે મારી સહાયતાએ રહો.

જયદ્રથ—અરે ! પણ આ પ્રમાણે વિનવવે મારો અર્થ સિદ્ધ થાય તેમ ક્યાં છે ? તમેજ કહોને કે એથી શું ભગવાન મારા શત્રુનો વિનાશ કરવાના અને મારી સુખની ઘડી લાવવાના ?

પ્રધાન—પણ શત્રુના વિનાશથી તમને શું સુખ થશે ?

જયદ્રથ—વાહ ! શત્રુનો સંહાર થાય પછી તો ખુશીજ ખુશી.

પ્રધાન—પણ એમ ધારો કે એક શત્રુનો સંહાર થયા પછી બીજો શત્રુ જાગ્યો તો ?

જયદ્રથ—તો તેનો પણ સંહાર કરવાનો.

પ્રધાન—અને એમ જાણો કે પછી ત્રીજો શત્રુ જાગ્યો, અને પછી ચોથો, એમ અનેક શત્રુ જાગે તો બધા મૃત્યુ પામવેજ તમે મગ્ન થાવો તો તો તમારૂં પોતાનું આયુષ્ય પુરૂં થવાનું પણ શત્રુઓનો અંત નહી આવવાનો. ત્યારે શત્ર સંહારમાં શું સાર ?

જયદ્રથ—તમે કહો છો તેમ શત્રુઓ કાંઇ આપણો આખો ભવ જાગ્યા કરતા નથી.

પ્રધાન—રાજા ! તમને ખબર નથી કે એક શત્રુનો જો તમે વિના કારણે સંહાર કરો તો તે મૃત્યુ પામવે, અવગતીઓ થઈ, તમારા વિનાશ કાજે તમારા શત્રુ તો શું પણ સ્નેહી જેવાં કે માત પિતા, ભાઇ બહેન, મિત્ર કે બંધુ, એ સર્વની કાયામાં અદૃષ્ય પ્રવેશ કરી તમારા પ્રતિ તેમના મનમાં દ્વેશભાવ પ્રેરેછે, એટલે પછી તમને દશ દિશાએથી શત્રુજ સામા આવી મળવાના, અને આ રીતે તીડનાં ટોળાંઓની પેઠ અથવા એક તણખલાંથી ચોમેર સળગી ઉઠેલાં ઘરના અગ્નિ પેઠે શત્રુ તમને જરૂર ઘેરી લેશે. (વારાંગના આવે છે.)

જયદ્રથ—પ્રધાનજી ! હશે. તમે કહો છો તેમ હશે. આ વારાંગનાનું ઘડીભર ગાન સાંભળી રાજ્યકાર્યમાં લક્ષ આપીશ.

પ્રધાન—ઠીક. (જાયછે).

જયદ્રથ—(બાજુ સ્વગત) ઓહો ! એક શત્રુનો સંહાર અયોગ્ય રીતે કર્યો હોય તો તેનો આત્મા દુખી થઇ અનેક જણની કાયામાં પ્રવેશી તેને આપણો વેરી બનાવે અને તેના

હાથે આપણો અંત લાવે ત્યારે જપે! આહા! શત્રુસંહાર ત્યારે મહા ત્રાસદાયકજ! કંસવતિએ ભગવાનના પ્રતાપના શબ્દો કહ્યા અને તેની છાપ હૃદય ઉપર પડી તે કરતાં પણ વધુ છાપ આ પ્રધાનના બોલોથી પડી છે! અને કંસવતિના અને પ્રધાનના બોલો જાણે મારા હમેશના પંથથી મને જુદે પંથે લઇ જાય છે।

**વારાંગના**—રાજન! તમે શું ધારો છો? મારો ફેરો સફળ થયો છે કે અફળ?

**જયદ્રથ**—એ જાણવાની શકિત મહાત્મામાં હોય અને મારામાં નથી.

**વારાંગના**—પણ, જરી અનુમાન તો કરી જુવો.

**જયદ્રથ**—એવું નિરર્થક અનુમાન કરવા જીવ આ ઘડી ના કહે છે.

**વારાંગના**—ત્યારે તો હું પણ ખરી કે તમારાં મુખેથી મારો પુછેલો જવાબ પ્રથમ લઇશ પછીજ જે હકીકત બની છે તે કહીશ.

**જયદ્રથ**—તો તો હું ધારૂં છું કે મારે તારી ખરી હકીકત સાંભળવા પણ આ ઘડી તો કાંઈ ઝાઝો ઉત્સાહ નથી.

**વારાંગના**—ત્યારે તમને આ વાતમાં કાંઇ ઉત્સાહ નથી તો મને આ વાત માટે મોકલવીજ ન હતી.

**જયદ્રથ**—ભૂલ થઇ ગઇ તેનું હવે કેમ કરૂં?

**વારાંગના**—માત્ર એક બે બોલનો ઉત્તર તમારે મારા પ્રશ્નનો આપવાનો હતો તે છેવટે તમે નહીજ આપ્યો!

**જયદ્રથ**—તું કહે છે તેમ ફોકટ ફાંફાં હું આ પળે કાંઈ મારવાનો નથી.

**વારાંગના**—ત્યારે તો, રાજન, મારે પોતેજ ખરી હકીકત કહી દેવામાં સાર છે. જુવો, હું મારા ફેરામાં નિષ્ફળ ગઇ છું. સુતપાએ મને એવા ઉત્તરો આપ્યા અને ભગવાન અને નિતિ સંબંધી એવા બોધ દીધા કે હું એને વશ તો શું કરૂં પણ જાણે હું એને વશ થઇ જતી હતી તેથી નાસી નીકળી. તલવારની ધારથી જે હીરો ના કપાયો તેને કાપવા તો હું તે હીરા સમાન મૂલ્યવાન બનું અને તલવારનાં લોઢાંનો ગુણ તજું ત્યારે; ખારાં જળથી જેણે સ્નાન કરવા ના પાડી તેને તો મહત્વનાં મીઠાં જળથીજ સ્નાન કરાવી શકાય. હવે તમે કહો તેમ કરૂં.

**જયદ્રથ**—વારાંગના! હવે તારે કાંઇ કરવાનું નથી. તું તારા આશ્રમે જા.

**વારાંગના**—રાજન! તમે કોપાયમાન થએલા દીસોછો. પણ તમેજ કહો કે જે કાર્યમાં હું અશકત થઇ તેમાં મારો દોષ શું? ભલે, મારો દોષ હોય તો ત્યારે તમને ગમે તો મારો શીરચ્છેદ કરાવો.

**જયદ્રથ**—હાય ! હાય ! તારો શીરચ્છેદ કરાવી, તારા આત્માને દુખી કરી પછી હું કેમ ઠરી બેસવાનો ? કેમકે તારો દુખી આત્મા મારા પોતાના ભાઇમાં પણ પ્રવેશ કરી તેને ભાતૃભાવતું વિસ્મરણ કરાવી, તેના મનમાં વૈરભાવ વિપરિત ઉત્પન્ન કરી, મારા માના જણ્યા ભાઇના હાથે મારૂં મૃત્યુ લાવે ત્યારેજ તું જપે. (બાજુ) પ્રધાનજી ! તમારા બોલો અંતરમાં નથી વિસરાતા ! કંસવતિ ! તારા બોલો પણ પાછું તીવ્ર સ્વરૂપ મારાં અંતરમાં ધરી રહ્યા છે ! આહા ! અમુક બોધોની શું આવી અસર કે પળમાં મનુષ્યનું ભાન ભૂલાવી દે !

**વારાંગના**—રાજન ! શીરચ્છેદ કરાવવા તમારે તો ફક્ત એક શબ્દ બોલવાનીજ વાર તેમાં આ બધી વાતો હાલી કયાં લાવી મુકી ? પણ, રાજન ! મારૂં કહેવું સાંભળો તો મારે એટલુંજ કહેવાનું છે કે જો કે આ સુતપા મારાથી વશ નથી થયો તોપણ બીજાં કોઇ પાત્રને વશ કદાચ થશે માટે તેને મોકલો.

**જયદ્રથ**—મારા આ ઘડીના વિચાર પ્રમાણે તો હું પોતે સુતપા પાસે જવા ધારૂં છું.

**વારાંગના**—એ પણ યોગ્ય પગલું છે. તમે પોતે જશો અને ઉગ્ર, રૂપ ધારણ કરશો તો કદાચ એ ડરી જશે.

**જયદ્રથ**—તેવા વિચારથી હું જવા નથી ધારતો. આતો તું કહેછે કે તને ભગવાન સબંધીનાં વચનો કહ્યાં તે સાંભળવા માટે જવાનો મારો વિચાર થાય છે. વારાંગના ! તું હમણા જા. બોલાવું તો પછીથી આવજે.

**વારાંગના**—અવકૃપા થઇછે એટલે હવે ઉભી રહીને શું કરૂં ! (જાયછે).

**જયદ્રથ**—આ વારાંગના કહેછે કે સુતપાએ પણ બોધના બોલો કહ્યા અને તેની અસર એની ઉપર પુરણ થતી હતી. લાવને, સુતપાના બોધના બોલ સાંભળું. એક પછી એક બોધના બોલ શ્રવણ થતાં એમ શ્રદ્ધા થાય છે કે એ બોલો નિરર્થક નથી પણ સાંભળવા લાયક અને તે પ્રમાણે વર્તવા લાયક છે. સુતપાને વૈરી નહી ગણું, કેમકે સુતપા મને વૈરી નથી ગણતો તો મારે એને વૈરી ગણવાની કાંઇ ખાસ આવશ્યકતા નથી. ચાલ, ત્યારે, એની પાસે જાવું. (કંસવતિ આવેછે).

**કંસવતી**—સ્વામીનાથ ? કાંઈ આજ્ઞા છે ! પ્રધાનજી તમને બોલાવે છે તે માટે આવી છું.

**જયદ્રથ**—આજ્ઞા તો એ છે કે તું કાંઇ આજ્ઞા મને કર જેથી પતિ તરીકેની પત્નિ પ્રતિની ઇશ્વરથી નિર્માણ થએલી આજ્ઞાનું પાલન તારી આજ્ઞા પ્રમાણે વર્તા કરૂં.

**કંસવતી**—સ્વામીનાથ ! તમે શું એમ કહેવા માગો છો કે તમે હવે મને પ્રેમથી નિહાળો છો અને મને હડસેલી નહી મુકશો ?

જયદ્રથ—હું શું કહેવા માગું છું તે પ્રશ્ન ન કર. પણ હવે શું કરવા માગું છે તે જાણવા કાંઈ આજ્ઞાજ કર.

**કુંસવતી**—અરે! સ્વામીનાથ! પત્નિની પતિને આજ્ઞા ન હોય. આજ્ઞા તો પતિની પત્નિનેજ હોય.

જયદ્રથ—પણ એવું કાંઇ હોવુંજ જોઇએ?

**કુંસવતી**—હા, એવો ઇશ્વરના ન્યાયનો નિયમ છે.

જયદ્રથ—પણ એક ફેરા એ નિયમ તોડ અને તારી ખાતરી કરી જો કે તારી આજ્ઞા જે કાંઇ હશે તે હું પાળું છું કે નહી.

**કુંસવતી**—અરેરે! ઇશ્વરનો નિયમ તોડું! ઇશ્વર આગળ અપરાધી બનું! તેમાં સાર શું? સાર તો એટલોજ કે અપરાધની શિક્ષા પામીશ.

જયદ્રથ—(બાજુ) માત્ર એક અપરાધની શિક્ષાથી કાંપે છે તો મારે તો પળપળના કોટાનકોટિ અપરાધથી કેટલું કાંપવું જોઇએ! (કુંસવતિને) ભલે, ત્યારે મને આજ્ઞા ન કર. ત્યારે હવે મારે પોતાનાં મુખે કહેવાનું રહ્યું કે મેં અનીતિનો પંથ છોડયો છે, અને તેથી હવે તું જે મારી પત્નિ છે તે પ્રતિની મારી ફરજો બજાવીશ, અને ભાઇ ભાંડુ શું કે સકળ લોક તરફ પણ ન્યાયબુદ્ધિથી વર્તીશ.

**કુંસવતી**—(હર્ષિત બની જઈ) ત્યારે તો મારી સાહેલીએ કહ્યું હતું તેમ ભગવાન મારી એવી ઘડી લાવ્યા કે તમે મને પ્રેમથી નિહાળતા થયા! (સ્વગત) આહા! ભગવાન! સકળ માનવનાં ઉરની સકળ આશાઓ તું પુરેછેજ, પછી ઘડી વહેલી કે મોડી!

જયદ્રથ—**સુપંથે ચડવાની મને મતિ સુજી છે તે માત્ર તારા અને પ્રધાનજીના અછડતા ભગવત સબંધીના બોલો સાંભળી. માટે હું તો સત્ય પ્રમાણું છું કે પ્રભુનાં જ્ઞાનનાં બોલો સદા વાતાવરણમાં ઉડતા રાખવા જેથી કોઈ કાળે કોઈ મનુષ્યનાં હૃદયમાં કાન દ્વારા પેસી જઈ ત્યાં નિવાસ કરે અને તે મનુષ્યનો જન્મ ફેરો સફળ થાય**

**નોકર**—પણ, પ્રધાનજી ખોટી થતા હશે માટે ચાલ જઇએ. [ બેઉ જાય છે. ]

શ્રીદેવા—( સ્વગત ) સુતપા ! તમારાં પુણ્યના બળેજ તમે સુખી થયા અને અનેકને સુખીઆં કર્યાં ! બહેન દેવરક્ષિતા મહાન રાજન ભાનુમાનની રાણી થઇ; ભાઇ સત્કર્માં તે ભાનુમાનની બહેન સતરૂપાનો સ્વામી થયો. અને હું ચંડાળ મૂર્ખી તે પણ તમારા પ્રતાપે સુખમાં રહેવા પામી છું નહી તો ચોરને શાહુકાર કહું અને શાહુકારને ચોર કહું એવી મતિહીન મૂર્ખી હું રાજ્યકારભાર શું ચલાવી શકત ! વળી, તમારા ન્યાયથી પ્રજાજનનાં લાખો મનુષ્યમાંનું પ્રત્યેક સુખી થયું. સુતપા ! તમારા પ્રતાપે સર્વ કોઇ સુખીઆંજ થયાં અને કોઈ દુખ પામ્યાંજ નહી. ખરે ! સો મરજો પણ સોનાં સુખનો આપનાર સદા જીવજો.

ગાયન ૩૫

જન્મ લીધો તો જીવી જાણજો જગતનાં જન,
અનુકરણ હેતે કરજો સુતપા કેરૂં જીવન.
[1]ભાનુ એક પણ ભવ્ય કેવો, ભરે ભદ્રથી ભૂવન,
[2]કાચ કકડા તેતો માટી, પ્રભા તેમાં કવણ ?
[3]બળતણ બાવળીઆ બની રખે ભરતા વન,
[4]વિમળ વાસથી વ્યાપજો બની બાવનાચંદન.
[5]કાયા કલેવર તુજ, રકત માંસનું તેને લેપન,
[6]લેપન એ શા અર્થનું, દે ધર્મ સ્થંભનું ટેકન.
સૌજન્ય, ક્ષમા, સત્ય, વિધાતા વંદન,
[7]વૃત એ આચર્યાં તો થયા વિરલા તન.

( સુતપા આવે છે ).

ઓહો ! સુતપા આવે છે. ( સુતપાને ) તમારો દાખલો લઇ મનુષ્યને સાર લેવાનો છે અને મારો દાખલો લઇને પણ મનુષ્યને સાર લેવાનો છે. પણ તમારા દાખલા ઉપરથી સાર એ લેવાનો છે કે ભગવતનો ભકત સદા પોતે

---

૧. સૂર્ય જેવા પ્રકાશિત જગતમાં થજો ૨. કાચના કકડા જેવા નિરૂપયોગી ન થશો. ૩ કાંટાથી ભરેલા બાવળીઆ જેવા થઇ સર્વને દુખ ન દેશો. ૪. બાવનાચંદન જેવા થઈ સર્વને સુખ દેજો ૫. આપણી કાયાને માંસ અને લોહીથી લીંપેલી છે ૬. એ લીંપનનો ટેકો ગ્રાજો નહી માટે ધર્મના સ્થંભનો ટેકો દેજો ૭. ઉત્તમ ગુણો ધરશો તો પ્રખ્યાત પુરૂષ જગતમાં થશો.

સુખી છે અને બીજાને સુખી કરનાર છે, અને મારા દાખલા ઉપરથી સાર એ લેવાનો છે કે ભગવતનું નામ લીધા વિના આપમતિથી જે વર્તે છે તે દુખી થાય છે, અને ભગવાનનો ભકત મળે છે તોજ તેની સુખની ઘડી આવે છે. પણ, તમને નિવૃત્તિ હોય તો પ્રભુ જ્ઞાનના બે બોલો મને સમજાવો.

સુતપા—પ્રભુ જ્ઞાનનો ભંડાર મારામાં કાંઇ ઝાઝો નથી તે છતાં મારી સમજ પ્રમાણે સમજ પાડીશ. જે પ્રશ્ન પુછવો હોય તે પુછો.

શ્રીદેવા--તમારામાં પ્રભુ જ્ઞાનનો ભંડાર નહી તો પછી તે ભંડાર કોણમાં હશે ? પણ, ખરે, કહેવત છે કે અધુરી હાંલ્લીજ છળકે અને નહી કે અમાપ જળથી ભરેલો સાગર; પોલી પખવાજજ ઝાઝું ધીંગાણું કરે અને નહી કે સીતાર કે ચંગ; કાગળની પતંગડીજ પવનમાં ખેંચતાણ ઝાઝી કરે અને નહી કે ગંભીર ગ્રહો જે એક રાગે નભોમંડળમાં ફર્યા કરે છે.

સુતપા—તમારે જે પ્રશ્ન પુછવો હોય તે પુછો તો ઠીક અને પ્રસંશા ના ગાવો કેમકે મારી પ્રસંશા મને કોઇ રીતે પ્રીય નથી.

શ્રીદેવા—લ્યો, ત્યારે પ્રશ્ન પુછું. મારે તમને પ્રથમ પુછવું આ છે કે તમારાં મન વિષે ભગવાન વિષે આ દ્રઢ પ્રીતી પ્રથમથી ઉત્પન્ન થઇ છે તે કઇ પેરે !

સુતપા—વૃક્ષ કે વેલની ડાળને જેમ કયાંતો ફળ હોય કે, કયાંતો ફુલ હોય, કે કયાંતો છેવટે પાંદડાં હોય, તેમ જેને મનુષ્ય અવતાર પ્રાપ્ત થયો હોય છે તેનાં અંતઃકરણની ડાળીએ ભગવાનનાં અસ્તિત્વનાં ફળ ફુલ કે છેવટે પાંદડાં વળગેલાંજ હોય છે. માટે, જેમ ફળ, ફુલ કે પાંદડાં વિનાની વૃક્ષ કે વેલની ડાળ નહી, તેમ પ્રભુ મહિમારૂપી ફળ ફુલ કે પાંદડાં વિનાનો મનુષ્ય અવતાર નહી. અને મનુષ્ય અવતાર એનો અર્થજ એ કે મનુષ્ય અવતાર દેનાર તથા વિશ્વ-નિયંતાનું જ્ઞાન અને તે પ્રતિ શ્રદ્ધા એવો અવતાર.

દેવરક્ષિતા—આ રીતે જો મનુષ્ય ભગવાનને ઓળખે છે તો ભગવાનને ઓળખવા મનુષ્યને શાસ્ત્રોનો અભ્યાસ શા માટે કરવો પડે અને ઉગ્ર વ્રત અને એવા દોહેલા પંથો તે કાજે શા માટે લેવા પડે ?

સુતપા—પ્રભુ માટેના કષ્ટ ભરેલા પંથોથી પ્રભુનો સાક્ષાત્કાર થાય છે અને તે વિના માત્ર તેનું જ્ઞાનજ થાય છે જેથી જ્ઞાન રૂપેજ તેને ઓળખી શકીએ, અને દિવ્ય ચક્ષુથી તેને જોઇ શકાએ નહી.

દેવરક્ષિતા—ત્યારે હવે હું એમ પુછુંછું કે પરમાત્માનું જ્ઞાન મનુષ્યને એની મેળે અંતરમાં થાયછે તે છતાં કેટલાંક મનુષ્યો એવું કથન કેમ કરે છે કે પરમાત્મા છેજ નહી ?

સુતપા—એવું કથન કરનાર જગતમાં કોઇ છેજ નહી. અને જે એવું કથન કરે છે તે ઘડીભરનું, અને તે માયાની જાળથી થએલાં અંધારાને લીધે, કે આ અવનિ ઉપરનાં કાંઇ આધિપત્યના અહંકારને લીધે, કે કાંઇ ગર્વનાં ગાંડપણને લીધે. પણ એવાં મનુષ્યોનું જે પળે માયાનું જાળુ ખસી ગએલું હોય છે, કે અહંકાર હેઠે આવ્યો હોય છે કે ગાંડપણ ટળ્યું હોય છે તે વખત એમની શાંતપળે આપણે નિહાળીશું તો જોઇશું કે ઉરમાં પ્રભુનું સ્મરણ, રટણ, સેવન અને વંદન તેઓ કરી રહ્યાં હોય છે.

દેવરક્ષિતા—પણ, આ રીતે દિવ્ય જ્ઞાનનાં કીર્ણો શાંતપળે પ્રકાશિત થાય છે તો એ કીર્ણો હૃદયમાં સ્થાપિત સદા માટે કેમ નથી થતાં અને ભગવાન પ્રતિ અશ્રદ્ધા પાછી કેમ ઉત્પન્ન થાય છે અને અમે ભગવાનને ઓળખતાં નથી એવું મનુષ્ય કેમ લવેછે?

સુતપા—તેનું કારણ એ છે કે દાનવ શકિતઓ તેને ખોટે માર્ગે દોરે છે. જેમ દૈવિ ઇશ્વરી શક્તિઓ મનુષ્યને આત્માનાં કલ્યાણના માર્ગે તેમજ પ્રભુનાં ચરણકમળીના સેવનના પંથે દોરવા પ્રયત્ન કરે છે, તેમ દાનવ શકિતઓ મનુષ્યના મનમાં એવાં કંટકો લાવીને વાવે છે કે મનુષ્યની ભગવાન પ્રતિની પ્રથમની શ્રદ્ધા અને પ્રીતી ડગી જાય છે. આ રીતે ભગવાનનાં ચરણકમળનો માર્ગ જે અતિ રમણીય અને સુગમ છે તે મનુષ્યને મહા સંકટ ભરેલો અને દોહેલો થઇ પડે છે. માટે કોઈ પણ મનુષ્ય જો ધર્મના પંથે પડતાં તે માંહે આ દાનવ શકિતઓએ લાવી મુકેલાં વિઘ્નોથી પાછો ન હઠવા દ્રઢ સંકલ્પ કરે તોજ તે માર્ગે ચડવું હિતકારી છે. (નોકર આવે છે).

નોકર—જયદ્રથ રાજા આવ્યા છે અને આંહી આવવા માગે છે.

સુતપા—ભલે મોકલ. (નોકર જાય છે.)

શ્રીદેવા—(સુતપાને) તમે એ દુષ્ટ જયદ્રથને આપણાં દ્વારથી હાંકી કહાડો. એ આપણો વૈરી છે, અને વૈરીનો તો સંહાર પણ શાસ્ત્ર પ્રમાણે ઉચિત છે, પણ આપણે એનો સંહાર નથી કરવો પણ આપણી સમક્ષ કદી નહી આવે એવું તો કરવુંજ જોઇએ. [જયદ્રથ આવે છે]

જયદ્રથ—[સુતપાને] વડીલ બંધુ સુતપા! (શ્રીદેવાને) માતુશ્રી શ્રીદેવા! મારૂં આવવું શું કારણને લીધે છે તે જો સત્ય પારખો તો મારી રાજ્યસત્તા આપી દેવું.

શ્રીદેવા—જયદ્રથ! આછાં તમારાં પાખંડ ચલાવી કાંઇ ધુતવા કે પીડવા આવ્યા છો ખરા!

સુતપા—આવવાનું પ્રયોજન જે સત્ય હોય તે ઝટ કહો.

**શ્રીદેવા**—હાય! હાય! જયદથ જ્યારે સત્ય સત્વર કહેશે ત્યારે તો કાકા કરતો કાગ પોપટની મધુરી વાણી ઉચરતો થશે, અને શીઆળવાં જે રાત્રે છુપીથી આવી ગોળના ઘડા ઉંધા વાળનાર તે તેમ ન કરતાં ધોળે દિવસે ડહાપણ અને નીતિની વાતો આપણી આગળ કરવા આપણી પાસે આવશે અને બેસશે. જયદથ! તમે કેવા મતિહીન છો! જે માતા બાળને નિજ સ્તનનું દુધ પાઇને ઉછેરે છે તે માતા જો બાળને એક વખત છેતરવાની વાત કરે છે તો તે બાળ તેને માતા તરીકે વિસરી જઈ તેણીના ઉપર ભરોસો નથી રાખતું, ત્યારે તમે જે હમેશના શત્રુ અને પ્રત્યક્ષ પાખંડી તેના શબ્દો ઉપર તો કોણ ભરોસો રાખશે તેનો તમેજ વિચાર કરો. દાટી દેનાર કુવા અને ખાઇને જાણ્યા પછી તેની સપાટીને નિષ્કંટક ભૂમિ લેખી કોઇ તે માંહે પગ મુકવા જશે? કરેણાનાં ફુલે ગુલાબ પુષ્પનો લાલ રંગ ધર્યો તેથી કરેણાનાં ફુલ શું કોઇ નાસિકાએ ધરશે?

**જયદથ**—શ્રીદેવા! તમે બોલી રહ્યાં? આ બોલવાથી પાછળથી પસ્તાવો ન થાય તે જોજો.

**શ્રીદેવા**— (વ્યાકુળ બની જઈ) તમે શું એમ ધારો છો કે તમે મને હજુ પીડી શકશો? જા. જા. ભુંડા એમ કાંઇ મનમાં હરખાઇશ નહી. ગોધાને ચોમાસાનાં ચાર દિન ઘાંસ મળી તે સદા રહેવાની કે અને ગોધાનું ગોજારાપણું સદા રહેવાનું કે? હાથી હાંકવા બે બદામનો અધમ માવધ અંબાડી ઉપર ચડયો તે બે ઘડી માટેજ અને પછી પાછો નીચે આવી ઘાંસ છાંણુ ઉપાડવાનો કે નહી? મૂર્ખા! મોરની કળા કરતાં તો વધુ મનહર તારાં પાખંડ નથીને? તે છતાં મોર થોડીકવારની પોતાની કળા પછી લજવાઇ મરે છે અને અશ્રુધારા રેલે છે. ચંદ્રીમાની ચાંદની કરતાં વધુ આનંદજનક તારાં પાખંડ નહીને? તે છતાં ચંદ્રીમા પોતાને ઉરે દોષના જે કાળા ડાઘ છે તેથી લજ્જા પામી ભૂમિ ઉપર નિત્ય આખી રાત ન રહેતાં કોઇ કોઇ વખત થોડો વખતજ દર્શન દેછે. ત્યારે તારાં પાખંડમાંજ એવું શું પરાક્રમ છે અને શી પ્રીયતા સમાયલી છે કે તેના દોષોથી લજ્જા ન પામતાં તેમાં મગ્ન રહે છે?

**જયદથ**—બોલી રહ્યાં કે હજુ કાંઇ બોલવું છે? વ્યાધિગ્રસ્ત મનુષ્ય વૈદનાં ઘર જાય, ક્ષુધાથી પીડીત શ્વાન શાહુકારનાં દ્વારે સંચરે, તેમ પ્રયોજન કાજે મારે તમારા દ્વાર આવવું થયું છે. શ્રીદેવા! કડવાં વૃક્ષ સદા કડવાં ફળ આપવાનાં એ સત્ય છે; સાગરનાં જળ ખારાં તે સદા ખારાંજ રહેવાનાં એ સત્ય છે, પણ દુષ્ટ મનુષ્ય તે સદા દુષ્ટ રહેવાનો એ અસત્ય છે. મેં મારી દુષ્ટતા તજી છે એ મારૂં વચન સત્ય માનજો. દુષ્ટતામાં મેં ઝાઝો સાર જોયો નથી.

સુતપા—દુષ્ટતામાં સાર શું છે તે મને સમજ પડતી નથી. મનુષ્ય આંખ ખોલી જોશે તો તુરત જણાશે કે દશ દિશાએ પળમાં અનેક વસ્તુઓનો સૃષ્ટિમાં વિનાશ થાય છે. તેમ આપણો પણ કોઈક પળનો અણચિંત્યો વિનાશ થવાનોજ અને આ રીતે આપણો વિનાશ થવાનોજ છે તો દુષ્ટતા આચરી આપણે આપણા વિનાશ સમયે શું આપણી સાથે લઈ જનાર છીએ? જુવો, ઘર અને કુટુંબની અંદર જોઇશું તો આપણા સ્નેહીઓ, સગાંઓ કોઈ આજે મરે છે તો કોઈ કાલે, એમ મૃત્યુ એક પછી એકને ઘસડી જાય છે; શેરીમાં જોઈશું તો આજે કોઇ શ્રીમંત શાહુકાર મૃત્યુ પામ્યા છે, તો કોઇનાં ઘર બાર ગાડાં ખેંચે એવા બળવાન બળદ પળમાં મૃત્યુ વશ થઈ પડયા છે; તો વળી કોઈનાં મેડી માળીઆમાં લહાય લાગી તે સર્વ બળી પળમાં ભસ્મ થઈ ગયાં છે કે કાંઇ ગેબી રીતે પડી જઈ નાશ પામ્યાં છે; વળી કોઇ મનુષ્ય રસ્તે જતાં વાહન કે પશુની હડફેટમાં આવી ઘાએલ થઇ મૃત્યુ પામ્યાં છે, તો કોઈ સપાટ રસ્તા ઉપર ઠોકર ખાઇ લાશ થઈ પડયાં છે; વળી શહેર છોડી બહાર જશો તો કોઈ સ્થળે પ્રથમના મહેલો અને કિલ્લા ખંડેર થઇ કાળા કાગ અને નાગના વાસ થઈ પડયા છે, વળી તેથી આગળ વન વગડે જશો તો જોશો કે વનમાં પણ વૃક્ષો પ્રભુના કોપની વિજળી પડવાથી નાશ પામી કકડા કે રાખ થઇ રહ્યાં છે, અને વળી મહાન ગીરીઓ નિહાળશો તો જોશો કે તેમનાં મહત્વનાં શિખરો તેમની ટોચેથી ગબડી ભૂમિ ભેગાં થયાં છે. આ પ્રમાણે ઘરમાં શું, કે શેરીમાં શું, કે શહેરમાં શું, કે શહેર બહાર શું, કે વન વગડે શું, સર્વત્ર નાશ અને લય છે. તે છતાં મનુષ્ય જે તણખલાં સરખું છે તે એમ સમજે છે કે, હું અમરપટો લખાવીને આવ્યો છું, અને અવિનાશી છું અને મારૂંજ ધાર્યું થશે, અને દુષ્ટતાથી મારા મનના મનોરથ પુરણ કરવા ધારીશ તો તેમ કરી શકીશ. જયદ્રથ! તમે પોતેજ જુવો કે આવું ધારવામાં મનુષ્ય ભૂલ કરે છે કે નહી?

જયદ્રથ—મુનિરાજ! હવે કૃપા કરી વધુ ના બોલો. તમારાં વચનો મારે કાળજે વાગી મને વીંધી નાખે છે. તમે કહો છો તેમ સર્વત્ર વિનાશ છે તે છતાં હું તો પોતાને અવિનાશીજ ગણુતો હતો અને તેથીજ મનના મનોરથો પુરા કરવા દુષ્ટતા આચરતો હતો. પણ હવે ખરો સાર સમજ્યો.

**સુતપા**—ભાઇ! હવે પણ ખરો સાર સમજ્યા એટલે બસ છે. એતો કોઇ વહેલું સમજે તો કોઇ મોડું.

**જયદ્રથ**—મુનિરાજ! મેં તમારા પ્રતિ જે અપરાધ કર્યાં છે તે ક્ષમા કરજો. તમને તો કદાચ ભ્રાંતિ પણ નહી હશે કે જે વારાંગના તમારી પ્રીતનુ દાન માગતી હતી તેને મેં મોકલી હતી અને તેનું કારણ એ હતું કે તમને તેણીની મોહજાળમાં ફસાવી તેણીના ખોટા પ્રેમના વિનાશને માર્ગે તમને ચડાવી તમારો વિનાશ કરવો. બહેન શ્રીદેવા! તમને તો મેં જે દુખ દીધાં છે તે તમે તો જાણો છો અને સમજો છો, પણ હવે સર્વ વિસારી દેજો એટલુંજ કહી હું જવાની રજા લેવું છું.

**શ્રીદેવા**—ભાઇ! તમે તમારા વિચાર બદલ્યા એ જોઇ ઘણી ખુશી છું. અને મારાથી પણ તમારા પ્રતિ જે હલકાં વચનો ઉચરાયાં છે તેની તમે મને પણ ક્ષમા કરજો.

(નોકર આવે છે).

**નોકર**—(સુતપાને ચીઠી આપતાં) આ પત્ર ભાનુમાન મહારાજાએ મોકલ્યો છે.

**શ્રીદેવા**—(સુતપાને) વાંચોને, જુવોને. સત્કર્મા ભાઇનાં લગ્ન કાંઇ ઝટ નિર્ધાર્યાં હોય તો સારૂં.

**સુતપા**—(વાંચે છે) પરમપ્રીય મુનિરાજ ભાઇ સુતપા. મારાં માતાના ભાઇ એટલે મારા મામા મૃત્યુ પામ્યા છે તેથી લોકાચાર અનુસાર ૭ માસ સત્કર્મા ભાઇનાં લગ્ન બંધ રાખવાં પડશે તે સહેજ જાણવા સારૂ લખું છું.

**શ્રીદેવા**—(બાજુ) અરે હું કેવી હીણભાગી! સત્કર્માનાં લગ્ન ૭ માસ બંધ રહે છે તો મારાં પણ બંધ રહેશે કેમકે સુતપા પોતાનાં લગ્ન સત્કર્માનાં લગ્ન પહેલાં કાંઇ કરે તેવા નથી. અને હું હીણભાગી હજી ૭ માસ દુખી રહીશ.

**સુતપા**—(નોકરને) પત્ર લાવનારને ઉભો રાખ, હું આવું છું (નોકર જાયછે). (શ્રીદેવાને) સત્કર્મા ભાઇને ચાર દિવસનો વિલંબ લગ્ન માટે મહા થઇ પડયો હતો તો આ ૭ મહિનાનો વિલંબ સાંભળી કેમ સહન કરશે?

**શ્રીદેવા**—લગ્નમાં વિઘ્ન એ જગની કહેણી છે તે જાણે ખરીજછે!

**સુતપા**—જે કાંઇ થાયછે તે ઇશ્વરનું ધારેલું થાયછે, આપણે મનુષ્ય ઇશ્વરની ગતિ કોઇ પેરે સમજી શકનાર નથી. ચાલો ભાનુમાનને યોગ્ય જવાબ લખી મોકલીએ કે ૭ માસ લગ્ન બંધ રહેશે તેમાં તમે કાંઇ મુંઝાશો નહી.

**શ્રીદેવા**—ચાલો. (બેઉ જાયછે.)

## અંક ૩. પ્રવેશ ૧૨.

**કાળીદાસ**—( હાથીભાઇ તથા વેલજીને રૂદનના સ્વરે ) વેલજી ! હવે હું મરી ઝવું છું ! હાથીભાઇ ! અને (હવે) મારી આશા ઘડીપળની. મારાથી આ ખાધો નહે વેઠાતી.

**વેલજી**—( દીલાસા દેવાના સ્વરે ) બાપા ! જરી ધીમા પાડો ! બાપા ! ભગવાનના લેખે જરી ધીમા પડો. તમે કદી સમજશો નહી કે તમારી રાતી બદામ પણ ખોટી થવાની છે. તમારાં સોનાં રૂપાં ભગવાન તમને પાછાં લાવીજ આપશે અને જે અકર્મી માટીનાં ઢેફાં અને પથ્થરા મેલી ગયો છે એનાં ઘર સદા માટીનાં ઢેફાંજ રહેવાનાં અને તેનાથી એજ સદા માથાં કુટતો થવાનો.

**હાથીભાઇ**-( કાળીદાસને દીલાસો દેવાના સ્વરે ) બાપા ! મને આટલાં ત્રીસ વર્ષ થયાં પણ આવી વાત મેં આંખે જોઇ તો શું પણ કાને સાંભળી પણ નથી કે રૂપીઆ આલવાનું કહી માટીનાં ગચીઆં મુકી જાય !

**વેલજી**—હાથીભાઇ ! બાપાને તો એમનો માલ ઇશ્વર છે તો કાલ સવારે પાછો આવી મળશે, પણ આ તો આપણા કપાળમાં કાળી ટીલી લખી હશે તેથી આપણે વગર કારણના દુખી થયા. આપણે બાપાનાં ( કાળીદાસનાં ) ઘર ભરવા ગયા તો તેમાંથી થયું આવું. ( કાળીદાસને ) બાપા ! અમારી મહા ખોટી દશા બેઠી છે. શું કરીએ ! અમને કાંઈ ખબર હતી કે ભગવાન અમને આ રીતે દંડશે ?

**હાથીભાઈ**-પણ, બાપા! તમને મારાં ગળાંના સોગન્દ છે જો સાચું ના કહો તો. તમને મારા ઉપર અને વેલજી ઉપર ક્રોધ તો મનમાં ચઢતો હશે કે અમારી શીખામણે ચાલ્યા તો તમારા જીવને આટલી મુંઝામણ થઇ ! બાપા ! ખરૂંજ બોલજો.

**હાથીભાઇ**—વેલજીભાઇ ! તમે એવા વિચાર ભલે લઈ જાવો, પણ હુંતો ત્રાંબાનાં પતરાં ઉપર કહો તો તમને લખી આપું કે બાપા આપણા ઉપર ક્રોધે ભરાય એવા છેજ નહી. ( કાળીદાસને ) બાપા ! આ વેલજી કહે છે તેમ તમે શું અમારા માટે કાંઈ ખોટો વિચાર લઇ જાવો છો ?

**કાળીદાસ**—અરે ! ભાઇશાએબ ! અમે ( હવે ) મારે શો વચાર લઇ ઝવો છે ? મારા વચારની વાત મેલો પડતી અને હરકારમાં અરઝી નોંધાવવાની વાત કાઢો કે હરકારના હપઇ છુટે અને ગઠીઆને પકડી લાવે.

**વેલજી**—બાપા ! સરકારમાં હમણા અરજી નોંધાવવાની જરૂર નથી. હું ઉત્તર દિશામાં શોધમાં જાવું છું તે પરમ દિવસે આવીશ. ( હાથીભાઇને ) હાથીભાઈ ! તમે દક્ષિણ દિશામાં શોધ માટે જાવો અને તમે પણ પરમ દિવસ સાંઢજના જરૂર

પાછા વળજો. ( કાળીદાસને ) અમે બેઉ કાંઇ પત્તો ગઠીઆતો લાવીએ તો પછી સરકારમાં જવાની જરૂર નહી માટે પરમ દિવસની સાંહજ સુધી થોભી જાવ.

**કાળીદાસ**—( ઠગને શોધવા જવાનાં બહાને હાથીભાઈ અને વેલજી ઘર મુકી નાસી જવાના છે તે ન સમજી ) તમે બેઉ ઢુંડવા નેકળી પડો તો તો બેશજ તો. હરકારના શપાઇને પછી શું રોવા છે! હરકારના શપઇથી તો ભગવાન આધાજ રાશે.

**હાથીભાઇ**—અરે! બાપા! અમે ઢુંડવા જયા વગર બેસી રહીશું એવું તમે ધારતા હતા? ઠગને આ પકડી લાવ્યા જાણજો. માત્ર ઘર મુકીને જઇએ એટલી વાર છે. ( વેલજીને ) આપણો સામાન તૈઆર આપણે રાખ્યો છે માટે ચાલોને લઇને આ ઘડી નીકળી પડીએ. ( બેઉ જાય છે ).

**કાળીદાસ**—(સ્વગત) આ બાપડા કહે છે ઇમ મારૂં હારૂં કરવા જયા તીમાં મારાં કરમ અને ઇમનાં કરમ આઈ નડયાં! ઇમના પેટમાં પાપ હોત તો વળી ગઠીઆને ઢુંડવા દુર દેશે નેકળી પડવા તીઆર થાત ખરા! (જીભાઇ આવેછે).

**જીભાઇ**—( કાળીદાસને મોટા સ્વરે ) શાએબ! આંહી છો કે!

**કાળીદાસ**—હા, હા, અમે (હવે) આંહી છું, પણ તીમાં આટલા ઘાંટાં આઝ શીદને કાઢે છે? મારાં મન હોળી થઈ રહી છે અને તારાં મન દીવાળી થઇ રહી હશે ચ્યમ?

**જીભાઈ**—અરે! શાએબ! મીતો તમને ઘાંટા ઇમ કાઢયા કે મારાં વાહમાં બે ભાઇઓ ( રાજ્યના છુપાવેશમાં સીપાઇઓ) રહે છે ઇમની આગળ હું રાતે હોકો ભરીને બેઠો હતો તે ઘડી મી વાત કાઢી કે મારા શેઠના તહીં તો આમની વાત આમ થઇ છે, તાંણે ઇ કહે કે શેઠ અમને પોંચ દહ રૂપીઆ અનામ આલે તો ગઠીઆને ઢુંડી કાઢીએ. માટે હું ઇમને લાયો છું અને તમને પાલવે તો ઇમને ઢુંડવા મોકલો.

**કાળીદાસ**—તું એ ખરો અને ઇએ ખરા! આટલા રૂપીઆ મારા જયા તે હજુ થોડા જયા હશે ચ્યમ કે વળી પોંચ દહના ખાડામાં ઉતારવા તીઆર થીયો છે? ( સીપાઇઓને ) ભાઇ મારા કને તો કોંઇ અમે ( હવે) પોંચ દહ રૂપીઆ છે પણ નહી અને મારે ખોળ કરવા તમને મોકલવા પણ નહે. મારાં ઘરના ભાડવત બાપડા પાઇ પણ લીધા વના ખોળ કાઢવા નેકલી પડે છે. પટારી લેવા જયા છે તે આવતા હશે.

**૧ સીપાઈ**—( ૨ સીપાઇને બાજુ ) આ કાળીદાસ તો બમારજ છે. ( કાળીદાસને ) પણ, શેઠ તમારા ભાડવત એવા પરોપકારી કોણ છે ?

**કાળીદાસ**—કુણ છે તો મોનવી છે. વેલજીભાઇ અને હાથીભાઇ.

**૨ સીપાઇ**—(૧ સીપાઇને બાજુ) નામતો બરાબર મળ્યાં છે. (કાળીદાસને) નામથી તો અમે કયાંથી એમને ઓળખીએ ! પણ અમારૂં કહેવું છે કે હાથીભાઇ અને વેલજીભાઇને થોભાવો અને અમે શોધવા જઇએ છીએ.

**કાળીદાસ**—તમે તો મી કીધું ઇમ મને ખાડામહીંજ પડવાનો રહતો દેખાડો છો ! બાપડા વેલજીભાઇ અને હાથીભાઇ પાઇ લીધા વના કામ કરવાને નેકળ્યા છે તીને થોભાઇ દ્દવું અને તમને પઇશા આલીને મોકલું ! તમે એવું ખોટું બોલો છો ઇનો વચાર પોતાને નહે પડતો ? (હાથીભાઇ તથા વેલજી નાસી જવા સામાન લઇ આછેવે).

**૧ સીપાઇ**-(૨ સીપાઇને બાજુ) આતો બે ઠગની બાતમી મળી છે તેજ હશે. એક ઉંચો, રંગે કાળો, બાડી આંખોવાળો હતો તે આ પેલો (વેલજી) હશે, અને બીજો જાડો, રંગે ધોળો અને નાની આંખોવાળો તે પેલો (હાથીભાઇ) હશે.

**૨ સીપાઈ**—(૧ સીપાઇને) આજ ઠગો છે. હવે ચાલાકીથી રહેવું.

**વેલજી**—(હાથીભાઇને બાજુ) હાથીભાઇ ! ભગવાન પાંચ પચા ગાઉ આપણી લાજ રાખે તો પછી તો કાંઇ ઝાઝો ભો નહી. (કાળીદાસને ) બાપા ! અમે જઇએ છીએ. જ્યાં હઇશું ત્યાંથી પરમ દિવસ સાંહજરે પાછા આવીશું.

**૧ સીપાઇ**—(વેલજીને) ભાઇ ! અમે પણ તમારા સાથે શેઠને ઠગી જનારની શોધમાં આવીએ છીએ.

**વેલજી**—તમે કોણ છો ?

**૧ સીપાઈ**— અરે ! ભાઈ ! કોણનું શું પુછોછો ? જેવા તમે છો એવા અમે છીએ.

**હાથીભાઇ**—જુવો, તમારે અમારી સાથે આવવું હોય તો અમારી ના નથી, પણ તમારે પ્રથમ તમારાં નામ નીશાન અમને જણાવવાં પડશે કેમકે અજાણ્યા માણસ સાથે સંગ કરતાં સર્વ કોઇ વિચાર કરેજ. કાંઇ ખોટું લગાડશો નહી પણ સમા પ્રમાણે સાવધાન રહેવું પડે.

**૨ સીપાઇ**—અરે ! ભાઇ ! તમે લગીરે ના ગભરાવો, જુવો, જરા પેટીમાં જગ્યા હોય તો આટલા પચા રૂપીઆ મેલી લ્યો.

**હાથીભાઇ**—હા. લાવો. (રૂપીઆ લેછે). ( પેટી ખોલતાં, બાજુ વેલજીને ) આતો ઘર બેઠાં આપણને આલી ગયો છે ! આ બેઉ પણ કાળીદાસ જેવાજ છે. (જેવો પેટી ખોલે છે કે સીપાઇઓ હાથના ઝપાટા મારી પેટી ઉંધી વાળી નાખે છે તો કાળીદાસની જણસો તે માંહેથી નીકળી પડે છે ). ( હાથીભાઇ ગભરાઇ જઇ વ્યાકુળ સ્વરે) અરે ! આ શું કરો છો ? કાંઇ વિચાર છે કે નહી ?

કાળીદાસ—( પોતાની જણુસો પેટીમાંથી નીકળી પડેલી જોઇને ) અરે આતો ! મારી જણુસો ! ( લેવા દોડે છે. પેલા સીપાઇઓ એ જણુસો લેતાં એગને અટકાવે છે).

૧ સીપાઈ—( હાથીભાઇ તથા વેલજીને ) અમે રાજ્યના સીપાઇઓ છીએ અને તમને પકડીએ છીએ. ( ૨ સીપાઇને ) રસ્તે જતાં પાંચ લોકને બોલાવી લાવો. પંચ ભેગી કરી પંચાતનામુ કરાવીએ. ( ૨ સીપાઇ જાય છે ) ( કાળીદાસને ) કાળીદાસ શેઠ ! આ હાથીભાઇ અને વેલજી એ બે ઠગેજ તમને હેરાન કર્યા છે.

કાળીદાસ—ઇમઝ. ઇમઝ ( બાજુ ) હાથીઆ ! વેલીઆ ! તમારૂં ! હત્યાનાશ ઝાએ, મારા હાલાઓ મનેજ મારી નાશવા બેઠા હતા !

૨ સીપાઈ—( વેલજી તથા હાથીભાઇને ) તમારા હાથે આ જણુસો હતી તેમ પાછી પેટીમાં મુકો. ઝટ કરો. ( કાળીદાસને ) રાજ્ય તરફથી એવી ખબર મળી હતી કે એક ઠગ એક શાહુકારના રૂપીઆ લઇ નાઠો છે અને બીજો ઠગ એના બાપની ત્રીજોરી ફાડીને નાઠો છે. તેનો પત્તો અમને ના લાગ્યો. છેવટે છીભાઇ કાશે જરા વાતે બેઠા અને રૂપીઆની કોથળીઓમાં માટીનાં ગચીઆં મુકી જનારની વાત અમે સાંભળી એટલે તરત અમને વહેમ ગયો કે એ ગઠીઓ તે આ જે ગઠીઆઓની ખોળ કરીએ છીએ તે હશેજ, અને તે માટે આંહી આવ્યા તો ધારતા હતા તેમજ આ ગઠીઆ તેજ નીકળ્યા. ( હાથીભાઇ અને વેલજીએ જણુસો તથા બીજો સામાન પાછો પ્રથમની પેઠે પેટીમાં મુકી રહ્યા છે). (હાથીભાઇ તથા વેલજીને ) ચાલો, પેટી ઉપાડી હીંડો. ( કાળીદાસને ) શેઠ ! તમે પણ ચાલો.

કાળીદાસ—( જતાં જતાં ) ચાલો, શાએબ, ચાલો. મારો મગનીઓ છીઓ છે ઇની માં મને નત ( નિત્ય ) કહેતી કે આ ભાડવાત બેશ (સારા) નહે તાંણુ હું ઇને વઢતો કે તને હમઝ નહે, પણ આતો મગનીઆની માએ કીધું ઇમઝ હાચું પડ્યું. ( બધા જાય છે ).



## અંક ૩. પ્રવેશ ૧૩.

**મહારાજા**—આ લગ્ન મંડપમાં વિરાજી તેને દીપાવનાર દેશ વિદેશના મહાન રાજનો! અને પ્રજાજનો! મુનિવર સુતપાનાં બ્હેન શ્રીદેવા સાથનાં લગનના તેમજ મારી પુત્રી સતરૂપાનાં ભાઇ સત્કર્માના લગ્નના માંગળીક પ્રસંગે તમો સર્વે મારૂં આમંત્રણ માન્ય કરી પધાર્યા છો, તે માટેનો ઘટિત ઉપકાર મારે કયા શબ્દોમાં દર્શાવવો, તે મને સમજ પડતી નથી. માટે, ટુંકમાં એટલુંજ કહું છું કે તમો સર્વેનો હું આ પળે અત્યંત આભારી થએલો છું અને તમને જે શ્રમ આપ્યો છે તે માટે ક્ષમા યાચું છું. આ પ્રસંગે મને જે હર્ષ થાય છે તે અવર્ણીય છે અને તેનું પ્રથમ કારણ તો એ છે કે લગ્નનો પ્રસંગજ માનુષી અવતારમાં એક મહા મંગળ અને હર્ષજનક છે, કેમકે, લગ્ન એટલે બે આત્માઓનું પરસ્પર પ્રેમમાં જોડાવું, અને તે પ્રેમ શુદ્ધ હોય તો ભવોભવ પતિ પત્નિ એક એકના સંગમાં રહી સુખી રહેછે. આપણે આ સ્થળે એકઠાં થયાં છીએ તો હવે આપણે સર્વ આ પરણતાં જોડાંઓને આશીષ દઇએ કે પુરણ પ્રેમમાં નિર્વિઘ્ને સદા રહી ચીરકાળ સુખી રહો હવે, છેવટે હું એટલુંજ કહીશ કે હું પરમાત્માને યાચું છું, (સ્તવનના સ્વરે) કૃપાનિધિ તારી કૃપાની વૃષ્ટિ આ પળે આ પરણતાં જોડાંઓ ઉપર કરી એમને સદા સુખમાં સ્થાપજે. કેમકે જ્યાં તારી કૃપાની વૃષ્ટિ છે ત્યાંજ સુખછે. આ હર્ષના પ્રસંગે પ્રભુના મહિમાનું ગાન થવા દો. ( વારાંગનાઓ નૃત્ય સહિત )

**ગાયન ૩૬.**

કીરતાર કૃપાળ! દીન દયાળ! બાપ તું, અમે બાળ;
હેતે હીંડોળ, પ્રેમે પંપાળ, સ્નેહથી સંભાળ.
ગગનથી ગબડતાંને ડાળ,
સાગર જળે ડુબતાંને પાળ,
અનાથ હીણભાગીને અઢાળ.
ભદ્રા પામ્યો નર, પામ્યો જે આ ભેદ ભાળ.
સંતાશે સૂર્યથી શઠ શિઆળ,
વગડે વસશે વિક્રાળ વૈતાળ,
કાકાજ કરી જાણે કાગ કંગાળ,
ચિદઘનમાં ચોટાડયું નવ ચિત્ત, તે તો ચંડાળ.

(નોકર આવે છે),

**નોકર**—(મહારાજાને) કોઇ સાધુ આવ્યા છે તે આ સભામાં આવવા આજ્ઞા માંગે છે.

**સુતપા**—(નોકરને) કોણ! સાધુ! નક્કી મારા પુણ્યશાળી મહારાજા અધિરથજ હશે! (મહારાજાને) મહારાજાધિરાજ! મારા વડીલનાં એક ફેરાનાં દર્શન પામવાની અભિલાષા મારાં મન વસી રહી છે, અને ભગવાન સકળ અભિલાષાઓ પુરણ કરે છે, માટે મને ખાતરી છે કે આ સાધુ મારા પૂજ્ય વડીલ અધિરથ મહારાજાધિરાજજ છે.

**મહારાજા**—જો એમજ હોય તો એમને મારી આજ્ઞા પુછવાનું પ્રયોજનજ શું છે! આ મારાં રાજ્યપાટ એમનાંજ છે ત્યારે એમને આજ્ઞા કોણની પુછવાની રહી?

**સુતપા**—રાજાધિરાજ! જરા થોભો હું પોતેજ જઇને એ વિષેની ખાતરી કરી આવું. (જાયછે).

**મહારાજા**—(સર્વને) આ પ્રસંગે જો અધિરથ મહારાજા પોતે આવી પહોંચ્યા હોય તો તો સર્વનો હર્ષ નિઃસંદેહ માયો સમાયો રહેજ નહી.

**શ્રીદેવા**—મહારાજાધિરાજ! ખરે! સર્વને અત્યંત હર્ષ થશે પણ પુત્રી પિતાને ભેટશે એવો હર્ષ તો ખરે કોઇને નહીજ થશે. (અધિરથ સુતપા સહિત આવે છે).

**અધિરથ**—( આશીષ દેવાના ગંભીર સ્વરે ) સર્વને શ્રી રામચંદ્રજીની સહાયતા અને આશીષ. સર્વ ઉપર શ્રી પરમાત્માની કૃપાદ્રષ્ટિ.

**શ્રીદેવા**—( તેણીના તાત પાસે દોડી જઈ તેમનાં ગળે વળગી પડી ) તાતજી! તાતજી! નિજ તનુજાને ઓળખો છો ને? પિતાજી! પિતાજી! પુત્રીને પ્રેમથી પંપાળશો ને!

**અધિરથ**—( તેણીનાં માથે હાથ મુકી ) બેટા શ્રીદેવા! અખંડ સૌભાગ્ય તારૂં રહેજો.

**મહારાજા**—મહારાજાધિરાજ અધિરથ! પ્રથમ સિંહાસન ઉપર આવીને બેસો અને હું તમારી આજ્ઞામાં પાસે ઉભો રહીશ.

**અધિરથ**—મહારાજા! તમારી આજ્ઞા ઉઠાવનાર દાસ હું છું. સકળ માનવ અવતારની આજ્ઞા ઉઠાવવાનું વ્રત મારૂં છે. કહો, સિંહાસને હવેકેમ બેસું?

**જયદ્રથ**—ભગવાનના પ્રતાપી ભક્ત મહારાજાધિરાજ? યશસ્વી, પરાક્રમી મહારાજા! મારા અપરાધની ક્ષમા કરો. પાપના પંથથી અળગો થયો છું માટે હવે મને પ્રેમથી નિહાળો.

**અધિરથ**—ભાઈ જયદ્રથ! ભગવાને નિર્માણ કરેલી સુનીતિને પંથે તું ચડયો છે એ તારૂં કહેવું સાંભળી અત્યંત ખુશી છું. શ્રી રામચંદ્રજીને સદા યાદ કરજે તો તને સદા સહાયતા દેશે અને પાછો અનીતિના પંથે જવા નહી પામીશ.

હવે સર્વ મહાન રાજનોની આજ્ઞા હોય તો મારે આહીં ત્રણ કારણોને લીધે

આવવાનું થયું છે તે કહી સંભળાવું. અને પ્રથમ કહેવાનું એજ કે શ્રી રામચંદ્રજીનો મોકલેલો આવ્યો છું, અને એ ત્રણે કારણો પણ શ્રી રામચંદ્રજીના કહેલાં છે. પ્રથમ તો શ્રી રામચંદ્રજીને મન મારા વિષે એવો વિચાર આવ્યો કે મારી પુત્રીનાં લગ્ન પ્રસંગે હું મારી પુત્રી અને સુતપાને ભેટું તો સારૂં તેથી મને આજ્ઞા દીધી કે મારે બે દિવસ રાજ્યમાં પાછું જવું. બીજું તો એ કે સુતપાનાં ઉરમાં મને ભેટો કરવાની અભિલાષા જામી હતી તેની શ્રી રામચંદ્રજીને ખબર થઇ અને સુતપાની અભિલાષા પુરણ કરવા મને આંહી મોકલ્યો. અને ત્રીજું એ કે લગ્નના શુભ પ્રસંગે સર્વને શ્રી રામચંદ્રજીના બોધ વિષે બે બોલ કહું. પુત્રીને ભેટયો એટલે પહેલું કારણ મારૂં આંહી આવવાનું પુરૂં થયું; સુતપાને ભેટયો એટલે આંહી આવવાનું બીજું કારણ પુરૂં થયું; ત્રીજું કારણ કહેવાનું છે તે કહું છું.

**સાંભળો! શાસ્ત્રોમાં વર્ણવેલા આપણા ઈષ્ટ દેવ શ્રીરામચંદ્રજી તે આપણી આંખોથી નથી દેખાતા પણ તે જે ઘડીથી જન્મ પામ્યા તે દિવસથી અત્યાર સુધી એજરૂપે અસ્તિત્વમાં છે માટે એમનું અસ્તિત્વ સર્વ કોઇ માન્ય કરો. જ્યાં સુધી આર્ય ધર્મ પાળનાર એક પણ મનુષ્ય આ ધરતી ઉપર જીવતું હશે ત્યાં સુધી શ્રીરામચંદ્રજી આ ધરતી ઉપર અગોચર રહી આર્ય ધર્મ પાળનારનું સદા રક્ષણ કરશેજ અને નિજ બંધુઓનાં રક્ષણનાં કાર્યમાં એ સદા રોકાએલા રહેશે. માટે, બંધુઓ! જેને આત્મોન્નાત કરવી હોય કે સંસારના સુખનો લાહાવો લેવો હોય તે શ્રીરામચંદ્રજીનું સ્મરણ હર પળે કરી એમને આરાધો, અને શુદ્ધ ભાવનાથી સેવો. આર્ય લોકનું શીર છત્ર શ્રીરામચંદ્રજી એમનું ઘડીભર પણ વિસ્મરણ ના કરો. તમારૂં ધાર્યું નહી થશે, શ્રીરામચંદ્રજીનું ધાર્યું થશે; શ્રીરામચંદ્રજી તમારી સઘળી આશા પુરણ કરશે, તમારાં દુખડાં ટાળશે. બોલો શ્રીરામચંદ્રજીનો જય. બોલો શ્રીપરમાત્માનો જય. જય! જય!**

## (વાનપ્રસ્થ નાટક સમાપ્ત.)

**શ્રી પરમાત્માની સહાયતા.**